આ અંકનો ધ્યાન

# ગુજરાત

ચૈત્ર ૧૯૮૦ થી ભાદ્રપદ ૧૯૮૦ સુધીના

## પુસ્તક પાંચમાની અનુક્રમણિકા


તંત્રી

સાહિત્યસંસદના મંત્રી

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી એ એલએલ બી એડવોકેટ



પ્રકાશક

ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ

૫૩, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ

ઓફીસ:

"ગુજરાત" કાર્યાલય,

૨૨ બેલ્હાઉસ લેન, મેડોઝ સ્ટ્રીટ,

કોટ, મુંબાઈ નં ૧




પુસ્તક ૫] ચૈત્ર ૧૯૮૦ [અંક ૧

**ગુજરાતે** સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઉંડી વ્યાવહારિકતા ને ઉંચી અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે, ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હામ છે

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે એમાં રસિકતા છે ને સંસ્કારવૃત્તિ છે કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે ધર્માંધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પરમેશ્વર રૂપ રહેવાનું ડહાપણ છે નચાવવા કલ્પનાઓ છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરેઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે

લાટ-સૌરાષ્ટ્ર-આનર્ત બધા મળી ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે અને જેમ અશ્મયુગની અજ્ઞાનતા પછીથી આમાં પરભાવ છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાખી રૂપે કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજય ધ્વજ લઇ ઉભી છે અને આર્યત્વના સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા, સ્વમાન ને સ્વાશ્રય શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા તપ શક્તિ ને સંયમ, પિતૃભક્તિ ને એકપત્નીવ્રત રાજ્યપ્રજાની સર્વાંગસેવા અને પ્રેમ નિર્મળ ને નિરંકુશ—આ પુરાણાં નવ-આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે

—ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ માંથી



ચુંબન ] "તે કોણ છે તે જાણ્યું છે? આ પેલો જોયો?" [ ચૈત્ર ૧૯૮૦

—રવિશંકર —પૃષ્ઠ ૭૬

# સનાતન જયોત

રચનારઃ
રા. રસભિક્ષુ

ભુલી કેમ ભુલાય પ્રિયે! જ અરે!
તવ મૂર્તિ મનોહર જાદુભરી;
મનમોહક શાશ્વત શાંતિભરી,
સુખકર દુઃખહર માધુર્યભરી.

જગના બહુ તાપ અનેક સહી,
ધરવી મન આશ સનાતન શી?
નહીં અન્ય સખિ! તવ દર્શનબીન,
પ્રગટે કયમ અન્ય નીરોજ પ્રીતિ?

સખિ! સ્વપ્ન સમું જગ છે જ ખરે,
પણ દિવ્ય તેજભરી પ્રીત ખરી;
જગમાં હસવું રડવું જ સખ્યું,
કદી હોત ન પ્રીત. જીવન પછી શું!

સખિ! પ્રણયની ગાંઠ અમોલ ખરે,
છુટી એ ન છુટે વિધિએ સરજી;
વધતી જ સદા ઘટતી ન કદી,
પ્રતિદિન પ્રિયે! અતિમિષ્ટ થતી.



# વિચિત્ર ચોર!



લેખક

રા. "લક્ષ્મીકાંત"



ચિત્રકાર

રા. સુંદરરાવ ગોરક્ષકર

૧

ડૉક્ટરો કહે છે કે માણસની એક ઇન્દ્રિયની શક્તિ નાશ પામે ત્યારે બીજી એકાદ ઇન્દ્રિયની શક્તિ વધારે તીવ્ર થાય છે અને ખામી પુરી આપે છે વસંતરાયની આંખે પાટો એવો સખત બાંધ્યો હતો કે પાસે પડેલી વસ્તુ પણ જોઇ ન શકાય આ સ્થિતિમા તેમના કાન વધારે તીવ્ર બનવા જોઇએ છતા એમના સુવાના ઓરડાનુ બારણું ખુલ્યુ તેની એમને ખબર ન પડી અંદર આવનાર માણસ જ્યારે બોલ્યો ત્યારેજ એમણે જાણ્યુ કે ઓરડામા તે એકલા નથી

વસંતરાય જ્યારે વકીલાત કરતા ત્યારે આખા સુરત જીલ્લામા તેમનો કોઇ સમોવડીઓ નહોતો પરન્તુ આંખોની બીમારીને લીધે લગભગ એક વર્ષ થયા તેમને એ ધંધામાથી નિવૃત્ત થવુ પડ્યુ હતું હમણા તેમનુ વય પચાસ વર્ષનું હતુ બાહોશ ધારાશાસ્ત્રી હોવા ઉપરાન્ત તે એક સારા લેખક પણ હતા. જ્યારે વકીલાત કરતા ત્યારેજ બેત્રણ સુંદર નવલકથાઓ તેમણે લખી હતી પરન્તુ નિવૃત્ત થયા પછી તેમણે લખેલી 'અધોગતિના માર્ગે' નામની નવલકથા ટુંક સમયમા પણ ગુજરાતના વાચકવર્ગમા સારો આદર મેળવી શકી હતી પહેલી આવૃત્તિ તો લગભગ ખલાસ થવા આવી હતી

વકીલાતમા વસંતરાયે સારી કમાણી કરી હતી–લોકો કહેતા કે એમની પાસે લગભગ લાખેક રુપીઆનો જીવ છે ઉપરાંત શહેરમા એક સુંદર મકાન અને લાઇંસમા એક નાનકડો બંગલો તેમની પોતાની માલીકીના હતા

વસંતરાય વિચારે ચડ્યા: “શું એ ચીઠ્ઠી બનાવટી હશે? લલિતાની નહીં હોય? મારી આંખોની બીમારીનો શું કુંજે આમ ગેરલાભ લીધો? ના, ના. એમ કદી પણ ન બને. કુંજ મને કદી પણ છેતરે નહીં. એનું ચારિત્ર્ય શુદ્ધ છે. હું અમસ્થો શંકા કરું છું.”

પણ બીજીજ પળે શંકા તાજી થઇ. “અરેરે! કુંજ! આખરે તેં આજ રસ્તો લીધો? એને ફસાવનાર એ બદમાસ કોણ હશે?” વસંતરાય બબડ્યા.

એમનાં આંગળાં ચળવળી રહ્યાં હતાં—જાણે એ બદમાસની ડોકી મરડી નાંખવાની તૈયારી કરતા હોયની!

ચોરને તેમની આ સ્થિતિ અસહ્ય લાગી. તેણે કહેલી વાત ખોટી છે એમ મનાવવાનો તેણે ફરી પ્રયત્ન કર્યો, પરંતુ પરિણામ ધાર્યા કરતાં ઊલટુંજ આવ્યું. વસંતરાય વધારે ચીઢવાયા—તેમના કપાળ પર ગુસ્સાની કરચલીઓ વળી.

“જુઠું બોલવાનું માંડી વાળ. હું સમજી શકું છું. જુઠું બોલવાથી મારી વ્યથા ઊલટી વધશે, ઘટશે નહીં.”

થોડી વારે તે સ્વસ્થ થયા. અજાણ્યા માણસ આગળ પોતાના ઘરનો ભેદ ખુલે એ તેમને ઠીક ન લાગ્યું. વાત ફેરવવાનો તેમણે પ્રયત્ન કર્યો: “ઠીક. એ વાત પડતી મુક. તું શું કામ આવ્યો છે તે કહે. તારે ચોરી કરવી છે?”

“હા. એટલા માટેજ હું આવ્યો છું.”

“હું પણ ખરેખરો ભાગ્યશાળી છું. એક તરફથી આ આંખની પીડા, ગયા અઠવાડીએ કોઇ ચોરી કરી ગયું, એ ઓછું હોય તેમ આ છોકરીની ચિંતા વધી અને તું ફરી ચોરી કરવા આવ્યો. હવે કોણ જાણે શું.શું થવું બાકી હશે?”

“તમે “અધોગતિના.માર્ગ”ના લેખક મી. વસંતરાય ને?” ચોરે વચમાંજ ન સમજાય એવો સવાલ કર્યો.

“હા.”

“મેં છાપામાં એ ચોરીનો અહેવાલ વાંચ્યો હતો. એમાં જણાવ્યું હતું કે ચોર તમારી તીજોરી ફાડી તમારી દીકરીની હીરાની બંગડીઓ, એક મોતીનો હાર અને આશરે બસો રુપીઆની નોટો ઉઠાવી ગયો હતો. ખરી વાત ને?”

“હા.” આ બધું પિષ્ટપેષણ શા માટે થાય છે તે સમજ્યા વિના વસંતરાયે જવાબ આપ્યો.

“એ અહેવાલમાં વધારામાં એમ પણ કહેવામાં આવ્યું હતું કે ‘સુભાગ્યે ચોરની નજરે તીજોરીમાંનું છુપું ખાનું પડ્યું નહીં. વધારે કીંમતી ઘરેણાં એ ખાનામાં હતાં.’ તમે એવી રીતે વાત જાહેર કરવામાં ડહાપણ નથી બતાવ્યું. હુ માની લઉં છું કે એ કીંમતી ઘરેણાં હજી છુપા ખાનામાંજ પડ્યાં છે.” ચોરે પોતાની નેમ જણાવી.

વસંતરાયને પિષ્ટપેષણનું કારણ હવે સમજાયું. એ ઘરેણાં કોઇ વધારે સુરક્ષિત જગ્યાએ ખસેડવાં જોઇતાં હતાં, પણ હવે શું થાય?

“છાપામાં એ ચોરીની તમારા પર આવી પડેલી આફત માટે તમારા તરફ ખુબ સહાનુભૂતિ બતાવાઇ હતી. તમે પ્રજાના એક માનીતા લેખક છો તેથી લોકલાગણી ચોર-વિરુદ્ધ ઘણી ઉશ્કેરાઇ હતી. મને લાગે છે કે બાકી રહેલાં કીંમતી ઘરેણાં ચોરાઇ જાય





ચેરે ચપડી તેમની આગળ ધરી

— ચિત્ર ચૈ ર —પૃષ્ઠ ૧૨

તોપણ છેવટે તમનેજ ફાયદો છે. તમારા દુર્ભાગ્યની કથની લાખો લોકો જાણશે અને તેમની લાગણી તમારા તરફ ખેંચાશે. પરિણામે તમારાં પુસ્તકોની એક પછી એક આવૃત્તિઓ ખલાસ થઇ જશે. હું પણ તમારાં પુસ્તકો વાંચવાનો ખાસ શોખીન છું. "અધોગતિના માર્ગ" મને સૌથી વધારે ગમે છે. અહીં આવવા નીકળ્યો ત્યારે એ ચોપડી સાથેજ લેતો આવ્યો. જો તમે મારી એક વિનંતિ સ્વીકારો તો હું ચોરી કર્યા વિના ચાલ્યો જાઉં. મારી એ ચોપડીમાં તમારી સહી કરાવવી એવી મને ઇચ્છા થઇ છે. પોતાના માનીતા લેખકની સહીવાળું પુસ્તક મેળવવા માટે બહુ થોડા ચોરો ભાગ્યશાળી થતા હશે!"

"પણ હું સહી કેવી રીતે કરું? મારાથી મુદ્દલ જોઇ શકાતું નથી."

"એમાં જોવાની શી જરુર છે? હું બતાવું તે જગ્યાએ સહી કરો એટલે બસ."

"બહુ સારું લાવ." ચોરીની આફત માત્ર સહી કરવાથી ટળતી હોય તો એથી વધારે રુડું શું? ચોરે ચોપડી તેમની આગળ ધરી. વસંતરાયે ગજવામાંથી ફાઉન્ટન પેન કાઢી અને ચોરે બતાવેલી જગ્યાએ સહી કરી આપી.

"અહા! શું સુંદર અક્ષરો છે?" કદરદાન ચોરે પ્રશંસાના ઉદ્‌ગાર કાઢ્યા. "મને લાગે છે કે દેખતી આંખે પણ તમે આવી સુંદર સહી કદી નહીં કરી હોય. મને તમારે માટે ખરેખર બહુ માન છે. મારા ધંધાના માણસો માટે તમે તમારા પુસ્તકમાં એટલી બધી સહાનુભૂતિ બતાવી છે કે સુશિક્ષિત ચોરોને તમારે માટે જરુર માન ઉપજે. વારુ, આગલી ચોરી માટે પોલીસ તપાસ તો કરતી હશે?"

"હા."

"કંઈ પત્તો લાગ્યો ખરો?"

"કશોએ નહીં."

"ક્યાંથી લાગે? પોલીસનાં કામજ એવાં છે. તેમની એ બાહોશીને લીધે તો અમારું કામ વધારે સરળ બને છે. એથી ચોરીનો ધંધો સૌ ધંધા કરતાં વધારે સલામતીભર્યો બન્યો છે. મને પોલીસ તરફ ખાસ સ્નેહ ને પક્ષપાત છે. સાધારણ માણસોએ મારા કામમાં વારંવાર ખલલ કરી હશે, પરંતુ પોલીસે એવી મુર્ખાઈ કોઇ દિવસ કરી નથી. બીજા માણસોને અત્યંત પ્રતિકૂલ સમયે ઉંઘમાંથી જાગી ઉઠવાની ટેવ પડી હોય છે. કેટલાક તો બીચારા ઉદ્યોગી ચોર મહેનત કરી રહ્યો હોય ત્યારેજ અચાનક આવી લાગે છે અને તેની મહેનત ખરબાદ કરે છે. એથી ઘણી વખત ચોરોને નાહક કામ પડતુ મુકી ત્યાંથી રુખસદ લેવાની ફરજ પડે છે. પોલીસ એવી અવિચારી કદી નથી થતી. એ ભલા માણસો નીરાંતે ઉંઘ્યાજ કરે છે અને ચોરને સંપૂર્ણ સ્વતંત્રતા પોતાનો ધંધો ખીલવવા માટે આપે છે, હં. એ બધું તો ઠીક. હું નકામો સમય ગુમાવું છું. તમારી દીકરી પાછી ક્યારે આવશે?"

"લગભગ અર્ધા કલાકમાં પાછા આવવાનું એ કહી ગઇ છે."

"ત્યારે તો મારે હવે રુખસદ લેવી જોઇએ. હું અહીં હોઉં ને એ આવી પહોંચે તો ભયભીત થઇને નકામી ગરબડ મચાવે... ના, સાહેબ! હવે તમારી તીજોરી સામે નજર પણ નહીં કરું" વસંતરાય કંઇ કહેવા જતા હતા તે તરફ જઈ ચોરે કહ્યું "તમે

કરેલી આ સહીથી મને પુરેપુરો સંતોષ છે પણ જતા પહેલા એક ચીઠ્ઠી લખી તમારી દીકરી ને થોડીક સલાહ આપવાનો વિચાર થય છે આખે અપંગ થયેલા વૃદ્ધ લાચાર પિતાને એકલા છોડી બારણું ઉઘાડું રાખી બહાર જવુ એ ચોરને આમંત્રણ કરવા બરોબર છે એમ તેણે જાણવું જોઇએ

આમ કહી ચોર ઓરડાના એક ખુણામા પડેલા ટેબલ પાસે ગયો ત્યા પડેલા એક બ્લોકમાથી કાગળ ફાડી તેણે કૈંક લખ્યુ કાગળ પર ચાલતી કલમનો ઘસારો વસંતરાય સ્પષ્ટ સાંભળી શકતા હતા

બ્લોકમાથી કાગળ ફાડી ઘડી વાળીને તે ટેબલ પરજ ચોરે મુકયો પછી તેણે કહ્યુ ઠીક સાહેબ! હવે હુ રજા લઇશ હુ ઇચ્છુ છુ કે તમારી બધી ચિંતાઓ ટળી જાય

તે બારણું ઉઘાડીને બહાર નીકળ્યો અને પાછું બારણેથી વાસી દીધુ આ વખત વસંતરાય બારણુ કિચૂડ ઠાક થવાનો આવાજ સ્પષ્ટ સાંભળી શક્યા

૩

બંગલામાથી બહાર નીકળી ચાર આઠ દસેક ડગલા આગળ ગયો હશે ત્યા કુંજ સામેથી પાછી ફરતી દેખાઇ તે ઉભો રહ્યો કુંજ પાસે આવી એટલે તેણે એણે ઉભી રાખી અજાયબીને આમ પોતાના બાગમા ઉભેલો જોઇ કુંજ સહેજ ગભરાઇ નોકર કૈંક એ નવો જતો હતો પણ અટકી ગયો

કુંજ બહેન! હું હમણા તમારા પિતા પાસેથી ચાલ્યો આવુ છુ" ચોરે ખુલાસો કર્યો તેની ઇચ્છા કુંજને આગળથી ચેતવણી આપવાની હતી તમારા પિતાના પુસ્તકો મને ઘણા ગમે છે મારા પર કૃપા કરી તેમણે મારી આ ચોપડીમા પોતાની સહી પણ કરી આપી છે તેણે સહી કરેલી ચોપડી કુંજને બતાવી બાળાની ખાત્રી થઇ કે એ સાચુ બોલે છે

મને લાગે છે કે તમારી ખુશી વાત કહીને તમારા પિતાને મે અજાણ્યે ઉશ્કેરી મુક્યા છે ચોરે ખેદ ખુલાસો કરવા માંડ્યો

કઇ ખુશી વાત? કુંજે નિરાંતથી પુછ્યુ

તમે પેલા બંગલાના આંગણામા રાહ જોઇ ઉભેલા યુવકને મળવા ગયા હતા તે ચોરે ખુલાસો કર્યો

એમ? પછી શુ થયુ? પિતાજીએ શુ કહ્યુ?

તે બહુ ગુસ્સે થયા હોય એમ મને લાગ્યુ

અરે પ્રભુ! તેમને મારે માટે શી શી શંકાઓ થઇ હશે! તેમના હૃદયને કેટલી વ્યથા થઇ હશે કુંજ બબડી

હું બહુ દીલગીર છુ બહેન! પણ મારાથી અચાનક કહી દેવાયુ" ચોરે ગળગળા થઇ કહ્યુ

એમા તમારો કે કોઇનો દોષ નથી કુંજ નહોતી જાણતી ત્યા પછી એમને કહ્યુ શી રીતે? કુંજે પોતાનો ગુસ્સો અને મુંઝવણ દબાવતા કહ્યુ તે બંગલે પહોચવા અને પિતાની શંકા ટાળવા ઉત્સુક બની વિચાર કરતા ચોરને મુકીને તે ચાલી ગઇ

થોડી વારે તે કૈંક નિશ્ચય પર આવ્યો અને ઉતાવળે પગલા ભરવા લાગ્યો જે બંગલા આગળ પેલો યુવાન ઉભેલો એણે જોયો હતો ત્યા આવીને તે પળવાર થોભ્યો અંદર જવુ કે નહીં એવો વિચાર એ કરતો હતો ત્યાં એજ યુવાન અને તેની પાછળ એક

લગભગ પાંત્રીસ-સાડત્રીસ વર્ષની વયની સ્ત્રી બંગલામાંથી બહાર નીકળ્યાં.

ચોરે યુવાનને ઇશારત કરી પાસે બોલાવ્યો અને કહ્યું: "કુંજને અત્યારે તમારી ખાસ જરૂર છે. તમે હમણાંને હમણાંજ એને બંગલે જાઓ."

"પણ તમે કોણ છો? તમને કોણે કહેવા મોકલ્યા?"

"એ વાત બહુ લાંબી છે, પણ ટુંકમાં સમજી જાઓ. મોડું કરશો તો એ બીચારીને શોષવું પડશે. તમે બંને અહીં મળ્યાં તે મેં દૂરથી જોયું હતું. પછી હું વસંતરાયને મળવા ગયો ત્યાં અચાનક એ વાત કહેવાઇ ગઇ. તે બહુજ ગુસ્સે થયા. તેમને એમ લાગ્યું કે કોઇ બદમાસે પોતાની છોકરીને ફસાવી છે. પણ તમે એવા નથી લાગતા." ચોરે ટુંકમાં હકીકત કહી અને અભિપ્રાય દર્શાવ્યો.

"તમે પણ ખરેખરા ગધેડા લાગો છો! પારકી પંચાતમાં પડવાની તમને શી જરુર? બદમાસ કેવો ને વાત કેવી? તમને ખબર છે મીસ્ટર? કુંજ મારી પત્ની છે!"

એ યુવાન બીજો કોઇજ નહીં પણ વદનરાય હતો. ચોરને અજાયબી પામતો ત્યાંજ રહેવા દઇ તે અને પેલી સ્ત્રી–કુંજની માસી લલિતા–વસંતરાયના બંગલા તરફ ચાલ્યાં ગયાં.

૪

ચોર થોડી વાર તો દિગ્મૂઢ જેવો ત્યાં ઉભોજ રહ્યો. પાછળથી કોઇએ તેના ખભા ઉપર હાથ મુક્યો ત્યારેજ એ વિચારનિદ્રામાંથી જાગ્યો. પાછા ફરીને તેણે જોયું તો સુરતના પોલીસખાતાનો જાણીતો ઇન્સ્પેક્ટર મી. સુંદરદાસ તેની સામે ડોળા કાઢી ઘુરકી રહ્યો હતો.

"કેમ સાહેબ! આજે કયો શીકાર મારવા નીકળ્યા'તા?" સુંદરદાસે ચોંકાવનારો સવાલ કર્યો.

"એટલે? તમે શું કહેવા માંગો છો?" કૃત્રિમ ગુસ્સો બતાવતાં ચોરે કહ્યું.

"હવે સફાઇ જવા દે ને! ચાર દિવસ પર મેં તને જોયો ત્યારથીજ મને લાગ્યું હતું કે તું કોઇ ચીનનો શાહુકાર છે. તારી હીલચાલ મને ભેદભરેલી લાગી. આજ ચાર દિવસથી હું તારી પાછળાપાછળ ફરું છું. પેલા બંગલામાં જતાં મેં તને જોયો હતો. આઠ દિવસ પહેલાં ત્યાં ચોરી થઇ તે તારુંજ પરાક્રમ હશે! આજે કંઇ શીકાર મળ્યો કે નહીં?"

"તમે આટલી તપાસ રાખી તો થોડીક વધારે કાળજી બતાવી હોત તો એ બંગલામાં હું શું કામ ગયો હતો તે તમે જાણી શકત. હું એ બંગલાના માલીક મી. વસંતરાયને મળવા ગયો હતો. તેમનાં પુસ્તકો મને ઘણાં ગમે છે. આ ચોપડીમાં મારે તેમની સહી કરાવવી હતી." ચોરે પોતાના કથનની પુષ્ટિમાં ચોપડી અને તેમાંની સહી બતાવી.

પણ ઇન્સ્પેક્ટર કુંજની જેમ સહેલાઇથી માની જાય એમ નહોતું. "મને લાગે છે તેં જરૂર ત્યાંથી કંઇક ચોર્યું છે. મી. વસંતરાયના અંધાપાનો તેં જરૂર લાભ લીધો હશે."

"તમને હજીએ શંકા રહેતી હોય તો મારી જડતી લ્યો."

"એમ તો તું બહુ ડાહ્યો છે, પણ તેમ કરતાં પહેલાં હું તને એ બંગલેજ પાછો લઇ જવા માંગું છું. વસંતરાયની હાજરીમાંજ તારી તપાસ લઇશ."

"અત્યારે ત્યાં જવામાં સાર નથી. એક તો મી. વસંતરાય આંખોના દર્દથી પીડાય

છે વળી અમારી વાતચીત દરમીઆન મેં તેમને કહેવી એક ખાનગી વાત જાણી એ કૈંક ઉશ્કેરાયા પણ છે વધારામાં ત્યાં એમના જમાઈ પણ ગયા છે એમને હેરાન કરવા માટે અત્યારે યોગ્ય સમય નથી " ચોરે પોતાનો વાંધો દર્શાવ્યો

" કે ચિંતા નહીં એ બાબતની જવાબ દારી મારે માથે છે ચાલ ' ઇન્સ્પેકટરને લાગ્યું કે ચોર ત્યાં જતાં ગભરાય છે અને તેથીજ બહાના બનાવે છે તેણે ચોરને હુકમ કર્યો પોતાને માન્યા વિના છુટકો ન હતો

" સીધો સીધો ચાલ, નહીં તો હાથકડી પહેરાવવી પડશે " અને વસંતરાયના બંગલા તરફ ચાલ્યા

૫

' કોણ એ ? " બારણું આસ્તેથી ખુલ્યું હતું, છતાં વસંતરાયે પ્રશ્ન કર્યો

' એ તો હું પિતાજી ! ' કુંજનો મૃદુ પણ ધ્રુજતો અવાજ આવ્યો

" હમ તું ક્યાં ગઈ હતી ? " વસંતરાયે જરા કડક થઈ પુછ્યું

" મારા માસીબાને ત્યાં "

" જુઠું ના બોલ છોકરી ! સાચું કહે, કોને મળવા ગઈ હતી ? "

" પિતાજી ! જરા શાંત થાઓ તો બધી વાત કહું તમને કોઈએ ખોટી વાત કહી છે તમારી કુંજ તમને શરમાવે એવું પગલું ભરતાં પહેલાં તાપીમાતાને શરણે જવાનું વધારે પસંદ કરશે "

" મને કોઈએ વાત કરી એમ તને કોણે કહ્યું ? "

' જેણે તમને વાત કરી તેણેજ હું પાછી આવતી હતી ત્યાં રસ્તામાં એક અજાણ્યો જુવાનો માણસ મને મળ્યો તેણે મને એ વાત કહેવા ઉભી રાખી તે કહેતો હતો કે તે તમને મળવા આવ્યો હતો એ વાત તમને કરવા માટે તેણે મારી ક્ષમા માગી ને દીલગીરી બતાવી '

' હાસ્તો શા માટે ન બતાવે ? એક બાપને પોતાની દીકરી સબંધી શરમાવે એવી વાત કહેતી અને પાછું દીલગીર થવું ! હમ, પણ એ વાત સાચી કે ખોટી ? '

" સાચીએ ખરી ને ખોટીએ ખરી

' એટલે ? '

" પિતાજી ! " કુંજ ગળગળી થતાં બોલી તમને એમ લાગે છે કે આ દીકરી તમને નામોશી આપશે ? તમારી શંકા ખોટી છે મારા માસીબાની ચીઠ્ઠી સવારે આવી હતી તમને યાદ હશે તેમણે મને બપોરે બોલાવી હતી શા માટે તે હું પણ જાણતી ન હતી માસીબાના બંગલા પાસે પહોંચી ત્યારે એમની પક્કાઈ જાણી '

" શી પક્કાઈ ? "

' મને કહેતાં શરમ આવે છે '

" તો હું કહું ! " બારણામાંથી વનિતા માસીનો અવાજ આવ્યો એની પાછળજ વદનરાય પણ અંદર આવ્યો શરમાળ બાળાને ગાલે શરમની લાલી છવાઈ

' વસંતરાય ! " લલિતા બોલી 'તમારા જમાઈ તમને મળવા આવ્યા છે'

' કોણ વદનરાય ? અહીં ક્યાંથી ? ક્યારે પાછા આવ્યા ? " વસંતરાયે ત્રણ સવાલો સામટા પુછી નાખ્યા તેમના આશ્ચર્યનો પાર ન હતો

"કઈ બેખબરી?"

"છેલ્લા આઠ દિવસમાં મુદ્દામાલ સાથે પકડાયા હોત તો તમારો પરોપકારથી જાહેર-ખબર આપવાનો ઉદ્દેશ સુધ્ધ જાત ને તમારે જેલ સેવવી પડત!"

"પણ મુદ્દામાલ મારી પાસેથી મળત તો ને?"

"એટલે?"

"જે ઘરમાંથું ચોરી કરું છું ત્યાંથી માલ ખસેડતોજ નથી. ત્યાંજ રાખી જાઉં છું. માત્ર તે મુકવાની જગ્યા હેરફેર કરું છું એટલુંજ. અહીંની તીજોરીમાથી કાઢેલી વસ્તુઓ પણ પેલા સોફાની ગાદીમાં મેં મુંકી દીધી હતી. એ વાતને એક અઠ્વાડીયું જવા દઇ આજે એ વસ્તુઓ કાઢી તેમને ઠેકાણે પાછી મુકવા હું આવ્યો હતો. જ્યારે હું વસંતરાય સાથે વાત કરતો હતો ત્યારે સાથે-સાથે સોફાની ગાદીમાંથી બંગડીઓ, હાર ને નોટો કાઢતો હતો." ચોરે ખુલાસો કર્યો.

સુંદરદાસ આ ખુલાસાથી ગુંચવાડામાં પડ્યો. શું કરવું તેની સુઝ ન પડી. ચોરીના આરોપસર પેલાને પકડવો કે નહીં, એ વિચાર તે કરી રહ્યો હતો.

"વસંતરાય! તમને મારી વાત સાચી છે એમ વિશ્વાસ પડે છે?" ચોરે પુછ્યું.

"અક્ષરે અક્ષર સાચી ભલા માણસ! તેં તો મારા પર મોટો ઉપકાર કર્યો છે."

"અને અમારી ઉપર પણ!" વદન ને કુંજ સાથે બોલી ઉઠ્યાં.

"હંઅ?" ઇન્સ્પેક્ટર બબડ્યો. બધો મામલો જોઇ ફાંયદો અમલમાં મુકવાનો વિચાર એણે માંડી વાળ્યો. ચોર તરફ ફરીને એણે કહ્યું: "હવે ડાહ્યો હોય તો આવી ઉદારતા કરવી મુકી દેજે, નહીં તો કોઈ વાર સરકારની મહેમાનગીરી ચાખવી પડશે. જા, પોબારા ગણ."

"તમે મને અટકાવ્યો ત્યારે હું એજ કરતો હતો."

ચોર સહેજ હસ્યો અને બારણામાંથી અદ્રશ્ય થયો.





# રાજાધિરાજ

## 'ગુજરાતનો નાથ'નું અનુસંધાન


લેખક

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ

પ્રમુખ સાહિત્યસંસદ


---

## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાના સંબંધમાં પ્રસ્તાવનાની જરૂર નહિ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ |
| મીનળદેવી | રાજમાતા |
| મુંજાલ | મહા અમાત્ય |
| ઉદા | મંત્રી અને ખંભાતનો સત્તાધીશ |
| દાદાક | મંત્રી * કર્ણાવતીનો સત્તાધીશ |
| સોમ | મંત્રી |
| ત્રિભુવનપાલ | રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક ‡ |
| કાશ્મીરાદેવી | ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી |
| કાક | ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ |
| મંજરી | તેની પત્ની |
| સજ્જન | ભરૂચનો દંડનાયક |
| પરશુરામ | તેનો પુત્ર |
| રા'ખેંગાર | જુનાગઢનો રાજા |
| રાણકદેવી | તેની રાણી |

* અમદાવાદ † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ ‡ સૂબો

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

જયસિંહદેવે મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ શાસુકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાછળ એક ગુપ્તચર યોજે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની ઘેલછામાં પોતાના ભવિષ્યના લાભ અને પાટણે લાટ લેવાથી બળીઝળી રહેલા દેવપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની દેવપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોહમાં પડેલા આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ દેવપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો દેવપાલ અનાજ ફરી ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી દરીઆ વાટે પાટણ તરફ જતાં કાક વચમાં લાટી આગળ ઉતરી પડે છે, અને પોતાનો વેષ વિશ્વાસુ ખેમાને પહેરાવે છે. ખેમો આજ્ઞાનુસાર વહાણને પ્રભાસ આગળ લઈ જઈ ડુબાડી દે છે. કીનારે ઉભેલો ઉદાનો દીકરો વાગ્ભટ તેને કાક સમજી "બાચાની" લે છે અને બંધી લઈ જવાની તૈયારી કરે છે. આ બાજુ કાક છુપી રીતે જુનાગઢ જાય છે અને રા'ના કહેવાથી રાણકને પાટણ જોડે સંધિ કરવા સમજાવવાના નિષ્ફળ પ્રયાસો કરી પોતે સાંધેલું જોડું કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે છે. રસ્તામાં તેને ઉદા મહેતાની તાલબાજી તરફ વહેમ જાય છે, અને આમરાજુતને અનાયાસે તે વશ કરી લે છે. પછી તે પુજારીને વેશે રાજગઢમાં પેસી રાણી લીલાદેવીને મળવા ફતેહમંદ પ્રયાસ કરે છે અને જયસિંહનું મન દેવડી તરફ ખેંચાતું અટકાવવાનું વચન આપે છે. એટલામાં જગદેવ પરમાર આવતાં તે સંતાઈ જાય છે. જગદેવને ગભરાયેલી રાણી કાઢી મુકે છે. કાક સરકીને જયદેવ આગળ હાજર થાય છે અને જુનાગઢ લેવાનું વચન આપે છે. એટલામાં જગદેવ આવી લાગતાં તે અદ્દર જતો રહે છે. પછી પરમાર અને ઉદો ત્યાં આવે છે. ઉદો જુનાગઢ જોડે સંધિ કરવાની પેરવી બતાવે છે એટલામાં કાકને બદલે ખેમાને લઈ વાગ્ભટ આવે છે. પણ કાક પાછો દાખલ થઈ ભેદ ફોડી નાખે છે. ઉદો, જયદેવ તથા કાક વિષ્ટિ માટે જવું એમ ઠરે છે. દરમીઆન કાકનું રક્ષણ કરવાનું વચન મુંજાલ લીલાદેવીને આપે છે. મુંજાલ મીનળદેવી જોડે મસલત કરતો હોય છે તેટલામાં કાક આવે છે, અને રાજતંત્રની સ્થિતિથી માહીતગાર થાય છે. વાગ્ભટને બનાવી જવાથી પરશુરામની પુત્રી સમર્થ તેના ઉપર દ્વેષે ભરાય છે. પોતાની રજા વગર કાકને ઉતારો આપવા માટે રાજમહેલનો કર્તાહર્તા પરમાર એક જુના નોકરને કેદ કરી પોતે ધારેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે. ત્યાં કાક સાથે તેને ચકમક ઝરે છે પણ તુરત સમાધાન થાય છે. કેદ કરેલા નોકરને છોડી દેવાની આજ્ઞા મુંજાલ પરમારને કરે છે ને તે માથે ચઢાવવા જયસિંહદેવ પરમારને સલાહ આપે છે. શોભાની વહુ પ્રેમકુંવર ને પહેલાં સંતાયેલા કાકને અજાણતાં છોડાવનાર સમર્થ લીલાદેવીનો ખંડ શણગારતાં હોય છે ત્યાં કાક રાણીને મળવા આવે છે, અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. રાણી તે અજમાવવા માંડે છે. બીજે દિવસે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઈને પરમાર સાથે ચોકીઓ તપાસવા નીકળે છે. ત્યાંથી કાક રાજાને વેશે બીજી ચોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાની ટોળી તથા એબલનાયક અને તેના સૈનિકો વચ્ચે જબરું યુદ્ધ થાય છે

રાજા પરમાર ને એમજ તેમા સખ્ત ઘાયલ થાય છે ત્યા રાણી વગેરે આવે છે અને બેભાન રાજાને લઇ જાય છે. કાક લડતા પડવાનો બનેલ લોકોને પડે છે

### વિભાગ ત્રીજો

બરૂચમા દેવપાલ લાટના સ્વાતત્ર્યનો ઝુંડો ફરકાવે છે અને તેજ દિવસે નર્મદાની આરતીના ઉત્સવ વખતે આબડ મુંજાઈને મજરીને નીરખે છે મજરી રક્ષણ માટે બેનાની દરકાર ન કરતા આબડ વગર સાથે નવાગઢમા જાય છે નેરી ને સોમેશ્વર અનાજ લેવા ગામમા જાય છે પાછા ફરતા વચમા ચાકીદારો મળતા તેમને ફેતરી નેરી ને તેની ભેરી અનાજ લઈ આવે છે, ને સોમેશ્વર નદીમા ઝંપલાવે છે મજરી આબડ પાસે રાજવિદ્યા શીખે છે એક સાજે મણ્ણી આબડ મજરી સાથે કાકના ભવિષ્યના વિચાર કરે છે બીજી બાજુ રાજા જયસિહદેવ યુદ્ધની તૈયારી કરે છે પરશુવાની આકાશવાણી સમર્થ દ્વારા કાક જીવે છે એ વાત દરબારગઢમાં પ્રસિદ્ધ થતા રાજા વાહડને બોલાવી ખાત્રી કરી તેને કાકને છોડવવા જુનાગઢ મોકલે છે બીજી બાજુ જુનાગઢમા દેશળદેવ રાજા થવાના વિચારોમા તલ્લીન થઈ દાદુ નાયકને મળવા બોલાવે છે

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૨૨ મુ

## દેશળદેવની ચિંતા

દેશળદેવ જરાક ચિતાતુર બની આ નવા આવનાર તરફ જોઇ રહ્યા જ્યારે અણીનો વખત આવતો ત્યારે તેમના દેખાવમાથી હામ સરી જતી આ કોણ હશે? એના આવ્યાથી શુ થશે? એ શુ સદેશો લાવ્યો હશે?

"મહેતી! આ કાણ?"

પેલો માણસ પસે આવ્યો "દેશળદેવ મહારાજ! એ તો હુ" બુકાની છોડતા પેલા માણસે કહ્યુ

"કેમ વાહડ મહેતા?"

"જી હા" કહી વાહડ પાસે જઇ બેઠા

"મહેતા! બુકાની બાધી લો"

"જેવી આજ્ઞા"

"બોલો શી ખબર લાવ્યા છો?"

"બાપાએ મહારાજને વાત કરી. મહારાજ આપના પર પ્રસન્ન છે, પણ કહે છે કે આપ ત્યા આવો પછી વાત અત્યારે કે વચન તો તે નહી આપે"

દેશળદેવે મુછો કરડી "ત્યારે?"

"બાપાએ કહાવ્યુ છે કે તમે આવા પછી જુનાગઢનુ કે થાય તો મહારાજ કશાની ના કહેવાના નથી"

થોડી વાર દેશળદેવ બોલ્યા નહીં

"એટલે મારે જયસિહદેવ પર વિશ્વાસ મુકવો ને તે મારા પર નહીં મુકે એમ?"

વાહડે જવાબ આપ્યો નહીં

બીજુ કે કહાવ્યુ છે?"

"હા હુ અહીંઆ આવ્યો હતો ત્યારે ઉડતી વાત સાભળી હતી કે કાક ભટ્ટરાજને અહીંઆ કેદ રાખ્યા છે"

"કાક ભટ્ટરાજ?" વિસ્મય પામી દેશળદેવે કહ્યુ

"હા"

"જા જા—" હસીને દેશળદેવે કહ્યું. 'એ તો ક્યારના સ્વધામ પહોંચ્યા."

"એ ખોટી વાત છે. એ તમારા રાજગઢમાં કેદ છે. મહારાજે પોતે મને કહ્યું કે ગમે તેમ કરી તમારે એમને લઈ આવવા."

"રાજગઢમાં હોય ને મને ખબર ન હોય એમ કેં બને?"

"દેશળદેવજી!" દાદુ ગઢવીએ ડોકું ધુણાવી કહ્યું "મહેતાજી કહે છે તે વાત સાચી લાગે છે."

"કેમ?"

"બાપા મુઆ પછી એમની ચોકી પરથી એક ડોળીમાં ઘાલી કોઈકને મારો ભાઈ જનોઆનો લઈ આવ્યો તો ખરો."

"કોણ છત્રસાલજી?"

"હા."

દેશળદેવને કપાળે કરચલી પડી. તેણે જોરથી મુછ ચાવવા માંડી. વીશળદેવે કહેલી વાત ને આ વાત વચ્ચે કંઈ સંબંધ તો ન હોય?

"કાકભટ તો જુગુપ્સાવાળો ને?"

"હા." વાહડે કહ્યું.

"ખેંગાર બાપાને રાણકદેવી પણ એણેજ પરણાવી હતી."

"એવી કહેતી છે ખરી." વાહડે કહ્યું.

"હવે હું સમજ્યો."

થોડી વાર દેશળદેવ પડી રહ્યો. જે જોરથી તે મુછો ચાવતો હતો તે તેના વિચારનો વેગ દર્શાવતું હતું. થોડી વારે તે બોલ્યોઃ

"વાહડ મહેતા! તમે અત્યારે પાછા નીકળવા તૈયાર છો?"

"હા. કેમ?"

"તમને અહીંયા રાખવામાં ધાસ્તી લાગે છે."

"તો હું જાઉં, પણ તમે—"

"જે ઠેકાણે હું તમારા બાપાને તે દિવસે મળ્યો હતો તે જગ્યા યાદ છે?"

"હા."

"કાલે રાતના ત્યાં આવજો. હું આવી ને તમને મળીશ."

દાદુ ચમક્યો, પણ કંઈ બોલ્યો નહીં.

"ત્યારે હું જાઉં?" વાહડે પુછ્યું.

"હા." દેશળદેવે કહ્યું "ગઢવી! એમને કોટ બહાર મુકી આવો. જો જો કોઈ જાણે નહીં. હું હમણાંજ બાપુ પાસે જાઉં છું ને કેં પણ તડ કે ભડ કરી આવું છું."

"ને મારું શું?" દાદુએ પુછ્યું.

"તમારું? ગભરાઓ છો શું? જ્યાં હું ત્યાં તમે. તમે આમને મુકી આવી દરબાર-ગઢે આવી પહોંચો."

"જી." કહી દાદુ ગઢવીએ ત્યાંથી ચાલવા માંડ્યું.

"દેશળદેવજી!" વાહડ મહેતાએ જરા-ધીમી કહ્યું, "કાક ભટરાજનું શું?"

"તેનું શું?"

"તેમને સાથે લેવા પડશે."

"નહીં તો?"

"નહીં તો મહારાજના ગુસ્સાનો પાર રહેશે નહીં. મને ખાસ આજ્ઞા કરી છે."

"અરે હા. મારાથી બનતું કરીશ. પણ એના વિના જયસિંહદેવ શું બેસી રહ્યા છે?"

"એ ઘણા માનીતા છે." વાહડે કહ્યું.

"ઠીક." કહી દેશળદેવે ટેકાવની વાહડ-ને રજા આપી. વાહડે એમ નહોતું ધાર્યું કે દેશળદેવ આમ ઉતાવળથી પોતાને રજા આપશે. પણ અત્યારે તેને કેં પણ પુછવું ઠીક લાગ્યું નહીં. તે મુંગે મોંઢે ત્યાંથી ગયો.

દેશળદેવે તરત છડી તરવાર બાંધી ને ફાળિયું બાંધ્યું મુછો કરડતા તે ઘરની બહાર નીકળ્યા અને દરબારગઢ તરફ ગયા તેમની ચાલમા, તેમના શરીરની લચકમા કૈં અસાધારણ ક્ષોભ હતો

તે તરતજ દરબારગઢ આવ્યા. જુનાગઢના ઉપરકોટમા જે અત્યારે મરજીદ તરીકે ઓળખાય છે તે મહાન અસ્થ શંખેગારને મહેલ હતો-દુર્જય જુનાગઢનુ પ્રતાપી મધ્યબિંદુ હતુ ખેગાર ને તેની રાણુકદેવી તેમા વસતા અને ત્યાંથી સોરઠીઓને હૈયે ને ઉત્સાહની લહરો થતી અને રાજ્યભક્ત સોરઠીઓને એ પ્રાસાદ માટે દેવમંદિર સમો પૂજ્યભાવ હતો

દેશળદેવના મગજમા આવા ભાવનો કૈં અંશ નહોતો ઘણી વખત તે વિચાર કરતા કે એ મહેલ તેનુ ઘર કયારે થશે ? આવા વિચારોથી તેમનો આ મહેલ તરફ આકર્ષણ થતુ, પણ તેમા ખેગાર રહે છે તે યાદ આવતા તેમનો જીવ ખારો થઇ જતો.

"બાપુ છે કે ?" તેમણે બારણાની બહાર બેઠેલા સૈનિકને પુછ્યુ

"કોણ્ દેશળદેવ મહારાજ ? હા, બાપુ ઉપર બેઠા છે "

"જા, પુછી આવ કે હું આવુ ?"

"અરે બાપુ, તમારે તે કૈં પુછાવવુ પડે ભલા ઉપર અગાશી પર છે "

"શુ કરે છે ?"

"ફરતા હશે "

"ઠીક ' દેશળદેવ મહેલમા દાખલ થયા અને પગથિયે પગથિયે દાદર ચઢી ઉપરની અગાશી પર ચઢયા ઉપર ચઢી તેમણે ચોતરફ જોયુ. અગાશીની પૂર્વની બાજુએ બે જણ ઉભા હતા તે તેમણે ચંદ્રના આછા તેજમા જોયુ તે ધીમેથી તે તરફ ગયા

અગાશી પરથી દેખાતો ચારે તરફનો દેખાવ જોઇ દેશળદેવના હૃદય પર અણુધાર્યો ભાર પડ્યો હોય એમ લાગ્યુ તેમનો ક્ષોભ વધ્યો અને તેમણે ચિંતાથી દરેક દિશામા જોવા માડયુ

સહની પાછળ ગીરનાર અમાનુષી રક્ષક સમો ઉભો હતો શુકલપક્ષના અડધા ચંદ્રના પ્રકાશમા તેના શૃગો સુંદર લાગતા હતા. તેની તળેટીમા આવેલા વનોમા મંદ સમીર ધીમો ને મીઠો અવાજ કરી રહ્યો હતો થોડેક દૂરથી સોનરેખનો નાનકડો પટ કોઇકોઇક ઠેકાણે ચમકતો દેખાતો.

બેબાજુ પર ચોકીઓની ચમકતી શૃખલાના મણકાઓ નજરે ચઢતા માત્ર બે દરડા આગળથી અવારનવાર ખુખરાણ સભળાતું અને કોઇક વખત દોડતા ઘોડાનો અવાજ કાને પડતો

આસપાસ-દૂર—વથળીના દીવાઓ ચમકી રહ્યા હતા એ દીવાઓના વિસ્તારથી વથળીની સીમા તરત જણાઇ આવતી વથળીથી ચોઘડીઆનો અવાજ પણ આવતો

જુનાગઢને વંથળીએ બારબાર વર્ષો સુધી વિગ્રહ સાધ્યો હતો પર્વતશૃંગના નિવાસી ગરુડરાજ સરખા ખેગારે પોતાના દુર્ગમ સ્થાનમા રહ્યારહ્યા લોખા પોકારી હતી વનમા વિચરતા વનરાજ સમા જયસિંહદેવે ચોગાનમાં નીરાતે બેઠાબેઠા ગરુડરાજને ડાર્યો હતો પણ ગિરિનિવાસીના વિહારની સીમા દહાડેદહાડે ઓછી થતી હતી—વનચરનો પ્રતાપ દહાડેદહાડે વધતો હતો

દેશળદેવને આ ઉબકિલા પાટણના વધતા જતા પ્રતાપનો સચોટ ખ્યાલ આવ્યો.

જુનાગઢના ગળામાં ધીમેધીમે ફાંસી સખત થતી જતી હતી અને એભલની ચોકી હાથમાંથી જવાથી થોડા વખતમાં ભૂખમરો શરુ થવાનો. જો આમ ને આમ ચાલે તો થોડા વખતમાં ગીરનારો ગઢ પણ જમીનદોસ્ત થઇ જાય. દેશળદેવના અંતરમાં ચિંતા વધી ગઇ. ખેંગાર તેને ન જવા દે તો? જયદેવ તેને આવકાર ન દે તો? તેમના હૃદયમાં જે કૈં પણ થોડીઘણી હીંમત હતી તે જતી રહી. તેમને અહીંઆંથી નાસી છુટવામાંજ મોક્ષ દેખાયો. તેમને પશ્ચાત્તાપ થયો. અત્યાર સુધી પોતે શા સારુ બેસી રહ્યો? શા માટે પોને ખેંગારની અત્યાર સુધી પરવા રાખી? તેમને ચારે તરફ પસરતી ચંદ્રિકાએ મુંઝવ્યા. તેમને જીવ લઇ અહીંઆંથી નાસી જવાનું મન થયું.

તેમને ખેંગાર કટ્ટા વેરી જેવોર લાગ્યો અને તેની રાણી તેથી પણ ભયંકર દુશ્મન દેખાઇ. તેમને પોતાની નિર્બલતાનું મૂલ જડયું. આ રાણકદેવીના જાદુમાં તે પણ ફસ્યા હતા. તે ખરેખર જાદુગરી હતી. તે જુનાગઢને દુર્જય ગણતી ને તેથી બધા ગણતા. તે પાટણ જોડે સમાધાન કરવા દેતી નહીં તેથી સમાધાન કરવું અધમ છે એમ બધા માનતા. તેણે પ્રસારેલા અભિમાનના વાતાવરણમાં કોઇની મગદૂર નહોતી કે નમતું આપવાનો કોઇ વિચાર પણ કરે અને તેમાંજ તેમને પણ કૈં રસ્તો સુઝયો નહીં.

તે જરાક કંપ્યો. લોકો આ દેવડીને અંબાભવાનીનો અવતાર માનતા. શું એ ખરી વાત હશે? શું તે બધાંને ખપ્પરમાં લેવા આ વિગ્રહ ચાલુ રાખતી હશે? શું પોતે આવા વિચાર કરે છે તે તે જાણતી હશે? શું પોતાને તે શ્રાપ આપી શકશે?

આ વિચારો હૃદય થંભાવે એવા હતા. દેશળદેવને પરસેવો થવા લાગ્યો. આ જગદંબાથી નાસી છુટવું કે એના ખપ્પરમાં આવી જવું? આ નાનકડી ને નિર્બલ નારી શું તેનો, તેના ભાઇનો, તેના છોકરાનો પ્રાણ લેશે?

તે ગભરાટમાં, અનિશ્ચતતામાં થોડી વાર ઉભા ને પછી પેલા બેનું ધ્યાન ખેંચવા ખોંખારો કર્યો.

---

## પ્રકરણ ૧૩ મું

—:o:—

### જેમાં દેશળદેવને જુનાગઢનું વાતાવરણ અપવિત્ર લાગે છે

પેલા બે માણસોમાં એક રા' પોતે હતો. તે શાંત ને સ્વસ્થ ઉભો હતો. તેની દાઢી ધ્યાનથી હોળેલી હતી. તેના ઉઘાડા અંગ પર દેખાતાં આભૂષણો તેના શોખીન સ્વભાવની સાક્ષી આવી વખતે પણ પુરતાં હતાં. માત્ર તેનો ચહેરો ઉદાસી હતો અને તેની આંખો, વંચળી તરફ ફરતી ત્યારે તેમાં ખુની તેજ આવતું.

તેની સાથે ઉભેલો માણસ ઠીંગણો અને ઘણોજ મજબુત હતો. તેના મોટા ડોળા બહાર પડતા હતા. તેની મોટી મુછો મોઢાને ઢાંકી છેક હડપચી સુધી આવતી. તેની દાઢી ગમેતેમ ઉગેલી ને વણસમારેલી હતી. તેનો અવાજ ખોખરો હતો. તે ઘણોજ માન ને હેતથી રા' તરફ જોતો હતો.

જ્યારે દેશળદેવ આવ્યા ત્યારે રા' શાંત અવાજે વાત કરી રહ્યા.

"છત્રસાલ! જેવું તને દેખાય છે તેવું મને પણ દેખાય છે. જુનાગઢનું આવી બન્યું છે. એભલ નાયકની ચોકી ગઇ ને સોલંકીએ,

[ વધુ માટે જુઓ પૃષ્ટ ૭૧ ]





પત્રલેખનમાં હર્ષાન્વિત માલવિકા



—પાંચ પત્રો




સભ્ય સાહિત્યસંસદ

ચિત્રકાર
**શ્રીમાન પુરુષોત્તમ**
સભ્ય સાહિત્યસંસદ

૦

૧

તરલિકા! તું મને લખે છે કે હું તને કાગળ કેમ નથી લખતી! તને કાગળ તું લખું? હંમેશાં હું ખાઉં છું પીઉં છું અને ફરું છું તેનો હેવાલ લખું કે સવારથી માંડી આજ સુધીમાં હું કેટલી વાર હાથ ધોઉં છું તે લખું? પણ જિંદગી હમણાં એવી એકસરખી જાય છે કે એમાંથી તને શું લખું?

આપણે સાથે રહેતાં ત્યાંસુધીની તો તું મારી વાત જાણે છે. તું મોટી છે અને હું નાની છું તોપણ મારું દરેક સ્વપ્ન તેં ધીરજપૂર્વક સાંભળ્યું છે. નિશાળના બગીચામાં ફરતાં ફરતાં આપણે કેટલી વાત કરતાં? સુંદર અને દેખાવડા પતિઓ ના! બધાં સ્વપ્નો પુરાં થતાં તને સાથે લઈ બગીચામાં ફરવા જાય, ચાંદની રાતે અગાસીમાં તને લઈ હીંડોળે ઝુલે જમનાજમતાં સામા મુખપ્રેમ આપે અને ચાર માણસમાં માન સુધાવ એવો પતિ મળે તો તારાં બધાં કોડ પુરાં થાય એમ તને લાગતું. એવાં સ્વપ્નાં જોતી ત્યારે તું કેવી મીઠી લાગતી?

તું જાણે છે કે મારું મન એવાં સ્વપ્નામાં ગયતું નહીં. મુખેથી મીઠી એના હૃદયની રાખી કહે જ્યાં એના નાના કાર્યોમાંએ મારા અભિપ્રાયની ઓછી કીમત ગણતો હોય એવો વર મારે શા કામનો? એના આદર્શોમાં મારો ભાગ ન ગણતો હોય કે મારા આદર્શોમાં જેને શ્રદ્ધા ન હોય એવો વર પણ મારે શા કામનો? દેવી કહીને દાસી ગણનારાજ વર તો મળે છે. જો માર ચહાવેજ પો કે જે મને વધૂ ગણીને નીભાવી લે તેની સાથે રહેવું કેમ સહન થાય?

આવું આવું હું તને કહેતી ત્યારે તું મને ગાંડી કહીને હસતી અને તોએ તું મારા પર

ગમ્યું નહીં. ગયા સોમવારેજ અમારા વિવાહ મળ્યા.

તરુબા! આજસુધી સુખ એ ઘણી નજીવી વસ્તુ મને લાગતી. સુખી થવું કે સુખ માનવું એ મારે મન નબળાઈનું ચિન્હ હતું. સુખ હતુંજ ક્યાં? કોણે એને જોયું છે? ઘણું થાય તો માણસ સંતોષ અનુભવે. શી ધૃષ્ટતા! અને હવે મારા રોમેરોમમાં સુખનો ઝણુકાર વાગે છે.

પ્રેમ શું તે તો તું જાણે છે. તારી હસતી દગમાંથી ફુટતી પ્રેમની ધારાઓથી તારા નાથને ભીંજવતી મેં તને જોઈ છે. પણ મારો પ્રેમ મને કૈં જુદીજ જાતનો લાગે છે. મારાં નયનો માત્ર જોઈનેજ રાચતાં નથી, પણ મારા દેહાત્માનાં સર્વ પરમાણુઓ એનામાં સમાવા—એનામય થવા તલસે છે. પ્રિયતમનું એક અંગ થઈ રહેવું એ ઘણાં પ્રેમપાત્રોના અંતરની ઉંડી અભિલાષા હોય છે. મારું વ્યક્તિત્વ તો એનામાં અવશેષ મુકયા વિના લુપ્ત થવામાંજ પ્રેમમુક્તિ અનુભવે છે. એનાથી જુદો પ્રકાશ હું થઈ શકતી નથી. બે હાટમાંથી બળતી એક અખંડ જ્યોત એજ મારા પ્રેમનું અંતિમ ધ્યેય. અંતિમ શાને કહું? હવે આદિ કે અંત જેવું કૈં રહ્યુંજ નથી.

અમે પરસ્પરને પ્રથમ જોયાં ત્યારથીજ અમારા બંને આત્મા પરસ્પરને સરખાજ વેગથી આકર્ષતા હતા. ગુરુત્વાકર્ષણથી ફરતા ગ્રહોના અંતરમાં ફેર પડે ને પાસે આવે તો તેમનો વિનાશ થાય. આત્માનાં ગુરુત્વાકર્ષણ દૂર વસતા આત્માઓને સાથે લાવી બંનેને પરસ્પરમાં સમાવી દે અને અપૂર્ણતા પુરાઈ અપૂર્વતા આવે. આકર્ષણ એક, પણ પ્રકારમાં ભેદ આવે છતાંએ મને, બીક લાગે છે કે રખેને ચેલો નિયમ અહીં તો લાગુ નહીં પડે?

ઓ તરલિકા! આ સુખ મારે મન એટલું અકલ્પ્ય અને અજાયબું લાગે છે કે તે ખરેખર છે કે નહીં તેની હજુ મને ખાત્રી થતી નથી. એના ભારથી હું એટલી દબાઈ ગઈ છું કે ચકિત અને ભયભીત હરણીની માફક અવિશ્વાસથી ચારે તરફ મારી જાતને ને જગતને જોઉં છું અને ખાત્રી કરવા મારા પ્રિયતમના મુખ પર એક અધીરી દૃષ્ટિ નાંખું છું. મારી આ અધીરાઈ મારો રાજ પરખે છે અને મને આશ્વાસન અને ખાત્રી આપવા અનન્ય ભાવભરી મૃદુ દૃષ્ટિ મારા તરફ ફેંકે છે અને અદ્ભુત કોમળતાથી મારી કરાંગુલિ દ્વારા મારા અંતરમાં ખાત્રીનો સંદેશો મોકલાવે છે. મને સંરક્ષવા એ મારી પડખે જીવનમાં ને મૃત્યુમાં ઉભો રહેશે. અને હું......હું એની. કોની મગદુર છે કે મને એનાથી જુદી પાડે? સાક્ષાત્ યમરાજની પણ નહીં.

"હું એને ચાહું છું" એ શબ્દોમાં રહેલો ભાવજ મને ઘણો ઓછો લાગે છે. "હું એને ચાહું છું", "હું એની છું", "હું એનામય છું", "હું ને એ એકજ છીએ": એ બધાંએ જુદાંજુદાં પણ અપૂર્ણ વાક્યોજ છે. એમાંથી એક પણ વાક્ય અથવા એ સર્વ વાક્યોનો સમગ્ર અર્થ મારા પ્રેમનો પુરો અર્થ બતાવી શકે એમ નથી. ભાષાની કેટલી અપૂર્ણતા છે! પણ એ અપૂર્ણતા તો ભાષાના ઉત્પાદકોમાં આવી છે. પ્રેમની સંપૂર્ણતાનો જો મેં સાક્ષાત્કાર નહીં કર્યો હોત તો તે વિશ્વમાં વ્યાપી રહેલી મહાશક્તિને પણ હું અપૂર્ણજ કહેત. પણ પ્રેમતત્વમાં સંપૂર્ણતા સરજીનેજ એણે પોતાની સંપૂર્ણતાને સાર્થક કરી છે.

[ વધુ માટે જુઓ ઉઘાડનાં પાનાં ]





ઉપરકોટની બૌદ્ધ ગુફાના સ્તંભનો નમુનો

—જુનાગઢ —પૃ. ૩૩




લેખક
રા. હરિલાલ માધવજી ભટ્ટ
એમ. એ.

ચિત્રકાર
રા. રવિશંકર શિવશંકર પંડિત

સોહામણા સોરઠ દેશમા જુનાગઢ એ પુરાણપ્રસિદ્ધ તીર્થસ્થળ તરીકે આખા હીંદુસ્તાનમા પ્રખ્યાત છે. એ શહેર ક્યારે વસ્યું, કોણે વસાવ્યું અને પ્રથમ કયા નામે વસ્યું એ બધી બાબતો અત્યારે ભૂતકાળના અંધારામા ઢંકાઇ ગઇ છે. મહાભારતના અર્જુનવનવાસ પર્વમા એમ કહેવામા આવ્યું છે કે પોતાના વનવાસ દરમીઆન અર્જુન ફરતાફરતા પ્રભાસમા આવ્યા. તે ખબર દ્વારકામા શ્રીકૃષ્ણને પડતા તેઓ તેમને મળવા પ્રભાસ ગયા. ત્યાથી થોડા વખત પછી બન્ને મિત્રો રૈવતાચલ ઉપર આવ્યા. તે વખતે રૈવતાચલ ઉપર યાદવોનો મોટો મેળો ભરાયો હતો અને યાદવ-નરનારીઓ સુરાપાનથી મસ્ત બની ફરતા હતા. તે અરસામા અર્જુનને સુભદ્રાનો મેળાપ થયો અને પછી જ્યારે રૈવતાચળની યાત્રા પુરી કરી સુભદ્રા દ્વારકા તરફ પાછી ફરતી હતી ત્યારે રસ્તામા અર્જુને તેનું હરણ કર્યું. આ બધા વર્ણનમા કશે જુનાગઢનું નામ કે વર્ણન આવતું નથી. જુનાગઢમા દામોદરજીના મંદિર પાસે મુચકુંદની ગુફા કહેવાય છે જેમા મુચકુંદ સુતા હતા અને તેમને ઉંઘમાથી જગાડી ત્યાથી કાલયવન નાઠો ને બાજુના દાતારના પર્વત ઉપરની ગુફામા ન બચી મુઓ એવી આખ્યાયિકા ચાલે છે. તેજ પ્રમાણે ઉપરકોટનો કીલ્લો યાદવરાજ ઉગ્રસેને બાંધેલો કહેવાય છે, પણ આ માટે કંઇ પણ આધારભૂત પ્રમાણો મળી શકતા નથી. રૈવતાચલ અને ઉજ્જયંત એ બન્ને નામો ગીરનાર પર્વતને માટે પુરાણોમા અને પ્રાચીન લેખોમા પ્રસિદ્ધ છે. આમાથી ઉજ્જયંત નામ તો પર્વતની પ્રદક્ષિણા કરતી નદી 'ઓજત'મા આજે પણ કાયમ રહ્યું છે જ્યારે ગીરનાર નામના તો મૂળ પર્વત નહીં પણ જુનાગઢ શહેરનું ગિરિનગર એ નામ મૂળ સ્વરૂપમાં હતું અને જાણે વિસર્જના

નિયમ પ્રમાણે ગિરિનગરમાંથી ગિરિનયર અને તે પરથી ગિરિનાર અને ગીરનાર નામ થયું અને પછી એ નામ શહેરનું છે એ વાત ભુલાઇ જવાથી પર્વતને લગાડવામાં આવેલું લાગે છે. જે ખડક ઉપર પ્રતાપી અશોક મહારાજાનાં અનુશાસનો કોતરવામાં આવેલાં છે તે ખડકની ઉત્તર તરફની બાજુમાં મહાક્ષત્રપ રુદ્રદામનનો લેખ પણ ઉતારવામાં આવેલો છે. એ લેખની શરુઆતમાંજ કહેવામાં આવ્યું છે કે, આ તળાવ ગિરિનગરથી પર્વતની તળેટીમાં રમણીય દેખાવ છે વગેરે. આ તળાવ એમ કહીને ત્યાં પ્રખ્યાત સુદર્શન તળાવનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે જે લગભગ એક હજાર વર્ષ સુધી રહી પછી અદ્રશ્ય થઇ ગયું છે. રુદ્રદામનનો સમય ઇસ્વીસનના બીજા સૈકાનો છે. ક્ષત્રપો પછી પશ્ચિમ હીંદુસ્તાનમા ગુપ્તોનો અમલ જામ્યો અને તે અમલ હજી ભમતો જતો હતો તે અરસામાં સ્કંદગુપ્તે એજ ખડક ઉપર ત્રીજો શિલાલેખ કોતર્યો છે અને તેમાં સુદર્શન તળાવની ફરી મરામત કર્યાનું વર્ણન આપેલું છે. આ પરથી તે સમય સુધી જુનાગઢ અથવા ગિરિનગર શહેર કાયમ હતું એમ સ્પષ્ટ થાય છે. ગુપ્તવંશ પછી વલ્લભીપુરનો અમલ આખા સૌરાષ્ટ્રમાં પ્રસર્યો જણાય છે. ઇ. સ. ના સાતમા સૈકામા જેલ્લા શિલાદિત્યના વખતમાં પ્રખ્યાત ચીનો મુસાફર હ્યુએનત્સગ હીંદમાં આવી બૌદ્ધ ધર્મના અધ્યયન માટે તથા બૌદ્ધ ધર્મનાં તીર્થસ્થાનોની યાત્રા અર્થે આખા હીંદમાં ફર્યો હતો. તેણે પોતાની મુસાફરીનું સવિસ્તર વર્ણન લખ્યું છે તે ઉપરથી જણાય છે કે એ જમાનામાં જુનાગઢ એક મહત્ત્વના બૌદ્ધ તીર્થસ્થાન તરીકે હજી કાયમ હતું. વલ્લભીપુર અને સૌરાષ્ટ્ર વીશે તે મુસાફરના શબ્દો ઉતારી લેવા જેવા છે અને તે આ પ્રમાણે છે:–

"વલ્લભીપુરમાં સો બૌદ્ધ મઠ છે અને તેમાં આશરે છ હજાર સાધુઓ રહે છે. તે સાધુઓ હીનયાન મતના છે. જ્યાંજ્યાં બુદ્ધ આવ્યા હતા તે તે સ્થલોએ અશોક મહારાજાએ સ્તૂપો બંધાવેલા છે. હમણાંનો રાજા ક્ષત્રિય કુલનો છે અને તે કાન્યકુબ્જના રાજા શિલાદિત્ય (હર્ષવર્ધન)નો જમાઈ છે. તેનું નામ ધ્રુવપટુ છે."

× × × વલ્લભીનગરથી તે સાધુ આનંદપુર (વઢવાણ) થઇ સૌરાષ્ટ્રમાં આવ્યા. સૌરાષ્ટ્ર વીશે તે લખે છે કેઃ–

"આ દેશ સુમારે લગભગ ચાર હજાર લી (૧૩૦૦ માઇલ) ઘેરાવામાં છે અને તેની સીમા મહીનદી સુધી છે. તેની રાજધાનીનો ઘેરાવો ૩૦ લી (૧૦ માઇલ) છે. તેમાં વસ્તી ઘણી છે. સર્વ કુટુંબો આબરદી અને મોજમઝામાં રહે છે. એ પ્રાન્ત વલ્લભી રાજના તાબામાં છે. તેની જમીન ખારી છે અને ફળફુલ થોડાં થાય છે. ત્યાં ટાઢ અને ઉષ્ણતા સરખાં છે પણ વંટોળીઆ ઘણા થાય છે. લોકોના આચાર ભ્રષ્ટ છે તેઓ ગરમ તબીઅતના અને હલકા સ્વભાવના છે. વિદ્યા તથા કલાને ચાહતા નથી. તેઓમાં સત્યાનુસારી (બૌદ્ધ મતના) અને પાખંડી (બીજા મતના) ઘણા છે. અહીં સુમારે અડ્ડી કોડી (૫૦) મઠ છે. તેમાં આસરે ત્રણ હજાર સાધુઓ રહે છે. તેઓ ઘણું કરી મહાયાન મતના અને આર્ય સ્થવિર માર્ગના છે. આ શીવાય બીજા સો દેવાલયો પાખંડમત (અન્ય મત)નાં છે. એ રાજ્ય પશ્ચિમ સમુદ્રના રસ્તા પર છે માટે સર્વ લોકોને તેથી ફાયદો છે. અહીં લોકોનો મુખ્ય ધંધો વેપાર છે. શહેરથી થોડે અંતરે એક પર્વત છે તેને ઉજ્જયંત કહે છે. તે ઉપર એક મઠ છે. તે પહાડની ઉઘાડી સપાટી પર ઓરડાઓ અને ગોળ ઓરડા બાંધેલા છે. પર્વતને ફરતું ગીચ વન છે અને તે ઉપર પાણીના બુદ્બુદ્ અવાજ સાંભળવામાં આવે છે. કેટલાક સાધુઓ ત્યાં ફરવા જાય છે અને કેટલાક ત્યાં પોતાનો આશ્રમ પણ કરે છે. મહાસદ્ગુણથી પ્રખ્યાત થએલા ઋષિઓ પણ અહીં ટોળેટોળાં આવે છે."



માટીનું કામ

ટેકરીઓને જળાધારીની ઉપમા અપાય છે. કાલમીંઢ પથ્થરમાંથી નીકળતા જલપ્રવાહ પૃથ્વીના ઉંડાણમાંથી આવતા હોવાથી ઘણા મીઠા અને નિરંતર વહેતા હોય છે અને સ્વાદિષ્ટ-તંદુરસ્તી બક્ષનાર પાણી પુરું પાડે છે. આવાં સ્થાનોને દેવભૂમિ ગણી પવિત્ર માનવામાં આવે છે અને તે પ્રમાણે આપણા પુરાણોમાં આ અદ્ભુત સૌંદર્યયુક્ત સ્થાનમાં બધા દેવો આવીને વાસ કરે છે એવી આખ્યાયિકા આપવામાં આવી છે. સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગને પ્રભાસક્ષેત્ર તરીકે ઓળખવામાં આવે છે અને તેમાં ગીરનાર અને તેની ખીણોના ભાગનું નામ વસ્ત્રાપથ ક્ષેત્ર એવું પાડવામાં આવ્યું છે. એ નામ પાડવાનું કારણ એવું જણાવવામાં આવે છે કે, એક વખત કૈલાસમાં શ્રી ભોળાનાથ–મહાદેવજી તથા પાર્વતીજી વાર્તાલાપ કરતાં બેઠાં હતાં ત્યાં વિષ્ણુ બ્રહ્મા વગેરે દેવતાઓ આવી લાગ્યા અને વાતમાં ને વાતમાં વિષ્ણુએ ફરીઆદ કરી કે શંકર ભગવાન્ ઘણી વાર પોતાના ભક્તો પર નજીવી સેવામાં તુષ્પમાન થઇ જઇ તેમને ગમે તેવાં વરદાન આપી દે છે અને તેથી જગતમાં એટલા બધા અનર્થ થાય છે કે જેનો પ્રતીકાર કરવામાં પોતાને–વિષ્ણુ ભગવાનને ઘણી જેહમત ઉઠાવવી પડે છે. આ પરથી શંકરને માઠું લાગ્યું અને તેઓ રીસાઇ ત્યાંથી ચાલ્યા ગયા અને ફરતાંફરતાં સૌરાષ્ટ્રમાં રૈવતાચલ આગળ આવ્યા. આ સ્થલની ભવ્ય સુંદરતાથી તેમને એટલો બધો આનંદ થયો કે પોતાનાં બધાં વસ્ત્રો ફેંકી દઇ અદૃશ્ય સ્વરૂપે તેઓ ત્યાં રહેવા લાગ્યા. કૈલાસમાં તો શંકર ભગવાનના ચાલ્યા જવાથી રસભંગ થયો અને બધા દેવતાઓ વીમાસણમાં પડી ગયા કે હવે શું કરવું? એમને ગમે તેમ કરી મનાવવાજ જોઇએ. પછી શ્રીપાર્વતીજીને સાથે લઇ સર્વ દેવો તપાસ કરતાકરતા આ સ્થાનમાં આવી પહોંચ્યા અને અહીંજ શ્રીશંભુ અદૃશ્ય સ્વરૂપે રહે છે એમ લાગવાથી પાર્વતીજીએ ઉર્જયંતના શિખર પર પોતાનું સ્થાન લીધું, વિષ્ણુ ભગવાને રૈવતાચલમાં બેઠક લીધી, પાતાલમાંથી શેષ નાગ હાજર થયા, ગંગા વગેરે નદીઓ પણ આવી પહોંચી અને સર્વ દેવતાઓએ પોતપોતાનાં સ્થાનમાં શ્રીપાર્વતીજીની અધ્યક્ષતા નીચે



પરવાળાં, નીલમ, અકીક, પોખરાજ, માણેક, એકવા મરીન પારો



ત્રાંબાનો ડબ્બો, રૂપાની ડબ્બી, સોનાની ડબ્બી

શ્રી શંકર ભગવાનની સ્તુતિ કરવા માંડી આથી પ્રસન્ન થઇ શંકર ભગવાન્ પ્રગટ થયા અને તેમણે સર્વ દેવતાઓના મન રંજન કર્યાં પછી શ્રી કૈલાસ તરફ પાછા ફરવાની વિનતિ કરતા શંકર ભગવાને સામી માગણી કરી કે આ રમણીય સ્થાનમાં સર્વ દેવતાઓએ પોતપોતાના અંશ મુકી જવા અને એ રીતે ત્યાં નિરંતર વાસ કરવો. આ પ્રમાણે ઉજ્જયંતના શિખર પર પાર્વતી જીએ શ્રી અંબાભવાની રૂપે વાસ કર્યો, તળેટીમાં શંકર ભગવાન્ પોતે શ્રી ભવનાથના મંદિરમાં બીરાજ્યા, રૈવતાચલ ઉપર શ્રી વિષ્ણુ ભગવાન્ શ્રીદામોદરરાયજીના નામથી વાસ કરી રહ્યા આ પ્રમાણે શંકર ભગવાને ત્યાં વસ્ત્રો ફેંકી દેવાથી એનું નામ વસ્ત્રાના પડયું હોય એમ જણાય છે

જુનાગઢની વાઘેશ્વરી દરવાજે બહાર નીકળી ગીરનાર તરફ આવતા લક્ષ્મણ ટેકરીની નીચે બે પર્વતમાળની વચમા સાંકડો ખીણનો રસ્તો છે આ રસ્તે થઇ જરા વાંક વળતા ગીરનારની તળેટીનું અતિ સુંદર દૃશ્ય નજરે પડે છે તેની દક્ષિણ બાજુએ સોનરેખ નદીને સામે કાંઠે બાંધેલા ઉંચા ઓવારા ઉપર આવેલા આ દામોદર રાયજીનું મંદિર યાત્રાળુઓના દીલને આનંદાશ્ચર્યમા ડુબાડી દે છે મંદિર નદીની સામે પાર આવેલું હોવાથી જુનાગઢના માજી દીવાન સદ્ગત હરિદાસ વિહારીદાસે પોતાના માતાના પુણ્યર્થે પાકો કાળા પથ્થરનો પુલ બંધાવ્યો છે અને હજારો યાત્રાળુઓનો આશિર્વાદ મેળવ્યો છે

આ બધી તો પુરાણોની વાત થઈ. સામાન્ય રીતે પૌરાણિક સમય તે ઐતિહાસિક સમયની પહેલાનો ગણાય છે અને ઘણી વાર આવી આખ્યાયિકાઓ ઐતિહાસિક સમયની પછી જોડી કાઢવામાં આવી હોય એટલે તેમાનો ઐતિહાસિક અંશ એટલોજ ધારી શકાય કે ઘણા જુના કાળથી આ સ્થાનો પવિત્ર મનાતા આવ્યા છે અને હીંદુ ધર્મના સ્થપાવાની સાથે અસંખ્ય યાત્રાળુઓના જુથ આ સ્થાનની મલાકાત લઇ ગયા છે અને એ યાત્રાળુઓના આવાગમન આજ હજારો વર્ષ થયા હજી ચાલુ છે આ રસ્તા ઉપર આવેના એક ખડક ઉપર પોતાના અનુશાસનો કોતરાવી મહારાજા અશોકે પણ એજ બીનાની પુષ્ટિ કરી છે આ અનિશ્ચિત પૌરાણિક વાતો પરથી જ્યારે આપણે ઐતિહાસિક બીનાઓ પર આવીએ છીએ ત્યારે આપણને જુનામાં જુનું અને નિશ્ચિત કલ્પવાનુંના થઇ શકે એવું સાધન ઉપર કહેલા અશોકના



પથ્થરનું ઢાંકણ

અનુશાસનો વાળા ખડકમાં મળે છે. એ ખડક જાણે ૯૦૦ વર્ષનો ઇતિહાસ લખતું પથ્થરમાં કોતરેલું પુસ્તકજ છે. તેમાં કોતરવામાં આવેલા સ્કંદગુપ્તના લેખમાં સુદર્શન તળાવના કાંઠા પર બાંધેલા ચક્રભૃત્ (વિષ્ણુ) નું મંદિર ઉજ્જયંતાચલ ઉપર પ્રભુત્વ ભોગવે છે એવો ઉલ્લેખ છે. તે ઉપર કહેલા દામોદરજીના મંદિરને લાગુ પડી શકે છે. એ મંદિરની પાસે વૈષ્ણવ સંપ્રદાયની શ્રી મહાપ્રભુજીની બેઠક નામે મકાન છે. તેમાં પશ્ચિમ બાજુની દીવાલમાં એક સંસ્કૃત શ્લોકમાં લખેલો લેખ છે. તે સંવત્ ૧૪૭૩ ની સાલમાં લખવામાં આવ્યો છે અને તેમાં જણાવેલું છે કે, દામોદર નામના કોઇ પટેલે આ મહ માત્રાજીઓના આરામસ્થાન તરીકે બંધાવેલો છે એ લેખમાં ચુડાસમા વંશના આઠ રાજાઓની વંશાવલિ પણ આપવામાં આવી છે. એ પ્રમાણે જોતાં દામોદરજીનું મંદિર બંધાયે ૫૦૦ વર્ષ થયાં લાગે છે, પણ એ સ્થાન બેશક ઘણું વધારે જુનું છે. પ્રાચીન આખ્યાયિકા પ્રમાણે શ્રી કૃષ્ણપરમાત્માના પૌત્ર વજ્રનાભે બે મંદિર એકસરખાં બંધાવ્યાં કહેવાય છે અને તેમાંનું એક તે આ દામોદરરાયજીનું મંદિર જુનાગઢમાં અને બીજું એવુંજ મંદિર દ્વારકામાં છે.

... અશોકના અનુશાસનોવાળાછ. સૌરાષ્ટ્રના પશ્ચિમ ભાગને પ્રભાસક્ષેત્ર તરીકે ઓળખવનાર આવે છે અને તેમાં ગીરનાર અને તેના પાણીના ભાગનું નામ વસ્ત્રાપથ ક્ષેત્ર એવું

ઝાડ નીચે માતાજીએ નિવાસ કરેલો હોવાથી તે બોરદેવી નામે પ્રસિદ્ધ છે.

તે સ્થાનથી લગભગ અર્ધો માઇલ નીચે જતાં ખંડેરો આવે છે જેમાં લાખોકુલાણી રહેતો અને તે પરથી એ સ્થાન લાખામેડી નામથી જાણીતું છે. આ સ્થાન માટે પંડિત ભગવાનલાલ ઇંદ્રજીએ કહ્યું હતું કે જો ખોદકામ કરવામાં આવે તો તેમાંથી બુદ્ધનો સ્તૂપ મળી આવવો જોઇએ. આ ઉપરથી લાખામેડીનાં ખંડેરો પાસે એક ઉંચો ટીંબો હતો તે ખોદવામાં આવ્યો અને ૩૯ ફુટ ઉંડાઇએ ખોદતાં અંદરથી એક મોટી પથ્થરની શિલા મળી આવી જેની વચમાં ખાડો કોતરી તે ઉપર બીજા એક પથ્થરનું ઢાંકણ મુકવામાં આવ્યું હતું. આ ઢાંકણું ઉઘાડતાં તેની અંદરથી એક માટીનો ડબ્બો મળી આવ્યો. આ માટીના ડબ્બામાં એક ત્રાંબાની ડબ્બી હતી, તેની અંદર એક રૂપાની ડબ્બી અને રુપાની ડબ્બીની અંદર સોનાની ડબ્બી મળી આવી. આ સોનાની ડબ્બીમાં પંચ મહારત્નો અને એક નાનો ટુકડો–જે હાડકું હોય કે પછી ઝાડની ડાળીનો કટકો હોય તે નક્કી થઇ શક્યું નથી–એટલી વસ્તુઓ હતી. એ પ્રમાણે ભગવાન્ બુદ્ધના સ્તૂપો હીંદમાં બીજે ઠેકાણે મળી આવ્યા છે તેવોજ અહીં પણ આ અત્યારે નિર્જન જણાતા ગાઢ ઝાડીવાળા પ્રદેશમાં પણ મળી આવેલો છે.

પુરાણા જમાનામાં તે પણ વસ્તીવાળો પ્રદેશ હશે એમ એ સ્થાનમાં ફરતાં જમીનમાંથી નીકળી આવતી સંખ્યાબંધ પાકી ઇંટો ઉપરથી અનુમાન થઇ શકે છે. વલ્લભીપુરનાં ખંડેરમાંથી મળી આવે છે તેવી મોટી ૧૮ ઇંચ લાંબી, ૧૨ ઇંચ પહોળી અને ત્રણ ઇંચ જાડી પાકી લાલ ઇંટ આ પ્રદેશમાં પણ ઘણી મળી



પરવાળાં, નીલમ, અવશેષ. ... ના એક ઓરડીના

છે તેમને આ ઇમારત જોતાં તરત તે બૌદ્ધવિહાર હોય એમ ખાત્રી થાય છે. તેના નીચલા માળમાં એક મોટો સભામંડપ અને આસપાસ સાધુઓને બેસવાની વિશાલ ગેલેરી તથા વચમાં હવા અજવાળા માટે મોટો ચોક રાખવામાં આવ્યો છે. આ સભામંડપમાં મોટામોટા ચાર સ્તંભ છે અને તેની ઉપર સુંદર કારીગરીનાં પુતળાં કોતરવામાં આવ્યાં છે જે દરેક કલારસિકને આનંદાશ્ચર્યમાં ગરક કરી નાખે છે. ઉપરના માળમાં પણ ફરતી ગેલેરી અને એક તરફ સાધુઓને માટે પાણીનો મોટો હોજ કોતરી કાઢવામાં આવેલો છે. હ્યુએનત્સંગના કહેવા પ્રમાણે ઇ. સ. ના સાતમા સૈકામાં સૌરાષ્ટ્રમાં બૌદ્ધમતનું જોર હતું અને એ મતના હજારો સાધુઓ અહીં રહેતા એ બીનાની આ મકાન અને આવી બીજી અનેક ગુફાઓ જુનાગઢમાં અને કાઠીઆવાડના બીજા ભાગમાં આવેલી છે તે સાક્ષી પુરે છે.

ઉપરકોટ મુકીને બહાર આવતાં વાયવ્ય ખુણા તરફ ગિરિનગરનો વિસ્તાર હોય એવાં ચિન્હો હજી પણ સ્પષ્ટ દેખાય છે. ઉપરકોટના ખડકની નીચેજ આવેલી બહારની બાજુએ બાવા પીયારાના ભોંયરાં નામની જગ્યા છે જે આ ગુફાઓને મળતીજ છે. તે ઉપરાંત ધારાગઢ દરવાજા તરફ ખાપરાકોડીઆનાં ભોંયરાંના નામથી ઓળખાતી ઇમારત તથા માઇ ગઢેચીની જગ્યા એ પણ આજ પ્રકારની બૌદ્ધ ગુફાઓ હોવી જોઇએ એમ અચુક ભાસ થાય છે. આ સ્થાનમાં પણ ખડકમાંથી એક લાંબી ઓરડાઓની હાર કોતરી કાઢેલી છે, તે દરેક ઓરડાની વચમાં મોટા હોજ આવેલો છે, હોજમાં ઉતરવાને પગથીઆં છે અને એક હોજમાંથી બીજા હોજમાં પાણી જવાનો માર્ગ રાખવામાં આવેલો છે. સુદર્શન તળાવની ઉત્તર બાજુએ જે દિશામાં જુદીજુદી પાણીની નીકો કરવામાં આવી હતી એવો ઉલ્લેખ છે, તેવો એક જલમાર્ગ આ ઇમારતમાં દાખલ કરી ફરતોફરતો બધા હોજમાં થઇને મકાનની બીજી બાજુએ નીકળી નદીમાં ભળી જાય એ જાતની પાણીની ખુબીદાર ગોઠવણ અહીં કરવામાં આવેલી સ્પષ્ટ જણાય છે. આ મકાનના સ્તંભો ઉપરની કારીગરી ઘસાઇ ગઇ છે પણ જે અવશેષો મોજુદ છે તે ઉપરથી તે કોઇ રાજા મહારાજાનું વિલાસભવન હોય એવાં સ્પષ્ટ ચિન્હો જણાય છે અને પાટલીપુત્રમાં જેમ ઇરાની કારીગરીના મહેલો મૌર્યસમયમાં હતા એમ શોધ થઇ છે તેવોજ ઇરાની કારીગરીનો આભાસ આ સ્તંભ જોતાં પણ થાય છે. અને તે સાથે સામે આવેલા ઉપરકોટના કીલ્લાનું દૃશ્ય આ સ્થાનને અતિ ભવ્ય અને રમણીય સ્થાન બનાવે છે. આ સ્થાનથી જરા પૂર્વ તરફ વધારે ઢળતી જગ્યામાં એટલે જ્યાંથી પાણીનો માર્ગ જઇ શકે તેવા સ્થાનમાં માઇ ગઢેચી નામે એક ત્રીજી જગ્યા આવેલી છે તે હળમાં કોઇ હીંદુ મંદિર અથવા મહેલ હોવો જોઇએ. પાછળથી મુસલમાનોએ તેની મસીદ કરી નાખી છે. એ મસીદમાં ઉત્તર તરફ જુની કારીગરીની એક બારી હજી મોજુદ છે જે જુના હીંદુસ્થાપત્યનો સુંદર નમુનો રજુ કરે છે. એ મસીદની નીચે પણ પથરામાં કોતરી કાઢેલો ઓશરીનો ભાગ અને તેમાં બૌદ્ધ ગુફાઓના જેવા બે સ્તંભો છે અને પાસે પાણીનો હોજ છે. આ આવાસ એ ઉપર કહેલા રાજમહેલને લગતો નાનો સરખો વિશ્રામબાગ હોવો જોઇએ એમ આ બધાં સ્થાનોનો વિગતવાર અભ્યાસ કરનાર બર્જેસનું અનુમાન છે.

આ પ્રમાણે પ્રાચીન ગિરિનગરના છુટા છવાયાં ચિન્હો આજે પણ દૃષ્ટિગોચર થાય છે અને ધારાગઢ દરવાજા અને સુખનાથ ગેટ તરફના ભાગમા ઘણો ભાગ દટાઇ ગયો હોવો જોઇએ એમ જણાય છે નૃસિંહ મહેતાના ચોરાને નામે જે જગ્યા અત્યારે પ્રસિદ્ધ છે તેની સામે હિમજા માતાનું મંદિર છે તેના ચોકમા આવેલા મકાનોનો મોટો ભાગ દટાઇ ગયો છે અને માત્ર ઉપરનો ભાગ અત્યારે જમીનની સપાટી ઉપર રહ્યો છે એમ જોઇ શકાય છે આઠમી સદીમા હ્યુએનત્સંગના વચન પ્રમાણે ગિરિનગરનો વિસ્તાર ૧૦ માઇલમાં હતો તે પછી આ શહેર બધી બાજુએ ઘણુંજ ફેલાયલું હોવું જોઇએ અને અત્યારે પણ દક્ષિણ દિશામા ઘણે લાંબે સુધી મોટી મોટી વાવો નજરે પડે છે એટલે આ બધો જે અત્યારે ઉજ્જડ અને જંગલથી ભરપૂર ભાગ છે તે તે વખતમા ગીચ વસ્તીવાળો હોવો જોઇએ એમ અનુમાન થાય છે માણસના જીવનમા જેમ તડકા છાયડા હોય છે તેમજ શહેરોના જીવનમા પણ થતું અહીં આપણે અનુભવીએ છીએ ઇ સ પૂર્વે ત્રીજા સૈકાથી ઇ સ ના આઠમા સૈકા સુધી એક હજાર વર્ષના લાંબા ગાળા સુધી આ ગિરિનગર શહેર ગીરનાર પર્વતની ખીણમા સુદર્શન તળાવને કાંઠે અનેક દેવોના મંદિરો અને સાધુઓના મઠોથી અદ્ભુત શોભી રહેલું આપણે કલ્પનાની નજરે જોઇ શકીએ છીએ અને પછી તે કાળના સર્વભક્ષી મુખમા અદૃશ્ય થઇ જાય છે અમુક કાળ અદૃશ્ય રહી તે ફરી સજીવન થઇ ઇતિહાસમા દર્શન દે છે તે તરફ હવે સમયે આપણે નજરે





માઈ ગઢેચીની મસીદની બારી

# સેવાનાં સંતાન!



રચનાર:

રા. કૃષ્ણદાસ ગોવિંદજી આસર

અમે સૌ સેવાનાં સંતાન!
સદંતર ગોજ અમારી માન:
અમે સૌ સેવાનાં સંતાન!

હેમકુટ, ત્યાં હંસ તરંતા,
તળાવડે સ્વરગાન:
નિર્મળ જળ પળપળ ઝળકે
કરી સેવકનાં સન્માન;
અમે સૌ સેવાનાં સંતાન!

કરે શુભ શુચિમન સુખકર સ્નાન,
અમે સૌ સેવાનાં સંતાન!

સુગમ પથ ને અનુપમ વાટડી
સેવામંદિર સ્થાન
દિવ્યમંત્ર સેવા સેવા બસ
સેવકના એ તાન
અમે સૌ સનના સતાન!

જગ્રતા જગો જરા જયગાન
અમે સૌ સેવાના સતાન

સેવામૃત સુખ વૈભવ સમદ્ર
નિશદિન ત્યાં મસ્તાન
હૃદય નાચત મુખ મલકાતા
પીઓ પીઓ મધુપાન
અમે સૌ સેવાના સતાન!

અહો! બસ બનીએના ગુલતાન
અમે સૌ સેવાના સંતાન!

સદતર એજ અમારી સન
અમે સૌ સેવાના સતાન!



# જ્યોત્સ્નાગીત !

(એક વિખ્યાત જર્મન ગીતનો ઇતિહાસ)

લેખક:
રા. પાદરાકર

અંતઃસ્ફુર્તિ (Inspiration) એ એક વિલક્ષણ વસ્તુ છે. ચિત્રકલા હો, સંગીત હો, નાટ્ય હો વા રમ્ય કલ્પનાનું મૂર્ત સ્વરૂપ સાક્ષાત્કાર કરનાર બીજી કોઇ પણ લલિત કલા (Fine Art) હો, પણ તેમાં ખરી અંતઃસ્ફુર્તિ શીવાય-અંતઃકરણની અતિ ગૂઢ વૃત્તિ ઉછળ્યા શીવાય કોઇ પણ સર્વોત્તમ કૃતિ બનવી કઠીન છે; અને આવી ઉત્કૃષ્ટ-રમ્ય કલ્પના વિરલ પ્રતિભાશાળી વિભૂતિમાંજ ઉદ્ભવે છે, અને તે પણ તેમનેએ સદા સર્વદા ઉદ્ભવે એ શક્ય નથી. કોઇ વખત હવાજ એવી જામે છે, પ્રસંગજ એવા ઉપસ્થિત થઇ જાય છે કે જ્યારે અંતઃકરણનાં દ્વાર અચાનક પૂર જોસમાં-તીવ્ર લાગણીના પવનના ઝપાટે એકદમ ખુલી જાય છે; દૃષ્ટિ પરનાં માયાવી પડ ખસી જતાંજ તેમાં દિવ્ય-[illegible] પ્રકટે છે અને તે વખતે સાધારણ મનુષ્યને વા ખુદ પ્રતિભાશાળી મનુષ્યમાં બીજી વખતે ન ઉદ્ભવી શકે એવી અલૌકિક રસપૂર્ણ સુંદર કલ્પના હૃદયના ઉંડાણમાં જન્મ પામે છે. ઉત્તમ કાવ્યો, ચિત્રકલાના વા શિલ્પકલાના ઉત્કૃષ્ટ આદર્શ નમુના, વા તો સંગીતની અપ્રતીમ ચીજો એ સર્વ આવી વિલક્ષણ અંતઃસ્ફુર્તિનાંજ મૂર્ત સ્વરૂપ છે.

વિખ્યાત જર્મન સંગીતશાસ્ત્રી અને ગાનકલાવિશારદ 'બીથોવ્હન'નું અદ્ભુત 'જ્યોત્સ્નાગીત' (moonlight sonnet) એ જર્મનીનું અતિ વિખ્યાત અને અલૌકિક સંગીત-ગીત ગણાય છે. અને તે આવીજ અંતઃસ્ફુર્તિના કોઇ વિલક્ષણ અને વિચિત્ર પ્રસંગને પરિણામે જન્મ્યું અને વિશ્વવિખ્યાત થયું. તેનો ઇતિહાસ સાહિત્ય-સંગીતકલાના વિધાયકોને રસપ્રદ લાગશે એમ જાણીનેજ સંગીતાચાર્ય બીથોવ્હનના એક પ્રિયમિત્રના શબ્દોમાંજ હું સાદર કરવા કટિબદ્ધ થયો છું. જર્મન ભાષામાં તેનું વર્ણન ઘણુંજ રસભર છે, પણ રસનું પાત્ર ઉંચકી બીજા પાત્રમાં રેડતાં સંપૂર્ણતા નથી સચવાતી એ સ્પષ્ટ છે.

આ પ્રસંગ જર્મનીના વૉન શહેરમાં બન્યો હતો. શીઆળાની કડકતી ઠંડીની એક અંધારી રાત્રિએ હું બીથોવ્હનને ઘેર ગયો, કારણ મારો વિચાર તેને લઈ ફરવા જવાનો અને પાછા ફરતા તેને મારે ત્યાં જમવા રાખી પાડવાનો હતો. તે ઘેરજ હતો અને અમે રળીઆમણી ચંદનીમાં ફરવા નીકળી પડયા. ચાલતા ચાલતા એક ગલીચ અંધારી ગલીમાના એક નાનકડા કંગાલ ઘર પાસે બીથો એકાએક અટકી ઉભો. આ વખતે આ મારા માનીતા મીઠડા ખુબસુરત નવા વર્ષમાં કયા નવીન ટુકડા કરવા ધાર્યા છે એ સબંધી હમો વચ્ચે ચર્ચા ચાલતી હતી. તે નાક પર આંગળી રાખી ડાહ્યો થઈ જતા બોલ્યો:—"હ ચુપ ચુપ! સાંભળ અહીંઆ કોઈ મારીજ ચીજ ગાય છે વાહ! અઘરુ ગાય છે હો!"

અમે એક ગરીબ કંગાલ મકાન પાસે ઉભા રહી તે ગાયન સાંભળવા લાગ્યા. સંગીત ઉમદા હતું. સુર આલાપાતાજ ગયા પણ અરે! ગાનાર અટકી ગયુ અને એક દીર્ઘ નિશ્વાસ સ્પષ્ટ સંભળાયો ને ગાનારનુ મુખ બોલ્યું:—'છે છે! હવે મારાથી નહીં ગવાય. શું સુંદર ચીજ છે. પણ તે જેવી ગવાવી જોઇએ તેવી મારાથી ગાઇ શકાતી નથી પ્રભો! કોલોનના જલસામા જો હુ જઇ શકતી હોત તો—"

"બહેન!" તેની પાસે બેઠેલી બીજી વ્યક્તિ બોલી, "જે વાત આપણી શક્તિની બહાર છે તે માટે ખેદ કરવાથી શો લાભ! આપણા ઘરનું ભાડુંજ આપણે આપી શકતા નથી તો આવો બાદશાહી ખર્ચ આપણે કેમ કરી શકીએ?"

"સાચુ, બાપુ! સાચુ પણ સમસ્ત જીવનમા એક ઉત્તમ ગાણું સાંભળવાની તક મને માત્ર એકજ મળે તો હે પ્રભુ! પણ લાચાર" બોલતા બોલતા તેં આંએ એક નિશ્વાસ વળી નાખ્યો.

બીથોવ્હને તુરતજ મારા સામે જોયુ અને તે બોલ્યો "ચાલ! અંદર જઇએ"

"અંદર!" મેં ચમકીને પુછ્યુ "શા માટે?"

"હું આજ મારું સંગીત તને સંભળાવીશ" બીથો ગદ્ગદ્ કંઠે બોલ્યો. "ખરો રસિક ગુણગ્રાહી સંગીતનો રસીઓ શ્રોતા અહીંજ મળશે મારા ગાયનનો ખરો મર્મ તેણીજ સમજશે એવી મારી ખાત્રી છે તેથીજ દોસ્ત!'

અને આટલુ બોલતાજ મારી હા-ના સાંભળ્યા પહેલાજ તે બેધડક તે ઘરમા પેસી ગયો અને હુ પણ તેની પાછળ બીજો ગયો રસ્તો?

પ્રસંગોપાત મોટા અમીરો—અરે કદાચ જર્મન સમ્રાટના આમંત્રણોને ઠોકરે મારનાર આ જર્મન ગાંધર્વરાજ એક કંગાલ ભીખારીની ઝુંપડીમા એ ચાલ્યો ખરેજ આ લોક ભારે કામગાજ! લેખક—કવિ—વક્તા અને ગવૈયા બધાજ

એકજુના ટેબલ પાસે એક નિસ્તેજ લકડા જુદા શીરનો બેઠો હતો ને તેની પાસે એક જુના પુરાણા પીઆનાને ટેકી એક પંદર સોળ વર્ષની છોકરી બેઠી હતી તેનો સ્વાંગ પણ લુખ્ખો કેશગ્રંથિ તેના શ્યામ મુખકમલ પર અસ્તવ્યસ્ત વીખરાઇ પડ્યો હતો જાનેનો પોશાક સ્વચ્છ પણ કંગાલીઅત ની સાક્ષી પુરતો હતો અમે ત્યા જઇ પહોંચતા જ અને ચમકાવી ને ટટાર થયાં.

"માફ કરો" બીથોવ્હન બોલ્યો, "પણ તમારા સંગીતના આલાપ રસ્તે જતાં મેં સાંભળ્યા અને અંદર આવવાની લાલચ હું ચોખાથી ન શક્યો. હું પણ એક ગવૈયો છું."

આ શબ્દો સાંભળતાંજ તે બાલિકાના પ્રશાંત મુખ પર લજ્જાની લાલી પથરાઇ અને તે તરુણ પણ જરા ગંભીર પણ ચિંતાતુર બન્યો.

"મેં બહારથી તમારી વાતચીત થોડી ઘણી સાંભળી" બીથોવ્હન બોલ્યો, "તમારી સંગીત સાંભળવાની–નહીં, તમને સંગીતનો શોક છે. શો તમને એક ગીત ગાઇ સંભળાવું?"

"આપનો મોટો આભાર સાહેબ! પણ–" તે તરુણ અર્મકાર બીતાંબીતાં બોલી ઉઠ્યો, "આ પીયાનો તદ્દન બગડી ગએલો છે અને-અને અમને સંગીતનું જ્ઞાન પણ ખાસ જોઇએ તેવું નથી."

"ત્યારે આ બાલા આટલું બધું સુંદર–" બીથો બોલતા બોલતાં અચક્યો અને તેનું મુખ લજ્જાથી આરક્ત બની ગયું. કારણ તેજ ક્ષણે તે બાલિકાનો ચહેરો તેના તરફ પુરેપુરો વળવાથી તે જોઇ શક્યો કે બીચારી તે બાલા બંને આંખે અંધ હતી.

"મ–મ–માફ કરો." તે અચકાતાં અચકાતા બોલ્યો "મેં બરાબર જોયું ન હતું. ત્યારે તો તમે માત્ર કાનનીજ મદદથી ગાઇ બજાવી શકો છો એમ લાગે છે. પણ જ્યારે તમે ઉત્તમ જલસામાં જઇ શકતાં નથી, તેઓની મદદ નથી, ત્યારે આવું અનુપમ ગાન શી રીતે ગાઇ શકો છો બાપુ? તમે શી રીતે આ સૌ શીખ્યાં?"

"સાહેબ! પહેલાં અમારી પડોશમાં એક બાઇ ગાતી અને બજાવતી તે સાંભળીને. ઉનાળાના દિવસોમાં તેના ઘરની બારી ખુલ્લીજ રહેતી અને હું આમતેમ ફરતાંફરતાં તેનું ગાન સાંભળતી." બાલિકાએ શરમાતાં શરમાતાં ઉત્તર દીધો. પણ તે બીચારી આ જવાબ દેતાં એટલી બધી મુંઝાઇ–ગભરાઇ કે જરાએ વધુ પ્રશ્ન પુછવાના અખાડા કરવામાંજ બીથોએ ડહાપણ માન્યું.

હવે બીથોવ્હન તે પીયાના પાસે જઇ બેઠો ને તેણે બજાવવાનું તથા ગાવાનું શરુ કર્યું. પીયાના પર આંગળાં ફેરવી સુર છોડવાની શરુઆત કરતાંજ મારી તો ખાત્રી થઇ કે આજનો રંગ કંઇ ઓરજ છે. આજ રાત્રે આ નામદાર કમાલજ કરશે–ખીલી ઉઠશેજ.

અને મારો તર્ક સાચોજ હતો. હું અને બીથો અનેક વર્ષોના સ્નેહીઓ છીએ, પણ તે રાત્રિએ તે બાલિકા અને તેના ભાઇ સમક્ષ તેણે સંગીતસુધા રેલાવી અને સ્વર્ગીય ગીતલહરિઓ વડે જાણે સ્વર્ગજ પૃથ્વી પર ઉતાર્યું. તેવું સંગીત મેં તેની પાસે કદી પણ સાંભળ્યું ન હતું. તે દિવસના જેવો તે કદી પણ ખીલ્યો ન હતો. હૃદયનાં દ્વાર ખુલ્લાં મુકી દઇ–તેની તમામ સંગીતશક્તિ જાણે આજ તે ખર્ચી નાંખવા ન બેઠો હોય? એવાં દિવ્ય સંગીત તેણે રેલાવ્યાં. જર્મનસમ્રાટ્ સમક્ષ પણ તે આટલું અપ્રતિમ ગાન ગાત કે કેમ તેની શંકાજ છે. તેનો હસ્તસ્પર્શ થતાંજ તે ખડખડ પાંચમ પીયાનો પણ જાણે નવું જીવન પામ્યો હોય, અરે! જાણે તેમાં જાદુ ભર્યું હોય એમ સ્વર્ગીય સુર રેલાવવા લાગ્યો.

તે ભાઇબહેન તો આ ગાનલહરિના શ્રવણમાત્રથીજ મંત્રમુગ્ધ બની ગયાં–તેમાં ડુબીજ ગયાં. ભાઇએ પોતાનું કામ ખસેડી મુક્યું અને બહેન તો બંને હાથ હૃદય પર

ના પ્રકાશ પ્રમાણેજ, વાદ્યસ્વર આખા મકાનમાં પ્રસરી રહ્યો. એક અત્યંત જલદ ગતિએ ગવાતી, અંતઃકરણને ક્ષુબ્ધ અને ચંચળ કરી મુકનાર એક મસ્ત ચીજ તેણે છેડી. તે ગીતમાં આરોહ-અવરોહ-પદલાલિત્ય-તાલ-રચના-મીંડાશ-તાલ સુરની જમાવટ હતી. પોતાના અંતર્ગત કંઈક શોક-ખિન્નતાના રસ રેલવતા એ માર્મિક ગાને અવધિ કરી મુકી. અમને એમજ લાગ્યું કે અમે ગાંધર્વગાન અને અપ્સરાનો નાચ સાંભળી રહ્યા છીએ. ગીત નવુંજ રચાતું જતું અને રેલાતું. હવે તેની ગાવાની ગતિ ઉત્તરોત્તર વધુ જલદ થતી ગઇ અને તેમાં ભાવ તો એવા ઉભરાઇ જતા હતા કે ક્ષણમાં આનંદ તો ક્ષણમાં એક પ્રકારની અસ્પષ્ટ અને ગૂઢ એવી ભીતિ, તો બીજીજ ક્ષણે ખિન્નતા તો ક્ષણમાં આશ્ચર્ય એમ ભિન્નભિન્ન પ્રકારની વૃત્તિઓનો અમલ અમારા હૃદય પર જામ્યો. ધીમેધીમે સુર વિરામ પામતા જતા જણાયા અને સુર લય પામતાંજ બીથોવ્હન ઉભો થઇ ગયો અને બોલ્યોઃ—

"પ્રભુ તમારું કલ્યાણ કરો ! હવે હું રજા લઇશ !" અને ખુરશી દૂર ખસેડતાંજ તે બારણા તરફ વળ્યો.

"પણ-પણ-સાહેબ !- આપ કોઇવાર આવશો ને ?" તે ભાઇબહેને પૂર્ણ ઉત્સુકતા-ભર્યા ભાવવાહી અવાજે વિનંતિ કરી.

"આવીશ ! અવશ્ય આવીશ ! જાઉં છું હોં !" બીથો જરા થોભ્યો અને તે અંધ બાલા તરફ એક વાર સદય-પ્રેમાર્દ્ર-દૃષ્ટિએ જોતાં બોલ્યો ને ચાલવા લાગ્યો.

તે બંને ભાઇબહેન કંઈ પણ ન બોલતાં અમોને દરવાજા સુધી પહોંચાડવા આવ્યાં અને અમે દેખાયા ત્યાં સુધી દરવાજામાંજ ઉભાં-વાણી કરતાં તેમનો મૂકભાવ તેમના મનના સદ્‌ભાવ સ્પષ્ટપણે વ્યક્ત કરતો હતો.

"ગરીબ બીચારાં !" તે બોલ્યો "ચાલ જલદી ચાલ-પગ ઉપાડ-ઘેર ચાલ" તે લગભગ દોડતાં બોલવા લાગ્યો "યાદ છે ત્યાં સુધી આ ગીત લખી કાઢવું જોઇએ."

અમે તેમજ કર્યું. ખાધાપીધા વિનાજ બીથોવ્હન તે ગીત ઘુટીને ઘુટીને ગાતો ને તેમાં વચ્ચે વચ્ચે દુરસ્તી કરતો-લખતો સવાર સુધી બેસી રહ્યો.

અને આમ આ વિશ્વવિખ્યાત જર્મનગીત-જ્યોત્સ્નાગીત જન્મ્યું ને વિખ્યાત થયું.



એક બપોરે મારી રૂમનું બારણું ખોલી તેઓ ચુપચુપ અંદર આવ્યા. કારણ પુછતાં તેમણે જણાવ્યું કે: "મારે સ્લેટ જોઇએ છીએ તે ખરીદવા મારી સાથે બજારમાં આવશો?" ચકારયુક્ત વાણીથી એમણે વાત કરવા માંડી. દીલોજાન દોસ્ત તરીકે ઘણાની સાથે તેઓ એકવચનનોજ ઉપયોગ કરતા.

એમણે મુંબાઇ બરાબર જોયું નહોતું. અમે બે તૈયાર થઇ બહાર નીકળ્યા. થોડેક દૂર ગયા. રસ્તામાં મદારી ખેલ કરતો હતો તે જોવા મારું મન લલચાયું. શ્રીયુત મારાથી સહેજસાજ આગળ ચાલતા હતા, પણ જોવા-ની ગંમતમાં એ ક્યાં ગયા તેનું મને ભાન રહ્યું નહીં.

"શું ડીગાના ક્યાછ? અહીં સ્લેટ કેવી ને વાટ કેવી? ટમારો ચુચ કેકાનો નઠી લાગટો." પાસેની દુકાનમાંથી એક પારસીને આંખો ચડાવી બોલતાં મેં જોયો અને સાથે મારા મિત્રને પણ નિરાશ ચહેરે દુકાનમાંથી બહાર નીકળતાં જોયા.

મેં જોયું તો દુકાન ફેન્સીગુડની ગાલગ પડી એટલે હું ગમ ખાઇ ગયો. બીજે ઠેકાણે-થી સ્લેટ અપાવી અમે બન્ને હોસ્ટેલમાં આવ્યા.

* * *

એક વાર શ્રીયુત પોતાની ઘડીઆળ કાઢી વારેવારે જોતા હતા. એમની માફક ઘણાએ નવી ઘડીઆળ ખરીદનારાઓ પહેલે દિવસે તો પચાસેક વાર જોતા હશે. ખરેખર એમણે નવી ઘડીઆળજ ખરીદી હતી.

મેં પુછ્યું: "કેમ મી. સુખડીઆ! કૈં નવીન ખરીદી કરી લાગે છે."

"હા, એ તો એક ઘડીઆળ લાવ્યો છું."

"ક્યાંથી ખરીદી?"

"ચોક્કસ ઠેકાણું તો આપી શકું એમ નથી."

"તોએ?"

"તમે કહો તો વર્ણન આપું. ભુલેશ્વર આગળ આજે એક જાણવા જેવી વાત બની."

"શી?"

"માથે કેસરી કે ગુલાબી આખું ફાળીયું બાંધેલા અને ઘુંટણ સુધી કચ્છો મારેલા એવા કોઇ પરદેશી માણસોમાં તકરાર થતી મેં જોઇ."

"કેટલાએક માણસો હતા?"

"ટોળું તો ગણો ત્રણસોનું જામી ગયું હશે. કેટલાક અંદરેઅંદર શું ચવા વળી લાંબા હાથ કરી "લીયો, દીયો" કરી લડવા લાગ્યા."

"પછી?"

"મેં તો ધાર્યું કે અહીં ઉભા રહેવામાં સાર નહીં, કદાચ પરદેશીઓમાં આપણે માર્યા જઇએ. હું તો આગળ ચાલ્યો એટલે કંસારાઓ-ની ઝગઝગતી દુકાનો આવી."

મારા મિત્ર ઝવેરીઓની દુકાનોને કંસારાઓ-ની દુકાનો તરીકે ઓળખાવતા હતા.

"શું ત્યાંથી ઘડીઆળ લાવ્યા?"

"ના રે."

"ત્યારે?"

"વચ્ચે એક ઘડીઆળની દુકાન હતી: એને ત્યાંથીજ મેં ઘડીઆળ ખરીદી. મુંબાઇ-માં ઘણુંઘણું આથડયો પણ શાણું ઘડીઆળ-ની દુકાનજ ન જડી. આખરે અહીં દુકાન હાથ લાગી. આવો લાગ શા માટે જવા દેવો?"

"શી તમારી બહાદુરી!"

"આખું ગામ ઉંધું વાળું એવો છું."

સ્ટોલ ચીકાર ભરાઇ ગયા હતા. છેવટે અમે એક ખુલ્લા સ્ટોલમાં 'આગળ બીજી હારમાં બેઠા. તાપ સખત પડતો હતો.

મી૦ સુઘડીઆએ ઝટ દઇને છત્રી ઉઘાડી. અને મને કહ્યું: "જો, સાથે છત્રી લાવ્યો તો મેચ સુખે જોવાશે."

પાછળથી જવાબ મળ્યો:

"અબે ઉલ્લુ, છત્રી બંધ કર. એ સબકુ મેચ દેખને દેનેકા તેરા ઇરાદા નહીં હૈ ક્યા?"

મી. સુઘડીઆએ સાંભળ્યું નહીં એમ મને લાગ્યું. તકરાર વોરી લેવાનું મેં દુરસ્ત ન ધાર્યું.

અમે જોવામાં તલ્લીન થઇ ગયા હતા એવામાં એમની ઉઘાડી છત્રી હાથમાંથી છટકી દુરરર કરતી નીચે પડી. જોયું તો મોટો ચીરો પડ્યો હતો. મી. સુઘડીઆએ ઉંડી સ્વસ્થતાથી છત્રી લઇ પાછી જેમની તેમ રાખી.

હવે એમની છત્રી પર પાછળથી સીધો પ્રહાર પડ્યો. મેચ પણ સરસ જામી હતી. તથા સઘળા પ્રેક્ષકો ઉત્સાહ અને ઉમંગમાં આવી હાજુહાજુની બાજી એકીટસે જોઇ રહ્યા હતા. મી. સુઘડીઆને લાગ્યું કે હવે પાછા હટવું નહીં.

"વોટ ડુ યુ મીન!" મી. સુઘડીઆએ અંગ્રેજીમાં ફેંકી માંડ્યું.

"અબે રહે, છત્રી બંધ કરતા હૈ કે નહીં! અભી તેરી ગોટપીટ સીધી હોજાયગી" બાપાભાઇનો મારેલ ગયો.

પાસે બેઠેલાઓ તકરારમાં વધુ રસ લેતા નહોતા. મી. સુઘડીઆના હાથમાંથી મેં ધીમે રહી છત્રી લઇ લીધી અને બંધ કરી નહીં તો ધાંધલ વધી જાત. મેં અને મી. સુઘડીઆએ બારમા ચારેક કલાકનો સનવાસ લીધો તે એમને ઘણું સાલ્યું.

* * *

કોલેજમાં પ્રતિવર્ષ થતી જુદીજુદી સોસાયટીઓની ચુંટણીમાં આગળ આવવા માંગતા વિદ્યાર્થીઓમાં સોએ સો ટકાની ઇચ્છા એ બહાને લેડી સ્ટુડંટસ જોડે "કાન્ટેક્ટ" માં આવવાની હોય છે. સોસાયટીનું ભાષણ હોય ત્યારે લેડી સ્ટુડંટસને "ઇન્વાઇટ" કરવા જતાં નહીં નહીં તો બેચાર શબ્દો તેમની સાથે બોલવાનો પ્રસંગ પડે; ગેધરીંગમાં આગળ પડતો ભાગ લેવામાં કોઇ વાર "સેકન્ડ" કરવાનો "ચાન્સ" પણ લાગી જાય. શ્રીયુત આવી ચેષ્ટાઓ પર કોઇકોઇ વાર આંખો વિકસાવી જોઇજ રહેતા. અમારા વર્ગમાં મીસ રમા કરીને એક અીવિદ્યાર્થિની હતી. રૂપમાં તો ઠીક ઠીક પણ બોલવે ચાલવે તથ નજર ફેંકવામાં એ બહાદુર લેખાતી. આસપાસ બાજુ બેઠેલી પોતાની સખીઓ સાથે કલાસમાં તે હંમેશ વાતો કરતી માલમ પડતી. કોઇ કોઇ વાર ભરતીતોફાન કરતાં પણ ચુકતી નહીં.

મી. સુઘડીઆને જોઇ એ ઘણીવાર હસતી. એકવાર તેમણે જાતે પણ એને હસતાં જોઇ. મેં કહ્યું: "મી. સુઘડીઆ! તમારું તો કામ થઇ ગયું."

"હેં! શું?"

"મીસ રમા......" મેં કહ્યું. પણ એકદમ કહેતાં ખચકાયો.

"હા! સાલી આજે મને જોઇને હસી ખરી." મી. સુઘડીઆએ ડોળા વિકસાવી હાથ હલાવતાં કહ્યું.

"પણ મી. સુઘડીઆ! એમાં કે બેઉ હોઇએ જોઇએ, નહીં તો બીજાને જોઇને કેમ ન હસે!"

"એ શાલી શું મને ચહાતી હશે?"

"બેશક, નહીં તો એની પ્રેમચેષ્ટા શા માટે કરે?"

મેં એમને રસ્તો દેખાડયો આવતે અઠવાડીએ અમારી લીટરરી સોસાયટીની ચુંટણી થવાની હતી મેં એમને ઉમેદવાર તરીકે ઉભા રહેવા કહ્યું અને સમજ પાડી કે લેડી સ્ટુડન્ટસમાં મીસ રમા આગેવાન જેવી છે માટે એને પકડી બધી લેડી સ્ટુડન્ટસના વોટસ મેળવો એટલે તમે જરુર ચુટાવાનાજ અને મીસ રમા તમારે માટે એટલું તો જરુર કરશેજ બીજા બે ચાર મિત્રોએ ટાપશી પણ પુરી અને અમે એમના મનમાં એ વાત ખુબ ઠસાવી દીધી

બીજે દિવસે બપોરે મી સુઘડીઆએ દુરથી દોડતાં આવી મને કહ્યું કે મીસ રમાએ મને બધા વોટસ અપાવવા પોતાની ખુશી દેખાડી છે હું અને મિત્રમંડળ તે દિવસે આ દીરમો જોવા માટે ખાસ વહેલા આવી બારણા પાછળ સંતાઇ રહ્યા હતા મી સુઘડીઆને આ વાતની ખબર નહોતી તે તો વહેલા આવી બારણા આગળ ઉભાઉભા મીસ રમાને આવવાની રાહ જોતા હતા મીસ રમાને સ્ટમાબેર આવતા જોઇ તેઓ ધીમેધીમે સામે ગયા અને 'સર' કહી વાતની શરુઆત કરી અમે આ બધુ છાનામાના જોયા કરતા હતા લેડી સ્ટુડન્ટસને પોતાના માયીજ એક મેમ્બર મોકલવાનો હક હતો એ વાત મીસ રમા સારી પેઠે જાણતી હોવા છતા મી સુઘડીઆનું નેણે પાણી જોઇ મી. સુઘડીઆના ગયા પછી રમાલનો ડુચો મોઢે ઘાલી ખુબ હસતા અમે તેને જોઇ હતી

* * *

નાતાલની રજામાં અમે દશ પંદર મિત્રો કાર્લાની મશહુર ગુફા, વીસનગઢ, વિજયગઢ વગેરે શિવાજીના કીલ્લા તથા નજદીકમાં આવેલા તાતા હાઇડ્રો-ઇલેક્ટ્રીક વર્કસ જોવા જવાના હતા મી સુઘડીઆ પણ સાથે આવવાના હતા તાતા કંપનીના મેનેજર પર પ્રીન્સીપાલની નોટની અમારે જરુર હતી

બપોરે હું નોટ લવા પ્રીન્સીપાલ પાસે ગયો ત્યારે એમણે મને વાત કરી કે સવારે સાતેક વાગે એક જણ નોટ લેવા આવ્યો હતો અમને અંગ્રેજ નાકને સાધારણ રીતે મોડા સુદ મોડા ઉઠવાની ટેવ હોય છે કદાચ નોકર નહીં હોય તથી ધુરોધુરથી તે છેક મારી ડોમીટરીમાં અમે સુઇએ છીએ ત્યાં સુધી આવી પહોંચ્યો અને કે "નોટ" નોટ' બોલવા લાગ્યો હું ઉંઘમાંથી સુતો હતો તેવોજ ઉઠી પાછળ દોડ્યો એટલે એ નાસી ગયો નહીં તો પકડીને ફટકારત

મી સુઘડીઆ સવારે અમને જણાવ્યા વગર નોટ લેવા ગયા હતા એ વાત પાછળથી અમે તેમને મોઢે સાંભળી

* * *

મી સુઘડીઆ મુંબાઇ યુનીવર્સીટીની ટ્રેનીંગકોરમાં દાખલ થયા હતા એ પોતે ક્ષત્રિયમાંથી ઉતરી આવવાનો દાવો કરતા અને પોતાનામાં એવો જુસ્સો છે એમ જાહેરે અજાણે માનતા એ જુસ્સાને કેળવવાના હેતુથી તથા પોતાના પૂર્વજોની આબરુ પર પાણી ન ફરી વળે એ હેતુથી તેમણે લશ્કરમાં તાલીમ લેવાનું ઉચિત ધાર્યું હતું એમના પછી હું પણ ગમત ખાતર ટ્રેનીંગકોરમાં દાખલ થયો હતો

શીઆળાની રજાની શરુઆતમાંજ અમારી ટુકડી દેવલાલી ઉપડી અમારે માટે મુકરર



તેઓ ધીમેધીમે સામે ગયા અને "સર" કહી વાતની શરૂઆત કરી.

કરેલા એક મેદાનમાં અમે બધાએ પોતપોતાના તંબુ ઠોકી દીધા. સદ્‌ભાગ્યે મારે અને સુધડીઆને એકજ તંબુમાં રહેવાનું પ્રાપ્ત થયું. તેઓ તાલીમની ઝીણામાં ઝીણી બાબતમાં રસભર્યો ભાગ લેતા. ઓફીસરો સમક્ષ વારંવાર તેઓ પોતાની લાયકાતનો દાવો રજુ કરતા. આખરે તેમને "લેન્સકોરપોરલ" (લાન્સ કોપરેલ) બનાવવામાં આવ્યા.

દેવલાલીમાં બીજે દિવસે હું ટાઇમસર ઉઠેલો નહીં હોવાથી તે મને ઉઠાડવા આવ્યા. મી. સુધડીઆ મને કંઈ કહેવા ઇચ્છતા હોય એમ જણાયું. આખરે મનની મુંઝવણ ઉકેલતાં માલમ પડ્યું કે તેઓ લોટે ગયા સંબંધી વાત કરવા માંગતા હતા. મેં એમની પાસે વિગતવાર વાત કઢાવી. કેંપની જગ્યા મુખ્યત્વે ગોરા લશ્કર માટે હોવાથી પાયખાનાં વગેરે તેમની ઢબ મુજબ હતાં. આગળ બારણાં તો મળેજ નહીં અને અંદર "સ્ટુલ" સીસ્ટમ હતી. મી. સુધડીઆના કહેવા મુજબ તેઓ સ્ટુલ પર ચઢી દેશી રીત મુજબ

બેટા ત્યા તો રદુસ સાથે તેઓ પણ ડગમગતા વાગ્યા શ્રી સુધડીઆનો એક પગ લપસ્યો, ધમાકો થવાથી પાછળ ફેંકેલો ભગી ચમક્યો અને આગળ આવી કેમ બેમનુ તે શ્રી સુધડીઆને ફીખ્યાડી ગયો આ બનાવથી તેઓ કેપમા કેટલાક વર્ગમા પ્રિય થઇ પડ્યા હતા

રાત્રે હેલ્મેટ માથે પહેરવાની અમને મનાઇ હતી સાંજ તથા રાતને માટે ખાસી ઘરફી ટોપી અમને આપવામા આવી હતી. પણ શ્રી. સુધડીઆ હમેશ અપવાદરૂપે રાત્રે ચડ્ડીમા હેલ્મેટ પહેરી 'રોનમેન'ની પરેડમા આવતા એક દિવસ સાર્જન્ટ મેજરની નજરે પડીને તેમણે કારણ માગ્યુ

શ્રી. સુધડીઆ પહેલા મનેજ ગુચવાયા પણ આખરે નીડરપણે જવાબ આપ્યો

સાહેબ, હેલ્મેટ ન પહેરુ તો મુનસ્ટ્રોક લાગે !"

'તમે "મુનસ્ટ્રોક" (ગાંડા) તો પહેલેથી છોજ" સાર્જન્ટે ટચાક મારી આખી ટુકડી હસી પડી, પણ શ્રી સુધડીઆ તે સમજી શક્યા નહીં.

* * *

અસહકારનો જ્વાળામુખી ફાટયો ત્યારે શ્રી સુધડીઆ સીનીઅર બી એ ક્લાસમા હતા. અસહકારનો એમને પણ ચેપ લાગ્યો ઘણા દેશનેતાઓને દાઢી રાખતા જોઇ તેમણે પણ દાઢી રાખવા માંડી એકેક માસમા એમની ફ્રેન્ચ દાઢી પર ચમ્પાર ચલો ફાફ ગ્યો.

એક સાંજે પરીક્ષા પછી શ્રી. સુધડીઆ ની દાઢી તો ઠીક પણ મુછ સુદ્ધા ગુમ થએલી જોઇ મને આશ્ચર્ય થયું પુછતા જણાયું કે તે દિવસે દાઢી 'ટ્રીમ' કરાવવા શ્રી સુધડીઆ સલુનમા ગયા હતા તેઓ પહેલવહેલાજ સલુનમા ગએલા હોવાથી મે એમની પાસે વિગતવાર વાત કઢાવી

"સલુનવાળાને દાઢી ટ્રીમ કરતા ન આવડી ?"

"જો હુ તને બધી વાત કહુ સલુનમા જઇ પહેલા તો મે દાઢી ટ્રીમ કરવાનો ભાવ પુછ્યો "

'વારુ, શો ભાવ કહ્યો ?'

'આઠ આના પણ મને ભાવ પુછતો જોઇ બધા હજામો તથા ઘરાકો હસતા હતા કદાચ મને ભાવ વધારે કહ્યો હશે તેથી કેમ ?"

"નહીં, એ તો કાંઇ બીજી વાત પર હસતા હશે પછી ! '

'મને એક ખુરસી પર બેસાડ્યો અને એક હજામે દાઢી ટ્રીમ કરવા માંડી, પણ મને ઉચુ નીચુ નહીં જોવાની તથા નહીં હાલવાની વરદી આપવામા આવી દાઢી કાપ્યા પછી મે સામે આરસામા જોયુ તો જણાયુ કે હજામે મીઆભાઇ જેવી આફ્રીદાર દાઢી બનાવી દીધી હતી

તેમા શુ થયુ ? એ પણ ફેશન છે કેની ?

એ ફેશન આપણને પસદ નથી મે એને દાઢી બધી મુંડી નાખવા કહ્યુ પણ પહેલા જણાવી દીધુ કે હવે તો આઠને બદલે છ આનાજ આપીશ

પણ આ મુછનુ કેમ ?

હજામે મને કહ્યુ કે આપ ગુમ હતા તો આપની મુછ કટ થયા છે બેરા મુછ ગુના નહીં હૈ 'હવે શુ કરવુ ' મે એને બધી મુછ કાઢી નાખવા કહ્યુ '

પણ એને મુછ જણાઇજ નહીં !"

હજામ કહે કે 'આપના ચીન્નામા મુછ ક્રમ મસ' એની વાત તો ખરી લાગી

મેં ૭ આનામાં એનો દમ કાઢી નાંખ્યો. અરે, મોઢું ધોવડાવ્યું. શાલો કહે કે આંખો મીંચી દો. મેં કહ્યું કાયકે વાસ્તે. મારો હાથ ખીસા પર ગયો, રખેને શાલો ખીસું કાતરતો હોય. એટલામાં તો એણે મોઢા પર પચાક-પચાક ઝીણી સેરે પીચકારી લગાવી અને ટુવાલ વડે મોઢું સાફ કરવા માંડયું. જતી વખતે મને બધા હજામોએ "આઇઓ શેઠ" કહી વીદાય આપી."

મી. સુધડીઆ સલુનમાં જવાના છે એ વાતની જો મને પહેલેથી ખબર પડી હોત તો જરુર દાઢી ન થઇ હોત છતાં તેજ સલુન-માં તેજ વખતે હું જતે. એમ ધારત કે એટલા પૈસા સીનેમામાં ખર્ચ્યા હતા.

મી. સુધડીઆના જીવનની સાંકળની આ તો થોડીએક કડીઓ છે. ભવિષ્યમાં વિશેષ નવીન અને તરેહવાર કડીઓ ઉમેરાતી જશે ત્યારે વાચક ! એનો કૈં ખ્યાલ તને કરાવતો રહીશ. અત્યારે મી. સુધડીઆની મનમોહન મૂર્તિ ક્યાં હશે તે તો માલમ નથી, પણ મારા એક મિત્રે થોડા વખત પર એક પત્રમાં મને જણાવ્યું હતું કે, મી સુધડીઆને મરડા જેવું કૈંક થઇ જવાથી લાહોરના એક સ્પેશ્યાલીસ્ટ પાસે તેઓ દવા માટે જવાનું કહેતા હતા. પણ હમણાંજ મારા બીજા એક મિત્રે ખબર કરી કે તેઓ તદ્દન વિદેશી પોશાકમાં માથે ફેંટો બાંધી કોર્ટની દરેક ઓફીસની મુલાકાત લેતા હતા. મહાનુભાવોના ચિત્તને કોણ પારખી શકે ?

* * *

## હૃદયનો હકીમ



રચનાર:

રા. કેશવલાલ પોપટભાઇ વૈદ્ય

ગઝલ.

હકીમ હુશીઆર આલમના, દુ:ખી દીલને દવાઇ દે;
પઢીને મંત્ર જાદુના, અજબ પુડીઆં તું પાઇ દે. ૧

હમારાં દર્દ ભીતરનાં, હકીમ જો આપ અંતરના;
જલે છે આગ અંતરમાં, મધુર સરબત મીલાવી દે. ૨

જખમ ઉંડા હૃદયના જે, રુઝાવા અર્જ મારી છે;
ઘડીભર તું વિચારીને, મલમપટ્ટી લગાવી દે. ૩

નવજ* તુજ હાથમાં આપી, હવે તો દર્દને માપી;
હમારા વહેમને કાપી, જડીબુટ્ટી બનાવી દે. ૪

કીતાબોમાં દવાના જે ઉપાયો શું નકામા તે;
પ્રતિકૂલ શું થવાના છે? સમજ સાચી જણાવી દે. ૫

અનુકૂલ કાળ ને દેશે, ફરી શું દર્દને વેશે;
હૃદયમાં સ્થાન તે લેશે, દુ:ખોને જે ભુલાવી દે. ૬

* નવજ= નાડી.

મુરશીદ અલી ને ઓલીઆ,
　　છે મસ્ત મસ્તાના મજા:
દીદાર સૌનાં એ થતાં:
　　મયખાનું આ ખીલતું દીસે.

ખુબસુરત આ નાઝનીના,
　　ગાલની લાલી ભર્યાં—
પ્યાલા શરાબની પ્યાલીઓ:
　　મયખાનું આ ખીલતું દીસે.

દીલેર પામી વાયદો,
　　આવી ખડી રુમઝુમ થતી:
નાચી સનમ મોમન થતાં:
　　મયખાનું આ ખીલતું દીસે.

મહેફીલ ખુબ ભરાઈ છે,
　　જામે શીરાજ ઉડી રહ્યા:
માશુક મળી દીલડા તણી:
　　મયખાનું આ ખીલતું દીસે.

# મોહન–માયા

[હાસ્યરસપ્રધાન મિશ્રશ્રી નાટક]

લેખક

પ્રોફેસર ખુશાલ તલકશી શાહ
બી એ બી એસ સી બેરીસ્ટર-એટ-લૉ
સભ્ય માહિસમ સદ

ચિત્રકાર

રા. શિવરામ કાશ્યપ
એ એમ

## મુખ્ય પાત્રો

### પુરુષવર્ગ

| | |
|---|---|
| અંબાલાલ શેઠ | મુંબાઇના એક ધનાઢ્ય વિધુર વાનપ્રસ્થાશ્રમના ભગવારી ગાંધીજીના મા ગરકાવ ને સાબરમતી તીરે વસનાર ગૃહસ્થ-ધનસંપત્તિ મુંબાઇમાં મળવી પત્નીના સ્વર્ગવાસ પછી અમદાવાદમાં "રીટાયર્ડ" થયા છે |
| નરોત્તમદાસ | અંબાલાલ શેઠનો જમાઈ મધુરીનો વર ગુજરાત કોલેજમાં રસાયણશાસ્ત્રનો અધ્યક્ષ |
| સોનાભાઇ | અંબાલાલ શેઠનો એકજ પુત્ર બાળપણથી વિલાયત વસેલો પ્રથમ અભ્યાસાર્થે અને તેથી ઓક્સફર્ડનો રંગ એટલે લાગ્યો છે કે નખશિખ લગી યુરોપીઅનજ બની ગયો છે અંબાલાલ શેઠ તો તેજ મ્યા પહેલાજ તેને સીવીલીઅન બનાવવાના |

સ્વમાં જોઇ રહ્યા હતા, પણ પરીક્ષકોના ક્રમનશીબે સારાભા શેઠે આઇ. સી. એસ.ની પરીક્ષા નાપાસ કરી અને ઑક્સફર્ડની ત્રીજા વર્ગની પદવી લઇ બારીસ્ટર બન્યા. અંબાલાલ શેઠ નિરાશ તો થયા; છતાં બારીસ્ટરગાં પણ સ્વપ્નસિદ્ધિને સંભવ જણાયો એટલે નવી આશા ઉત્પન્ન થઇ. તે આશાં પણ વિલાસી, સુખપ્રિય સારાભાઇએ કતલ કરી અને અંબાલાલ શેઠના ગોઠીઆ ગોપાળદાસની પારીસની પેઢીમાં તે મોતી વેચના મૅનેજર બન્યા. વિધાતાએ યારી આપી–લક્ષ્મીની અણધારી અઢળક મહેર થઇ અને બારીસ્ટર સારાભાઇ–૨૬ ગએ રીવીએરાઅન–યુરોપના નામાંકિત ઝવેરી ગણાવા લાગ્યા. એટ પિતા તેમજ અન્ય કુટુંબીજનોને મળવા પુનઃ હીંદુસ્થાન પધાર્યા છે–શીઆળાની મોસમ માટે.

મોહનદાસ ... ... નરોત્તમદાસનો બાળમિત્ર–પૃથ્વીપ્રવાસી, અનેક અનુભવથી ઘડાયલો નરવીર.

જીવરાજ ... ... ... અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ, નરોત્તમનો રસાયણપ્રયોગમાં સહાધ્યાયી.

સરદાર હીરાસિંહ ... પંજાબનો એક અગ્રેસર તાલુકદાર, અસહકારી પુત્રનો પિતા.

શીવાય નાનાલાલ કવિ, રવીંદ્રનાથ ટાગોર, સી. એફ. એન્ડ્રુઝ, મોહનદાસ ગાંધી, અનુપરાય ભોમીઓ.

સ્ત્રીવર્ગ

માયાવતી... ... ... અંબાલાલશેઠની બહેન–આધેડવયની, અર્ધદગ્ધા, કવિકલાઘેલી ભામિની.

મધુરી ... ... ... અંબાલાલશેઠની મોટી દીકરી, નરોત્તમની પત્ની, ટાગોરમાયામાં મસ્ત નવોઢા.

પુષ્પા ... ... ... તેની નાની બહેન.

નોકર, ચાકર ઇત્યાદિ.



## અંક પહેલો

સ્થલ :

અમદાવાદમાં સાબરમતી તીરે અંબાલાલ શેઠના બંગલાનું મુખ્ય દીવાનખાનું.

( અંબાલાલશેઠ ગાંધીજીના અપ્રતીમ ઉપાસક હોવાથી મહાત્માએ પંચવિધ અસહકારવ્રત આરંભ્યું ત્યારથી શેઠજીએ ધંધો છોડી દીધો હતો, કારણ ધંધો મીલસ્ટોર્સનો હતો. નિવૃત્તિ ધારણ કરવી આર્થિક

રવિબાબુના પુતળા પાસે છેક પેલે છેડે–કાચના મોટા દરવાજામાંથી બંગલાના બાગનો દેખાવ જણાતો હતો, અને નાનાલાલના બસ્ટ પાસેના દરવાજામાંથી ઘરના બીજા ભાગમાં જવાનો રસ્તો હતો

પડદો ઉઘડતાં અનુ ભોમીઓ કેટલાક પ્રવાસીઓને દીવાનખાનું બતાવતો દેખાય છે. પ્રવાસીઓમાં એક પારસી વૃદ્ધ, એક ફીરંગી સાઇક્લીસ્ટ, એક અમેરીકન બાનુ અને એક પ્રણયીયુગલ હતાં. પ્રવાસી પ્રેક્ષકો પ્રત્યેક વસ્તુ જુએ છે, સ્પર્શે છે અને ફાવે તેમ પ્રશંસા, ટીકા કે કટાક્ષ કરે છે. વચગાળે મુકેલી નાની મેજ પર પ્રેક્ષકોને સહી કરવાનું પુસ્તક છે. અનુ આલીશાન વર્ષનો, બટમુછીઓ અને આસ્તે, સ્પષ્ટ, પણ એકજ સ્વરે બોલનાર ચાલાક ભોમીઓ છે.]

અનુ

[ વૃદ્ધ પારસી પ્રેક્ષકને પુસ્તકમાં સહી કરતો જોઇ ] આપનામાંથી કોઇએ પણ હજુ આ રજીસ્ટરમાં સહી કરી ન હોય તો કરી લો. [પ્રેક્ષકને આંગળી ચીંધી પુસ્તક બતાવે છે. અમેરીકન સ્ત્રી સહી કરવા આવે છે] [એક પળ જવા દઇ] ગમે તો કોઇ ઉત્તમ સમયોચિત શ્લોક કે વાક્ય સહી સાથે ઉમેરજો:

[પ્રણયી યુગલ અતિમંદસ્વરે પોતપોતામાં ગુફ્તેગુ ચલાવે છે.]

મોતી

મણિ, વહાલી, તારે ગાનવુંજ પડશે.

મણિ

પણ હું શું કરું ? મોતી ! મારી હીંમત નથી ચાલતી. મને શરમ......

મોતી

પણ એમાં શરમ કેવી ? અને કાલ તો વળી પાંચમ છે.........

અનુ

[ તેમની તરફ ધ્યાન ખેંચાવાથી ] પ્રદર્શન જોવા પધાર્યા છો સાહેબ ?

મોતી

[ ઉતાવળો ] હા, હાજી.

અનુ

વારુ ત્યારે, આણી મેર સૌ આવો. [જમણી ગમ નાનાલાલના પુતળાથી પ્રદર્શન બતાવવું શરુ કરે છે. મણિ–મોતી છેક પેલે છેડે રવિબાબુની પ્રતિમાની ઓથ લે છે અને ત્યાં પોતાનીજ પ્રણયકથામાં પ્રદર્શન વિસરી જાય છે.]

પારસી

વારુ બાવા, સારે ખરેખર આસ ઘેરમાં મીસ્ટર રવીંડરનાઠ ટાગોર રહેતા ઉટા કે ?

અનુ

[ તેને ઉત્તર આપતા પહેલાં ફીરંગીને એક કોચ પર બેઠેલો જોઇ પ્રદર્શનના પ્રેક્ષણવિધિનો એક નિયમ બતાવે છે.] "પ્રદર્શનના કોઇપણ આસન પર પ્રેક્ષકોને બેસવાની મનાઇ છે."

ફીરંગી

તો ફીર આદમી બયઠે કહાં ? ખડે હુવે હુવે તો પાઉં દુખને લગે [નિશ્ચિંત બીડી સીગારેટ પીવી શરુ કરે છે.]

અમેરીકન સ્ત્રી

Oh, my! And so, you say, your great man Gandhi had pitched his camp right here, eh?

અનુ

[ મણિ–મોતી તરફ દૃષ્ટિ જવાથી, મણિને રવિ બાબુ પર હાથ ફેરવતી જોઇ પુનઃ પ્રદર્શનના પ્રેક્ષણવિધિનો નિયમ સુચવે છે–મોટેથી] "પ્રદર્શનમાંની કોઇ પણ વસ્તુને હાથ અરકાડવો નહીં."

મોતી

[ તેને સાંભળ્યા વગર ] પણ મણિ, તારું ખરું કારણ કહેની ?

મણિ

[અણીઅણી આંખનો એક તીરનો પ્રહાર નાખી] તમારે હમેશ પરદેશ વસવું મારાથી એકલા કેમ રહેવાય?

મોતી

[હા અને શોભના મમાન સામટા આવેશમાં] ઓહો! મણિ તું પણ [મણિનો હાથ રવિશાળુની એ થ રહી પકડે છે]

અનુ

[યુગને જવાબ ન આપ્યો એટલે તેમની પાસ આવે છે] તમે સહી કરી કે નાહ?

મોતી

[સફાળો] હે શું?

અનુ

[મજુજ ભારદાર તત્વેકશબ્દ ફૂર સ્પષ્ટતાથી ઉચ્ચારે છે] હુ–આપને પુછુ છુ કે–આપે પેલા–સ્મરકપુસ્તકમાં–સહી કરી કે?

મોતી

સહી કરુ? શા માટે? [મોતીને શી વાત ચાલે છે તેનું ભાન કે પરવા ન હોય પણ મણિને પ્રેમ્જોતો કરવા નડેતો. મોતીને પારથી કેમ મારી તે પોતેજ સહી કરવા સપાવે છે મોતી તેની પાછળ ગુરુત્વાકર્ષણથી તણાતો જાય છે]

અનુ

[તેમને યાદ દેવા ભલામણ કરવા પુન રક્તિ કરે છે] ઠીક લાગે તો સહી સાથે કોઇ સમયોચિત શ્લોક કે વાક્ય બોલાશક ઉમેરજો

મોતી

વારુ સાહેબ [અને જલ્દી સહી કરે છે, પગભર વિચાર કરે છે અને પાછી વિચાર વિશ્વના સર્વોત્તમ સિદ્ધાંત સાપડવાથી તે સત્વર પ્રેમપ્રથમમાં અમર કરે છે દરમીઆન અનુબોમીઓ પુન કર્તવ્યસિદ્ધિમાં ગોઠવ છે]

અનુ

[વક્તૃત્વનો ભાસ કરીને] બાનુઓ અને ગૃહસ્થો આ સ્થાને પચીસત્રીશ વર્ષ પર અમદાવાદના કલેકટર સાહેબનો બંગલો હતો અને ત્યારે જ્યારે મહેન્દ્રનાથ ટાગોર ક્લેકટર થઇ આવ્યા હતા ત્યારે તેમની સાથે તેમને બાન્ધવ એટલે કે નાના ભાઇ આજના વિશ્વવિખ્યાત એટલે કે જગજાહેર ભારતભૂષણ કવિરાજ રવીન્દ્રનાથ ટાગોર પણ રહેતા હતા ગીતાંજલિ અમરપદ વરેલ એ માંથી ઘણી ચિત્તાકર્ષક રમિક કર્તાનો બાલ્યકાળ અહીંજ વીત્યો હતો અને તે સમયે પણ તમારા સ્મરણમુકુરમાં દષ્ય જોશો તો તેમની અસીમ કલા પારિજાતક પુષ્પે ખીલતી દેખશો [હીરાગીની સીગારેટનો ધુમાડો આવે છે તેથી અમેરીકન બાનુન છીંક આવે છે અનુતાપનું ભાષણ સ્ખલિત થાય છે] અહીં ધુમ્રપાન કરવાની મનાઇ છે [પુન વાક્પ્રવાહ શરુ થાય છે] કવિરાજની શી અનુપમ કલ્પનાશક્તિ શા અગમ્ય વિચાર! [હીરાગીને] સાંભળતા નથી? કહું છું કે બહાર બીડી પીવાની મનાઇ છે। બીડી પીવી હોય તો બહાર જા

હીરાગી

અચ્છા? અચ્છા સાબ [ઉઠી ચાલતો થાય છે]

અનુ

[હીરાગી પાસેથી કૈ પણ અફીણની આશા રખી હોય તો તે નષ્ટ થઇ એટલે બબડે છે] કેવો બેઅદબ! [ભાષણ વળી આગળ વધે છે] દેવી મુખમાંથી શી અમૃતધારા ઝરી છે! વાગ્દેવીની પ્રસન્નતાથી કેવા અમર વચનો ઉચ્ચાર્યાં છે! [નાનાલાલના પુતળાને હાથ

લા ઉભો છે તેના પર અમેરીકન સ્ત્રીનું ધ્યાન ખેંચાય છે. ]

### અમેરીકન સ્ત્રી

Sure! This gug isn't Tagore as I saw him way back in Salt Lake city in the fall of.

### અનુ

[ ચોંકે છે. અંગ્રેજી સમજતો નથી, પણ ભુલ તો તરત માલુમ પડે છે. પણ સમયસૂચક પ્રાણી છે એટલે વાત ફેરવે છે. એક મેજ પાસે જઇ, ખાનામાંથી મોરપક્ષની એક કલમ કાઢી બતાવે છે. ] જુઓ, આ અમર કલમ—સારસ્વતપ્રેરિત લેખિની. અમર કવિની આ અનન્ય કલમ. રવિબાબુની રાજની, અંબાલાલ શેઠની દીકરીએ અગાધ પ્રેમે સઘરેલી રાખી.

### અમેરીકન સ્ત્રી

Let me see it! [ હાથમાં લેછે. બીજા પ્રેક્ષકો સૌ કવિરાજના પુતળા પાસે જવાથી તેમની આગના તરફ પીઠ છે ] How much? [ હાથમાં રાખેલા બટવામાંથી પૈસા કાઢવા લાગે છે.]

### અનુ

[ ભાવ વધારે છે. ] નહીં મેમસાબ, વે ફોર્સેલ નહીં. [ખનુ પોતાની કલમ ગુપ્ત કરે છે. ]

> જમણા હાથને દરવાજેથી માયાવતી ગુપ્તા, નવોઢાને છાજે તેવા લીબાસમાં આવે છે.

### માયાવતી

[ પ્રેક્ષકોને જોઇ સંકોચાય છે. ] ઓ! પ્રભુ! વળી પણ પ્રેક્ષકો! આ તો હદ થાય છે. [ એજ માર્ગે પાછી જાય છે.]

### પારસી

[બેમીઆને] આય હમના પરીની કાની આવી શુભ ફેંક જનાર ખાનુ કોન ઉટાં!

### અનુ

અરે એ તો આ બંગલાના હાલના માલીક અંબાલાલ શેઠનાં બહેન માયાવતી. લોકો એને મીસ માયા કહે તો બાઇસાહેબ ખુશ થાય છે. [ ટાગોરનું એક ચિત્ર બતાવે છે. ] આ જુઓ, ભારતીય કવિરાજની દેવાંશી મુખાકૃતિ. આ ત્રિકાલગામી દષ્ટિથી શું ભુપાલ! અને પછી આ જુઓ, આમ આવો.

### મોતી

[ આત્મકથામાંજ મગ્ન રહેલો સહેજ ઉંચેથી બોલી દે છે ] અને તો પછી એનું મુખ જોઇ તું વિયોગવેદના વિસારી શકીશ.

### અનુ

હેં! શું? [ સૌના મોંઢા પર કૈં સ્મિત ફરકે છે. ] [ પ્રેક્ષકોને ] આ જુઓ, ભારતના ભડવીર અને અસહકારના મહારથી મહાત્મા ગાંધીજીની તસ્વીર. એ પનોતા, પ્રભાવશાલી પુરુષ માટે હું શું નવીન કહી શકું કે જે તમે સૌ નહીં જાણતા હો! આફ્રીકાથી આવ્યા ત્યારે અહીં એમનો પ્રથમ મુકામ હતો અને એમના પાદારવિંદથી પવિત્ર બનેલી ભૂમિમાં પોતાના નિવૃત્તિકાળમાં વાસ કરવાના હેતુથી આ બંગલાના સાંપ્રત માલીકે તે ખરીદ્યો છે. મુબાદના પ્રતિષ્ઠિત, સાહસિક વેપારી અંબાલાલ શેઠને કોઇ ન ઓળખતું હોય, તોપણ મહાત્મા ગાંધીજી અને કવિરાજ રવિબાબુના સહેવાસમાં એ પોતે વિશ્વવિખ્યાત બનવાની હોંસ ધરાવે છે. [ પ્રેક્ષકો સૌ ગાંધીજીના પુતળાની આસપાસ વીંટાયા છે અને બેગીઆનું ભાષણ સાંભળ્યા કરે છે. દરમીઆન અંબાલાલ શેઠ પેસે છેડના બાજુને

દરવાજેથી દાખલ થાય છે અને પ્રેક્ષકોને નેહ જાનભાના ઉઘાડેલા સાંભળે છે ] શેઠ સજ્જન પુરુષ છે અને રાજકાજ અને સમાજ વ્યવહારમાં આગળ પડતા વિચાર ધરાવે છે મદિલના ફેશ્પીન, કલાકૌશલ્યના મુરબ્બી છે

છે, અને ખુદ ગાહડગુડમમા પણ તેની મંમહસ્થાન તરીકે નામ લેવા દીધી છે લાખો રૂપીઆ ખરચી તેમણે હીંદના આ નામીતા નરવીરોની સ્મારક વસ્તુઓ અનેક મુશ્કેલીઓ એકઠી કરી છે આ જુઓ [જમણી ગમની



ખ નામા પેન દેખા ભઈ તે જ પેછે અને પચ મહોર નજ પર મુકી દે છે

પ્રજાના નેતાઓ માટે, દેશના ઉદ્ધારકો માટે લોકોમા ઉચ્ચ ભાવના પ્રગટાવવામા પોતે સર માનતા હોવાથી તેમણે અતિશય ઉદાર વૃત્તિએ પોતાનું આ ખાનગી આરામગૃહ પણ એક જાહેર પ્રદર્શનરૂપે લોકોને જોવા ખુલ્લુ મુકર્યું

ભીંત પર મહ માટની છબી ઉપર લટકાવે ] અબાલાલ શેઠની સોનેરી ખાનમા મહેની મોગ કદની બ્રી ત ફ આગળી કરે છે] અબાલાલ શેઠની તસ્વીર

### પારસી

આય એવન પોટેજ કે? [ધારીધારીને એક પળ જુએ છે] ભેજું તો બહુ ડીસતું નથી. એ તો સાહેબો, કીસમટ સીકંદરની બોલબાલા છે.

### અમેરીકન સ્રી

Just like your other great guns of commerce Heavy, brutish, anything but refined, spiritual, artistic! [તેને પુઠ કરી સામેની ગાંધીજીની ખાદીપટ વાળી તસ્વીર નીહાળે છે. અંબાલાલ શેઠ ઝંખવાણુ પડી પુનઃ બાગને દરવાજેથી બહાર જાય છે.]

અનુ

[વાત બદલાવા] આ કોણ જોયો? [પુતળાની ડાબી મેર ભીંત પાસે પડેલા એક આસનને બતાવી કહે છે] ગાંધીજીનું પ્રિયતમ વિરામાસન. દરરોજ સવારે અંબાલાલ શેઠ આજ આસન પર બેસી નવજીવનનો મંત્ર આરાધે છે. [જમણા હાથે દરવાજો બતાવી] આ તરફથી મારી જોડે આવો તો અંબાલાલ શેઠનું અભ્યાસગૃહ–આગળ ખુદ ગાંધીજીએ વાપરેલું પુસ્તકાલય–બતાવું. એને નવજીવન-મંદિર કહે છે.

### પારસી

અને દાગોરવાલો ઓરડો કાં છે?

અનુ

[ડાબા હાથની ભીંતની પેલી મેર બતાવતો] આ ભીંતની પેલી મેર કવિરાજનું શયનગૃહ છે. હાલ ત્યાં માયાવતી બહેન રહે છે અને તેને "ભાનુભુવન"નું નામ આપ્યું છે. આપણે નવજીવનમંદિર જોઇ માયા–મહેલ કે ભાનુભુવનમાં જઇશું. [પ્રેક્ષકો નાનાલાલના બસ્ટને નીરખતા જમણે દરવાજેથી જાય છે. માત્ર અમેરીકન બાનુ પાછળ રહે છે.]

### અમેરીકન સ્રી

[એકાંતનો લાગ સાધી, જે મેજમાં પેન રાખી હતી ત્યાં જઇ, બટવામાંથી સોનામહોરો કાઢી, અનુબોમીઆને લલચાવે છે.] Come! Out with your great man's pen! five gold sovereigns for it!

અનુ

No, lady, pen not sell! [તો પણ ખાનું ખોલે છે તો ખરો. ખાનામાં પેન દેખી બાઇ તે ઝડપે છે અને પાંચ મહોર મેજ પર મુકી દે છે. અનુ ભુલમાં તે પોતાના ગજવામાં સેરવી દે છે. પછી ઉભય જમણે દરવાજેથી અદ્દશ્ય થાય છે.]

મણિ

નહીં વહાલા, નહીં. કોઇ જુએ તો......

### મોતી

જો હવે કોઇ નથી. મણિ, વહાલી! આ છેવટનું ચુંબન છે. કેટલાંક વર્ષો સુધી.... [ચુંબન કરે છે. અનુ પાછો આવે છે.]

અનુ

ઓ હો! હી! હી! હી! [હસતો હસતો પાછો જાય છે.] આ બોમીઆનો ધંધો કંઈ નાંખી દેવા જેવો નથી. છપ ભી કલમ સેંકડે વેચી અને આજના જેવા બીલ્લુ મળે તો છોકરાને ચાકરી શોધવી નહીં પડે. હા! હા! હા! હા! [અદ્દશ્ય મણિ મોતી પણ શરમીંદાં થઇ તેની પુંઠે જાય છે.]

બાગવાટેથી સારાભાઇ દાખલ થાય છે.

### સારાભાઈ

કેવું સ્વાગત થશે! બાપા તો હજુ જેવાને તેવાજ મારા પર ચીઢાયલા લાગે છે. [અંબાલાલ શેઠની છબી પર નજર પડતાં]

આ રજા ડાસાહેબમા ફેર બહુ પડયો લાગતો નથી. માગી સહે કરી તેમ છોકરીઓ મ થ કરમણી ન કરતા હેય તો સારુ [ સારભાઇ તદ્દન યુરોપીય લીબાસમા છે ઉંચો ને ગોરો અને બીજા બડમુછા નકલી યુરોપીઅનોથી જાણે પોતાને નોખો પાડવા ચહતો રેય તમ તેણે દ ગી મુછ રાખ્યા છે કાળી ઘાડી દાઢીથી તેના મુખસૌદર્ય મા ઓર વધારો થય છે ]



સ રાભાઇ રે તો જઈ પુષ્પ ને બાથ ભીડે છે પુષ્પ ગભરાય છ

પુષ્પા

[જમણી દર વાજેથી હાથમ બીય ગી ક યનુ જલસિયન લઇ આવે છે સ ર ભેને જોઇ જરા રચાય છે] એ!

સારાભાઇ

[ એકદમ ઘણો ફરે છે અને પુષ્પાને જુએ છે ] પુષ્પા! ખરે બજ મોગી થઇ છેને!

પુષ્પા

[ ઓળખતી નથી પણ સરા માણસનું સ્વાગત કરે છે ] પ્રદર્શન જોવા આવ્યા છો!

[ અચાનક સારાભાઇ દોડી જઇ પુષ્પાને બાથ ભીડે છ પુષ્પા ગભરાય છે ] એ! એ!!

આ શુ કરો છો ? છોડ છોડ મને!

[ જલપાત્ર સારાભાઇના મો પર ફેંકે છે ]

૫

સારાભાઇ

[ ખુબ હસે છે ] પુસી માય ડીઅર પુસ! ભાઇને પણ ભુલી ગઇ કે ?

પુષ્પા

કોણ સરુ? ભા ભા [જલપાત્ર મેજ પર મુકી તેની સામે નીરખે છે ]

સારાભાઇ

બહુ બદલાઇ ગયા છુ હે એમી?

પુષ્પા

[હવે ઓળખાણ પડે છે ] હાસ્તો તુ ગયો ત્યારે કેવો કુમળો પતળો બચલા જેવો હતો

સારાભાઇ

હેઠ હડપથી તારા જેવી હાક અને હવે [દાઢી પસવારે છે] હવે બચલા બાવો બ ગ્યો છે સમજી એમી?

પુષ્પા

કેવી મોગી મજાકની દાઢી! ઢાઢોરને પણ લજાવે [ હેતના ઉમળકામા ] તે ખરેખર મને બીવરાવી હતી સારુ! હુ જો બહને હક છુ તો! [ સાકની કોરે વળગે છે ]

સારાભાઇ

તુ બીહે? બનીમાની હ સ્વા સાહેબા [તેના પુતળી જેમ ઉભી રહી હતી નહીં કે!

પુષ્પા

નહીંસ્તો. મારો આત્મ-બચાવ ન કરુ ?

સારાભાઇ

તેં ખરેખર મને ઓળખ્યો નહીં બેબી ?

પુષ્પા

નહીંસ્તો. આ સારાભાઇ ! ઉભો રહે એક પળ. હું બાપાને બોલાવું. [ જવા માંડે છે. ]

સારાભાઇ

[ તેનો હાથ પકડી જતી અટકાવે છે. ] નહીં, જરા સબુર. હજુ પણ બાપાજી મારી જોડે જેવાને તેવા ગુસ્સેજ રહે છે કે ?

પુષ્પા

[ એક નાનો નિઃશ્વાસ નાખી] હારે ! તારું નામ સુદ્ધાં પણ લેવા દેતા નથી.

સારાભાઇ

બાપાનો હઠીલો સ્વભાવ ન ગયો, હે ?

પુષ્પા

ના. મધુ કે હું તને કાગળ લખીએ તેની મનાઇ નથી, ફક્ત તારી જાણે પરવાજ ન હોય તેમ કોઇ વાર પડપુછ કરીજ નથી—ખબરઅંતર પુછીજ નથી.

સારાભાઇ

પણ મારો અપરાધ શો?

પુષ્પા

અપરાધ ? આટલાં વર્ષ તને વીલાયત વસાવ્યો તે આખરે વેપારીની નોકરી કરવા માટે ? [પુષ્પા હસે છે] મને પોતાને તો એમાં કંઇ ગમ પડતીજ નથી. પણ મધુ અને બાપા તો તું સીવીલ સર્વીસની પરીક્ષામાં નાપાસ થયો એજ તારો મોટો અક્ષમ્ય અપરાધ સમજે છે.

સારાભાઇ

... [ એ પણ હસે છે.] સીવીલ સર્વીસ નોકરી નહીં કે ?

પુષ્પા

હા હા પણ સરકારી, અમલદારી.

સારાભાઇ

પરદેશીની ગુલામગીરી કહેને !

પુષ્પા

હવે તો બાપા પણ એમજ કહે છે પણ આ તો વેપારીની નોકરી લઇ તેં આ વકાઇને ગનંબાની હાનિ કરી અને બાપાની હોંસ ધૂળમાં રગદોળી.

સારાભાઇ

[સહેજ નાખુશી બતાવી] પણ દરેક પરીક્ષામાં કંઈ દરેક જણ પાસ થાય ? હું નપાસ ન થાત તો બીજા કેમ પાસ થઇ શકત ? આપણે ક્યાં કૈં નોકરીની પરવા હતી ? પણ બીજા કોઇને તો તે પેટ ભરવાનું સાધન ! પૈસાદારના પુત્ર એમ પરીક્ષાઓ પસાર કરે તો ગરીબોના પેટ પર લાત મારી ન કહેવાય ?

પુષ્પા

તે આપણે કંઇ ન સમજીએ ભાઇ ! બાપા સાથે માથાકુટ કરી લેજે. પણ સરકારી નોકરી નહીં તો બારીસ્ટર બન્યો ? તેને પણ કેમ રફેદફે કરે છે ?

સારાભાઇ

મારા કરતાં તો તું બારીસ્ટરપણું ઠીક બજાવે છે. જોની બેબી, મને હવાખાવાનાં બહુએ વર્ષો મળ્યાં. હવે કૈંક કામ કરવાનું કોઇ વાર મન થાય છે. તે ન કરું ? બારીસ્ટર બની મુંબાઇમાં દશ વર્ષ લગી માંખ મારવા શીવાય બીજું કામ મળત ખરું કે ?

પુષ્પા

તેં કોઇ વાર પ્રયત્ન કર્યો હતો કે ! [બન્ને ભાઇબહેન હસે છે.] બાપા તો એમજ માને છે કે તેં ગોપાળદાસના ગુમાસ્તા બની એમનું નાક કાપ્યું છે.

[ આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

## સ્વીકાર

આશ્રમહરિણી કર્તા અધ્યાપક રા વામન મલ્હાર જોશી, બી એ અનુવાદક અધ્યાપક રા હરિલાલ માધવજી ભટ્ટ એમ એ પ્રકાશક રા રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી મુંબઈ મૂલ્ય રૂ ૦-૧૨-૦

ખૂળવિહાર (ગાંડીવ સાહિત્યવાટિકા પુષ્પ ૪-થું સચિત્ર) કર્તા રા ઇશ્વરલાલ ચીમાવાળા પ્રકાશક ગાંડીવ સાહિત્યમંદિર સુરત મૂલ્ય રૂ ૦-૧૨-૦

આગ ધર્મવિચાર (ભાગ ૧ લો) લેખક રા. રંગનાથ રઘુનાથ ઘારેખાન બી એ પ્રકાશક રા માણેકલાલ અંબારામ ડાક્તર વડોદરા મૂલ્ય રૂ ૧-૮-૦

વડોદરારાજ્ય-પ્રજામંડળ (પાટણમાં મળેલી આઠમી બેઠક વખતે પ્રમુખસ્થાનેથી) રા. મનુભાઈ ન કાંટાવાળાએ (તા ૨૩ ૩-૨૪ ને રોજ) આપેલું ભાષણ

સુવિચારમાળા—સવાર અને સાંજની (મહાત્મા જેમ્સ એલનકૃત) (ગુજરાતી સાહિત્યમંડળ-પત્રિકા ત્રીજી) પ્રગટ કર્તા ગુજરાતી સાહિત્યમંડળ, સુરત ।

કેવાણી-કાનના સંવાદો તથા કલાપીના ધર્મવિચારો લે સ્વ સુરસિંહજી તથા સ્વ મણિશંકર રત્નજી ભટ્ટ પ્રકાશક રા જીવનલાલ અમરશી મહેતા અમદાવાદ મૂલ્ય રૂ ૦ ૧૨ ૦

શ્રીમદ્દગીતા—(સસ્તુ સાહિત્ય ગ્રંથમાળા ૧૪) અનુવાદક સ્વામી શ્રીમત્ રામદેવ પરિવ્રાજક પ્રકાશક દી ન્યુ ભારત પબ્લીશીંગ હાઉસ, આગ્રા મૂલ્ય રૂ ૦-૧૨-૦

ઐતિહાસિક વાર્તામાળા—(બીજો મણકો) યોજક નાજુકલાલ નંદલાલ ચોકસી–અધ્યાપક ભરુચ કેળવણીમંડળ પ્રકાશક શ્રીગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ મૂલ્ય રૂ ૦-૧૨-૦

ગીડીંગ્ઝ ઇન ઈંગ્લીશ ગ્રોઝ (વિદ્યાપીઠ શિક્ષણવિષયક પુસ્તક ૨૧ મું) સંપાદક રા. બી જી ઠાકોર અને રા કે બી સીપાહીમલાની પ્રકાશક રા કીશોરીલાલ ઘ મશરૂવાળા મૂલ્ય રૂ ૧-૪-૦

હીંદ સ્વરાજ્ય લેખક શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી પ્રકાશક નવજીવનપ્રકાશન મંદિર અમદાવાદ મૂલ્ય રૂ ૧-૧૨-૦

બ્રીટીશ રાજ્યતંત્ર અને આપણી મહાસભા (ગુજરાત વિદ્યાપીઠ પુસ્તક ૨૫ મું) સંપાદક ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ અમદાવાદ મૂલ્ય રૂ ૦-૧૦-૦

સેરી લાયબ્રેરી પાલણપુર (તા ૧-૧-૨૨ થી ૩૧-૧૨-૨૩ સુધી) નો બે વર્ષનો રીપોર્ટ રજૂકર્તા રા સાલેહભાઈ મુ મહમદઅલી માસ્તર પાલણપુર

શ્રીસાહિત્ય ઉત્તેજક સમાજ (શ્રી રેફરન્સ લાયબ્રેરી) નો ૧૯૨૩ નો રીપોર્ટ, પ્રકાશક રા. રતિલાલ કચરાભાઈ પરીખ, અમદાવાદ.

શ્રીચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરીનો ૧૯૨૩ નો (ચૌદમા વર્ષનો) રીપોર્ટ પ્રસિદ્ધ કર્તા સેક્રેટરીઓ–ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરી ચોરવાડ, કાઠીઆવાડ



# તંત્રીસ્થાનેથી

## ગુજરાતનું નવું વર્ષ

બે વર્ષ પુરાં કરી "ગુજરાત" આ અંકથી ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે. આ બે વર્ષમાં એણે ગુજરાતની શી શી સેવાઓ કરી એનું માપ એ પોતે ન કાઢી શકે; જો કે યથાશક્તિ ગુજરાતને માટે પોતાનું કર્તવ્ય બજાવવાનો સંતોષ એ સગર્વ લઇ શકે એમ છે. ગુજરાતી સંસ્કૃતિની દષ્ટિએ એણે એની નજર આગળ આવેલી વસ્તુઓની કીંમત આંકવાનો યત્ન કર્યો છે; ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ સાધવાનો મનોરથ સેવ્યો છે; શુદ્ધ રસિકતા વિકસાવવાની ભાવના રાખી છે; અને કલાના આદર્શો સેવવાનો ધર્મ એણે સ્વીકાર્યો છે.

અમારી ભાવનાઓના પ્રમાણમાં અમારા પ્રયત્નોએ હજુ સફલતા પ્રાપ્ત નથી કરી, કારણકે આપણે ત્યાં કલા અને સાહિત્યમાં થતા ઘણા થોડાજ પ્રયત્નોમાં પ્રૌઢતા આવી છે. આવી રાજકીય અશાંતિના સમયમાં સંસ્કાર વિકસાવવાનું, કલા અને ભાષા વિકસાવવાનું ધૈર્ય બહુ થોડાઓમાં હોય છે. પણ અમારાથી બને તેટલું એ દિશામાં કરવાનો અમે સદાએ પ્રયત્ન કર્યો છે. અમારી ન્યૂનતાઓ અમારા યત્નોની ખામીને લીધે નથી રહી એટલું કહેતાં અમને સંતોષ થાય છે.

આ નવા વર્ષમાં ગુજરાતી સાહિત્ય અને સંસ્કારમાં છુટાંછુટાં રહેલાં ઘણાં નવાં બળોને એકત્ર કરવાની અમે ધારણા રાખીએ છીએ. ધ્રુવના તારાના આધારે નાવ જાય તેમ અમારી દિશા તો ચોક્કસ છે. અમારી આ ઉમેદ પુરી પડે. તેનો આધાર ગુજરાતના સાહિત્યકો, કલાવિદો અને વાચકોના સહકાર પર છે.

## સુરત સાર્વજનિક કોલેજ.

સુરતની સાર્વજનિક કોલેજમાં મુખ્ય અધ્યાપક નીમવાનો પ્રશ્ન હમણાં ચર્ચાતો હોય એમ લાગે છે. આ સંસ્થા પુનાની ફર્ગ્યુસન કોલેજની ઢબ પર સ્વયંસેવક અધ્યાપકમંડળ દ્વારા ચાલે છે. આમાં જોડાનારા સ્વયંસેવક અધ્યાપકો વીસ વર્ષ સુધી અમુક નક્કી કરેલા પગારે કામ કરવાને જોડાય છે અને સંસ્થાની કાર્યવ્યવસ્થામાં તેમને સત્તા મળે છે.

આવી સંસ્થાઓમાં સ્વાભાવિક રીતેજ પગારો ઓછા હોય છે અને દક્ષિણીઓની માફક ગુજરાતીઓને એમાં જોડાવું પાલવતું નથી. ઘણુંખરું ગુજરાતીઓ કરતાં દક્ષિણીઓની જરુરીઆતો ઘણી ઓછી હોય છે તેથી આવી સંસ્થાઓને ગુજરાતીઓ કરતાં દક્ષિણીઓની સેવાનો લાભ વધારે મળે છે.

પણ ગુજરાત અને મહારાષ્ટ્ર વચ્ચે ભાષાભેદ અને પ્રાંતિક ભેદ હોવાને લીધે સંસ્કૃતિભેદ પણ છે. અને દક્ષિણી ભાઇઓ ગુજરાતમાં વસી થોડુંઘણું ગુજરાતી શીખી લે છે, પણ તેટલાથી ગુજરાતી સંસ્કૃતિને સ્વીકારવાનો સુયોગ એ ભાઇઓને ભાગ્યેજ મળી શકે છે. હીંદના

દરેક પ્રાન્તની એકતાનો આધાર વાર્તિક સરકારોને ભુંસવામાં નથી પણ એ સરકારોને વિકસાવી તેનો પરસ્પર સહકાર કરાવવામાં છે અને એ દૃષ્ટિબિંદુએ ગુજરાતમાં ગુજરાતી અધ્યાપકોની જ ચુંટણી થવી જોઇએ. ગુજરાતી કોલેજ ગુજરાતી સંસ્કૃતિ વિકસાવવા ઉભી થાય છે, માત્ર પરીક્ષાઓમાં વિદ્યાર્થીઓને પાસ કરાવવા નહીં અને આ આદર્શવિરુદ્ધ જનારા કેળવણીના પ્રથમ ઉદ્દેશનો છેદ કરે છે એમ કહી શકાય. નવા મુખ્ય અધ્યાપકની ચુંટણી સમયે એ સંસ્થાને વેગ આપી શકે એવા યોગ્ય ગુજરાતી અધ્યાપકની પસંદગી થએલી જોવાની અમે આશા રાખીશું.

### ખીલાફત

દુનીઆભરના મુસલમાનોમાં ખલીફાને માટી પગથી ઉડાડી મુકવાનો બનાવ ખુબ ખળભળાટ જગવનારો થઇ પડયો છે. આપણા દેશમાં પણ ખીલાફતની મહાન્ લડતમાં ઝઝુમનારા યોદ્ધાઓના અંતર આ બનાવથી ખુબ ઉકળેલાં આપણે જોઇએ છીએ.

સદીઓ થયાં તુર્કસ્થાનનો સુલતાન દુનીઆભરમાં વસતા બધા મુસલમાનોનો ખલીફ મનાતો. સત્તાનું આ જોડાણ જ્યારે કરવામાં આવ્યું ત્યારે તો ધાર્મિક અને રાજકીય સત્તાનો વિરોધ ન થાય એ દૃષ્ટિબિંદુ એમાં સમાતું હશે.

જ્યાં સુધી આવી અનિયંત્રિત સત્તા યોગ્ય પુરુષોના હાથમાં હોય ત્યાં સુધી તો કેન્દ્રીભૂત થએલી એ બધી સત્તાને લીધે ઘણા આંતર કલહોમાંથી રાષ્ટ્ર બચી શકે છે, પણ આ જાતની સત્તા ચુંટણીદ્વારા યોગ્ય પુરુષને અપાવાને બદલે વંશપરંપરાના હક અને વારસારૂપે મળે છે ત્યારે એની યોગ્યતાનું ધોરણ એકસરખું નથી. પરિણામે આખી સત્તા જુલમ અંધેર અને નિર્બળતા પોષવાનું સાધન થઇ રહે છે.

તુર્કસ્થાનમાં આંતર અવ્યવસ્થા ઘણા સદીઓ થયાં ખમતી આવી છે. ગયા મહાવિગ્રહ દરમીઆન એની નિર્બળતા ઘણી રીતે ઉઘાડી પડી છે અને યુરોપના રાજ્યોએ એનો ભાગ ક્યાર તેટલા લેવામાં બાકી નથી રાખી. આવી કટોકટીના સમયમાં સુલતાન જેવી નિર્બલ વ્યક્તિ અને એની આસપાસ રચાયેલા સ્વાર્થી મંડળ પાસે આવી સત્તા રહેવા દેવાય જ નહીં એ તુર્કસ્થાનના દેશદાઝી રાજ્યધારીઓને સ્પષ્ટ જણાયું હશે. પરિણામે મુસ્તફા કમાલની સરદારી નીચે એમણે નાશની અણી પર ઉભેલા તુર્કસ્થાનને પગભર કર્યું; સાથોસાથ સુલતાનને રાજ્યપદ પરથી ભ્રષ્ટ કર્યો ને સત્તા હાથમાં લીધી.

પણ સુલતાનને સુલતાનપદ પરથી ભ્રષ્ટ કર્યા છતાં આખી દુનીઆના ખલીફા તરીકે એની સત્તા અગાધ હતી. ધર્મને નામે પ્રાણાર્પણ કરનારા મુસલમાનોની શ્રદ્ધા પર એની સત્તાનો કેંદ્ર રચાએલો હતો અને એની સંપત્તિ અને લાગવગ તુર્કસ્થાનમાં નવા રાષ્ટ્ર સંગઠન સામે વિરોધ ઉભો કરવામાં વારંવાર વપરાતી. તુર્કસ્થાનને એક રાષ્ટ્ર તરીકે ઉભા રહેવું હોય તો આ પ્રશ્નનો કંઈ નીકાલ આણ્યા વિના એને છુટકોજ ન હતો.

ઇતિહાસ સ્પષ્ટ રીતે દેખાડે છે કે ધર્મ અને સત્તા જ્યારે જ્યારે જોડાયાં છે ત્યારે ત્યારે તેમણે સદાએ અનર્થ ઉપજાવ્યો છે. યુરોપના મધ્યકાળનો ઇતિહાસ અને પોપોની જીવનકથાઓ આના ઘણા પુરાવાઓ આપી શકે એમ છે. ધર્મ જ્યારે રાજકીય પ્રદેશમાં માથું મારે છે ત્યારે એ માત્ર ધર્મના સિદ્ધાંતો અને જનકલ્યાણની ભાવનારૂપે નથી રહેતો, પણ સત્તાની ભુખ અને વિજયનો ઉન્માદ તેમાં ભળે છે ને છેવટે એનો અધઃપતન થાય છે.

પ્રજાની ઉન્નતિની દૃષ્ટિએ જોતાં ધર્મને રાજ્યવ્યવસ્થામાં માથું મારવા દેવાયજ નહીં. જ્યાંજ્યાં આવી બે સત્તાઓ સાથેસાથે ચાલે છે ત્યાંત્યાં એકબીજાનું સંઘર્ષણ થયા વિના કદી રહ્યું નથી. અને રાષ્ટ્રો માત્ર લાગણી પર રચાતાં નથી પણ બુદ્ધિ અને વ્યવસ્થા પર રચાય છે એટલે ઘણી વખત ધર્મના ઝનુન માટે રાજ્યતંત્રમાં સ્થાન હોતું નથી.

પણ એક બીજો પણ પ્રશ્ન ઉત્પન્ન થાય છે. ખલીફા એ માત્ર એકલા તુર્કોનોજ નથી, પણ આખી દુનીઆભરના મુસલમાનોનો છે. અને એ પદ રદ કરવાને તો આખી દુનીઆના મુસલમાનોની સંમતિ જોઇએ એમ કહેવાય છે.

ખલીફા આખી દુનીઆના મુસલમાનોનો ખલીફા છે એ વાત ખરી, પણ એની સત્તાની સારી કે ખોટી સીધી અસર તુર્કો શીવાય બીજા કોઇને ભોગવવી પડતી નથી. એ સત્તા રહેવા દેવામાં તુર્કસ્થાન શીવાય બીજા કોઇ પણ દેશને ખાસ નુકશાન થાય એમ નથી તો એ સવાલનો નિર્ણય કરવાનો હક્ક તુર્કોનો ખરો કે નહીં?

ગયા મહાયુદ્ધ દરમીઆન એ સત્તા ડગમગતી હતી ત્યારે એને બચાવવા-ને બીજા મુસલમાની દેશો અને કોમો-એ આંગળીએ ઉંચી કરી નથી અને કેટલેક ઠેકાણે તો એના પ્રતિપક્ષીઓને મદદ કરી છે. ઘણું થાય તો કેટલાકો થોડી બંદગીઓ કરી અને આંસુ સારી બેસી રહ્યા છે. હવે જ્યારે તુર્કસ્થાન પોતાનાજ બળે ફરી ઉભું થયું છે ત્યારે એના વિજયમાં ભાગ માગવાનો કે એની વ્યવસ્થા નક્કી કરવાનો બીજા કોઇનો દાવો એ સ્વીકારી શકે ખરું?

ફ્રેંચ માઁ પોંકારે ને રાષ્ટ્રીયતા

માઁ પોંકારે આજે ફ્રેંચ રાષ્ટ્રીયતાનો અવતાર થઇ પડ્યા છે. તેમણે રાજીનામું આપ્યું, છતાં તે ફરી નીમાયા. આ ફેરફાર ઘણોજ અર્થસૂચક છે. ફ્રાંસ અત્યારે રાષ્ટ્રીયતાની ભાવનાને વિકૃત કરી રહ્યું છે તેનું એ દૃષ્ટાંત છે.

સદ્ગુણ, વ્યવસ્થા કે વિચારનું સૌથી સુંદર અને ઉત્કૃષ્ટ સ્વરૂપ અને તેની વિકૃતિ એ એની મર્યાદા વચ્ચે બહુજ ઓછું અંતર હોય છે અને એ અંતર ન પળાય તો તે વસ્તુનો ઉત્કર્ષ જેટલો સુંદર તેટલુંજ તેનું અધઃપતન પણ ભયંકર હોય છે.

રાષ્ટ્રીયતાની ભાવના પણ આવીજ એક સુંદર વસ્તુ છે અને કોઇ પણ પ્રજા એ ભાવનાને ખીલવ્યા વગર પોતાની ઉત્ક્રાંતિ સાધવાને સમર્થ થતી નથી. પણ એ ભાવના જ્યારે મર્યાદા મુકે અને બીજાં રાષ્ટ્રોના ભોગે પોતાનો ઉત્કર્ષ સાધવા પ્રયત્ન કરે ત્યારે તે બહુ અમાનુષી બને છે. માઁ પોંકારેએ આ વિકૃતિના ભયાનક સ્વરૂપનું પ્રત્યક્ષ ઉદાહરણ જગતને પુરું પાડ્યું છે. પોતાના દેશની આંધળી સ્વદેશભક્તિને નામે જર્મનીને બને તેટલું રીબાવવામાં આ મહાન્ નરે પોતાના જીવનનું સાફલ્ય માન્યું છે, અને જર્મની ફરી સૈકાઓ સુધી પગભર ન થઇ શકે એ યોજના પાર ઉતારવામાં અને વેરસાઇના કોલકરારોનો નિર્દય રીતે અમલ કરાવવામાં એણે કોઇ પણ પ્રકારની ક્રૂરતા બતાવતાં પાછી પાની કરી નથી.

ખરાબ માણસોથી જગતની જેટલી ખરાબી થાય છે તેના કરતાં સારા માણસોના આદર્શો વિકૃત થાય તેનાથી જગતને વધારે સોસવું પડે છે. રાક્ષસ કરતાં બ્રહ્મરાક્ષસનો ત્રાસ જગતે સદાએ વધારે વેઠ્યો છે.

"બાપુ ! શું કરું, પણ મને તો લાગે છે કે આપણું આવી બન્યું છે."



જતાંજતાં તેની આંખમાં ગુસ્સો આવ્યો.

"એનાથી રુડું શું ! તમે ને હું કે નીરાંતે મરવાના છીએ ? મરીશું તો રણમાંજ."

"એવું શું બોલો છો અન્નદાતા ?" ખંચાતાં ખંચાતાં દેશળદેવે કહ્યું "પણ મારાથી આ જોવાતું નથી"

"શું કરીએ ?" મજાકમાં રા'એ કહ્યું "તો કે જુનાગઢ પડયું જોવાવાનું છે ?"

"જુનાગઢ પડવામાં શું બાકી રહ્યું છે ?"

"કેમ ?"

"વધારે શું કહું, પણ મારાથી આમ ને આમ સહેવાતુ નથી"

"કેમ ? જુનાગઢ છોડી જવું છે કે શું ?" તિરસ્કારથી ખેંગારે પુછયું.

"હા, જો અન્નદાતાની રજા હોય તો."

"શું કહ્યું ?" "જરાક વિસ્મય પામી નીચા વળી રા'એ પુછયું. દેશળદેવ પાછો હઠયો.

"બાપુ ! બાપુ ! મારો વિચાર તો તમારી પડખે ઉભા રહી-લડતાં લડતાં - મરવાનો હતો."

"તે હવે કેમ બદલાઇ ગયો ?" ફરીથી તિરસ્કારથી રા'એ પુછયું.

"જુનાગઢની કીર્તિ ગઇ તેથી."

"જુનાગઢની કીર્તિ ! દેશળદેવજી" ટટાર થઇ ખેંગારે કહ્યું "તમે ઘરના છો એટલે

ઉભરો આવ્યો. એને લાગ્યું કે જ્યાં સુધી આ રા' પૃથ્વી ભારે મારે છે ત્યાં સુધી પોતાનો સોનાનો સુરજ ઉગવાનો નથી. જો પોતાનું ચાલે તો અત્યારે તેને ઉપાડી મુકી, પોતે જુનાગઢની ગાદી પર ચઢી બેસે; પણ શું કરે? તેણે મુંગે મોઢે ચાલ્યા કર્યું. તેઓ રણવાસમાં આવ્યા.

"સતી! છો કે?" ખેંગારે પુછ્યું.

"પધારો" અંદરના ખંડમાંથી અવાજ આવ્યો. અવાજમાં ખિન્નતા હતી, માધુર્ય હતું અને છતાં દબાએલા ભાવોની સમૃદ્ધિ દર્શાવનો કંપ હતો. રા'એ જરાક ઉત્સાહથી ડગલું ભર્યું; દેશળદેવના હૃદયમાંથી બધી આશા જતી રહી.

તે અંદર ગયા. એક ઝીણો દીવો બળતો હતો. એક પાટલા પર બેઠીબેઠી રાણકદેવી એક ગોખલામાં સ્થાપેલી અંબાભવાનીની મૂર્તિની પૂજા કરી રહી હતી. તે નાનકડી અપાર્થિવ લાગતી હતી. તેના કાળાં લુગડાં તેના શરીરની રેખાઓને રાત્રિના અંધકાર જોડે ભેળવી દેતાં હતાં અને તેનું નાનું ને તેજસ્વી મુખ અંધકારમાં એક અપૂર્વ તેજના ચક્ર જેવું શોભતું હતું.

"સોમલી! પાટલા લાવ"

"ના, જરૂર નથી. સામે પાટલા પર બેસવા લાયક નથી જતી! તમારો ભાણેજ તમને મનાવા આવ્યો છે. એ કે કે ગપાટા લાગ્યો છે."

રાણકદેવી હસી. તેના મીઠા મંદ હાસ્યમાં તટસ્થ સ્નેહાલન હતી

"એ કહે છે કે જુનાગઢનું આવી બન્યું છે." હાસ્યમાં હામ આવી "મારા રા' જીવતે જુનાગઢને શું થાય? દેશળદેવજી! એવી વાત ક્યાંથી લાવ્યા?"

દેશળદેવે હૃદયમાં સ્ફુરતી શરમની લાગણીઓ દબાવવાનો પ્રયત્ન કર્યો.

"મામી! લોકોની જીભે કંઈ તાળાં દેવાય છે?"

"ત્યારે લોકોને જઈને કહો કે જ્યાં સુધી મારા રા' છે ત્યાં સુધી ભલા બ્રહ્માથી પણ કંઈ થવાનું નથી."

"અરે એટલે વાત નથી અટકી." દાંત પીસી ખેંગારે કહ્યું. તે છલંગ મારી અંદરના ઓરડા તરફ ગયો ને કોઈને કહ્યું: "જરા બહાર આવ તો." અને તે પાછો આવ્યો. એનો શાંત ચહેરો ભભુકી ઉઠ્યો. "સતી! આ હીરાએ એક નવી વાત શોધી કાઢી છે."

ખેંગારના અવાજે સ્વાભાવિક લાગતું સ્વાસ્થ્ય મુક્યું. તેના ધીમા પણ ભયંકર અવાજમાં ખુની રણકાર આવ્યો–તેનો હાથ ધ્રુજ્યો.

દેશળદેવ વચ્ચે બોલવા ગયો: "બાપુ—"

દાંત પીસી ખેંગારે તેની સામે ત્રાડ પાડી: "ઝેરી નાગ! તને બહુ વર્ષ દુધ પાયું, ઉછેર્યો, સંઘર્યો, છતાં તે દગલબાજી કરી દ્રોહ કર્યો. દુશ્મન જોડે વહેવાર રાખ્યો–પણ હું ગારો ધર્મ ચુક્યો નહીં. પણ આજે મારી સતીની કીર્તિ કલંકિત કરવા આવ્યો?"

"શું કહો છો?" જરાક ખેદયુક્ત અવાજે રાણકદેવીએ કહ્યું.

"એ તો પવિત્રતાની પુંછડીથી તારા જેવી કલંકીના ગભમાં રહેવાય કેમ?" કટાક્ષથી રા'એ ઊલાળ્યું "તું તો પરપુરુષની ચાકરી કરે છે." દેશળદેવ તરફ ફરી ગુસ્સાથી રા'એ કહ્યું: "તે કોણ છે તે જાણ્યું છે? આ પેલો જોગો!" ખેંગારે પાસેના બારણા તરફ હાથ કર્યો.

દેશળદેવે નીચે મોઢે છત્રસાલ જોડે, ચાલવા માંડયું.

છત્રસાલ દેશળદેવને લઇ બહાર આવ્યો એટલે દાદુ ગઢની સામે મળ્યો.

"દાદુ !" છત્રસાલે પુછયું "તું અહીંઆં-જ રહેજે, હું હમણાં આવું છું."

"વારુ" નાનાભાઇએ કહ્યું.

"છત્રસાલ !" પાછળ આવતા રા' નો અવાજ આવ્યો. "જરા ઉભો રહે." રા' બહાર આવ્યા "પેલા સામંત જાદવને પાછો આવતાં બોલાવી લાવજે."

"જી."

એટલામાં આ વાતનો લાભ લઇ દેશળદેવે દાદુને ધીમેથી કહ્યું: "એક બે રાત ગઢ પર રહેજે."

દાદુએ આંખવતી હા કહી.

---

## પ્રકરણ ૧૪ મું

—:o:—

### જેમાં ખેંગાર સંકલ્પ કરે છે

રા' પાછો રણવાસમાં આવ્યો ત્યારે કાકનું મોઢું ગંભીર થઇ ગયું હતું.

"કેમ ? તને નહીં રુચ્યું ?" ખેંગારે પુછયું.

"તમે ભુલ કરી. આ હરામખોર અહીં-આંજ સારો હતો."

"એ શું કરવાનો હતો ?" રાણકદેવીએ પુછયું.

"અત્યારે તમારે તો જરાય મુશ્કેલી વધારવી ન જોઇએ."

"અરે, જા જા. તું તો એમને ઓળખતો નથી. એમનાથી એક સેકયો પાપડ ભાગે એમ નથી." ખેંગારે કહ્યું, પણ તેમના અવાજ પરથી એમ લાગ્યું કે તેમને પસ્તાવો થવા માંડયો હતો.

રાણકદેવી ધીમેથી રા' પાસે આવી. "એ બે ગયા તો નીરાંત થઇ. આપણા ધર્મ-વિગ્રહમાં એજ કલંક હતા." તેણે જરાક હસીને કહ્યું. તેની આંખો પલવાર રા' પર ઠરી. તેમાં શ્રદ્ધા ને અડગતા હતી. ખેંગારે પોતાની પત્નીની શ્રદ્ધા જોઇ અને ઉમળકો આવતાં તેના ખભા પર હાથ મુકયો.

"સતી ! ખરી વાત. એવાને સ્પર્શે આપણે દૂષિત થઇએ. કાક !" ખેંગારે હસીને કહ્યું. "જુનાગઢના રા' સદાય ધર્મયુદ્ધ કરેછે."

"હું જાણું છું બાપુ ! જાણું છું" જરાક કટાણીને કાકે કહ્યું "પણ હું તો વિજયી થાય તેવા યુદ્ધને ધર્મયુદ્ધ ગણું છું."

"કાકભટજી !" રાણકદેવીએ કહ્યું. "તમારો ટેક હું જાણું છું હો ! અમે એમ છેતરાઇએ એમ નથી. ચાલો, ઉપર અગાશી પર જઇશું. બહુજ તાપ લાગે છે."

"તમે બે જાઓ, હું થોડી વારમાં આવી પહોંચું છું."

રાણકદેવીની આંખો રા'ની આંખો સાથે મળી. જે પ્રેમ માનમાં, સંયમમાં ને વિપત્તિમાં અણદીઠો રહેતો તે પલવાર દેખાયો. દેવડી ધીમેથી છટાભર્યાં ડગ ભરતી આગળ ચાલી. પાછળ ખેંગાર ગયો અને કાકની આંખ આ બેલડીની એકતાનંતા જોઇ ભીની થઇ.

તેણે નીસાસો મુકયો. આ બે વિપત્તિમાં પણ સાથે હતાં. તેને તેની મંજરીની સાથે રહેવાનો લહાવો પ્રભુએ આપ્યો નહોતો.

બે ત્રણ જણ ઝપાટાબંધ ઉપર આવ્યા. આગળ દાદુનો ભાઇ રાયઘણ હાંફતો હાંફતો આવ્યો.

"બાપુ! બાપુ!"

"કેમ?" રાણે પુછયું.

"છતરસાલજી મરાયા"

"હેં!" બધાં સ્તબ્ધ થઇ ગયાં

"શિવાજીદેવજીને શોધવા મોટાભાઇ તેમને ઘેર ગયા ત્યાં મોઘાં ભાભીએ જમૈયો મારી ઠાર કર્યા.

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]



પછી મારે છેલ્લો શબ્દ કહેવાનો તો બાકી રહીજ જાય છે. પણ હવે તો તારી ધીરજ ખુટશે એવી મને બીક લાગે છે. મારા આ પત્રનો અપચો દૂર થાય ત્યાં સુધી હાલ તો રામરામ.

લિ. તારી,

માલવિકા.

૪

પ્રેય તરલિકા !

તને પત્ર લખ્યે કે ઘણોઘણો વખત ગયો ને એટલા વખતમાં તો મારા સુખની ઊર્મિઓ પૃથ્વીના છેડાનીએ પેલી પાર પહોંચી ગઇ છે. હું અનંતમાં ડુબી છું ને સમયનાં આંકડાં બંધનો તો મેં ક્યારનાંએ તોડી નાંખ્યાં છે. તને કેટલા વખતે પત્ર લખું છું તે યાદ કરતાંએ મને મહેનત પડે છે. એ વિસ્મૃતિમાંથી આજે હું ઝબકીને જાગુ છું, કારણ કે મારો આત્મારામ કૈં કારણસર આજે વિદેશ સીધાવ્યો છે. એક સપ્તાહ જેટલો લાંબો કાલ મારે એના વિના વીતાવવાનો છે. નિસ્તેજ દિશાઓ ને સૂના જગતને ભુલવા આ એક ઉપાય શોધી કાઢ્યો છે.

તરલિકા ! હું તને ભુલી ગઇ છું એવો આક્ષેપ તું કરતી નહીં. મારી નવરાશની પહેલી ક્ષણમાં મને તારોજ વિચાર સૌથી પહેલો આવ્યો. મારા હૃદયરસના ભરેલા મેઘ નું સદા તારા પરજ હાલનું છુ. તરબા ! તને બીજી શી ખાત્રી આપું ?

તને ન લખવાનું કારણ તો એટલુંજ કે મારા ઢંગધડા વગરના પત્રોમાં તને રસ પડશે કે કેમ એની મને જરા શંકા હતી. તારી ભારેક આખા ગામની નવાજુની તું લખી શકતી નથી. સાધારણ રીતે મને એવી વાતોની ખબરજ હોતી નથી. અને મારી પોતાનીજ વાતોમાં તો મને કહેતાં રસ આવે એટલો તને સાંભળતાં આવશે ?

પણ તું મને ખાત્રી આપે છે અને પત્ર લખવામાં મારું આળસ તને સાલે છે એમ તું કહે છે એટલે મને લખતાંએ હવે તો હીંમત આવી છે.

તરલિકા ! તારી વાત ઘણી વાર હું મારા રસરાજ સાથે કરું છું. રસરાજ એ મારુંજ પાડેલું નામ છે. એવાંએવાં તો મેં એનાં ઘણાંએક નામો પાડયાં છે. ને દરેક વખતે મારા એક એક નામના બદલામાં એ મને શું આપે છે એ તું કલ્પી શકે છે? પણ એ તો ઘણું ખાનગી છે. તું કલ્પે તો તને એક પૈસો ઇનામ !

પણ મારી મુળ વાત તો હું ભુલી ગઇ. ઘણી વખત હું તારી વાત રસરાજ સાથે કરું છું. આપણાં બાલપણનાં તોફાનો સાંભળતાં એને ઘણોજ રસ પડે છે. અમે પરસ્પરના જીવનની નાનામાં નાની વાતોએ કોણ જાણે કેટલીવાર કરી ચુક્યાં, પણ છતાંએ દર વખતે એ તદ્દન નવીજ વાત હોય એટલી આતુરતાથી સાંભળવાનું મન થાય છે. નજીવી નાનામાં નાની ચીજ પણ આટલી બધી અગત્યની ગણાતી હશે એનો અનુભવ તો હું હમણાંજ કરી શકું છું. મારે માટે ફુલ ચુંટતાં કાંટાથી એનો હાથ ઘવાય એ મને જેટલું ભયંકર લાગે છે તેટલો આ યુદ્ધમાં મરતા યોદ્ધાઓના ઘાતનો વિચાર મને કંપાવતો નથી. અને બગીચામાં ફરતાં રમેને ભુલમાં વચ્ચે રહી ગએલો કોઇ કંકર મારાં ચરણમાં ઇજા કરે કે સૂર્યનું ત્રુટેં પડેલું કિરણ મને તપાવે એ ફીકર મારા

નટનાગરને પણ હરો એની આગળ ઇસુની આ દુનીઆના દુખો દૂર કરવાની ચિંતા વીસાત વગરની છે પણ વળી મેં બીજુ નામ તને કહી દીધુ ખરુ ?

ઓ તરંગિકા! તું હસતી નહીં બીજીજ પળે અમે પણ આ બધામાં રહેલી ગાંડાઇ જોઇ શકીએ છીએ પણ છતાંએ તે પગમાં તો મહાબંધમાં હોઇએ તેમ એવી ગાંડાઇ કર્યા વિના રહેવાતુ નથી અને છતાંએ વખત આવે તો પ્રત્યક્ષ યમસદનમાંએ પરસ્પરને માટે જતાં એક વિપળનો વિચાર કરવા અમે થોભવાના નથી

તરંગિકા! અમે ઘણાઘણા આદર્શો સાથે રમ્યા છે ને ઘણાવરૂ સ્વપ્ના સાથે જોયા છે અમારા બધા આદર્શોનો એક અંશ પણ આ જગતમાં ઉતારાય તો તરંગિકા! સ્વર્ગ અહીંથી બીજે શોધવા જવુ પડે એમ મને લાગતુ નથી એવુ સુંદર એવુ ભવ્ય! હુ એનો વિચાર કરુ છુ ત્યારે મને પણ ખાત્રી નથી થતી કે આ સત્ય છે કે સ્વપ્ન આ જો સ્વપ્નજ હોય તો તરંગિકા! તારી માનવિકાથી આમાંથી જાગતા ઉગરાતુ નથી

હુ એના વિનની ટોક શકુ એ વિચારજ કેવા અસ્વાભાવિક લાગે છે ! આ એકજ દિનમાં એ અહીંઆ નથી તેટલામાંએ સૂર્યમાંથી પ્રકાશ ઓછો થયો કે નિર્જન સ્થાનમાં હું વસતી હોઉં એવુજ કેં લાગ્યા કરે છે હાય હાય! મારા જીવનમાં એ ન હોય તો ! એ વિચારજ ભયંકર છે પણ ના. જે દિવસ એ મારા જીવનમાં નહીં હોય ત્યારે મારામાં જીવનજ નહીં હોય

વહાલી તરંગિકા! મને વાત બદલવા દે કે ખ જાણે કેમ આ અશુભ વિચારે મારી છાતી બેસી જાય છે મારો રાજ મારો ન હોય એવું બનેજ કેમ ? ના ના, હું એવો વિચારજ નહીં કરુ

તને ખબર છે તરંગિકા! એ મને શું કહે છે તે ? એણે મારા કેટકેટલા તો નામ પાડ્યા છે પણ હું તને કહી શાને દઉં ? તું અહીંઆ સાંભળવા આવે તો કેવુ ? સાદા નામો અને જુના વિશેષણો એના મુખમાંથી બહાર પડતા કે નવોજ ચમત્કાર ધારણ કરે છે કાનુડાની વેણુના નાદે ગોપીઓ ઘેલી થતી તે આની શબ્દમોરલીના તાને મારો આત્મા રમણે ચઢે છે આવડી વાર એના વિના હું જીવીજ કેમ શકી તેજ હવે તો મને આશ્ચર્ય લાગે છે

મારી ચિત્રશાળા હમણાં તો એનાજ ચિત્રોથી ભરાઇ છે એને નવનવી રીતે ચીતરતાં એનામાં હું નવનવી સુંદરતા જોઉં છું હું એના અંતરના ખુણેખુણાથી પરિચિત છું એમ માનુ છું છતાંએ દર દહાડે એનામાં કંઇ નવીનવી શોધ હું કર્યે જ જાઉં છુ ઓ તરંગિકા! આવો અપૂર્વ એ મારાજ ભાગ્યમાં ક્યાંથી જડ્યો હશે !

તરંગિકા! તને કદાચ ભય લાગશે કે વધારે પરિચય થતાં આ દવપ ફૂલ્યાંઓ બધાં તુટી જશે તરંગિકા! અમે એકબીજાની અપૂર્ણતાઓ જાણતાં નથી એમ નહીં પણ એ અપૂર્ણતાને ખાતર તો એ મને વધારે પ્રિય છે ને મૂર્તિમાન્ અપૂર્ણતા જેવી હું, એને હાને એન રોક થતો નથી કોઇ વાર તો મને મારી નિર્બળતાઓએ ગમે છે, કારણ કે તેથી એના આધારની મારે વધારે જરૂર પડે છે એ મને દોરે ને બચાવે એનાથી બીજુ શું મહાભાગ્ય હોઇ શકે !

ને એની અપૂર્ણતાઓને હું સમાવી શકું એથી સ્ત્રીહૃદયને બીજો કયો વધારે લહાવો જોઈએ? જગત્ એની સંપૂર્ણતા પર ભલે રાચે. મારે મન તો એની અપૂર્ણતા વધારે કીમતી છે.

તરલિકા! હવે તો મને થાક લાગ્યો છે ને પેલો શઠ ચંદ્રમા ચોરની માફક છાનોમાનો આવીને પાછળથી હું લખું છું તે વાંચી જાય છે, ને હજુ મારા રાજને પત્ર લખવાનો તો બાકીજ છે.

તરલિકા! તું ને તારા પ્રાણનાથ થોડા દિવસ અહીં નહીં આવી જાઓ? મારાં લગ્ન મારા રાજ આવશે પછી આવતી પૂર્ણિમાએ થશે. વહાલી સખી! તારા વિના મારા સુખમાં ભાગ કોણ પડાવશે?

તારી એ માસની નાની લેખા કેમ છે? મને એને જોવાનું ઘણુંજ મન છે તું બધાંને લઈને જરૂર જરૂર આવજે. તારાં માતુશ્રીને પ્રણામ.

તને મળવાને આતુર

માલવિકા

ચાર દિવસ પછી માલવિકાની ચિત્રશાલાની મદદનીશ તરફથી આ પત્ર તરલિકાને મળ્યો હતો:-

સૌ. તરલિકાબહેનની સેવામાં,

માલવિકાબહેનના વિવાહિત પતિ શ્રીયુત મકરંદનું અવસાન પ્રવાસમાં કંઈ અકસ્માત નડવાથી થયું છે. માલવિકાબહેનની શુદ્ધ આ ખબર સાંભળતાં જતી રહી છે, અને એમની સ્થિતિ ભયંકર છે. બને સો તરત આવો.

લિ.

સુધા.

આ પત્ર વાંચતાં તરલિકાએ માલવિકા પાસે તરત જવાની તૈયારી કરી, પણ એની નાની પુત્રી માંદી હોવાથી એને જતાં એક દિવસનો વિલંબ થયો, અને એ ત્યાં પહોંચે તે પહેલાં તો માલવિકાએ પ્રાણ ત્યાગ કર્યો. મરતા પહેલાંનો એનો તરલિકા ઉપર લખેલો પત્ર નીચે આપવામાં આવે છે.

૫

તરલિકા! અંધારા ભવરણમાં ભટકતી તારી માલવિકાને જો! એનું ભાગ્ય ફુટી ગયું! એના નસીબે તાળાં દેવાયાં! એનો રાજ-એનો પ્રાણસમો મકરંદ- આ જગત છોડીને ચાલી ગયો અને આ કારમા જંગલમાં એને એકલી મુકી ગયો.

એ ગયો ત્યારે ન જવાને મેં એને કેટકેટલું વિનવ્યો હતો, પણ મને ભોળવીને તરત પાછા આવવાનું મનાવીને એ ગયો. જતાં જતાં એની દૃષ્ટિ છેક સુધી મારામાં પરોવાઇ રહી હતી. હાયહાય! એ દૃષ્ટિ ને એ મુખ ફરી ક્યારે દેખાશે?

તરલિકા! સૃષ્ટિ આખીએ ભલે જીવ્યા કરે પણ મારે મન તો એ મરી ગઇ. શા સારું આ સૃષ્ટિમાં મારે વસવું જોઇએ? હું કોઇને અહીં ઓળખતી નથી, તનેએ નહી. તું કોણ? હું તરલિકાને લખું છું, પણ તરલિકા કોણ છે?

ના ના. હું તને ઓળખું છું. તરલિકા! બહેન! મને માફ કરજે. વિસ્મૃતિનાં વાદળાં મને વીંટળાઇ વળતાં હોય એમ લાગે છે. મને કંઇ સુજતું નથી. કોઇ કહે છે તે મારાથી સમજાતુંએ નથી. હું માત્ર એકજ ધ્વનિ સાંભળ્યા કરું છું!—"માલવિકા માલવિકા!" તરલિકા! મને મારો રાજ બોલાવે છે. જો!

તરલિકા! એ નિર્દયે મને શાંશાં વચનો આપ્યાં હતાં એ તને ખબર છે? મારા વિના પલવાર પણ એકલું નહીં રહેવાનું એને વ્રત હતું અને છતાં મારા વિના મરતાં એને શરમ નહીં આવી. સ્વર્ગમાં એ મળશે તોએ એ દિવસ એની સાથે હું રીસાવાની.

ના ના. તરલિકા! એની સાથે હું કેમ રીસાઉં? એને જોતાં મને રીસાવાનું ભાનજ રહેવાનું નથી. મારા વિના એ આટલો વખત રહ્યો એ શિક્ષાજ એને માટે પુરતી નથી?

તરુભા! તને લાગે છે કે એ આમ નાસી આવવાને માટે મારી માફી માગશે? તું જાણે છે કે એ વિચારે મને કેટલી શાતા વળે છે? એથી મને ફરી તરત મળવાની ખાત્રી આવે છે. જો મારાં આંસુએ સુકાઇ ગયાં અને ફરી એનીજ આંખોમાં હસતી હોય એમ મારી આંખો હસે છે.

આ કાગળ પરના અક્ષરો મને દેખાતા નથી ને હવે મારાથી લખાતું નથી. મારા રાજ-નો મધુર અને દિવ્ય સ્વર મને હૈં આહ્વા કરે છે. તરુભા! મને જરા સાંભળી લેવા દે

તરુભા! હમણાંજ મારા નાથનાં દિવ્ય દર્શન મને થયાં. ચંદ્રમાનો સદાએ પ્રકાશ રહે એવા એક અદ્ભુત ઉપવનમાં એ વસે છે ને મારે માટે ઘણાં સુંદર સ્થાનો ત્યાં એણે રચ્યાં છે. તરલિકા વહાલી! હું જાઉં છું. મને છેલ્લી વાર તને ભેટી લેવા દે. હાર! શા મૃદુ તારા હસ્ત છે! મને એવી શાંતિ વળે છે! ઓરે! તરુ! રાજ......ની સાથે......



# ગુજરાતી સાહિત્ય

[ગુજરાતની સંસ્કૃતિના અક્ષરદેહનું દિગ્દર્શન]

## ખંડ પહેલો:

## સાહિત્ય અને તેનો ઇતિહાસ

યોજક

સાહિત્યસંસદ, મુંબઈ

પ્રકાશક

ધી સાહિત્યપ્રકાશક કંપની, લીમિટેડ

મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ

૧૯૨૪

# પ્રસ્તાવના

સંસદને આ દિગ્દર્શનનું કામ માથે લેતાં ઘણી મુશ્કેલી જણાઇ છે. ગુજરાતી સાહિત્ય એવી દશામાં નથી કે તેનો સંબદ્ધ ને સંપૂર્ણ ઇતિહાસ લખી શકાય. હજુ ગુજરાતના બધા સાહિત્યકોની કૃતિઓ હાથ લાગી નથી. કેટલાય ભંડારોમાં સાહિત્યનો અખુટ ખજાનો અંધકાર સેવે છે. સુવિખ્યાત સાહિત્યકોની બધી કૃતિઓ હજુ છપાઇ બહાર પડી નથી. રાજકીય અને સામાજિક ઇતિહાસ લખાવાના પ્રયત્નો પણ હજુ શરુ થયા નથી. આપણા સાહિત્યની સમાલોચનાના સિદ્ધાંતો પણ વ્યવસ્થિત રીતે બહાર પડ્યા નથી. આવી સ્થિતિમાં બધા સાહિત્યકોની સંબદ્ધ કથા લખવાનું, તેમની કૃતિઓની તુલના કરવાનું કે તેમનું સાહિત્યમાં સ્થાન નક્કી કરવાનું સંભવેજ નહીં; અને તેથી ઇતિહાસને બદલે દિગ્દર્શન તૈયાર કરીને સંસદને સંતોષ પામવો પડે છે.

પણ આવા દિગ્દર્શનની અત્યારે ઘણીજ જરુર છે. અત્યાર સુધી જે આપણું છુટું છવાયું સાહિત્ય પડયું છે તે અને આપણા સાહિત્ય વીશે જે જે દષ્ટિબિંદુઓ રજુ થયાં છે તે બધાંને એક ઠેકાણે ભેગાં કરવાથી આખા સાહિત્યનો અને તેમાં ચાલી આવેલી વૃત્તિઓનો સમગ્ર ખ્યાલ આવશે; એટલુંજ નહી પણ તેથી જે કે પણ મણકાઓ તુટેલા લાગશે તેને સાંધવાનો પ્રયાસ આરંભાશે અને આવા પ્રયત્નો કરેજ ભવિષ્યમાં ઇતિહાસ લખવો સહેલ થઇ પડશે.

વળી અત્યારે જુદાજુદા દેશના સાહિત્યકારોનો સમાગમ વધતો જાય છે અને સાહિત્યની ભાવનાઓમાં કેટલેક અંશે એકતા આવતી જાય છે, આવે વખતે આખા સાહિત્યની સમગ્ર રૂપરેખા દોરવાથી અને તેને દુનીઆના સાહિત્યની જુદીજુદી ભાવનાની કસોટી પર ચડાવવાથી આપણા સાહિત્યનો વિકાસ ઝપાટાબંધ થયા વિના રહેવાનો નથી. તેમજ આપણા નવા જમાનાના અને પ્રતિદિન સમૃદ્ધ થતા જતા સાહિત્યના વહેણની દિશા નક્કી કરવાના પ્રયત્નથી એ વિકાસ વધારે સરસ થયા વિના રહેવાનો નથી.

આવા ઉદ્દેશોથી પ્રેરાઇ સંસદે આ પ્રયત્ન આદર્યો છે. એ પ્રયત્ન મોટો ને મુશ્કેલ છે. એમાં કચાશ પણ રહેવાની. પણ આ ઉદ્દેશો કંઇ અંશે પણ જો પુરા થશે તો સંસદ પોતાની મહેનત સફલ થઇ સમજશે.



# સાહિત્યનો ઇતિહાસ

## તે કેવો હોવો જોઇયે?

### ત્હેનો ઉપયોગ અને અસર


લેખક

રા. નરસિંહરાવ ભોળાનાથ


સાહિત્ય કોને કહેવું ?[1] હમણાં હમણાંમાં વાઙ્મય અને સાહિત્ય એમ એકાર્થક શબ્દોનો પ્રચાર જોવામાં આવે છે. વાઙ્મય એ શબ્દ વધારે વ્યાપક અને સાહિત્ય એ શબ્દ કાંઈક સંકુચિત અર્થમાં સ્વીકારનારા કેટલાક છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રના ગ્રન્થોમાં જોવા જઈશું તો વાઙ્મય એ શબ્દ કાવ્યસાહિત્ય માટે પ્રયોજાયલો જણાય છે.[2] એટલું પણ જોતાં તો સાહિત્ય શબ્દ વ્યાપક અને વાઙ્મય શબ્દ સંકુચિત થતો જશે. આથી સ્હામો પક્ષ જોતાં રઘુવંશમાં એક સ્થળે વપરાયલા वाङ्मय શબ્દનો અર્થ મલ્લિનાથે शब्दजात કર્યો છે તેથી તો વાઙ્મય શબ્દનો અર્થ વ્યાપક બનશે. આપણે આ કલહમાં ના ઊતરતાં આપણો જૂનો પ્રચારપૂત શબ્દ 'સાહિત્ય' જ વાપરીશું અને તેના અર્થમાં કાવ્ય, નાટક, કથા, ઇતિહાસ, વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન વગેરે જ્ઞાનના અમુક પ્રદેશમાં પ્રવર્તતા વાણીવ્યાપારનો સંગ્રહ કરીશું. પરન્તુ આ વ્યાપક સાહિત્યના બે વિભાગ પાડીશું (क) શુદ્ધ સાહિત્ય અને (ख) ઉપલક્ષિત સાહિત્ય. (क) માં કાવ્ય, નાટક, કથા ઇત્યાદિ કલ્પનાવ્યાપારથી ઉત્પન્ન થતું સાહિત્ય આવશે, અને (ख) માં ઇતિહાસાદિક બુદ્ધિવ્યાપારથી પ્રધાનભાગે ઉત્પન્ન થતું સાહિત્ય આવશે. મ્હારી અપેક્ષા પ્રમાણે તો પ્રસ્તુત ઇતિહાસયોજનામાં બહુધા શુદ્ધ સાહિત્યને લક્ષ્ય તરીકે રાખવામાં આવશે. ઉપલક્ષિત સાહિત્યને તેમાં સ્થાન ગૌણભાગે અપાય.

---

૧ तदेतद्वाङ्मयं भूयः संस्कृतं प्राकृतं तथा । કાવ્યાદર્શ—દંડીકૃત ૧-૩૨ આ ઉપર ટીકાકાર वाङ्मयं काव्यप्रबन्धं અને वाक्यसारस्वत એમ વ્યાખ્યાનમાં આપે છે.

૨ लिपेर्यथावद्ग्रहणेन वाङ्मयं नदीमुखेनेव समुद्रमाविशत् ॥ સર્ગ ૩, શ્લો ૨૮ × × × वाङ्मयं शब्दजातम् (મલ્લિનાથ)

આશ્રયદાતા રાજા અને ગુણગાતા કવિ એ સંબન્ધની ઉત્પત્તિ જોવા જતાં અતિ વિસ્તાર થઈ જશે. તેથી તે કાર્ય પડતું મૂકીશું. પરંતુ, આ સંબન્ધ ગુર્જર સાહિત્યમાં અર્વાચીન સમય સુધી દેખા કવચિત્ કવચિત્ દેછે. રાજા નહિં, તો "રૂખિયલ કૃડો રાજવી અવતરિયો કો અંશ" એમ ગાનાર શામળભટ્ટ આ સંબન્ધની સાક્ષી પૂરેછે. કવિ દલપતરામે પણ

યથા અદાતા સુર્ણોને કવિતા,
તથા છુપે વાદળમાં સવિતા

એ પંક્તિયોમાં કવિતા અને દાન, કવિ અને દાતા, એ પરસ્પર પ્રતિયોગી શબ્દો અને તે પાછળ રહેલી ઘટના પ્રગટ કરીછે. આમ છતાં પ્રેમાનન્દ કવિ જેવા કવિયોએ આશ્રયદાતા રાજા કે ગામપતિની સેવા ઇષ્ટ ગણી નથી. એ કવિના જેવા કવિજનોને જનમંડળ, માણભટની કથા સાંભળનારું મંડળ, રંજનવિષય બન્યું હતું. આ સ્થિતિ પણ ભૂતકાળમાં લુપ્ત થઈ. હવેના સમયમાં general public સર્વ પ્રજાવર્ગ કવિના, નાટકકારના, વાર્તાકારના આશ્રયદાતાની પદવી લેછે. અને એ સંબંધ આ સાહિત્યકારની રચનાનો પ્રકૃતિ-નિયામક થાયછે ત્હાં રચનામાં છાયાનો પ્રવેશ થયા વિના રહેતો નથી; સામાન્યવર્ગને રંજન પમાડવા જતાં ખુશામદને પ્રવેશ મળેછે, રચનાની ઉચ્ચ પદવીમાંથી ઊતરીને સાહિત્યકાર પોતાના પૂજ્યવર્ગની કક્ષામાં નીચે પડેછે; હાર્તો અનિષ્ટ પરિણામ પણ થાયછે.

સાહિત્યનો ઇતિહાસ રચવામાં આ અંગનો પણ પ્રકાશ નાંખીને પરીક્ષા કરવી કર્તવ્યરૂપ છે.

## સાહિત્યનો ઇતિહાસ કેવો જોઇયે ?

સાહિત્યના આ ઉપર સૂચવેલા આનુષંગિક લક્ષણનું, તેમ જ માનવજાતિ-ના એક વિલક્ષણ સ્વરૂપનું, મિશ્ર પરિણામ એક એ છે કે પ્રજાજીવન અને સાહિત્યપ્રવૃત્તિ એ બે વચ્ચે અતિનિકટ સંબંધ છે. મનુષ્ય એ સંઘચારી પ્રાણી છે, અને તે સાથે વિચારશક્તિ અને વિચારને સુઘટિતરૂપે પ્રગટ કરવાની વાણીશક્તિ એ બે વિરલ ઇશ્વરદત્ત બક્ષીસો વાળો પ્રાણી માનવ છે. એકલું સંઘચારીપણું બસ નથી; તેમ હોય તો નો અનેક સંઘચારી પશુ પક્ષીઓએ માનવપ્રાણી જેવું સાહિત્ય પ્રગટ કર્યું હોત. અર્થાત્, આ લક્ષણોને પરિણામે માનવવાણી વિચારબદ્ધ સ્વરૂપમાં સાહિત્યરૂપે પ્રગટ થાયછે, તે સાથે જ જનસમાજના વિકાસની અસર કવિની કવિતા, તત્વચિન્તકનાં ચિન્તનો, વાર્તાનાટકાદિના સ્રષ્ટાઓની સૃષ્ટિ, એ સર્વ ઉપર નિગૂઢ અથવા પ્રગટ થયા વિના રહેતી નથી. એકાન્ત વનવાસ સેવતા, ગુહામાં ચિન્તનસમાધિ ધારતા, ઋષિમુનિયો અને સાધુઓ પણ આ સમાજજીવનની અસરથી મુક્ત રહી

શકતા નથી ખાસ કરીને જ્યારે એ ચિન્તનોને વાણીમાં રૂપ એઓએ આપ્યાછે ત્યારે એ સમાજજીવનનો રંગ લાગ્યા વિના રહેતો નથી. મનુષ્યના સંચારી અને બુદ્ધિધારી સ્વરૂપને પરિણામે સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, આચાર નીતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, ઇત્યાદિનો એક પક્ષે ઉદ્ભવ થયોછે, તો બીજે પક્ષે સાહિત્યની ઉત્પત્તિ અને સાહિત્યનો જનસમાજ જોડે સંબંધ પણ એ સ્વરૂપમાંથી ફલિત થાયછે. સંચારી, વિચારી, વાણીવિશિષ્ટ માનવ પ્રાણીનું પ્રજાજીવન તે ઉત્ક્રાન્તિવશ મહાન્ વૃક્ષ છે. એ વૃક્ષના કુસુમો અને ફલસમૃદ્ધિ તે ને પ્રજાના સાહિત્યરૂપે દેખા દેછે. આ વાત ધ્યાનમાં રાખીને સાહિત્યનો ઇતિહાસ કેવો જોઇએ એ પ્રશ્નનો ઉત્તર આપવાનો પ્રયત્ન આપણે કરિયે. ''ઇન્દુ કુમાર' નાટકમાં કાન્તિકુમારી 'પતિ કેવો જોઇએ' એ પ્રશ્નના ઉત્તરમાં ભાવનાપતિના લક્ષણોની યાદી આપેછે ત્હેવી યાદી આપું.'

સાહિત્યનો ઇતિહાસ કેવો જોઇએ? રાજકીય, સામાજિક, ધાર્મિક વિકાસના દર્શન કરાવે હેવો; પ્રજાજીવનને, એ જીવનની ઉત્ક્રાન્તિને, ભૂત વર્તમાન અને ભવિષ્યના અસીમ સાગરો આકાશદૃષ્ટિથી જુવે અને દર્શન કરાવે હેવો; ચિત્રકલામાં જે પરસ્પર પ્રમાણ અને ઉચિત સ્થાનનિર્માણ તત્ત્વો ઇષ્ટ ગણાયછે તે તત્ત્વો કૌશલથી સાચવીને સાહિત્યના વિકાસનું આલેખન કરે હેવો; પ્રજાજીવન પ્રગટ કરીને અન્ય પ્રજાના સાહિત્યો જોડે નિર્વિકાર તુલના કરી બતાવે હેવો; વિવેકયુક્ત ન્યાયશક્તિથી સત્ય તત્ત્વોના નિર્ણય કરે હેવો; સાધનોની પરીક્ષા વિના ઠથમ્ઠીજ સિદ્ધાન્ત બાંધી ના લે, પ્રથમથી નિશ્ચય કરી નાખે નહિ, એક પક્ષ તરફ ઢળી જાય નહિ, અત્યુક્તિમાં ખેંચાઈ ના જાય—હેવો; પોતાના વિષયમાં ઊંડું અવગાહન કરી અપૂર્વ મૌક્તિકો વીણી લાવનારો; સાગરના તરંગો ઉપર માત્ર તરવરી નૃત્ય કરીને અલ્પને આભ્યંતરમાં આનન્દ ના માને હેવો; વસ્તુનિરીક્ષણ સમયમાં પોતે જીવતો જાગતો વ્યવહાર કરે તે સમયના જીવન જોડે તન્મયતા અનુભવે, સહાનુભૂતિ અને કલ્પનાબળથી તે તે કવિની *સાહિત્યકારની કૃતિઓનું દર્શન કરીને કરાવે હેવો. કવિ અથવા સાહિત્યકારના સમયનું વાતાવરણ, એ વાતાવરણની કવિસાહિત્યકારની કૃતિ ઉપર અસર, એ કવિસાહિત્યકાર પોતાના સમયનો બનાવેલો હતો કે પોતે તે સમયનું બાળક હતો એ પરીક્ષણ, કૃતિની રસદૃષ્ટિએ પરીક્ષા, અન્ય જોડે તુલના. કવિનું જીવન, એ જીવનનો તેની કલાકૃતિ સાથે સંબંધ અથવા વિચ્છેદ, જેના પ્રમાણમાં એ કૃતિમાં બહારની સામાજિક વસ્તુનું અસ્તિત્વ અથવા ઊણપ આવે, તેનાથી કલા અથવા કૃત્રિમતા આવે. આ

* સાહિત્યકાર એ શબ્દ [illegible] પણ છે.

'સાહિત્યકાર' એ શબ્દ તો [illegible] [illegible] [illegible] [illegible] [illegible] છે.

સર્વનું દર્શન કરી કરાવે હેવો:-હેવો. સાહિત્યનો ઇતિહાસ જોઇયે. કેટલાક કવિયો સ્વેચ્છાગાયકો હોયછે, વનમાં પ્રફુલ્લભાવે ગાયા કરનારાં પક્ષીઓ જેવા હોયછે; કેટલાક અન્યના આરમ્ભેલા ગાનસ્વર ઊપાડી લઈને ગાનાર હોયછે; કેટલાક mocking bird (નકલ કરનાર પક્ષી) ની પેઠે અનેક પક્ષીઓ વગેરેના ધ્વનિ યથાવત અનુકરણથી પ્રગટ કરનારા હોયછે; આમ કવિ અને સાહિત્યકારોની પરીક્ષા પણ થવી જોઇયે. કવિના પૂજકો અથવા નિન્દકો, એ પૂજન અને નિન્દાની કવિના મન અને કવિની કૃતિ ઉપર અસર, એ પણ પ્રસંગવશાત્ તપાસાય અને નોંધાય એ ઇષ્ટ છે. સાહિત્યનો ઇતિહાસ કાંઈક આ પ્રકારનો જોઇયે એમ હું માનું છું.

આ ગ્રન્થમાં આરમ્ભેલી ઇતિહાસયોજનામાં જુદા જુદા લેખકો લખશે; તે સર્વ લેખમાં અંતર્ગત યોજનાસૂત્ર એક હોય એ ઇષ્ટ છે. પરંતુ એથી લેખકના વ્યક્તિસ્વાતન્ત્ર્યને બાંધી લેવાનો હેતુ નથી. કેમકે ઇતિહાસલેખન એ પણ એક કલા છે, અને કલાકાર કદી પણ અન્યના બન્ધનને તાબે થયો જાણ્યો નથી; કલાના વિકાસ માટે વ્યક્તિસ્વાતન્ત્ર્ય આવશ્યક છે, તેમ છતાં સર્વમાં અનુપ્રાણિત તત્ત્વ એક હોય, સમાન હોય, તો આખી ઘટનામાં સુશ્લિષ્ટતા આવે એ નિર્વિવાદ છે.

આ પ્રકારના સાહિત્યના ઇતિહાસનો ઉપયોગ અને હેની અસર ઊંડાં જ છે. વાચકવર્ગ આગળ અનેક કવિ અને સાહિત્યકારોની કૃતિયોનો સમુદાય પડેલો છે; એ સર્વ સુવ્યવસ્થિત રીતે, પરસ્પર સંબન્ધ, તુલના, ઘટના, વડે સાંકળીને હસ્તામલકવત્ દર્શન થવાથી વાચકને અનેકાનેક લાભ થાય. સંગ્રહસ્થાનમાં અનેક પદાર્થોના મિશ્રણથી જોનારનું મન અતિભારથી, ગૂંચવાડાથી, અનેક અસંબદ્ધ મનમુદ્રાથી ગભરાઈ જાયછે. એ પરિણામ ટાળનારી આ ઇતિહાસઘટના વાચકગણને ઉપયોગી થઈ પડવાની. તે સાથે પ્રજાજીવનના ભૂત, વર્તમાન, અને ભાવિનાં પ્રેરકબલોનું દર્શન કરાવી, નવીન બળ આપનાર, માર્ગદર્શક ઇતિહાસની ઉપયોગિતા સ્વતઃસિદ્ધ છે. એ પ્રકારનો ઇતિહાસ સાહિત્યનો અભ્યાસ કરવાનો માર્ગ ઊઘાડે, અભ્યાસીની દૃષ્ટિ વિશાળ કરે, અને જીવનમાં નવીન ઉલ્લાસ પૂરે એ પરિણામ કેટલું કીંમતી તે કહેવાની જરૂર નથી.

---




પુસ્તક ૫] વૈશાખ ૧૯૮૦ [અંક ૨

**ગુજરાતે** સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્તાકાંક્ષા વધી ગઈ છે. તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઊંડી વ્યાવહારિકતા ને ઊંડી અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે, ન સ્વાતંત્ર્યપ્રેમ છે, મુત્સદ્દીપણું છે અને નિખાલસતા છે. ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે. અને ભગીરથ તરીકે માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં હૃદયની સુકુમારતા છે ને છતાં જ્ઞાનીની અડગતા છે. એમાં રસિકતા છે ને સંસ્કારી વૃત્તિ છે. કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે. ધર્મોન્મત્તતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે. એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પરમેશ્વર ગણી રહેવાનું ડહાપણ છે. નવા નવા કુસંસ્કારો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરેઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

[illegible] બધા એક ને અવિભક્ત "ગુજરાતનાં" અંગ બને છે. અને જેમ અંગેઅંગની એકતાનતા પરથી જ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઈ ઊભી છે અને આર્યત્વનાં સનાતન તત્ત્વો. મહત્ત્વાકાંક્ષા ને ધીરતા, સ્વમાન ને સ્વાશ્રય, શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા, તપ, શક્તિ ને સંયમ, પિતૃભક્તિ ને જીવદયા, રાજ્યભક્તિની મર્યાદાઓ અને પ્રેમ નિર્મલ ને નિરંકુશ—આ પુરાણાં નવ-આદર્શોની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી

ખેતર ફાવ્યું નહીં. ખર્ચ કરવામાં બાકી ન રાખી. બાપની પુંજી લગભગ ખાઇ ખુટાડી. સાથીઓ નિરાશ બની એને છોડી ગયા. એટલે હાથે ખેતર ખેડવાનું રાખ્યું. કેમકે તેને લાગ્યું કે હાથે કામ કર્યા શીવાય ધારેલી સિદ્ધિ મળશે નહીં. શ્રમ વધ્યો, ખંતની ઉણપ ન હતી; પણ સુકુમાર શરીરને માટે શ્રમ જરા વધારે પડતો હતો એમ સહુ કોઇ કહેતાં. મોહનને પોતાને પણ જણાયા વિના રહ્યું નહીં. પણ મોહનનામાં કંઇ પણ અવગુણ હોય તો એ હઠ. લીધેલું કામ કદી અધુરું ન મુકવું એ મોહનના સ્વભાવમાં જડાઇ ગયેલું સત્ય હતું. વિઘ્નો સામે લડવામાં તેને એક પ્રકારની મોજ આવતી. જેમ જેમ મુસીબત વધતી જાય તેમ તેમ તેનો ઉત્સાહ અને ખંત પણ વધ્યે જતાં. તેમાં પણ પેલી ચમેલીના છોડ જેવી, ગુલાબની ખીલતી ફુલપાંખડી સમાં હસતાં મોં વાળી નાનકડી વહુ ઘરમાં આવી, ત્યારથી તો એનો ઉત્સાહ શતગણો વધી ગયો હતો. પ્રિયતમાને સુખની ટોચે લઇ જવા એનું મન તલપતું હતું. પ્રિયતમાના સાન્નિધ્યમાં મુસીબતોથી થાકતાં તેના પૌરૂષને ઠીક લાગતું હતું. આ વખતે કુદરત સામેના યુદ્ધમાં પોતે વિજ્ઞાનના બળે જીત મેળવે તો કેવો આનંદ થાય? ખેતરના સાથીઓ એને છોડી ચાલ્યા ગયા હતા. પણ તેને મળેલી પેલી સંસારની સાથી ખીલતી ઉષા સમી રગે રગમાં નવું ચેતન અર્પતી તેની નવવધૂ-હરએક પ્રયત્નમાં તેની સાથેની સાથેજ હતી. કદી થાકથી, નિષ્ફળતાથી, કઠિનતાથી, નાખુશીની ચિંતાથી નિરાશાનો સ્પર્શ પણ તેના દૃઢ અને સ્થિર હૃદયને થતો તો સરલાનું એક હાસ્ય-એ તેજભર્યાં નયનોની સહાનુભૂતિ સભર એકજ દૃષ્ટિપાત એનામાં ભભકતું ચેતન અર્પવા પુરતો હતો. પરિણામ એ થતું કે જ્યારે જ્યારે પણ નિરાશાનો પ્રસંગ આવે ત્યારે લોકો તેને બમણા ખંતથી કામ કરતો જોતા.

લોકોને એ ગાંડો લાગ્યો. એના પૂર્વના સાથીઓ એને હસવા લાગ્યા. શી મૂર્ખતા! સમગ્ર શક્તિનો નકામો વ્યય! "ચોપડી ભણ્યે એમ ખેતર ખેડાતાં હશે? જો-હવે તમારી સુધરેલી વધા-આ(?)ની જમીન ખેડતાં તમને ન આવડે." એવાં એવાં મર્મ વાક્યો અનેક વેળા રસ્તે ચાલતાં મોહનને સાંભળવાં પડતાં. પણ ક્ષણ પછી ઘેર આવી પત્નીનું મોં જોતાં એ ભુલાઇ જઇ ફરી પાછો શક્તિનો વિદ્યુતપ્રવાહ તેની રગોમાં વહેવા લાગતો.

પણ, આપણે જોઇ ગયા તેમ, મોહનનું શરીર આટલો શ્રમ સહન કરવાને માટે ઘડાયું ન હતું. તેમ યુનીવર્સીટીનો સાગર તરવામાં એ શરીર વધારે ઘસાઇ ગયું હતું. એને આ સતત મહેનતની અસર જણાવા લાગી. સ્નેહીજન કહેવા લાગ્યાં કે હવે થીગડો(?) થયો. એ જમીન પડતર જેવી ખરાબ હોય તો બીજી લ્યો. પણ હવે એનો પીતો(?) ગુમ. મોહન હસીને એકજ જવાબ વાળતો. "હું જમીન કેળવી ન શકું તો ભણ્યો શા કામનો?"

એક દિવસ સરલાએ કહ્યું. "આજે તો લાવો મને કામ કરવા દો. તમે જરા થાક્યા હશો."

મોહન હસ્યો. પણ એ ફીક્કું હાસ્ય જોતાંજ 'સરલાની છાતીમાં ચીરો પડ્યો. મોહનની આંખમાં તેને તાવ જણાયો. મોં સુકાયલું લાગ્યું. આંખ તેજહીન-ટેક ખુંચતા જણાયા.

"તમને શું થાય છે! મારા સમ ન કહો તો."

' ગાડી નકામી ચિંતા શું કર્યા કરે છે? ન મેઘ જઈ શ્રેણી કર જોઈએ હું આજે દેશે અવીશ "

સરલા ગઈ હજી એ એટલી મોટી નહોતી પતિને પોતે સમજાવી શકે થોડીવારે વર્ષાદ વરસવા લાગ્યો પ્રથમ તો ઝરમરઝરમર શરૂ થયો. પણ પછી એકાએક કાળા વાદળા ચડી આવ્યા અને ખુબ ધારાઓ પડવા લાગી

મોહને મેઘ પ્રત્યે એક આશાભરી દૃષ્ટિ નાખી આ વખતનો એનો શ્રમ સફળ કરવો એ આ મેઘના હાથમા હતું થોડુ કામ બાકી હતું તે તેણે બીજાને શરીરેજ કરી નાખ્યુ આગના તપતા સૂર્ય પછીનો પ્રથમ મેઘ કોને શાંતિકર—આકર્ષક નથી લાગતો. પણ મોહનનો તાપ તો એથી એ વધુ હતો એનો તાપ મનનો હતો પ્રથમ મેઘ જોતા એની આંખમા ઝળઝળીઆં ભરાઈ આવ્યા એ પ્રથમ મેઘની ધારાઓમા એ તરબોળ થઈ ગયો ત્યાં સુધી નાહ્યો શરીરની અસ્વસ્થતા પણ એ ક્ષણે ભુલાઈ ગઈ તાવવાળા શરીરે વરસતે મેએ કામ કરવાની ધુન એણે કરી. એતરમા ઝુંપડીનો પણ આશ્રય લીધા નહીં વહેલો ઘેર જવાનો વાયદો કર્યો હતો પણ ઠેઠ સાયકાળે એ ઘેર પાછો ફર્યો

સ્વામીને જોતાજ સરલા આનંદમગ્ન થઈ ગઈ એના પ્રાણ ઠંડા થઈ ગયા અગાઉના આવેગમાં એનું હૃદય શુદ્ધ થઈ ગયું મોહનના કપડા પાણીથી તરબોળ હતા તાવે તે ધ્રુજતો હતો દાંત કકડતા હતા આંખો અને મોં લાલ થઈ ગયા હતા તે આવી ચુલા પાસે તાપવા બેસી ગયો સરલાએ મુગા મુગા કોરા કપડા લાવી આપ્યા પણ મોહને તે પહેર્યા નહીં એને તાપ પાસથી ઉઠવાનું મન નહોતું થતું

મને ખાવાનું દે " તેનો અવાજ વેધરો હતો બોલતા તેને જાણે શ્રમ પડતો હતો, તેથી કે કેમ પણ તેને ઉધરસ આવી

' આહ.

કેમ, શું થાય છે?

મને અહીં દુખે છે મોહને પોતાનું પડખું દાબ્યું ' શેકવાથી ઠીક પડે છે

' ભીના કપડા તો બદલો તમને શરદી ચડી છે તાવ લાગે છે એમા પલળ્યા છો. એક તો શરીર ઘસાયલું છે તેમા આમ શું કરો છો? મારા પર તો દયા રાખો "

જેમ તેમ સમજાવી સરલાએ મોહનને ચુલા પાસેથી ખસેડી કપડા બદલાવ્યા

કપડા પહેરતા મોહનનું શરીર લથડ્યું

ઓહ

મહા પ્રયત્ને એ પડતે બચ્યો વળી તે ફીકું હસ્યો ને બોલ્યો તું ખરું કહે છે મને મને વીસામાની જરૂર છે મારી પથારી?

ઝટઝટ સરલાએ ખાટલાનું પાથર્યુ ને મોહન તેમા પડ્યો

જરા શંભુને બોલાવજે કહી તે સુતો.

સરલના વિશેષ વાત કરવાના પ્રયત્નો સર્વ વ્યર્થ ગયા મોહનનું મન ચાલ્યુ ગયું હતું

૨

ફાનસ હાથે સરલાએ શંભુપ્રસાદનો દરવાજો ખટખટાવ્યો ફાનસ લઈ શંભુપ્રસાદ બહાર આવ્યો.

કોણ છે અત્યારે?

એ તો હું "

સરલા બ્હેન તમે! શું થયું છે?"

સરલાને જોતાંજ શંભુપ્રસાદને આંચકો લાગ્યો તુરતજ ઓટલા પર બેસી જઈ આવવાનું કારણ પુછવા લાગ્યો

શંભુપ્રસાદ ગામનો પ્રસિદ્ધ વૈદ્ય. આસપાસનાં ગામડાંઓમાં પણ એની પ્રેક્ટીસ સારી હતી. નાની વયનો છતાં એનાં બુદ્ધિબળ, નિદાનશક્તિ, અને આત્મશ્રદ્ધા અખૂટ હતાં. રોગીઓનો એનામાં અચલ વિશ્વાસ હતો. તેમાં પણ પૈસા કરતાં રોગીની ચિંતા વિશેષ રાખવાની વૃત્તિને લઈને સ્વાભાવિક રીતેજ એ લોકોમાં પ્રિય થઈ પડ્યો હતો.

"આવો ને. એમને તાવ આવ્યો છે—ને બોલતાએ—નથી." સરલા રડી પડી.

"મોહનને તાવ આવ્યો છે? ગભરાઓ નહીં હું આ આવ્યો." ઝપાટાબંધ ટોપી તથા જોડા પહેરી, હાથમાં ફાનસ તથા દવાની પેટી લઈ વૈદરાજ ત્વરાથી સરલા જોડે આવ્યા.

"હું ધારતોજ તો કે આવખત આવશે: પણ આજ કોઈનું માને એવા ક્યાં છે?" શંભુપ્રસાદ પહેરેલું બદન બીડતા-ચાલતા ચાલતાં બોલ્યો.

મોહનના પર ખરો સ્નેહ જો કોઈને હોય તો તે શંભુપ્રસાદને. બન્ને બાળમિત્ર, એકજ મોહલ્લા સાથે ભણેલા-ઉન્નત વિચારવાળા-ખંતીલા-અનેક ગુણોમાં સમાન હોવાથી ઉમ્મર વધતાં સ્નેહ પણ દૃઢ થએલો. ગામના બધા જ્યારે મોહનને ગાંડામાં ગણી હસતા ત્યારે ખરા દીલની સહાનુભૂતિ બતાવનાર એક માત્ર શંભુપ્રસાદ. આજે કેટલાંક અઠવાડીઆંથી શંભુપ્રસાદે મોહનને વિસામો લેવાનું કહ્યું હતું; અને આ સલાહનો અનાદર થએલો જોઈ ખિન્ન બન્યો હતો. ત્યારથી એને ખાત્રી થઈ ગઈ હતી કે એક દિવસ માંદા મોહનની સારવાર કરવાનો વખત એને આવવાનો. એટલે આ પ્રસંગને માટે એ એક રીતે તૈયારજ હતો.

દરદીની સ્થિતિ તપાસતાં એનું મુખ ચિંતાગ્રસ્ત થઈ ગયું. તાવ ભયંકર હતો.

"કેવોક તાવ છે?" સરલાએ પ્રશ્ન કર્યો.

"સહેજ. મટી જશે." વૈદ્યે ગંભીર મુખે જુઠું આશ્વાસન આપ્યું, "સિરોપ છે" એમ કહેવાની એની હીમ્મત ચાલી નહીં.

"ત્યારે બોલતા કેમ નથી?" સરલાએ સરલ પ્રશ્ન કર્યો.

"બોલશે. હમણાં તો સુવા દો જરા. અને બહેન, તમે પણ સુઈ જાઓ હું એની પાસે બેઠો છું."

"તમને કંઈ બેસાડાય? તમે દવા આપો. પછી પાસે તો હું બેસીશ."

"મને પારકો ગણ્યો ને?"

"ના ના—એમ નહી—પણ—તમારે સવારે પાછું સ્પાખાનાનું—"

"તે જોઈ લેવાશે. દવા મારી પેટીમાં છે તે ચાલશે. જરૂર લાગશે તો તમને ઉઠાડીશ."

પરાણે સરલાને સમજાવી સુવાડી દીધી. ને વૈદ્ય પોતે દરદીની નાડી હાથમાં લઈ બેઠો. આખી રાત આમ ગઈ. સવારે સરલાને સમજાવી દરદીને તથા સરલાને-બન્નેને તે પોતાને ત્યાં લઈ ગયો. તેને લાગ્યું કે રાતદિવસ વૈદ્યની હાજરી શીવાય દરદી બચવો મુશ્કેલ છે. વળી કેવળ બાળક જેવી સરલાને માથે એની સારવારનું જોખમ કેમ નાખી દેવાય? એ વિચારોને પરિણામે એણે આમ ગોઠવણ કરી.

૩

આ બધા વખત મોહનને શું થતું હતું? પ્રથમ તો જીવ જાણે ઉંડો ઉતરી જતો હોય. આ સ્થૂલ શરીરનો સંબંધ છોડી જાણે કોઈ અજાણ્યા પ્રદેશમાં-રાત્રિના અંધકાર જેવા અમિત અવકાશમાં-સરી પડતો હોય એમ એને લાગ્યું. દૂર દૂર અજાંઉના અમાપ.

સાગરમા પોતે કર્યા વહી ચાલ્યો હોય એમ એને જણાયુ એના પગ જાણે સ્થૂલ ભૂમિ પરથી છૂટી ગયા અને ત્યારે પોતે પડતો કેમ નથી એજ એને નવાઈ લાગી

થોડા વખતમા એનો પગ કંઈક સ્થૂલ ચીજ પર પડ્યો જુવે છે તો પોતે એક મજાના સફેદ વાદળી પર ઉભો છે ન ક સાદગી

થોડીવારમા એ વાદળી પરથી પણ એનર પગ છૂટ્યા ઉંચે ને ઉંચે એ ચડી ચાલ્યો તારાઓના ઝુમખા સાથે રમતો ચંદ્રના ગોળાને ગબડતો જતો જોઇ ગભરાતો સ્વર્ગ માના પ્રવાહમા તરી નીકળતા—કોઈ અપૂર્વ પ્રદેશમા તે જઈ પહોચ્યો હોય એમ એને ભાન થયુ

અહીં નહોતો સૂર્ય કે નહોતા તારા



ભિખાન પ વા પોતાના ચરણ પાસ બેસી ઇશ્વર સ્મરણ કરતા હતા.

પ્રકાશના હજાર ગણી ત્રડપે એને કયય ધપી લઈ જઈ રહ્યુ છે આટલા રગ છતા પરત શાંત અને મધુર લાગે છે આકાશમા તારા અને ચંદ્રના યોગથી મિશ્ર એક શાંત રૂપેરી પ્રકાશ છવાઈ રહ્યો છે નદી પર્વત અને મોટા નકશા આદેના દર્પણ ને દેશો જેવા જણાય છે

અને છતા એક પ્રકારનો સૌમ્ય પ્રકાશ ચારે દિશામા વિસ્તરી રહ્યો હતો આશ્ચર્યથી એ એતરફ જોવા લાગ્યો

એક દશેક વરસની વયનો બાળક, રંગે જલભરેલા મેઘ જેવો પ્રીતિ ઝરતાં કાળાં નયનવાળો હાથમા એક દોઢ વેંતની લાકડી જેવુ કૈં લઈ ગાયો ચરાવી રહ્યો હતો તેના

"કોઇ એસીસ્ટંટ જોઇતો હોય–કોઇ બીજા માણીની જરૂર હોય–તો–હું–"

"અહીં કોઇનો ખપ નથી."

મોહનને લાગ્યું સૃષ્ટિમાં તેમ અહીં પણ નોકરી મેળવવામાં પંચાત પડની હશે,"

"હું મુંબાઇ યુનીવર્સીટીનો બી. એ છું.–"

"અહીં કોઇની પણ જરૂર નથી."

"પણ આખર કોઇ બાગબાન તો હશે–ઝાડને પાણી પાવાનાં–ખાતર પુરવાનું કેળવવાનાં, છાંટવાનાં—"

પેલી સ્ત્રી મોહનનો પ્રલાપ સાંભળી હસી પડી. ને પછી પુરુષ સામે જોઇ રહી–એવા ભાવથી કે "આ શું બકે છે?" એમ જાણે પુછતી હોય નહીં!

"ભાઇ–અહી એ કશાની જરૂર નથી પડતી, ઝાડ પાન ફળ ફુલ બધાં પોતાની મેળેજ ઉગે છે ફાલે છે ને ફળ દે છે ઉગવુ ને મહેકવુ એ તો એનો સ્વભાવજ છે."

"પણ આ રચના—"

"તે પણ પોતાની મેળેજ થાય છે. કોઇને કૈં કરવુ પડતુ નથી."

"ત્યારે શું, કામ કરી બનાવવાનો અહીં અવકાશજ નથી? શક્તિ અજમાવી વિજય પ્રાપ્ત કરવાની કોઇને તૃષ્ણાજ અહીં શું નથી રહેતી!

"કામ કેવું અહીં? અહી તો સહુ નિષ્કામ છે. 'વિજય' એવો શબ્દ અહીં સંભળાતો નથી. અહીં તો જેવા તમે તેવોજ આ ગુલાબનો છોડ છે ને તેવુંજ આ પતંગીયું પણ." એક હથેળી જેટલું મોટું અનેક રંગોથી દીપતું પતંગીયું તેના હાથ પર આવી બેઠું. તેને પંપાળતાં તેણે કહ્યું.

"પણ ધારો કે હું અહીં થોડું કામ કરવા માગતો હોઉં—તો—"

"પણ કામ હોય તો તમે કરો ના? જયાં કામજ નથી ત્યાં તમે શું કરવાના છો?

મોહન નિરાશ થઇ ગયો. કામ વિનાનો પ્રદેશ શોધવા નીકળ્યો તો ખરો પણ કર્તવ્યહીન જીવન પ્રત્યક્ષ થતાં તેનો મોહ ઉતરી ગયો. પુરૂષાર્થ વિનાનું જીવન કેવળ શુષ્ક–અહેતુક લાગ્યું. ધીસે મોંએ તે પેલા ગોવાળ બાલક તરફ પાછો ફર્યો.

*    *    *

છેક તુટતી જતી નાડીમાં વૈદરાજને કૈંક–સહેજ શક્તિનો સંચાર થતો જણાયો. પણ આ વખતે એણે સરલાને જાગૃત કરી નહીં. સરલા હજી પણ ધ્યાનમગ્નજ હતી.

૬

કંઇ ખિન્ન, કંઇ વિરક્ત, કંઇ નિરાશ બની પાછા ફરતા મોહનને કાને થોડેજ દૂર ચાલતાં રગેરગમાં નવું ચેતન રેડતો, હૃદયમાં સહસ્ત્ર ગણું બળ અર્પતો, જોસ ભરેલો છતાં કોમળ, વેગવાળો છતાં મૃદુ, ઉત્તેજક છતાં શાંતિ પ્રકટાવતો એક એવો મીઠો સ્વર અથડાયો કે આનંદોત્સાહથી તેની ગતિ બમણા વેગ વાળી થઇ ગઇ. સ્ફુર્તિથી–આકર્ષણથી ખેંચાતો તે આગળ વધ્યો. જાણે પેલો સૂર પોતાને કર્તવ્યપરાયણ રહેવા ફરમાવતો હોય–પ્રેરતો હોય–ઉત્તેજતો હોય એવી અજાયબ અસર એને થઇ. એને લાગ્યું કે એ સૂર માત્ર એકજ મંત્ર–એકજ સંદેશ ફેલાવી રહ્યો છે: કે–"કામ કરો! કર્તવ્ય કરો! પ્રગતિ, ઉન્નતિ સહુ એ દિશામાંજ છે. સુખ એ દિશામાં છે, કલ્યાણ એ દિશામાંજ છે. આશાએશ ન ચહો. કર્તવ્યહીન જીવન શુષ્ક નિરસ–છે–શુષ્ક છે–નાશનું મુળ છે. માટે કામ કરો. બસ કર્તવ્ય કરો!!"

ધૂન વડેજ ખેંચાતાં ચાલતાં તેણે

હા. એજ સરલા જેને સંસારની જંજાળમાં એકલી છોડી જવા પોતે ઉત્સુક થઇ રહ્યો હતો એજ એ એની સરલા ઘરમાંથી બહાર નીકળતી એને દેખાણી. એના મોં પર નુર નહતું. નિસ્તેજ ઊંડી ઉતરી ગયેલી આંખો વડે એનું સુંદર મોં ડોશી જેવું લાગતું હતું. એના હલનચલનમાં એક પ્રકારનું અજબ ગાંભીર્ય છવાઇ રહ્યું હતું. તેને ખભે પાવડો અને કોદાળી હતાં. હાથમાં દાતરડું હતું. ઘરમાંથી નીકળી એ મોહનના ખેતર ભણી ચાલી. સાથે સુકો રોટલો હતો. સરલાને માટે બપોરે "ભાત" પહોંચાડનાર ઘેર કોઇ હતું નહીં.

મોહનથી આ જોઇ શકાયું નહીં, તે સમજ્યો. પોતે નથી તેથી સરલાને ખેતરે જવું પડે છે!

"અરે અરે એને ઉભી રાખો!"

"કેમ કેમ?"

"અરે એ ફુલ જેવી કોમળ એનાથી એ શ્રમ વેઠાશે નહીં.

"વેઠાય કે ન વેઠાય. તેં કામ છોડી દીધું તેમ બધાંથી કૈં છોડી શકાશે? તું ખેતર નહીં ખેડે તો એને ખેડવું પડશે. ઇશ્વરનાં કામ પડયાં થોડાં રહેશે?" બાલકે કહ્યું.

"પણ એ એનાથી નહીં સહેવાય, અરે જે કામ મારાથી ન થયું તે એનાથી કેમ થશે?"

"મેં કહ્યું નહીં કે એને એ કર્યા વિના છુટકોજ નથી. તારા ભાગ્યમાં એ ખેતર ખેડવાનું હતું, તેં હારી કામ છોડી દીધું તો હવે સરલા બીચારી એકલે હાથે પુરું કરશે. બીજું શું થાય?"

મોહનની આંખમાં આંસુ આવી ગયાં. શું પોતાના પ્રમાદની શિક્ષા સરલાને મળે? ના, ના. એકાએક તે બોલી ઉઠયોઃ

"મને જવા દો. પાછો જવા દો. ભલે એ ગમે તેવું ખરાબ ખેતર રહ્યું. હું ને .સરલા–બ'ને મળીને એ ખેડશું. મારી સરલાને એકલીને એ કષ્ટ વહેવા નહીં દઉં."

"પણ હવે તો માર્ગ ઘણો 'વિકટ' થઇ ગયો છે. પાછો જઇશ શી રીતે?"

મોહને ખીણમાં જોયું. એટલી વારમાં તો ખીણ ખરેખર ઘણી ઉંડીને ભયંકર થઇ ગઇ હતી. તેમાં ઠેર ઠેર કાંટાને જાણે ઝાંખરાં થઇ ગયાં હતાં. મોહનને કમકમાં આવ્યાં. તેણે કહ્યું–બીજો કોઇ માર્ગ નથી?"

"જવું હોય તો માર્ગ આ એકજ છે બીજો નથી. છે હીંમત?" પેલા બાલકે કહ્યું.

એકજ ક્ષણ મોહન અચકાયો. બીજીજ પળે તેની દૃષ્ટિ સામે પારનાં ઘર પર–ખેતર પર–ખેતરમાં કામ કરતારી એક નાનકડી નારી પર ગઇને તેનો નિશ્ચય દૃઢ થઇ ગયો. "ગમે તેવો ખરાબ રસ્તો હોય, મારે તો તુર્તજ ગયા વિના છુટકો નથી.

"ભલે ત્યારે. ચાલો આગળ." પેલા બાલકે તેની કસોટી કરવા કહ્યું.

તે અણીઆળા—ખરબચડા પથ્થરોવાળા માર્ગે કાંટાથી ઉઝરડાતો મોહન આગળ વધવા લાગ્યો.

"કાંટા કેવાક વાગે છે?" પાછળથી અવાજ આવ્યો.

"વાગે એ તો મારી ભુલને લઇને વાગે છે ને?"

પોતાની જીજ્ઞાસા રોકી શક્યો નહીં. તેણે કહ્યું.

"સરલા, આજે તો હું સાથે આવીશ."

"શંભુ ભાઇએ રજા આપી એટલીજ વાર લાગી કે?"

"ઘરમાં ગોંધાઇ રહેવાથી હું કંટાળ્યો છું; સીમની તાજી હવાની મને જરૂર છે."

"ભલે ચાલો. પણ આજે રોકાવાશે નહીં હો!"

"વારૂ વારૂ."

બન્ને ચાલ્યાં. જાણે પ્રગતિમાન વિશ્વની ધુરા વહતી બેલડી ચાલી! બન્નેમાં ઉત્સાહ હતો. બન્નેની આંખ હસતી હતી. પણ મોહનમાં કૈંક-ઉંડો-ડર દેખાતો હતો, ત્યારે સરલાની આંખમાં કૈંક નવું તેજ તોફાન અને હાસ્યની છટાભરેલું દેખાતું હતું.

રસ્તામાં મોહન બોલ્યો: "મને નવાઇ લાગેછે કે તારા જેવી સ્ત્રી જેને મળી હોય તેને થાક લાગેજ કેમ? તેનો ઉત્સાહ મંદ પડેજ કેમ? તેનું કાર્ય સફલ થાયજ કેમ નહીં?" સરલા બોલી નહીં. તેણે નીચુ જોઇ થોડું હસી લીધું.

તેના મનમાં શું હતું તે તો એજ જાણે. ખેતર પાસે આવ્યું. એકાએક મોહન ઉભો રહ્યો. તેણે પુછ્યું. "સરલા, આ વર્ષનો પાક કેવો છે?"

"તે જો જો."

"કહે તો ખરી."

"કેમ, ડર લાગે છે?" સરલાનું તોફાન જાગ્યું.

"ના ના. ડરની વાત નથી. હું એક પ્રતિજ્ઞા કરવા માગું છું."

"શી?"

"કે ગમે તેટલો સમય થાય અને શ્રમ પડે તો પણ હું આ મારી સરલાની મદદથી એ ખેતરને ફળદ્રુપ બનાવ્યા વિના નહીં છોડું. વહાલી, સૃષ્ટીમાં જોડકાં કેમ સરજ્યાં છે તે હવેજ મને સમજાય છે."

"આપણો આર્યોનો યુગલ ધર્મ તો સનાતન છે."

ખેતર આવ્યું.

"આ આપણું ખેતર!!" મોહન ચમક્યો. આટલો પાક આવશે એવી તો એને સ્વપ્નેએ આશા નહોતી.

"હા એજ આપણું ખેતર મારા મોહન!" સરલાએ કહ્યું. "તમારા અથાગ પરિશ્રમનું ફળ છેવટ ઇશ્વરે આપ્યું છે!" સરલાની આંખમાં આભારનાં અને હર્ષનાં આંસુ હતાં.

"કર્તવ્યને વળગી રહેનારને કુદરત કદી નિરાશ નથી કરતી." પેલી ફાટી ઝુંપડીમાંથી નીકળતા વૈદરાજ બોલ્યા.

"શંભુ, તમે અહીં?"

"તમારૂં ખેતર જોવા આવ્યો હતો. આ વર્ષે બધા કરતાં તમારો પાક સારો છે. જાત મહેનતનું ફળ જોઇ તમે ક્યાંક હર્ષઘેલા ન થઇ જાઓ માટે વૈદની હાજરીની જરૂર હતી." તેણે મર્મમાં કહ્યું.

"શંભુ. તમારી કૃપાથી હું જીવતો રહ્યો છું."



# સંધ્યાસ્મરણ

——:o:——


લેખક:

રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ

ચિત્રકાર:

રા. રજબ




પૃથ્વી

વહી દિન ગયા ક્ષણાર્ધ સુખમાં; જણાયા નહીં
વહી વળી અનેક રાત્રિ ગઈ; કૈંક વાતો મહીં
રહી ફક્ત યાદ એક મધુરી સુસંધ્યા તણી
રહીશ પ્રિય હું કરી સ્મરણ તે કથા આપણી. ૧

સખે! સ્મરણ તે રહ્યું સુખદ સાંજનું છે તને?
નહીં વિસરી શું ગયો શરદ તે મનોરમ્યને
અગાસી પર આપણે ઉભય શાન્ત બેઠાં હતાં
અનન્ત સહચારમાં વધુ સુખે વળી મ્હાલતાં. ૨

વિરાટ વિયતે સુહાસ્ય વિધુનું વિલોક્યું મીઠું
સુધા ધવલથી બન્યું નવલ વિશ્વ, જાણે, દીઠું
સુહાસ્ય મધુરું વિધુ રસતણું નભેથી ઝરે
કરી સુખદ ચુમ્બનો પછી તું હાસ્ય તેવું કરે. ૩

ભલે ગગનચંદ્રને જગત ચન્દ્ર કહેતું અરે!
શશી તું મુજ પ્રાણનો; ઉર ન આ બીજાથી ઠરે
બનું રજની હું થજે શશી સખે! તું મારો સદા
સદા વિહરશું જગે પછી બની પતિપ્રેમદા. ૪





રા. ઈંદુલાલ બાપાલાલ કોષાધ્યક્ષ. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા. મંત્રી. રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક. મંત્રી.

હો, હમણાં ચોરો બહુ નીકળ્યા છે, તમારી ટેવ પ્રમાણે ઉંઘણશી થઇને પડી નહીં રહેતા; જરાક ખખડાટ થાય કે તરત ઉઠીને એને પકડજો કે નહીં તો એકાદને એવો ખોખરો કરજો કે ફરીથી આપણા ઘરમાં એવા લોકો પગ મુકેજ નહીં!"

બસ: આટલી નાની આજ્ઞા કે વિનંતી કે ચેતવણી એમના તરફથી કરવામાં આવી એટલે એઓ આ ઉપાધિમાંથી મુક્ત! એમની જવાબદારી બંધ!

ચોરો આપણા ચાકર નથી તેમજ સ્ટેશન ઉપરના ગરીબ મજુર નથી કે રસ્તાના ઝાડુ મારનારા નથી એ મહાન સત્ય જાણવાની સ્ત્રીઓ તસ્દીજ લેતી નથી. આ વર્ગોમાંના કોઇ આપણી ઉંઘમાં ખલલ કરવા આવતા હોય તો તો જાણે સમજ્યા. બહાર જઇ', હાથમાં ચાર આના મુકી બહુ સખ્ત મીજાસ કરીને આપણે તેને વિદાય કરી શકીએ-એમાં કોઇપણ જાતનું જોખમ નથી. પણ ચોરો એ વર્ગના નથી એ બીના આપણે હરહમેશ સ્મરણમાં રાખવી જોઇએ છીએ. ચોરોમાં વિનય નથી, વિવેક નથી, અહિંસાત્મક ચિત્તવૃત્તિ નથી, પૂજ્યભાવ નથી, મનુષ્યો પ્રત્યે સ્નેહ નથી. પશુના જેવું ઝનુન એમનામાં હોય છે, જરાજરામાં ઉશ્કેરાઇ જાય એવી પ્રકૃતિ એમણે કેળવેલી હોય છે. 'મારું તારું'ના ભેદભાવ એમણે પોતાના હૃદયમાંથી ભુંસી નાખ્યા હોય છે. શારીરિકબલ, કોણ જાણે શાથી, એમનામાં આપણા કરતાં વિશેષ પ્રમાણમાંજ હોય છે. આપણે જેમ હાથમાં કલમ પકડીએ તેમ તેઓ લોઢાંના અણીવાળા સળીઆજ રાખે છે.

આવા મનુષ્યો આપણે ઉંઘમાં હોઇએ, ગાઢ શાંતિમાં હોઇએ તે સમયે આપણને કોઇ પણ રીતે ખબર આપ્યા શીવાય ગૃહમાં પ્રવેશીને આપણા ખરા પરસેવાથી ભેગું કરેલ રાચરચીલું લઇ જવાની નીચ વૃત્તિ રાખે તેમની સામા થવું એ બાળકોનો ખેલ નથી એ વાત સ્ત્રીઓના હૃદયમાં હજી ઉતરી નથી. આપણે ઉઠવાના અખાડા કરીએ, ખખડાટ ઉંદરોએ કર્યો હશે એવાં બહાના બતાવીએ કે તરત "હાય હાય! મરદ થઇને આવા બાયલા કેમ છો? એના કરતાં તો અમે સારાં," ના વગર-વિચારનાં વાક્યો સ્ત્રીઓ આપણને સંભળાવે છે. મરદાનગી કાળી રાતે ચોર જેવા સિદ્ધાંત વગરના મનુષ્યો સાથે લાકડીપટાની રમત ખેલવામાંજ આવી જતી હોવી જોઇએ એ કારણની સામે મારો સખ્તમાં સખ્ત વાંધો હું આગળ રજુ કરી ચુક્યો છું અને આજે પણ કરવાને તૈયાર છું. અખાડામાં કુસ્તીઓ થાય છે પણ એ કુસ્તીઓમાં અમુક નિયમો હોય છે, આપણે હારીએ એટલે સામાવાળો આપણને છોડી દે છે, આર્થિક નુકશાનનો સંભવ નથી હોતો. ચોરોની સાથેની કુસ્તીઓ કોઇ પણ પ્રકારના નિયમથી થતી નથી આ વાત પણ લક્ષમાં રાખવા જેવી છે. તેજ પ્રમાણે "એના કરતાં તો અમે સારાં" એ વાક્યમાં તો કોઇ પણ જાતનો અર્થજ નથી દેખાતો. ચોરો સામે આપણે ઉદ્ધતાઇથી લઢી નહીં શકીએ એથી આપણે સ્ત્રીઓ કરતાં કેવી રીતે ઉતરતા? શું એઓ લઢી શકે? અને એક વખત એમ ધારો પણ ખરા કે તેઓ લઢી શકેછે તોપણ શું? અમુક એક બાબતમાં એઓ આપણા કરતાં ચઢીઆતાં હોય તો તેથી બધીજ બાબતમાં એઓ આપણા કરતાં સારાં એમ કોઇ પણ રીતે પુરવાર થઇ શકતું નથી. એમ તો એક મારા મિત્ર એક દિવસમાં દોઢસો

પડતી મેલાઇ. આખરે લગભગ બે ચાર કલાકની તકરાર પછી બે ત્રણ વિરુદ્ધ મતે રાતના રૉન ફરવાની યોજના અમલમાં મેલાઇ. વિરુદ્ધમાં હું હતો. રાતના અગીઆરથી સવારના પાંચ સુધી ચાર ચાર માણસોની ટુકડી રૉન ફરવા નીકળે એટલે ચોરો એની મેળે કાંતો આપોઆપ પકડાઇ જશે, કાંતો કંટાળીને નાશી જશે અને કાંતો ભુખે મરી જશે એમ આ અપૂર્વ યોજના ઘડનારાઓના હૃદયમાં માન્યતા થઇ હતી. હું વિરુદ્ધ હતો એ મેં આગળ જણાવેલું છેજ. મારી વિરુદ્ધતા માટેનાં મારી પાસે સબળ કારણો મોજુદ હતાં પણ એ સાંભળે કોણ?

સામાન્ય રીતે વિચાર કરીએ તો પણ જણાય કે રાતના બહાર ફરવાની આદત પાડવી એમાં ઘણું જોખમ સમાએલું છે. દરેક ધર્મના સિદ્ધાંતો રાતના રખડવાની સામાજ છે તો પછી ચોરોનો ઉપદ્રવ નાશ કરવાના બહાના હેઠળ એ ખરાબ રીતિ શા માટે અમલમાં મુકવી? બીજું; રાતના ઠંડીમાં ફરવાથી ન્યુમોનીઆને આપણે ચોખ્ખું આમંત્રણ આપીએ છીએ તેનું કેમ? ત્રીજું: સાથે લીધેલાં ખેતરૂ ઝીણાં બળતાં ફાનસને અજવાળે આપણે ધારી ધારીને ઝાડીઓમાં જોવા કરીએ અને ચોરો કે દિશામાંથી આવશે અને તે વખતે આપણે કે દિશામાં કેટલી ત્વરાથી પ્રયાણ કરવું એ વીશેના વિચારમાં આપણી આંખ આ ક્રિયાથી કેટલી બગડે છે એનો ખ્યાલ સરખો પણ કોઇને આવે છે? પણ આવાં નાનાં નાનાં કારણો બાજુએ મુકીએ તોપણ સૌથી મોટું નુકશાન આ જાતની રૉન ફરવાથી એ થવાનો સંભવ છે કે એથી આપણા હૃદયમાં હિંસાત્મકવૃત્તિનો આવિર્ભાવ થાય છે. ચોર મળે તો આપણે તેને કુટીજ કાઢવો એવું ખરૂં તો નહીં પણ માત્ર દેખાવને ખાતર પણ, રૉન ફરવા-જનારાઓએ વારંવાર કહેવું પડે છે. હવે, વારંવાર એકને એક વાક્ય આપણે બોલ્યા કરીએ તો આપણા હૃદયમાં તે વાક્ય ખુંચી જાય છે. આ મહત્વના વાંધાને લઇને પણ હું આ યોજનાની સખ્ત સામા થયો હતો. છતાં પણ હું જાત પણ એટલામાં એક સ્વયંસેવક એક રીવૉલ્વરનો પરવાનો લઇ આવ્યા. આ બનાવ મારા જાણ્યામાં આવ્યો ત્યારથી તો મેં રૉન ફરવા ચોખ્ખીજ ના પાડી દીધી. કારણ ખુલ્લુંજ છે એ બંદૂક રૉન ફરવામાં કામે લગાડાય એટલે ચોરોની જીંદગી કરતાં આપણી જીંદગી વધુ ભયમાં રહેજ, એ ચોક્કસ છે. આવી રીતે પરવાના લઇ આવીને બંદૂક રાખનારાઓ કેવાં પરાક્રમો કરે છે એ જાણવા જેવું છે. પણ અહીં એ વિષયનું વર્ણન કરવું એ જરાક અસ્થાને છે એટલે એ વીશે વળી કોઇક બીજે પ્રસંગે.

ચોરોના ઉપદ્રવ સામે વાપરવા માટે મારી પાસે એક સારો ઉપાય છે એમ હું ધારું છું. અલબત્ત મારે સાચું કહી દેવું જોઇએ કે આ ઉપાય મને અનાયાસેજ પ્રાપ્ત થયો હતો.

અંધારી રાત હતી. સર્વદિશામાં ગાઢ શાંતી પ્રસરી રહી હતી. કોઇક કોઇક ઠેકાણેથી કુતરાના રડવાનો અવાજ થતો હતો. હું આખો દિવસના શ્રમથી કંટાળી ઘસઘસાટ ઉંઘતો હતો એટલામાં મારી પત્નીએ મને ગોદો મારીને ઉઠાડ્યો. "શું સુઇ રહ્યાછો! નીચે ચોર આવ્યા જણાય છે. જરા ઉઠીને નીચે જઇને એમને પકડોને."

આ વાક્યમાં રહેલી જવાબદારીની તદન ન્યૂનતા વીશે વાદવિવાદ કરવાનો સમય નહતો

અને અવાજમાં કૈં ઉમતા જણાંઇ. "હું તમને હવે ઉંઘવા દેવાની નથી. નીચે ચોરજ આવ્યો છે. નવી તપેલીઓ લઇ આવ્યાને હજી પુરા પંદર દિવસ પણ થયા નથી. એ ચોરાઇ જશે તે મારાથી નહીં ખમાય. પણ જો જો હોં! બીચારાને બહુ મારતા બારતા નહીં. પકડીને બાંધજો અને પછી પોલીસને બોલાવી લાવજો."

બીજો માર્ગ નહતો એટલે હું ઉઠયો. દાદર ઉપરથી નીચે ઉતર્યો. રમણા ઉપરથી મેં નીચેના એક ઓરડામાં પેલા ચોરની ભયાનક આકૃતિ જોઇ. એના મોં ઉપર સહ્રદયપણાનું એકેય ચિહ્ન નહતું. મને એ ચોરના કુટુંબ માટે દયા આવી. જો આ ચોરને હું મારીશ તો એની સ્નેહાળ પત્ની, એનાં કુમળાં બાલકો વગેરેનું ભરણપોષણ કોણ કરશે એ ખ્યાલથી હું ગળગળો થઇ ગયો. હું પાછો ઉપર ગયો. પણ ત્યાં તો પત્નીશ્રી ઉશ્કેરાંજ. "કેમ પાછા આવ્યા?"

"ના ના, હું તો ચશ્મા લેવા આવ્યો હતો. પણ-પણ તું એને મારવાની નાજ કહે છેને?" મેં કહ્યું.

"હા બા, મારતા તો નહીંજ. લ્યો, આ તમારાં ચશ્માં. લાકડી આપું?"

"ના, લાકડીની કૈં જરૂર નથી." લાકડી કૈં કામની હતીજ નહીં એટલે હું ચશ્મા પહેરીને નીચે ઉતર્યો. દાદરથી નીચે ઉતરીને હું ઉભો રહ્યો. આગળ વધવાનું મને ઠીક લાગ્યું. હું ચોરને જોઇ શકતો હતો પણ એ મને જોઇ શકે એવી સ્થિતિમાં હતો નહીં એટલું ઠીક હતું. કારણ કે નહીં તો કદાચ ગભરાઇને એના હ્રદયને ઇજા થઇ જાત. હું 'શું કરૂં શું કરૂં' એવો વિચાર કરતો હતો એટલામાં અંધારાંને લઇને હું એક ખુરશી સાથે અફળાયો. ખુરશી ધડાક્ દઇને ગબડી પડી. મને ઢીંચણમાં બહુ સખત વાગ્યું પણ મારી નજર તો ચોરનેજ જોઇ રહી હતી. ચોર આ અવાજથી એકદમ ગભરાઇ ગયો અને ચોરવાનું પડતું મુકી બારી પાસે ગયો. આથી ધીમે રહીને એક બીજી ખુરશીને ધક્કો માર્યો. ખુરશી ધડામ્ દઇને પડી. ચોર આથી વધુજ ગભરાયો અને છલંગ મારીને બારીમાંથી કુદીને નાઠો. મેં તરત પાછળ જઇને બારી બરાબર બંધ કરી, ઉપરથી પત્નીનો અવાજ આવ્યો. "પકડયો?

"ના, સહેજને માટે છટકી ગયો." મેં જવાબ આપ્યો ઉપર જઇને એ પરત્વે ઝાઝું વિવેચન કર્યા શીવાય ચશ્મા ઉતારી હું ઉંઘવા પડ્યો.

હવે જ્યારે જ્યારે ખખડાટ થાય છે ત્યારે મને કશી પણ ચિંતા થતી નથી. માત્ર એકજ કામ કરવાનું મારે માથે આવી પડે છે. નીચે ઉતરી બે ખુરશીઓ થોડે વખતને અંતરે ગબડાવી મુકવી પડશે. અલબત્ત આ માટે મેં બે ખાસ જુની ખુરશીઓ રાખી મુકી છે એટલે ગબડાવતાં ખુરશીઓ ભાંગવાની ફીકર નહીં રહે.

આ ઉપાય કેવો લાગે છે?

# ત્યાગ

લેખક

ના. શાન્તિલાલ કૃપાશંકર મહેતા

ચિત્રકાર

રા રમણલાલ એમ દલાલ

—૦—

સૂર્યાસ્તનો સમય હતો અને લતાઓ સુસ્થિર બની ગઈ હતી પર્વતશૃંગો ઉપરથી પવન અપવાદ ગર્જન કરતો હતો. વેણુનાદ મધુર ગાનથી ઈશ્વર સ્તવન કરી સંગીતપ્રિયજનોને આમંત્રી રહ્યો હતો સુકોમળ વેલીઓ પ્રિય વૃક્ષને મજબૂત આલિંગી રહી હતી સંધ્યાનુ ઝાંખુ ઝાંખુ તેજ સરોવરમા પડી તરંગો સાથે હીંચકા ખાતુ હતુ ખીલતાં કમળો નવયૌવનાના મધુર હાસ્ય સમાન જણાતા હતા સંધ્યાની સમોવડી એક કન્યા સરોવરમા પોતાની કોમળ પાનીઓ ધોઈ રહી હતી પાનીમાથી સ્ફટિકો જેવુ તેજ ફુટતુ હતુ

તેના મોઢા ઉપર બ્રહ્મચર્યની ઝળક હતી, તેજસ્વીના નિર્મળ જ્યોત્સ્ના જેવી નહીં પણ સૂર્યપ્રભા જેવી હતી ખીલેલા હોઠો હસતા જણાતા હતા છતા તેના અણીયાળા નયનોમા પ્રેમનો સાગર ભર્યો હતો

ઘોડીવારે અશ્વના પગલા સંભળાયા સુંદરીના નયનો આતુર બન્યા, હરીણશા નેત્રો આવતા અવાજ તરફ ફર્યાં દૂર મીટ માંડીને જુએ છે તો તેની આશા ફલીભૂત થતી હતી તેના કમળની પાંદડીઓ જેવા હોઠ ફફડી રહ્યા નાજુક હાથોએ અરસપરસ વીંટળાઈ વળાંક ખાધો

અશ્વ ત્વરિત ગતિથી આવતો હતો આવનારના મો ઉપર ચિંતાની રેખાઓ હતી કપાળ ઉપર શ્રમથી પ્રસ્વેદના બિંદુ આવ્યા હતા સૈનિક તરતજ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો ઘોડાને ઝાડ સાથે બાંધી બંને જણ સરોવરની પાળે બેઠા

‘કૃષ્ણસિંહ! કેમ ચિંતાતુર છો? આટલા દિવસથી આપણો દરરોજ મેળાપ થાય છે તમારી સ્થિતિ પણ નિરુપાધિક છે તો તમે શા કારણે ચિંતાતુર છો? મહારાજા ચંદ્રગુપ્તના રાજ્યમા સુખશાંતિ છે તેમા વળી તમે તેમના ઉપસેનાપતિ તમારે ચિંતા શી, ઉદ્વેગ શો?’

યુવાનના મો ઉપર ફરીથી દુઃખ છવાયા ફરી વળી કશો ઉત્તર ન સુઝવાથી તેના નેત્રો વસુમતિ તરફ ટગરટગર તાકી રહ્યાં વસુમતિના હાથમા હાથ મુકી સજળ નયને તે એક

રહ્યો. હૃદયભારથી તેનું માથું સુંદરીના ખોળામાં નમ્યું.

"શી વિપત્તિ છે? આપનું વીરહૃદય આજે નાજુક શા માટે બને છે? વજ્ર જેવી છાતીએ મુલાયમ થવું ન ઘટે. હું આપની દાસી, થોડા દિવસમાં સહચરી બનીશ, આપના હૃદય ઉપર સંપૂર્ણ અધિકાર મેળવીશ–તેને તમારી અંતર્વ્યથા જાણવાનો પણ અધિકાર નહીં?"

સુંદરી અધિરી બની. તેનું મુખ કૃષ્ણસિંહ તરફ ઢળતી રહ્યું. કૃષ્ણસિંહ સ્વસ્થ થયો.

"મારી વાત જાણવાનો અધિકાર તારા વિના કોને? પ્રિયતમા! માતા વિનાનો એવો હું વજ્રહૃદયી, તારા પ્રેમભારથી નમ્ર બન્યો છું. થોડા દિવસમાં તારો વિયોગ થશે તે મને સાલશે. એના સ્મરણમાત્રથી મારાં ગાત્ર શિથિલ થાય છે."

વિયોગનું નામ સાંભળી વસુમતિનું મુખારવિંદ શ્યામ બની ગયું. ધડકતે હૈયે તે બોલી:

"શાથી આપણો વિયોગ છે? બોલો, શા કારણે આપણા ઉપર આપત્તિ આવવાની છે? શું મહારાજા ચંદ્રગુપ્તનો કોપ તમારા ઉપર ઉતર્યો છે, કે મહાશય ચાણક્યનો ક્રોધાગ્નિ તમારા ઉપર વરસ્યો છે? જો એમ હોય તો તેમને બે હાથ જોડી પ્રાર્થીશ. બોલો, મારું અધીર હૃદય શાંત થાય."

"કોઈનો કોપ મારા ઉપર ઉતર્યો નથી. મહારાજા ચંદ્રગુપ્ત અને મહાશય ચાણક્ય ચરંજીવ થાઓ! પણ એક કાળમુખ ભારત આવે છે. તને સાંભરતું હશે જ, કે એક વખત સીકંદર બાદશાહ અહીં આવ્યો હતો. ભારતેન્દુ પોરસે તેને પોતાનો ક્ષાત્રધર્મ બરાબર બતાવ્યો હતો. તેનો જ સરદાર સેલ્યુકસ અહીં આવે છે. પ્રિયે! જે વખતે આપણી જીવનયાત્રા સુખેથી શરુ થવાની છે તેજ વખતે યુદ્ધની હાક વાગી રહી છે. મારી બધી આશા, મનોરથો સ્વપ્નવત્ બનતાં જાય છે."

કૃષ્ણસિંહનો સ્પર્શ પણ અપવિત્ર હોય તેમ વસુમતિ સફાળી ઉભી થઇ ગઇ. તેની આંખમાંથી તિરસ્કારના અગ્નિકણો વર્ષવા લાગ્યા. રોમરોમમાં ઝાળ લાગી.

"ક્ષત્રિય, શુદ્ધ ક્ષત્રિય! તારાં આ વચનો લજ્જા ઉત્પન્ન કરાવે તેવાં છે."

કૃષ્ણસિંહ સડક બની ગયો, અણધારેલી સ્થિતિ ઉત્પન્ન થવાથી તે ભય પામ્યો.

"શા માટે! શો અપરાધ!"

"સુખ, ભોગ અને જડ તૃષ્ણામાં તું મનુષ્યત્વ ખોવા બેઠો છે. તારા રાષ્ટ્ર ઉપર આવેલી આફત તને સુખપભોગનો ત્યાગ કરવા ફરમાન કરે છે. તે વખતે તું એક હાડ–માંસની પુતળીમાં આસક્તિ રાખી રહ્યો છે?"

"સુંદરી! આ હાથ યુદ્ધને માટે સદા તત્પર છે. પણ તારા સુમધુર હાસ્યે મને ઘેલો કર્યો છે. આ બંને બાહુ તને જોઇને નરમ બની જાય છે, અને આ આયુધો તારા વૃક્ષલતા જેવા દેહ આગળ સુકોમળ બની જાય છે."

"તો રજપુત! મારો સંયોગ નહીં પણ વિયોગજ તને કર્તવ્યમાં પ્રેરશે. સેવકનું માથું માલીકના કબજામાં છે, અને હૃદય પ્રિયતમાના સ્વાધીનમાં છે. આજથી હું તારો ત્યાગ કરું છું. જ્યારે તું મરીશ, અથવા વિજય મેળવી આવીશ ત્યારેજ આ દુઃખી આત્મા તને ભેટશે.

અહીંથી વિદાય થા હે ક્ષત્રિયકુમાર! તારા પંથે પળ."

કૃષ્ણસિંહ ઉઠ્યો. વસુમતિના ચરણોમાં પડ્યો. વસુમતિ તરતજ દૃષ્ટિપાત કર્યા વિના નૂપુરનો ઝંકાર કરતી વિદાય થઇ. કૃષ્ણસિંહ સ્થાનમુખે વિદાય થયો.

વસુમતિ પર્ણકુટિમાં આવી વાનપ્રસ્થ પિતાની સેવામાં લાગી ગઇ. વૃદ્ધ અમરસિંહે પુત્રીને મ્લાન વદનવાળી જોઇ શોકથી ટપકેલાં બિંદુના ભાર્યોવાળું મુખ મેઘાચ્છાદિત ચંદ્ર જેવું લાગતું હતું.

"વસુમતિ! આજે આમ કેમ? આપણા વીતરાગમયયોગ જેવી સ્થિતિવાળાને આ શું?"

વસુમતિ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. મનની સર્વ બીના તેણે અથેતિ કહી. અમરસિંહનું વૃદ્ધ શરીર આનંદિત થયું. પુત્રીના વાંસા ઉપર હાથ ફેરવી કહ્યું.

"પુત્રી! મારી સેવા પણ આજથી પુરી થઇ. ભારતનું રક્ષણ એજ અત્યારે તારે માટે કર્તવ્ય છે. જ્યારે મુનિઓ તપશ્ચર્યા કરતા અને રૂષ તથા પરનો ભેદ ભુલી જતા તે વખતે 'રાષ્ટ્ર' શબ્દનો જન્મ નહોતો થયો. જ્યારથી દાવાનળ જેવી લાલસા ચારે તરફ પ્રસરી રહી છે ત્યારથી દેશ, જાતિ વગેરેનો જન્મ થયો છે. પણ એમાં આપણો દોષ નથી. સ્વરક્ષણ કરવું એમાં પાપ નથી. તું પણ હવે તારા માનેલા પતિની માફક રાષ્ટ્ર સેવા કર."

વસુમતિએ પિતાને નમન કર્યું. બીજે દિવસે તેણે પોતાનો સંઘરી રાખેલો યુદ્ધનો પોશાક બહાર કાઢ્યો. અંગ ઉપર આયુધો ધારણ કર્યા. વીર અભિમન્યુ જેવું તેનું શરીર દેદિપ્યમાન લાગતું હતું.

મહારાજા ચંદ્રગુપ્તે દરબાર ભર્યો હતો. સૈનિકો શસ્ત્રાસ્ત્ર સજી આવતા હતા. તરતજ પુરુષવેશધારિણી વસુમતિએ પ્રવેશ કર્યો. મહારાજા ચંદ્રગુપ્ત અને ગુરુ ચાણાક્યને તેણે નમન કર્યું.

"બાળકુમાર! તમે કોણ છો? નવા સૈનિક જણાઓ છો."

"મહારાજ, મારું નામ પ્રદ્યુમ્નસિંહ. ગાંધારકાય હોવાથી યુદ્ધ માટે તૈયાર થયો છું. મારે બેસવા વાહન નથી એટલે એક પાણીદાર ઘોડી આપો."

તેજસ્વી લલાટવાળી વસુમતિને આખો દરબાર મુગ્ધપણે જોઇ રહ્યો. મહારાજા ચંદ્રગુપ્ત અને ગુરુ ચાણાક્ય ચકિત બની ગયા. આવો મરદાની ક્ષત્રિયકુમાર તેમણે જોયો ન હતો. તેના માથા ઉપર હાથ ફેરવી મનગમતી ઘોડી લઇ જવા આજ્ઞા આપી.

રણવાદ્યો વાગવા લાગ્યાં અને અશ્વોની પદરજ ઉડવા લાગી. ત્યાં સૈનિકોમાં થોડી ગરબડ થવા લાગી. ઉપસેનાપતિ ત્યાં ન હતા. મહારાજાની રજા લઇ વસુમતિ ત્વરિત ગતિથી ઉપડી. શિવમંદિર પાસે આવતાં તેના કાનમાં શબ્દો અથડાવા લાગ્યા. અંદર જઇને જુએ છે તો કૃષ્ણસિંહ સજેલાં આયુધો સાથે શિવપ્રાર્થના કરતો હતો.

'ભોળાશંભુ! મને વિજય અપાવજે અથવા તારી પાસે લેજે. પ્રિયતમાનો સ્નેહ મને કઠણ બનાવે છે. એ કરુણા તું આ વખતે હરી લેજે.'

વસુમતિનો હર્ષ સમાતો ન હતો. તેણે બને હાથ છાતી ઉપર મુક્યા. તરતજ તે સ્વાર થઇ સૈનિકો સાથે ભળી ગઇ. કૃષ્ણસિંહ પણ તરતજ આવ્યો. સેના સમુદ્રની ઉર્મિ માફક ચાલવા લાગી.

શત્રુસેના વાટ જોતી ઉભી હતી. મહાકાય યવનોએ તલવાર ખેંચી. સામસામા અને ખુંખાર કરી રહ્યા. રજપુતો તલવારો આલિંગી, તેને છેલ્લું ચુંબન દસ્સિંહની માફક તુટી પડ્યા.

મહાભીષણ યુદ્ધનો આરંભ થયો. તલવારો ખણખણવા લાગી. મરણીઆ રજપુતો અને યવનોનાં મસ્તકો ભૂમિશાયી થવા લાગ્યાં. યવનોના મનમાં ચઢાઇ કર્યાનો મદ હતો રજપુતોને ક્ષત્રીવટનું અભિમાન હતું. લોહીની નદીઓ વહેવા લાગી અને ખોપરીઓ પગમાં અથડાવા લાગી.

કપટી સેલ્યુકસે અર્ધું લશ્કર સંતાડ્યું હતું. હાર થશે એમ જણાયું એટલે તરતજ રજપુત સેનાની પાછળથી તેને બહાર કાઢ્યું. રજપુતો બન્ને વચ્ચે સપડાઇ ગયા.

તરતજ કૃષ્ણસિંહની નજર ત્યાં ગઇ. તે તરફના અર્ધા ભાગને તેણે સાવચેત થવા ફરમાવ્યું. અચિંત્યા હુમલાથી રજપુતો મોળા પડી ગયા. ધીમે ધીમે પાછા હઠવા લાગ્યા. નિરુત્સાહ એ નિષ્ફળતાની મા છે.



રંભા સમોવડી એક કન્યા સરોવરમાં હતી.

વસુમતિની તીક્ષ્ણ નજર તરતજ કૃષ્ણસિંહ તરફ ફરી. રજપુતોને તેણે પાછા હઠતા જોયા. પોતાની ઘોડી તરતજ તે તરફ વાળી. રણહાક કરતી તે બોલી:

"વીરપુત્રો! પાછા હઠો છો? કાં તો મરો અને કાં તો મહારાજ ચંદ્રગુપ્તને વિજયમાળ પહેરાવો."

નાના કુમારનું આવું વચન સાંભળી રજપુતોમાં ઉત્સાહ આવ્યો. મરણીઆ થઇને તેઓ તુટી પડ્યા. યવનોમાં તરતજ નાસભાગ થઇ રહી. સેલ્યુકસના સર્વ મનોરથો પાણીમાં ગયા. ઉદાસ મુખે તે છાવણીમાં પાછો ફર્યો. સર્વ રજપુતો વિજયનાદ કરતા કરતા સ્વસ્થાને ગયા.

કૃષ્ણસિંહના પરાક્રમથી વસુમતિ પ્રસન્નચિત્ત થઇ આયુધો સહ તે તેને ત્યા ગઇ તેના આગમમા હર્ષ આતો ન હતો. કૃષ્ણસિંહ ઘા ઉપર પાટા બાંધતો હતો તરતજ વસુમતિએ પ્રવેશ કર્યો કૃષ્ણસિંહે સામે જોયુ

"કૃષ્ણસિંહ ! તમારા પરાક્રમથીજ અમારો વિજય થયો. તમને મારા હાથ નીચેજ જગા અપાવીશ બેસો, બેસો"

વસુમતિના મુખ ઉપર હાસ્ય હતુ હજી પોતે ગુપ્ત રહી શકેલ છે જાણી તેના મનને બહુજ ટાઢક થયુ

"અને આપનું પરાક્રમ જોઇ મન પણ આપના હાથ નીચે જગા લેવાની ઇચ્છા થઇ છે"

કૃષ્ણસિંહને અવાજ કંઇક પરિચિત જણાયો પણ પોશાક ઉપરથી તે કળી શક્યા નહીં

"અને હું એક બીજુ ઇનામ પણ આપ પાસે માગવા આવ્યો છુ"

'શું ?' કૃષ્ણસિંહ ચમક્યો

"આપનો ભુજપાશ"

તરતજ માથા ઉપરથી મુકુટ ઉતરી ગયો. કૃષ્ણસિંહ હાવરોબાવરો બની પડયો પ્રેમાશ્રુથી, શુદ્ધ હૃદયથી, બંનેના શરીર એક થયા

બંને સ્વસ્થ થયાં તરતજ વસુમતિએ વાત ઉપાડી

"હવે સેલ્યુકસ શુ કરશે ?

"સોદોજ કરશે. ઘણે ભાગે તે માટે તેનો માણસ આવ્યો હતો. મહારાજ મનેજ અહીંથી મોકલવાના થાય તે ખરું, પણ મહારાજ ચંદ્રગુપ્ત સેલ્યુકસની કુંવરી પરણશે"

"અને તેવખતે આપણે પણ પરણશુ જ"

બંને જુદાજુદા શયનોમા સુઇ ગયા કૃષ્ણસિંહ વિચારસાગરમા ગોતા ખાતો હતો વસુમતિ સ્વપરાક્રમથી મહારાણીપદને યોગ્ય છે એમ તેને લાગ્યુ શા માટે તે આવા નીચા સ્થાનમા રહે ? હું કોણ ? છેવટે એક તુચ્છ મસ્તક ગમે એટલા વિજય થાય, દુશ્મનોને હાથે મરવુ પડે, પણ જીવવાનુ ફળ શુ ? નાજુક વનિતાના કોમળ હસ્તસ્પર્શનો લ્હાવો પણ સુખે લેવાય નહીં આજે પ્રેતજીવન તેને વસમુ લાગ્યુ

પ્રાતઃકાળે મહારાજાનો અનુચર આવ્યો તૈયાર થઇ, વસુમતિની રજા લઇ તે દરબારમા જવા નીકળ્યા નમન કરી તે ઉભા રહ્યા મહારાજ બોલ્યા.

પેલો બાલસૈનિક તારે ત્યાંજ છે ચાર ! રાત્રે નગરચર્યા જોવા નીકળ્યો ત્યારેજ મને ખબર પડી

કૃષ્ણસિંહના મો ઉપર લાલી આવી નીચુ મો ઘાલી તે ઉભા રહ્યા

"મારો વિજય તમેજ અપાવ્યો છે આથી તમે બંને મારા વિશ્વાસુ છો સેલ્યુકસનો માણસ સંધિ માટે આવ્યો હતો આપણા તરફથી તમે જાઓ સેલ્યુકસે પોતાની કુંવરીનુ મારે માટે માગુ મોકલ્યુ છે તે પણ માન્ય રાખતો આવજે"

સાથે આપેલ લખોટો લઇ તે બહાર આવ્યો વિચારતરંગોમા ડોલતો ડોલતો ને ઘેર આવ્યો. વસુમતિએ તેની બરદાસ કરી શ્રમમુક્ત કર્યો તરતજ તે ઘોડેસ્વાર થઇ ચાલી નીકળ્યો

· બપોર પછી તે તરતજ પાછો આવ્યો. છાવણી દૂર હોવા છતાં ત્રણ–ચાર કલાકમાંજ પાછો આવ્યો. જાણી ચતુર વસુમતિનું મન સંશયી બન્યું.

"ગમે તેમ પણ તમારા ચિત્તમાં વ્યથા છે. એકદમ પાછા કેમ આવ્યા?"

"તને જણાવવાનો અત્યારે સમય નથી. પછી બધું બની રહેશે. મારે રાત્રે પણ કામ પ્રસંગે બહાર જવું પડશે."

રાત્રી પડી. કૃષ્ણસિંહ સ્વાર થયો. વેગથી ઘોડો મારી મુકયો. વસુમતિનું મન અસ્થિર બન્યું હતું. શા કારણે કૃષ્ણસિંહ અત્યારે બહાર જાય? તરતજ તેણે ઘોડીને પલાણી જે તરફ પગલાં સંભળાતાં હતાં તે તરફ ઘોડીને મારી મુકી. તરતજ હોકર વાગવાનો અવાજ તેના કાન ઉપર અથડાયો. પોતે તરતજ ઘોડી ઉપરથી નીચે ઉતરી ઘોડીને ઝાડ સાથે બાંધી ધીમે પગલે તે ચાલવા લાગી. કૃષ્ણસિંહનો પગરવ સ્પષ્ટ સંભળાતો હતો. તરતજ સામેથી બીજા પગ આવતા સંભળાયા. વસુમતિ ત્યાંજ ઉભી રહી. આકાશમાં તારાઓ સીવાય બીજું કશું ન હતું. ઘુવડોના શબ્દોથી અને શીયાળોના રોવાથી રાત્રી ભયંકર જણાતી હતી. તરતજ અવાજ સંભળાયો.

"કૃષ્ણસિંહ! ઠીક આવી પહોંચ્યા. અમારા મહારાજા આપની શરતોથી ખુશી થયા છે. તમનેજ અમે રાજ્ય આપીશું. પણ પરમ દિવસે થાપો મારીએ તે વખતે ચુકતા નહીં. લ્યો અમારા મહારાજનો લખોટો.

· તરતજ કૃષ્ણસિંહે હાથમાં લખોટો લીધો.

"અને તમારા મહારાજા વિશ્વાસઘાતી ન થાય."

"જરૂર, જરૂર."

નમન કરી બંને વિદાય થયા. વસુમતિ શીઘ્રતાથી આવી, ઘોડી ઉપર સ્વાર થઇ, ચપળતાથી વિદાય થઇ. જતાં જતાં તેણે છેલ્લું વાક્ય સાંભળ્યું. 'વસુમતિ! તારા માટેજ' વસુમતિના દાંત તરતજ કચડાયા.

સ્વસ્થાને આવી તે સુઇ ગઇ. શોકથી તેની આંખમાં નીંદ આવતી નહતી. આંસુની નદી વહાવી રાત્રી જેમ તેમ વીતાવી. કૃષ્ણસિંહ પણ છાનોમાનો આવી પોતાની પથારીમાં સુઇ ગયો હતો. લખોટો કબાટમાં મુકયો હતો, વસુમતિએ ધીમેથી જઇ લખોટો છાનોમાનો લઇ લીધો.

પ્રાતઃકાળ થયો; થાકને લીધે કૃષ્ણસિંહ ઉઠયો ન હતો વસુમતિ સૈનિકનો પોશાક પહેરી મહારાજા ચંદ્રસેનના દરબારમાં હાજર થઇ. મહારાજા આજે વહેલા ઉઠયા હતા, ચોઘડીઆં વાગી રહ્યાં હતાં, મહારાજાએ કહ્યું.

"પધારો કૃષ્ણસિંહ. કેમ આજે વહેલા આવ્યા?"

વસુમતિનું મુખ ઉતરી ગયું હતું. તે તરતજ મહારાજાના પગમાં પડી.

"મારી એક અરજ છે."

મહારાજા આશ્ચર્ય પામ્યા.

"બોલ, શી અરજ છે?"

"મહારાજ, કૃષ્ણસિંહનો જે બાબત ગુનો થયો હોય તે બદલ માફી આપશો?"

"માફી? આવા શુભ દિવસમાં તેણે શી ભુલ કરી છે? તેનાથીજ મને વિજય મળ્યો છે. તેની ભુલ કેવી? તેને માફી કેવી?"

"અને ભુલ થઇ હોય તો માફી આપશો? બોલો પૃથ્વીનાથ! માફી આપશો?

"તેની ભુલ તો થાયજ નહીં. અને થઇ હશે તો તારા ઉપરની પ્રસન્નતા ખાતર તેને માફી આપું છું."

આથી વસુમતિને સંતોષ થયો, તેણે બેટમાં રાખેલ વધેલો બહાર કાઢ્યો મહારાજા ક્ષણે ! આંધળા બની ગયા



વસુમતિ ઊભી થઈ ગઈ તેની આંખમાંથી અનિકણ વર્ષવા લાગ્યા

'વસુમતિ ! બેટા ! તેજ શત્રુને જણાવ્યું છે"

"અને મહારાજ એજ મારું સૌભાગ્ય છિન્નભિન્ન કર્યું છે'

કૃષ્ણસિંહને બોલાવવા માણસ મોકલ્યું કૃષ્ણસિંહ આવ્યો વસુમતિ તેના પગમાં પડી નીગળતી આંખોએ તે બોલી

'સ્વામિન્ ! મારા માટેજ—માન દુઃખને ખાતેજ તમે શત્રુનો નાશ કરવા બેઠા હતા ! મારે લીધેજ તમે સ્વમાત્રોને રગદોળવા ઉઘુક્ત થયા હતા ! નથ ! મારો ત્યાગ કરે આ પાકપકમાં પડવા કરતાં હવે મને મારા પિતાની ઝુંપડી મારી જણાય છે મારું કામ હવે પૂર્ણ થયું છે'

ફરી વખત પગમાં પડી તે ઉની થઈ તત્તજ તે અદૃશ્ય થઈ ગઈ કૃષ્ણસિંહ હાથ પહોળા કરી, આંખો ફાડી દિગ્મૂઢ જેવો ઊભો રહ્યો બાળક પેઠે તે રડતોરડતો જગત ભણી ચાલી નીકળ્યો

આ વાત સાંભળી આખી નગરી ચિત્રવત્ બની

# મોહન–માયા

[હાસ્યરસપ્રધાન ત્રિઅંકી નાટક]

લેખક:

**પ્રોફેસર ખુશાલ તલકશી શાહ**

બી. એ. બી. એસ. સી. બારીસ્ટર-એટ-લૉ,

સભ્ય, સાહિત્યસંસદ.

ચિત્રકાર:

રા. શિવરાવ સણ્ઝપ,

એ. એમ.

## મુખ્ય પાત્રો

### પુરુષવર્ગ

અંબાલાલ શેઠ... ... મુંબાઇના એક ધનાઢ્ય–વિધુર, વાનપ્રસ્થાશ્રમના ભાવધારી, ગાંધીઘેલછામાં ગરકાવ ને સાબરમતી તીરે વસનાર ગૃહસ્થ–ધનસંપત્તિ મુંબાઇમાં મેળવી, પત્નીના સ્વર્ગવાસ પછી અમદાવાદમાં "રીટાયર્ડ" થયા છે.

નરોત્તમદાસ .... ... અંબાલાલ શેઠનો જમાઇ, મધુરીનો વર, ગુજરાત કૉલેજમાં રસાયણશાસ્ત્રનો અધ્યક્ષ.

સારાભાઇ ... ... ... અંબાલાલ શેઠનો એકજ પુત્ર–બાળપણથી વીલાયત વસેલો પ્રથમ અભ્યાસાર્થે, અને તેથી ઓક્ષફર્ડનો રંગ એટલો લાગ્યો છે કે નખશિખ લગી યુરોપીઅનજ બની ગયો છે. અંબાલાલ શેઠ તો તે જન્મ્યા પહેલાંજ તેને સીવીલીઅન બનાવવાનાં

અંદરથ રહે તેમાંજ લાભ છે. બાપાજી ઉશ્કેરાય ત્યારે શબ્દકોષ શોધવા પડે નહીં; અને હું પણ એમનોજ પુત્ર છું ને ? [ભાઇબહેન ખિન્નવદને હસે છે.] આવતી કાલે તાર આવવાનો છે, અને બાપાને સ્ટાર ઑફ ઈંડીઆની રીબન સાથે મળ્યું તો કૈંક ઉશ્કેરણી ઓછી થશે.

પુષ્પા

ખરેખર ?

સારાભાઇ

હા. બેબી ! તું શું જાણે તારા ભાઇની પગ કેટલી છે ?

પુષ્પા

સ્ટાર ઑફ ઇંડીઆ—ત્યારે તું ખરેખર નાઇટ-સર નાઇટ થયો ?

સારાભાઈ

[બેદરકારીથી] આહું તો બેરોનેટ !

પુષ્પા

પણ અમને તો આ સંબંધી તેં કૈં ખબુંજ નહોતું ?

સારાભાઇ

અસહકારીઓને આવી બાતમીમાં કેમ રસ પડે?

પુષ્પા

[સહેજ મ્લાનવદને] હા, એ વીસરી ગઇ. બાપાજી હવે એથી પણ નહીં સંતોષાય.

સારાભાઇ

એ કહેશે તો આપણે દાબીને સરકારને એક મોટો કાગળ લખી, રવિબાબુ કે શુભ-મણિ આર્યની પેઠે, ખીતાબ અને ચાંદ પાછા મોકલાવીશું-કારણમાં અસહકારી મત.

પુષ્પા

[મ્લાનવદને] હા, એ ઠીક.

સારાભાઇ

પણ તેથી Legion d'honneur નો Grand Cross અસ્વીકાર કરવાની જરૂર નથી !

પુષ્પા

[પાછી હસે છે.] ના, નહીંસ્તો. પણ કહે તો ખરો, સારુભાઇ! તેં શું કર્યું કે જેથી આટલો મતબો મેળવી શક્યો ?

સારાભાઈ

[દિખાવની મોટાઇથી] એ તું ના સમજે બેબી ! મેં બ્રાઝીલમાંથી કોફી મંગાવી આફ્રીકામાં ઉગાડવાનો અખતરો કરી બતાવ્યો. અને તેમાં લાખો અંગ્રેજોને તેમજ ફ્રેંચ લોકોને નવું વસવાટનું સ્થાન બતાવ્યું-બેકારી સુઝાડયો-તેનો બદલો! [અનુ ભોમીઓ પ્રેક્ષકોને લઇ દાખલ થાય છે ને "આણીમેર" કહેતો બાગને દરવાજેથી સૌને લઇ બહાર જાય છે.] પણ આ શું? બંગલામાં હોટેલ કરી છે કે નીશાળ ? આ જનાવરો અહીં કેમ આવ્યા !

પુષ્પા

નહીંરે, એ તો પ્રદર્શનના પ્રેક્ષકો છે. બાકી બાપા બંગલો વિદ્યાપીઠને અર્પણ કરી દે તો નવાઇ નથી. અને તો પછી એમાં નીશાળ કે પાઠશાળા થાય એ પણ સંભવિત છે. લોકો, જોને, એમની ઉદારતાનો કેવો ગેરલાભ લે છે. ! પણ એમને ધુન લાગી છે ત્યાં સુધી દાવની બીજી બાજુ જોશેજ નહીં. પણ જો તારે જવું હોય તો જા; બાપા હમણાં અહીં આવતા હશે.

સારાભાઇ

વારુ. બહેન, પણ જો કોઇને મારી વાત કહેતી ના. [સારાભાઇ જાય છે.]

પુષ્પા

[તેની પુંઠે જોઇ રહી છે.] કેટલો મોટો થઇ પડયો છે! અને કેવો મોહક લાગે છે!

પુષ્પા

[આગળ વાંચે છે] "સ્થાન રમણીય છે, પણ એક વિશ્રાંતિગૃહની ખોટ છે."

અંબાલાલ

એ લોકો માટે વીશી ખોલું કે શું?

પુષ્પા

[વાંચે છે.] Gertrude Davis, passionate admirer of Rabindra Nath Tagore. આપણી મધુ બહેન જેમ. Oh, if only the walls of this house could speak.

અંબાલાલ

[હર્ષમાં] હા, ખરે!

પુષ્પા

[વાંચે છે]

They would weep, what a fall.
From Tagore to Ambalal.

અંબાલાલ

[નિસ્તેજ, હતાશ થઈને] અણધાર્યે આપણે કવિત્વની ખીલવણી કરતા લાગીએ છીએ.

પુષ્પા

[વાંચે છે] "The best cycle is B. S. A.

અંબાલાલ

પ્રદર્શનના પ્રેક્ષક પુસ્તકમાં જાહેર ખબર!



પુષ્પા જળપાત્ર લઇ નાસી છૂટે છે—

પુષ્પા

[વાંચે છે.] "હું મણિનાગીને જીવન પર્યંત ચાહીશ." "મેં મારું તન મન ધન મોતીચંદને અર્પણ કર્યું છે." આ પણ ઠીક!

**માયાવતી**

હું "નાના નાના રાસ"ની ઢબે, કૈંક રચવા માંડતી હતી.

**અંબાલાલ**

એ તારું કામ નહીં, માયા બહેન! ઘર સંભાળ, નહીં તો ભીંત તુટીને એટલો વળશે. પ્રભુ જાણે છે, પુરી નહોય તો આ ઘરનું શું થાય?

**માયાવતી**

મને ઘર-સંભાળનું કામ બીલકુલ ગોઠતું નાલાલ કે સરોજની નાયડુ કૈં ઘર સંભાળતાં હતાં!

**અંબાલાલ**

શિવ! શિવ! શિવ! તું પોતાને નાયડુ સમજે છે, માયા બહેન, કે તોરુદત્ત? ભુલી જામાં કે આ ઘરમાં તું સૌથી વડીલ સ્ત્રી છે, મારી બહેન, ઘરની મુખી ને માલીક છે.

**માયાવતી**

તે વહીતરું કરવા?

**અંબાલાલ**

સતર સેવકોએ વહીતરું! પણ ઘરધણીની સંભાળ—નજર—ફરવી તો અવશ્ય જોઇએ. નાનાલાલે તને નચાવી મુકી છે, અને રવિબાબુએ મધુરીને ગાંડી કરી છે. એટલે ઘરનો ભાર સૌ આ બેબી પર.

**પુષ્પા**

મારી કાળજી કરશોમાં, બાપા! મને ઘર સંભાળ બહુજ ગમે છે!

**માયાવતી**

અને મને તેની સુગ છે. સ્વભાવનાં ઓસડ થાય?

**અંબાલાલ**

પણ તું ગાંધીજીનું વાક્ય વીસરી ગઇ...

**માયાવતી**

હવે જો કોણ ગાંડું છે, તું કે હું? જ્યાં, ત્યાં મહાત્માજીનું પ્રમાણ!

**અંબાલાલ**

[રીસમાં] ગાંધીજી તારા ચિત્તફેર નાનાલાલથી હઝાર દરજ્જે ચડીયાતા, તેની અવજ્ઞા...

**માયાવતી**

હું ક્યાં કરું છું? હું તો એટલુંજ માત્ર કહું છે કે પ્રત્યેકને તેના પોતાનાજ પ્રદેશમાં રહેવા દો. ગાંધીજી રાજદ્વારીવિષયમાં એક, અને ગાંધી—વાક્ય રાજશાસનમાં ભરત વાક્ય. પણ કાવ્યકળામાં...[ અનુ પુનઃ પ્રેક્ષકોને લઇ આવે છે. )

**પુષ્પા**

[ તેમને જોઇ ગભરાય છે ] ઓ! [જળપાત્ર લઇ નાશી છુટે છે.]

**માયાવતી**

ઓ, વળી એજ બલા! [દ્રઢ બની, મધ્યસ્થ, દીલ્હી—સ્થંભ રૂપ થઇ ઉભે છે; અંબાલાલ શેઠ પ્રત્યેક પ્રેક્ષકને સભ્યતાથી નમન કરે છે]

**અનુ**

હવે આપણે બાગમાં જઇએ. ત્યાં એક "પ્રેમ મંદિર" બતાવું.

**પારસી**

તે શું હોશે, વારૂ?

**અનુ**

જોશો ત્યારે જાણશો. મુળતો રવિબાબુએ બાંધ્યું કહેવાય છે, પણ હાલતો ત્યાં અંબાલાલ શેઠના જમાઇ પ્રોફેસર નરોત્તમદાસનું પ્રયોગાલય ગોઠવ્યું છે. ચાલો આવો [બાગવાટે જાય છે. જતાં જતાં અમેરીકન બાઇ અંબાલાલ શેઠ ભણી એક રૂપીઓ ફેંકે છે.]

**અંબાલાલ**

ઓતારી! માયા બહેન, જોયું કે? પેલી બાઇએ મારા ભણી રૂપીઓ ફેંક્યો. તું શું ધારે છે, એ શા માટે હશે!

**માયાવતી**

બંગલાનો કોઇ નોકર સમજી તને બક્ષીસ આપી હશે!

અમબાલાલ

[માનભંગ] એમ? ઉદારવૃત્તિ-લોકપ્રિય થવા જવાના પરિણામ

માયાવતી

[ગુસ્સામા] એ નો ઓછુ છે! તને ગાંધી-ઘેલછા એવી લાગી છે ગાંધીનુ નામ દેનાર તને એટલા બધા ફસાવી જશે કે આપણે અત્યાર બગીચા બાવા બની મહાત્માના આશ્રમઆશ્રિત કેમ નથી થયા એજ ફક્ત નવાઇની વાત છે! [બાગમાથી મોતી-મણિ આવે છે પણ દીવાનખાનામા લોકોને જોઇ પુન નાશી જાય છે] આ બગલા તો ધર્મશાળા કરતા પણ વધારે જાહેર મકાન થઇ પડ્યુ છે અને મને નવાઇ માત્ર એટલીજ લાગે છે કે આમ આવનાર લોકમાથી કોઇ જાણીજોઇ થઇ આપણને સૌને સુતા હોઇએ ત્યારે હણ્ કેમ નથી કરી નાખતા

અમબાલાલ

જા, જા એતો તુ વધારીને વાત કરે છે અને બગલા માટે તો હુ વિચાર કરૂ છુ કે આપણે એ વિદ્યાપીઠને કેમ અર્પણ ના કરીએ

માયાવતી

એ ભેટ આપવી હોય તો ઢીલ કરવા નહીતો કોઇ ખાદીનો એક કાચ પણ આપે। નહી રહ્યો હોય આ જો પેલા કોચની ઝુલ કોઇએ કાતરી છે! [તે બતાવે છે] ગાંધીજીનુ સ્મારક લેનારેનુ કામ હશે! અને કલમ તો એક પણ આ દીવાનખાનાની ટેબલમા રહેતીજ નથી!

અમબાલાલ

હા આતો હદ થાય છે!

[વાડી વાટે નરોત્તમ આવે છે]

નરોત્તમ

[ઉંચા, ગોરા ગભીર લાગતો, ત્રીશેકવર્ષનો જુવાન પુરુષ સ્વભાવે માયાળુ, સરળ અને શાત છે તે તેની મુખમુદ્રા પરથી વર્તી શકાય અત્યારે મો પર ગરમી તેમજ ગુસ્સાની કૈંક લાગણી દેખાય છે] મને કોઇ કહેશો કે આ પરભાવી પરજનોને ક્યાં સુધી આમ ઘરમા રખડવા દેવા છે? અહીં તો ઘર નથી પણ રેલ્વે સ્ટેશન થઇ ગયુ છે

અમબાલાલ

પણ નરોત્તમ

નરોત્તમ

હુ તમને સાફ કહી દઉંછુ કે મારા પ્રયોગશાળામાં હવે પછી મોહને પગ મુકવા નહીં દઉં આવશે તો ડાહ્યાભાઇ એવી રીતે ભરી રાખીશ કે એક પલકારામા સફાચટ મેદાન!

માયાવતી

હુ મારા ઓરડાને અદરથી આગળો દઇ દઇશ

નરોત્તમ

હુ તમને સાફ કહુ છુ કે આ જાહેરાતના અમલ થઇ પડે છે

માયાવતી

સુગામણી ઓકારી કરાવે એવી છે

અમબાલાલ

સૌને સતોષવા કેવુ મુશ્કેલ કામ છે?

નરોત્તમ

પણ આમ કરવાથી કોઇ સતોષાતું નથી

અમબાલાલ

મને તો ઘણોય સતોષ થાય છે—

માયાવતી

તે જાણ્યુ!

અમબાલાલ

આ બગલો લીધો ત્યારે મને કેટલો આનદ થયો હતો! કેટલા વર્ષો પર્યંત મારુ એ જાગ્રત સ્વપ્ન હતુ કે મહાપુરુષોના સહવાસમાં આવવુ, તેમના રહેઠાણમા રહેવુ. તેમની વાપરેલી વસ્તુ વાપરવી તેમણે બતાવેલો જીવન માર્ગ આદરવો! હુ તો માત્ર સામાન્ય વેપારી-પણ આજ જ્યાં ટાગોર કે ગાંધીજી વસ્યા હતા, ત્યાં તેમનો જાણે વારસ હોઉં તેમ વસ્યુ, તેઓ સુતા ત્યા શયન કરુ છુ, તેઓ બેસતા ત્યા બેસી વિચાર કરુ છુ

નરોત્તમ

શાના ?

અંબાલાલ

તમને પોતાનેજ નથી લાગતું કે આ સ્થાનનું વાતાવરણજ કૈં ઓર છે.

નરોત્તમ

લાગે છે—જુનાં ખંડીએરના વાતાવરણ જેવું.

અંબાલાલ

આ ભીંતોમાંથી શાંતિ, મહત્તા, નથી ઝરતાં ?

નરોત્તમ

મારી નજરે ચુનો ઝરતો વધારે વાર જોવામાં આવે છે, અને આ આવરણુઆવરણમાંથી કેટલાએ ઝેરી જંતુ આવતા હશે તેનું તો પ્રમાણ નથી.

અંબાલાલ

તું ભલે ભવાઇ કર! પણ મને તો એ જંતુમાંથી પ્રજાપ્રેરક ધર્મોત્પત્તિ દેખાય છે.

નરોત્તમ

Microbesમાંથી ધર્મ ઉપજે તે આજે જાણ્યું. બાકી રોગ ઉપજે એમ તો ઘણા વર્ષ પર શોધ્યો હતો.

અંબાલાલ

[ તેને ગણકાર્યા વિના ચોતરા પર જઇ બેસે છે. ] જ્યારે હું એમ ખ્યાલ કરું કે જે ઠેકાણે પર હું બેઠો છું ત્યાં એક દિન મહાત્માઓ બેઠા હશે...

નરોત્તમ

તેથી કૈં તમને બેસવું વધારે સુખમય થાય છે?

અંબાલાલ

કદાચ નહીં! પણ તેનું શું? મારા અંતરમાં એક મહાનુભાવ ભરાય છે. જાણે હું વિક્રમાદિત્યની ગાદીએ બેઠો.

માયાવતી

[એની અંતરલાગણીમાં ભાગી જાય છે. હા, અને જો આ મેજ! અહીં કદાચ કેટલાક નાનાલાલે "ગુણિયલ ગુજરાત"ની એક બે લીટી લખી હશે!

અંબાલાલ

[કટાક્ષ અને ગાંભીર્યનું અજબ મીશ્રણ] હા, જો એ ટેબલ કે જ્યાં કોઇ મહાસિદ્ધિવાન નરે પોતાની અદ્ભુત સિદ્ધિ પ્રદર્શિત કરી હશે. એને જોતાંજ કલમ હાથ ધરવાની ઉર્મિ નથી થતી?

નરોત્તમ

ભરતીમાં ભરવા માટે?

અંબાલાલ

કાવ્યકૃતિ ચીતરવા માટે! જોને, અત્યારમાં માયા બહેન લખવા પણ લાગી છે.

માયાવતી

[ નરોત્તમ કૈં આડો જવાબ દે તે પહેલાં] હા, ભલે, તો આ ઘર રહેવા દે તારે પોતાને માટે—અથવા આપણ સૌને સારુ. આખી દુનીઆને અહીં આમત્રણ કરવાનું કૈં પ્રયોજન?

અંબાલાલ

પણ જો દુનીઆ ભારું સુખ કે વૈભવ જાણે કે જુએ નહીં તો હું પોતે કેમ સુખી થાઉં. સુખ સંતાડવું તે સ્વાર્થીપણાની પરાકાષ્ટા માનું છું.

માયાવતી

સ્નેહાંજન સંવિભક્તં દુરાગમપિ સમ્પદાં, એમ તો કવિ કહી ગયા, પણ વર્જન સંવિભક્તં સુગમચિરં ભાતિ એ આજ સાંભર્યું.

અંબાલાલ

[ બાગમાંથી છવરાજને આવતો જુએ છે.] આ લો વૈદરાજ આવ્યા. [છવરાજ પ્રવેશે છે.] જય જય, વૈદરાજ.

[ આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં ]



# ગણેશ ગોપાળ પંડિત

("સ્મરણમુકુર," લેખાંક ૨૧)

લેખક
રા. નરસિંહરાવ ભોળાનાથ
બી એ, સી એસ



મ્હારા અભ્યાસના આરમ્ભકાળમાં, હાઇસ્કૂલમાં અનેક ગુરુ ઉપગુરુઓના સમ્પર્કમાં હું આવ્યો ત્હેમાંના થોડા સાથે જ જીવનપર્યન્ત, અભ્યાસની સંસ્થા છોડ્યા પછી ચાલુ રહી જીવન પર્યન્ત, પરિચય સમ્બન્ધ રહ્યો ત્હેમાંના એક ગુરુ મિત્ર, બન્ધુ, સ્વ ગણેશ ગોપાળ પંડિત હતા. એટલો અને હેવો સમ્બન્ધ તો માત્ર એમ્નો આપેજ થયો, રહ્યો ને નભ્યો હેનું કારણ સ્કૂલ ઉપરાન્ત મ્હારા પિતાના કુટુમ્બમાં મિત્ર સ્થાનની પ્રાપ્તિ અને પ્રાર્થના સમાજના કાર્યમાં સહચારિતા બધા શિક્ષકોને એ પ્રસંગ સાંપડ્યો નહિ

ઈ સ ૧૮૭૫ માં હું મેટ્રિકની પરીક્ષા આપવા ગયો તે પૂર્વે બે ત્રણ વર્ષ ઉપર અમદાવાદ હાઇ સ્કૂલમાં એક નવા, સૌમ્ય પ્રતાપવાળા, શિક્ષકે પ્રવેશ કર્યો, આવતા વાત જ શિષ્યવર્ગમાં અપૂર્વ છાપ પડી એ શિક્ષક દક્ષિણ દેશના છતાં ગુજરાતી બની જવાના હતા, તે સમભાવના પ્રસન્નવ્યી ભીના હૃદયવાળા આ ગણેશ ગોપાળ પંડિત હતા હેમની પાસેથી શાળામાં શિક્ષણનો લાભ મ્હને થોડો વખત જ મળ્યો હતો, ગણિત અને જાપ્યામાં સંસ્કૃત એ બે વિષયો શીખવવાને એ હમારા વર્ગમાં આવતા પરન્તુ મ્હારા બન્ધુ કૃષ્ણરાવને ખાનગી શિક્ષક તરીકે શીખવવા આવવાનો ક્રમ શરૂ થયો એ શિક્ષક તરીકે પંડિતને સ્વીકાર્યા તે વખતથી મ્હારો હેમની સાથે નિકટ સંપર્ક શરૂ થયો એ સતત પરિચયના પ્રસંગે પંડિતના હૃદયના અસાધારણ ગુણોનું દર્શન હમને સર્વને થયું ક્રમે ક્રમે એ કુટુમ્બના અંગભૂત જેવા બની ગયા નરસિંહરાવ અને કૃષ્ણરાવ એ સંબોધનો તજાઇ નનુભાઇ અને મનુભાઇ એજ નામ હેમના મુખમાં સ્થપાયાં

મ્હે તથા મ્હારા બન્ધુએ કોલેજમાં પ્રવેશ કર્યો—જુદે જુદે વખતે—તે પછી પણ પંડિત શિક્ષક મટી કુટુમ્બમાં મિત્રસ્થાન પામી ઘરમાં હળી ગયા પ્રાર્થનાસમાજના કાર્યમાં ખરા હૃદયથી એઓ શામિલ થયા પ્રાર્થના

મન્દિરની વેદિ ઉપરથી હેમણે અનેકવાર સરલ, સુન્દર, વ્યાખ્યાનો આપેલાં સ્મરણમાં આવેછે કાલક્રમે પ્રાર્થનાસમાજના ઉપતંત્રી, ઉપાધ્યક્ષ, પ્રમુખ. હેમને પુત્રપુત્રીઓનો વિસ્તાર, ઈશ્વરકૃપાથી, મ્હોટો પ્રાપ્ત થયો. તેહમાંના જ્યેષ્ઠપુત્ર સખારામને થિયોસોફીનો મોહ લાગતાં, જતે દહાડે, પોતાના પિતાને પણ એ માર્ગમાં દોર્યા. પરિણામ એ આવ્યું કે પ્રાર્થનાસમાજના કાર્યમાં પંડિતની સહકારિતા કાંઈક કાંઈક શિથિલ થતી જણાઇ. હેમના મનની આ ક્રાન્તિના સમયમાં એકવાર હું પંડિતને ઘેર અનેકવાર મળવા કરવા જતો તે રીતે ગયો તે વખતે થિયોસોફીની માન્યતાઓ વગેરે સંબન્ધે હમારા બે વચ્ચે વાદ શરુ થયો. મ્હારા વાંધાઓના ઉત્તર પંડિતથી ના દેવાયા એટલે પોતાના પુત્ર સખારામને કહે છેઃ "राजा!– (હેને ઘરમાં 'રાજા' કહેતા;–તેથી કહે, "राजा"!) तुं च यांस उत्तर दे, वरें". મ્હેં પંડિતની આ સરલ નિર્મલતા જોઈને સ્નેહવૃત્તિથીજ સ્મિત કર્યું. 'રાજા'એ કાંઇ ઉત્તર આપવાનો પ્રયાસ કર્યો નહિં.

અમેરિકા તથા આફ્રિકામાં લાંબો વખત વસીને હિન્દુસ્તાનમાં આવેલા વીરચંદ રાઘવજી ગાંધી, બારિસ્ટર, અમદાવાદમાં આવેલા; એ પ્રસંગ ઈ. સ. ૧૮૯૮–૯૯નો યાદ આવે છે. હું તે વખતે મ્હારો જમણો હાથ, ઘોડા ઉપરથી પડી જવાયાથી, ભાગેલો તેથી લાંબી રજા ઉપર સિંધથી અમદાવાદ આવીને રહ્યો હતો. વીરચંદ ગાંધીનાં અનેક ભાષણો થવા લાગ્યાં. દરેક ભાષણને અન્તે પોતાના દશેક વર્ષના પુત્ર મોહનને મેજ ઉપર ચઢાવીને અંગ્રેજીમાં થોડાંક વાક્યોનું 'ભાષણ' કરાવવાનો એક એઓ કરતા હતા, તે સ્મૃતિ ચિત્ર સ્મરણમાંથી હજી લુપ્ત થયું નથી; બાળક મોહનના વિદેશી ભાષામાં મીઠામીઠા બોલ, પિતાની મુખ્યચર્યામાં સ્વાભાવિક ગર્વ–પુત્રનાં પરાક્રમ જોઈને વાત્સલ્યયુક્ત ગર્વ–હજી ચિત્રપટ ઉપર સ્પષ્ટરેખ જોઉંછું.—અસ્તુ. એ વખતે મગનભાઈની વાડીમાં વીરચંદ ગાંધીનો ઉતારો હતો ત્હાં હું, મ્હારા બન્ધુ વગેરે હેમને મળવા ગયા. (મ્હારા બન્ધુના તો વીરચંદ ગાંધી સહાધ્યાયી હતા; હેમની એક સ્મૃતિ વાત મનુભાઈ કહેતાઃ ગાંધી કદી રાઈ ખાતા નહિં; કારણ, ચામડી ઉપર રાઈનું પોલ્ટીસ મૂકિયે છિયે તો ફોલ્લા ઉઠે છે કની? તેમ રાઈ ખાયે તો પેટમાં ફોલ્લા ઉઠે!—અસ્તુ.) હમે મળવા ગયા. તે વખતે ગાંધીએ અમેરિકામાંની એક સ્થળની સંસ્થાની વાત કરી, હેનો સાર એ હતો કે હિન્દુસ્તાનથી સ્ત્રીઓને એ સંસ્થામાં શિક્ષણ અમુક વિષયોનું મેળવવા માટે મોકલવી, ખરચ વગેરે એ સંસ્થાનું, ઇત્યાદિ. કોઈ અમદાવાદમાંથી સ્ત્રી ઉમેદવાર નીકળશે? ગાંધીના આ પ્રશ્નના ઉત્તરમાં મ્હેં કહ્યું: પંડિતની પુત્રી, બયાબાઈને માટે વિચારી જોઇશું. (બયાબાઈ તે વખતે ગુજરાત કોલેજમાં અભ્યાસ કરતાં હતાં. ઘણું ખરું કોલેજમાંથી પાછા ફરતે હમારે ઘેર આવીને મ્હારી જોડે, મ્હારા કુટુંમ્બ મંડળ જોડે, કલાકેક ગાળતાં. બિચારાં વૈધવ્ય દુઃખથી દુખી હતાં.—એ દુખ હતું કે કેમ? કારણ, પંડિત પોતે કહેતાઃ શ્રીપાદ બાબાજી ઠાકુર, આઇ. સી., એસ. જોડે બયાબાઈને લગ્ન કરાવ્યા પછી એ વિલક્ષણ પુરુષે બિચારી બયાબાઈને બહુ કનડી હતી; અધ્યાપકોનાં સૌથી ગોખાવે, આવડે નહિં તો માર!—બીજું કાંઇ દુઃખ નહોતો દેતો. આ બયાબાઈ માટે સોધ સારો છે; શિક્ષિકા તરીકે ભવિષ્યમાં સારાં કામ કરી શકે, ઈત્યાદિ વિચારથી પંડિતને પુછવાનું

મળવા આવતા, બેસતા, અનેક ગપાટા વાર્તા થતી. હેવા એક પ્રસંગે મ્હારી પુત્રીના સમોવડ-ની હેના મામાની છોકરી ત્હાં સાથે રહેતી હતી ત્હેને દીઠી, ને પંડિતે પુછ્યું: "આ કોણ ?" સંબન્ધ કહ્યો. "લગ્ન હેનું થયું છે ?"...'ના; અને હેના બાપની ઇચ્છા એમ છે કે વીસ વર્ષ પ્હેલાં પરણાવવી નથી." પંડિત મ્હારી પત્નીને કહેઃ "ત્હમે એક કુમારિકા—આશ્રમ કાઢો."—આ કટાક્ષવચન નહોતું. એ પોતે નૈષ્ઠિક સુધારાવાળા હતા. હેમની એક પુત્રી હજી કુંવારી જ છે, અને કુંવારી ર્‌હેવાની છે; દાક્તર થઇ છે. હાલમાં જર્મનીમાં છે, અભ્યાસને માટે. બધાબાઇનું લગ્ન, પોતે કોકણસ્થ છતાં, કરાડા જ્ઞાતિના શ્રીપાદ બાબાજી ઠાકુર જોડે, કરાવ્યું હતું; પુત્રીઓને ઉચ્ચ શિક્ષણ અપાયું હતું; ઇત્યાદિ અનેક કૃતિઓ હેમને કૃતિનિષ્ઠ સુધારક તરીકે સ્થાપે એમ છે. જ્ઞાતિ સંસ્થા માટે એ કહેતા: "નાતબહાર રહેવામાં દુઃખ કે બલિદાન શું હોય તે હું સમજી સકતો નથી." (હેમનું એક વચન સુધારાના વિષયથી અસંબદ્ધ પણ અત્યારે યાદ આવે છે. એ કહેતા કે: વસ્ત્રો પહેરવાં એ ખોટી શરમનું જ પરિણામ છે!)

પંડિતનાં પત્ની, નવીન પદ્ધતિની કેળવણીથી અસ્પૃષ્ટ હતાં, છતાં અશિક્ષિત નહોતાં; અને સામાજિક સુધારાના કાર્યમાં પંડિતને સમર્થ ટેકો આપનારાં હતાં. હેમની પુત્રી શારદાને હમેશાં કુંવારી રાખવી; હેની ઇચ્છાવિના પરણાવવી નહિં, એ નિશ્ચય પંડિતનાં પત્નીનો પોતાનો જ હતો. અમદાવાદમાં સ્ત્રીઓના વક્તૃત્વ માટે ઇનામી ભાષણો કરાવવાના મેળાવડામાં તરુણ વયની બાલાઓ સાથે (મિસિસ 'પંડિત'—આધેડવયનાં, અનેક તરુણ પુત્રપુત્રીઓનાં મા— સ્પર્ધામાં ઉતર્યાં હતાં, અને વાંચ્યા વિના, નોંધ વિના, કેવળ મુખ-વાણીથીજ અસરકારક ભાષણ કર્યું હતું, અને ઇનામ મેળવ્યું હતું;—પોતે દક્ષિણી છતાં ગુજરા-તીમાં ભાષણ કરેલું. હું સાંભળનારામાં હતો.

માત્ર એક રમુજી વાત પંડિત પોતાની પત્ની વિશે કહેતા હતા; કહે: "હું ઘર ખરચનો હિસાબ રાખવાનું મ્હારી સ્ત્રીને સોંપું છું. પણ હિસાબનો નમૂનો આ પ્રમાણે:—चार पैश्याची भाजी आणिली; चार आण्याची साखर आणिली; दहा पैश्यांचे मीठ आणिले;—વગેરે પછી બધો ગૂંચવાડો મહિનાની આખરે લાવીને પંડિતને કહેશે: આ બધાનો શરવાળો કરી લેજો!"

પંડિત ગુજરાતી જ બની ગયા હતા. ભાષા પણ શુદ્ધ ગુજરાતી બોલતા. લાગણીઓ-પણ ગુજરાત તરફ. પરંતુ એક વાર અમદાવાદમાં કોક સમારંભને પ્રસંગે (કોંગ્રેસ વખત કે—હેવે પ્રસંગે) દક્ષણી મંડળ આવ્યું તે વખતે દક્ષણીઓ દક્ષણી હેવા બની ગયા! પણ આ માત્ર સ્વાભાવિક અને ક્ષણિક. કાયમ સમભાવ પંડિતનો ગુજરાત તરફ જ હતો. સરખેજમાં જમીનો ખરીદીને મિલકત વસાવી; ત્હેમાં હેમના ભોળા સ્વભાવને લીધે લાકોથી ઠગાયા તે નુકસાનમાં પણ આવી ગયા. છતાં તે માટે શોક ખેદ ના મળે; અને નુકસાન કરાવનારા ઠગારા તરફ પણ ઉદાર ક્ષમા!

એક હેમના મધુર, શાન્ત, સમભાવનું દૃષ્ટાન્ત યાદ આવેછે. ઈ. સ. ૧૮૯૯ માં હું કાંઇક બન્ધુમંડળમાં આસહ્ય અને અન્યાયયુક્ત આઘાતો મળવાથી, શાન્તિ સોધવાને રહવારમાં સૂર્યોદય પૂર્વે નદી પાર દૂધેશ્વર પાસે મનઘાનાં બંગલામાં જઇને બેઠો. કોટની ધારેધારે ઓટ હતી ત્હાં સુતો સુતો વાંચતો હતો. દૂધેશ્વરમાં કોઇ શુભ બાળવાને આવેલા મંડળમાંથી

ધોતિયાં સૂકવવાને આવેલા બેચાર જણા નદી તરફથી ભાગેના કોટ ઉપરથી ચઢીને આવ્યા 'અરે! અહિં તો કોક છે!' (મ્હને ભૂત કે મડદું જાણ્યો !)—ના ના, જીવતું છે પગનો અંગૂઠો હાલે છે!' ભડકીને એ લોકો ન્હાશી ગયા—હું વચ્ચે મરો ન્હારે ઘેર, મિત્રોમાં હેઠા થઈ મ્હને શોધવાને મિત્રો નીકળ્યા. ત્રીજો પ્હોર થઈ ગયા પછી, હું મ્હારી મેળે શાન્ત મન થયા પછી, હીંડતો ઘર તરફ વળ્યો. શોધવા નીકળેલામાંથી એક નિમકહલાલ ભૈયો સગરામ લઈને આવેલો મળ્યા મ્હને બેસાડીને લઈ ગયો.

સાંજે પ્રાર્થનાસમાજમાં ઉપાસના થઈ રહ્યા પછી જ્યારે બધા નીકળ્યા ત્હારે રસ્તામાં પંડિત પોતાને ઘેર જતે જતે પાછા ફર્યા, અને "નનુભાઈ! આ ત્હમે શું કર્યું? બધાને ગભરાવી માર્યા!'—આટલાજ મૃદુ, મધુર, ઠપકાના છતાં ઠપકાના નહિ હેવા શબ્દો મધુર સ્વરથી કહીને ઘેર ચાલ્યા ગયા.

આ પંડિત, દક્ષિણમાં હરિપુર નામના ગામડામાં જન્મ પામેલા, કાલબળે અમદાવાદમાં આવી વસ્યા ગુજરાતી અમદાવાદી બન્યા પોતાના સાધુતા ભરેલા સ્વભાવથી બધાના હૃદય હર્યાં. એ મધુર મૂર્તિ જ્યાં સુધી મ્હારા હૃદયમાં વસશે ત્યાં સુધી કોઈ પણ પ્રકારના કડવા ક્ષુદ્ર દુષ્ટ ભાવને પ્રવેશ જ નહિ મળે હેવા સાધુઓનો સંપર્ક ઈશ્વર તરફથી ધન્ય પ્રસંગે જ મળે. એ સંપર્ક એ સાધુએ પરભૂમિમાં પ્રયાણ કર્યાં છતાં મ્હારા હૃદયને ચિરકાળ રહેજો!





# દ્રૌપદી*

લેખક:

સૌ. બ્હેન લીલાવતી,

સભ્ય, સાહિત્યસંસદ.

ચિત્રકાર:

શ્રીમાન્ પુરુષોત્તમ અને રા. ગોરધનભાઈ પટેલ,

સભ્ય, સાહિત્યસંસદ.

હજારો વર્ષો થયાં આર્યાવર્તમાં સ્ત્રીત્વનો આદર્શ ઘણુંખરું એકજ પ્રકારનો કલ્પાય છે આર્યાવર્તની આદર્શ સ્ત્રી એટલે જુની અને માન્ય થએલી ઉપમાઓમાં સમાય તેવા સુંદર, ગમે તેવા પતિને દેવ માનનારી પતિવ્રતા, યુગોથી ચાલી આવેલી માન્યતાઓને સાકારે નેવી આપો, અને તે વિધિઓને સદૈવ આચરવામાં તત્પર એવી ગૃહિણી, દુઃખો સહવામાં ગરૂ સહચરી અને ભર્તાને પ્રસન્ન કરે તેવી ભાર્યા ઓછે કે વત્તે અંગે આટલાં લક્ષણો શોભાવે તે આદર્શ સ્ત્રી થઇ શકે છે. આથી વધારે ગુણોની આવશ્યકતા સ્ત્રીઓને હોઇ શકે નહીં એમ માનવામાં આવ્યું હોય તેથી કે એવી સ્ત્રીઓ તરફ શંકાની દૃષ્ટિએ જોવાતું હશે તેથી જ્વલંત અને પ્રતાપી સ્ત્રીત્વનાં ઉદાહરણો માત્ર અપવાદરૂપેજ પૌરાણિક સાહિત્યમાં દૃષ્ટિએ પડે છે.

દ્રૌપદી એ આવો એક અપવાદ. સીતા દેવીના દૈવી આત્મામાંથી સર્વસ્વ સમર્પણ કરતી ભક્તિ ઉભરાય છે. શકુંતલાના મૃદુ અંતરમાંથી નમ્રતા અને પ્રેમ ઝરે છે. ઉમાદેવીના ભીના હૃદયમાંથી માતૃત્વનો રસ વહે છે. પણ શક્તિ અને પ્રેરણાની અધિષ્ઠાત્રી તો દ્રૌપદી એકલીજ છે. સોળ હજાર પટરાણીઓના સ્વામી શ્રીકૃષ્ણ વાસુદેવના સખીપદને લાયક તો માત્ર દ્રૌપદીજ છે. મહાભારતના યુદ્ધને જીતનારી અને પાંડવોના હૃદયબળની રખેવાળ એ પણ માત્ર દ્રૌપદી એકલીજ છે.

આમ સ્વમાની જાજ્વલ્યમાન અને અદ્વિતીય આ સ્ત્રીનો જન્મ અગ્નિકુંડમાંથીજ થયો એમ મનાય છે. પાંચાલ દેશના પ્રતાપી દ્રુપદરાજાની તે પુત્રી હતી. કૌરવોના રાજ્યગુરુ દ્રોણને મારવાને નિર્માણ થએલા ધૃષ્ટદ્યુમ્નની તે ભગિનિ હતી. સ્વરૂપે શ્યામ છતાં અદ્ભુત

* ભાવનગર ખાતે મળેલી સાતમી સાહિત્ય પરિષદમાં મોકલેલો લેખ.

રૂપવતી તે મનાતી કદાચ એનું સ્વરૂપ દષ્ટિને આકર્ષે તેવું નહીં પણ દષ્ટિને ઠરવા ન દે તેવું હશે

એના સમ જીવનને અદ્દભુતતા, સાહસ અને અસામાન્યતાની પરંપરા રૂપેજ વિલોકી શકાય અકસ્માતથી અથવા એ અકસ્માતોને એ પ્રેરનારી હોય તેથી પૌરાણિક સ્ત્રીસૃષ્ટિમાં એનું સ્થાન અને એનું વ્યક્તિત્વ સૌથી નીરાળુંજ પડી આવે છે પ્રાચીન આર્યાવર્તમાં એ એકજ સ્ત્રી એવી છે કે જે પોતાના સદ્દગુણો કરતાં વ્યક્તિત્વને લીધે વધારે માન્ય થઇ હોય એના માથે સદ્દગુણો છે તો ખરાજ, પણ સાધારણ સ્ત્રીઓ કરતા એની શક્તિઓને વાપરવાનું ક્ષેત્ર વિશાલ હ અને તેથી એના સદ્દગુણોને પ્રણાલિકાના સાંકડા ચીલામાં સમાઇ રહેવાનું શક્ય નહોતું અને કદાચ સદ્દગુણોની વ્યાખ્યા આપણે કરીએ છીએ તેટલી સખ્ત તે સમય મા હતી પણ નહીં.

આપણામાં એક પ્રકારની એવી માન્યતા આવી ગઇ છે કે અસલના વખતમાં સદ્દગુણો અને સમાજ વ્યવસ્થા બંને આપણા કરતા વધારે સુંદર અને ચઢીઆતાં હતા અસલની સમાજવ્યવસ્થામાં સ્ત્રીઓનું સ્થાન શું હતું એના કાલ્પનિક ચિત્રો દેરવા કરતા પુરાવા અને હકીકતોનો જરાક આધાર લઇએ તો એ ચિત્રો એટલાંજ સુંદર બની શકે ખરાં? માત્ર મહાભારતના અધ્યયનેજ શ્રદ્ધા કરતા ઐતિહાસિક દષ્ટિએ વધારે વાચવામાં આવે, અને એમા આવતી સંગત અને વિચિત્ર વાર્તા મા જરાકજ ઉંડી ડુબકી મારવામાં આવે તોએ એ દષ્ટિપરંપરા વધારે ટકી શકે ખરા! તે વખતમાં સમાજમાં નીતિની વ્યાખ્યા આપણા કરતા જુદી હતી એ તો ચોક્કસ પાછળથી જેમ જેમ એ વ્યાખ્યાનું સ્વરૂપ બદલાતું ગયું તેમ તેમ તેને અનુકૂળ કરવાને એ શાસ્ત્રીય ગ્રંથ પર ઘણા પ્રયોગો કરવામાં આવ્યા એમાં રહેલી સત્ય હકીકતોને મરડીમરડીને એનું સ્વરૂપ બદલવાનો પ્રયત્ન થયો પરિણામે નથી એનું મુળ સ્વરૂપ રહ્યું કે ન નવું સ્વરૂપ બન્યુ પ ણાએ એની આસપાસ ઉગેલા નવા વેલાઓને દૂર કરવાની જરાક મહેનત લઇએ તો એના મુળ સ્વરૂપની ઝેક ઝાંખી થયા વિના રહેતી નથી

દ્રૌપદીના લગ્ન એ આવાજ એક વિવાદનો વિષય એક સ્ત્રીને પાંચ પતિઓ પરણે છતાં એ સતી ગણી શકાય કે કેમ, અને ગણી શકાં તો હાલની નૈતિક ભાવના સાથે એનો મેળ રહી શકે ખરો ન રહે તોપણ શાસ્ત્રકારોએ તો એને સતી ગણેલીજ છે એનો શો ખુલાસો હોઇ શકે? આવી ઘણી પ્રશ્નપરંપરા એ વિષયમાં થયા વિના રહેતી નથી.

માત્ર શારીરિક પવિત્રતાના એકજ દષ્ટિબિંદુથી આ પ્રશ્નપરંપરા પુરી થતી નથી આપણામાં તો સતીત્વ મનમાં, વાચા અને કર્મણા એ ત્રણ પ્રકારે પાળવાનું હોય છે ભાવ અને લાગણીઓને ભીન્ન સવ વિષયોમાં તીવ્રરૂપે અનુભવનારી આ સ્ત્રીનો અંતરાત્મા હૃદય અને જીવનના આવા ઉત્કૃષ્ટ પ્રશ્નમા નિર્લેપ રહી શકતો હશે? એના હૃદયમાં શું એવા જુદા જુદા ખાના પડી ગયા હશે કે જેથી એના જુદા જુદા અનુભવોનું મિશ્રણ એનામાં કદીએ નહીં થતું હોય? મહાબાહુ અર્જુન અને શક્તિશાલી ભીમ સાથે સ્વરૂપવાન નકુળ અને જ્યોતિષી સહદેવ એકજ હારમાં ઉભા રહી શકતા હશે? સામર્થ્ય અને શક્તિના સર્વ કાર્યો વખતે એને સદા વિપત્તિ ભીમાર્જુનજ સાંભરે છે એ શું માત્ર એક અકસ્માતજ કહી શકાય? માનસશાસ્ત્ર એ

કોયડો એ રીતે ઉકેલવા ના પાડે છે. અને મહાભારતકારે પણ દ્રૌપદીનાં અપક્ષપાતનાં દૃષ્ટાંતો આપવામાં બહુ દરકાર રાખી નથી.

પણ છતાં દ્રૌપદી સતી ગણાય છે એ શાથી? પ્રણાલિકાદ્વારા એ વાત એ રીતે માન્ય છતાં મહાભારતને પણ એનો બચાવ કરવાની જરૂર તો જણાય છે. અને તેથી તપસ્વિની તરીકેના એના પૂર્વજન્મની વાત તથા મહાદેવે એને વર આપ્યો હતો તે વાત એના બચાવ તરીકે એમાં ઉમેરવી પડી છે. પણ તેથી આપણી દૃષ્ટિએ એનું સમાધાન થતું નથી.

એનો ખુલાસો માત્ર એકજ રીતે થઇ શકે. લગ્નની પવિત્રતાનો સ્વીકાર એજ સતીત્વનું લક્ષણ. લગ્ન જેટલાંની અથવા જેની સાથે થયાં હોય તે શીવાય બીજાનો વિચાર ન કરવો ત્યાંજ પવિત્રતાની મર્યાદા. તે વખતમાં સ્રીઓથી એક કરતાં વધારે પતિઓને પરણી શકાતું હશે એ તો સ્પષ્ટ લાગે છે. હાલ પણ હિમાલયના પ્રદેશમાં અને ટોડા વગેરે કેટલીક જાતિઓમાં આ પ્રથા ચાલુ છે. પતિના જીવતાં અથવા પતિ ન હોય ત્યારે પુત્ર માટે પણ સ્ત્રીઓને કેટલાક પ્રકારની છુટ અપાતી. કુંતિના પુત્રો પાંડવો અને વિચિત્રવીર્યની રાણીઓના પુત્રો ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુર આનાં જીવંત ઉદાહરણો છે. મહાભારતના ઘણા મહાન માણસોની ઉત્પત્તિની કથાઓ તે વખતની નીતિનો સ્પષ્ટ ખ્યાલ આપે છે.

દ્રૌપદીને સતી ગણવાનું એક બીજું પણ કારણ છે. આર્યસમાજમાં સ્ત્રીઓની મહત્તા આપવાની સતી શીવાય બીજી એકે પદવી નથી. સતી ન હોય એવી રાણી કે વીરાંગના કે વિદુષીનો હીસાબ હીંદુ જનસમાજે કદી ગણ્યો નથી. અને જે સ્ત્રીને એના સમયના નીતિના ધોરણ પ્રમાણે સતી ગણવામાં બાધ ન નડતો હોય તેના અવગણી ન શકાય એવા વ્યક્તિત્વને ન્યાય આપતાં તે વખતના શાસ્ત્રકારોને સંકોચ નહીં નડયો હોય. પણ એને માટે ખુલાસો આપવાનો પ્રયત્ન તો જેમ જેમ નીતિનું ધોરણ બદલાતું ગયું તેમ તેમ પાછળથીજ થતો ગયો લાગે છે. મહાભારતનો ગ્રંથ હાલ જે સ્વરૂપમાં આપણી પાસે છે તે તેનું મુળ સ્વરૂપ ન હતું એમ માનવાને ઘણાં કારણો મળે છે. સમયને અનુસરતા ફેરફારો અને માન્યતાઓ તેમાં દાખલ કરવામાં આવ્યાં હોય તો ના ન કહેવાય.

આ એક અગત્યના પ્રશ્ન વીશે આ રીતે આપણા મનનું સમાધાન કર્યા પછી દ્રૌપદીના શક્તિશાળી વ્યક્તિત્વને વધારે સરળતાથી આપણે પ્રશંસી શકીએ છીએ. એના જીવનના દરેક પ્રસંગમાં એનામાં કંઇ ને કંઇ નૂતનતા જણ્યા વિના રહેતી નથી. અને એ સર્વ પ્રસંગોમાં શક્તિનાં દર્શન એ એના વ્યક્તિત્વની ખાસ લાક્ષણિકતા છે.

એના સ્ત્રીત્વમાં મોહકતા છે અને બુદ્ધિનાં ઓજસથી એ ઝળહળે છે. સંપત્તિકાળમાં એને પ્રસાદ અને આકૃપા બંને દેખાડતાં સરસ આવડે છે. ગર્વભરી એ માનિની દુર્યોધનના અજ્ઞાન પર હસી શકે છે પણ કુંતિજીની સેવા કરતાં નમ્રતા એને છોડતી નથી. જુદાજુદા તત્વોનાં પ્રતિનિધિ હોય એવા સર્વ પાંડવોની એ પ્રિયતમા થઇ શકે છે, અને છતાં બંધુઓના ઐક્યમાં એના નિમિત્તે કદીએ વિક્ષેપ નડતો નથી. એ સર્વદા ઉત્સાહ પ્રેરે છે, અને કદી નિરાશ થતી નથી. પણ ઘણીવાર બધાં એની મોહકતા કરતાં શક્તિને વધારે નમતાં હોય એમ લાગે છે.

દ્રૌપદીના વ્યક્તિત્વને જુદાં જુદાં દૃષ્ટિકોણથી જોતાં એનામાં જુદાંજુદાં પ્રકારનાં કિરણો

દેખાય છે આપણે એ માને સાથે ન જોતાં એક પછી એકની તપાસ લઈશું.

સર્વથા પ્રથમ બુદ્ધિ અને શક્તિનો પ્રભાવ દેખાતી કૌરવોની રાજસભામાં એને આપણે જોઈએ બુદ્ધિનો પ્રભાવ દેખાડી પ્રથમ એ [illegible] પ્રતિકામી દુર્યોધનની આજ્ઞાથી એને સભામાં લઈ આવવા [illegible] દ્રૌપદીના [illegible] સભાપર્વથી [illegible] બીજું [illegible]

પ્રતિકામી જ્યારે એને 'યુધિષ્ઠિર તમને પ્રથમ હારી ગયા ?' અને દુર્યોધન તમને [illegible] એમ કહે છે ત્યારે દ્રૌપદી એને પૂછે છે કે

હે પ્રતિકામી આવી રીતે તમે બોલો છો? એવો કોણ રાજાનો પુત્ર છે કે પોતાની સ્ત્રીને પણ મૂકીને જુગટું રમે? જુગટાના નશાથી વિવેક વિસરી ગયેલા રાજા યુધિષ્ઠિર [illegible] હારી બેઠા ત્યારે શું મારા વિના બીજું કંઈ પણ મૂકવાનું ન હતું? પ્રતિકામી જવાબ આપે છે કે રાજા યુધિષ્ઠિર પોતાના ભાઈઓને અને પોતાની જાતને પણ જુગારમાં મૂકી ચૂક્યા અને છેવટે કંઈ પણ ન રહ્યું ત્યારે તમને પણ મૂકીને હારી ગયા છે. ત્યારે [illegible]થી દ્રૌપદી પોતાનું માનસિક સ્વાસ્થ્ય ન ખોતાં ફરી કહે છે કે

હે સૂતના છોકરા! તું સભામાં જઈ યુધિષ્ઠિર રાજાને પૂછી આવ કે પ્રથમ તમે તમારા આત્માને હાર્યા છો કે મને? (સભાપર્વ અ.-૬૭)

દ્રૌપદીના આ પ્રશ્નનો ઉત્તર યુધિષ્ઠિરથી કે અપાતો નથી અને દ્રૌપદીને દુર્યોધન ફરીથી સભામાં તેડવા મોકલે છે. ફરી એનો એજ પ્રશ્ન દ્રૌપદી સભાના મહાત્મા સભાસદોને પૂછાવે છે પણ દુર્યોધનના ભયથી કોઈ પણ ઉત્તર આપતું નથી. છેવટે દુઃશાસન એને સભામાં અમર્યાદ રીતે ખેંચી આણે છે. ત્યારે એનો કાંઈ ઉપાય ચાલતો નથી. દુર્યોધન, [illegible] કર્ણ અને શકુનિ [illegible] બીજા [illegible] અને [illegible] દ્રૌપદીના [illegible] ત્યારે ભીષ્મ [illegible] જવાબ આપે છે કે

હે દ્રૌપદી! સ્વામી દાસ થાય એટલે તેની સ્ત્રી દાસી ગણાય, અને યુધિષ્ઠિરનું વશપણું જોઈને તથા પરવશ અને અસ્વતંત્ર મનેવો સ્વામી બીજાના દ્રવ્યનું પણ મૂકવા સમર્થ નથી એ સર્વ જોતાં ધર્મની વાત ઘણી સૂક્ષ્મ છે તેથી તારા ખરા પ્રશ્નનો બરાબર ઉત્તર કરી શકતો નથી હે દ્રૌપદી! સમૃદ્ધિવાળી સઘળી પૃથ્વીને રાજાએ મેલી દીધી પણ પાને ધર્મને મેલો નહીં અને યુધિષ્ઠિરે હું હારી ગયા એવું કહ્યું માટે પોતે હાર્યો પણ સ્ત્રી હારી એમ ગણાય નહીં, તેથી તારા પ્રશ્નોનો બરાબર ઉત્તર કરી શકાતો નથી. [illegible] રમવામાં હોશિયાર શકુનિએ પરાજય કર્યો તથી યુધિષ્ઠિર રાજાએ "[illegible] જાણ્યું નહીં તથી પણ તારા પ્રશ્નનો બરાબર ઉત્તર થઈ શકતો નથી. તે સાંભળી દ્રૌપદી બોલ્યા કે જુગટામાં રાજી થનાર ભૂંડા કામ કરનારા મૂર્ખ, છોકરા જેવા અને દુષ્ટ મનવાળાને બોલાવી અભ્યાસ વગરના મારા સ્વામી સાથે રમાડ્યા તેથી તે હાર્યા એમ કેમ કહેવાય? કૌરવો અને પાંડવોના મુખ્ય અને જુગટામાં આસક્ત(?) રાજાને બધા કપટી અને દુષ્ટ કામ કરનારાઓએ છળીને જીતી લીધા, પાછળથી કપટ કર્યું માટે તે હાર્યા ન કહેવાય.

આ સભામાં વડીલકરાવાળા વૃદ્ધ કૌરવો બેઠા છે. તે આવો અન્યાય જોઇ તથા મારાં વાક્યો સાંભળી તેનો ખરેખરો ઉત્તર આપો." ( સભાપર્વ અ.-૬૭ ).

દ્રૌપદીની આ તેજસ્વી વાણીએ આખી સભામાં ખળભળાટ મચાવી મૂક્યો લાગે છે. ભીમસેન પણ દ્રૌપદીની આ વાણીથી એકદમ આવેશમાં આવે છે, અને ધૃતરાષ્ટ્રનો પુત્ર વિકર્ણ દ્રૌપદીનો પક્ષ લઇ આખી સભા પાસેથી ન્યાય માગે છે. અને ફરીફરી દ્રૌપદી જીતાયાં ગણાય કે નહીં, તેમજ યુધિષ્ઠિરને સર્વસ્વ હારી ગયા પછી દ્રૌપદીને હોડમાં મુકવાનો હક્ક હતો કે નહીં એ સવાલનો જવાબ માગે છે. સભામાં ઘોંઘાટ થઇ રહે છે. કર્ણ તે વખતે દુર્યોધનની વતી બોલવા ઉઠે છે અને તે વખતે પણ સામી દલીલ એવી લાવે છે કે "ઇશ્વરે સ્ત્રી જાતિને માટે એક પતિ નિર્માણ કરેલો છે, અને આને તો પાંચ પતિ છે.માટે તે...જેવી સ્ત્રીને આ સભામાં લાવવાને હરકત નથી" ( સભાપર્વ અ.-૬૮ ). પાંજરામાં પુરાયેલી સિંહણને આ અપમાન કેટલું સાલ્યું હશે !

પણ જે કાર્ય બુદ્ધિ ન કરી શકી તે દ્રૌપદીના પાછળ રહેલા બળના ખ્યાલે કર્યું. મહાત્મા અને ધર્માત્મા પુરુષોની સભામાં, અબળાના વસ્ત્ર પર હાથ લગાડતાં, કુળધર્મની મર્યાદા, પુરુષત્વનો ખ્યાલ, નિર્બળને રક્ષવાનો ક્ષત્રિયધર્મ, કે નિરાધાર સ્ત્રીના ધર્મ અને માનની રક્ષાનો પુરાણો આચાર, એ કશુંએ કામ નહીં આવ્યું ત્યાં અસહાય જણાતી દ્રુપદની એ પુત્રીની પાછળ યાદવોના નાથ અને આર્યોના સૌથી સમર્થ પુરુષનું સમગ્ર બળ એને બચાવવાને તત્પર હતું. એ ભાને કૃષ્ણાના ખેંચાતાં વસ્ત્રો બન્યાં. વસ્ત્રહરણના પ્રસંગમાં ચમત્કાર કરતાં કૃષ્ણને નામે યુદ્ધનું આવ્હાન આપતી પાંચાળીના આત્મબળથીજ એ ભયંકર અપમાનમાંથી એ રક્ષાઇ. યુદ્ધમગરોજ સૌથી વધારે કાયરો હોઇ શકે છે.

પણ જે યુગ અને સમાજમાં સ્ત્રી જાતિનું આવું ભયંકર અપમાન શક્ય હોઇ શકે છે તેની નીતિની ભાવના માટે શું કહેવું? દ્રૌપદી જેવી પ્રતાપી અને બળવાન સ્ત્રીની આ દશા જ્યાં થઇ શકે ત્યાં બીજી નિર્બળ સ્ત્રીઓની રક્ષા કેવી રીતે થતી હશે તે વિશે પણ શું ધારવું? સંસ્કારીતાના કેન્દ્રસ્થાન કુરુકુળમાં જે વડીલોને હીંદુઓ આજ સુધી પુજતા આવ્યાછે તેમની સમક્ષ પાંચાલ દેશના શક્તિશાલી રાજાની પુત્રીનું આ અપમાન, એ એ યુગની સ્ત્રી સન્માનની ભાવનાનું અનેરું ચિત્ર પુરું પાડે છે. અને એ સુવર્ણયુગમ સ્ત્રીજાતિની અતિ ઉત્તમ મનાતી દશાનું ભાન કરાવે છે.

પણ હજી દ્રૌપદીના સભામાં થતાં અપમાનનો અંત આવ્યો નથી. કાયરો ભય પામે ને દબાય ત્યારે પણ સ્વભાવની નીચતા દર્શાવ્યા વિના રહેતા નથી. સભામાં ઘોંઘાટ ચાલુજ રહે છે, અને સૂર્ય ચંદ્ર પણ જેને જોવાને ભાગ્યશાલી નહોતા થતા એવી દ્રૌપદીને ઘણાઘણા દૃષ્ટિપાતો અને ઘણુંઘણું વચનબાણો સહેવાં પડે છે. છેવટે કપટી ધૃતરાષ્ટ્ર એમની હંમેશની રીત પ્રમાણે દ્રૌપદીને મીઠે વચને વરદાનો માગવાનું કહે છે. અને દ્રૌપદી પાંડવોને એ વરદાનોદ્વારા છોડાવે છે. ધૃતરાષ્ટ્ર પાંડવોને રાજ્યપાટ પાછાં આપે છે, પણ ફરી દ્યૂત રમી હરી લેવા માટે. પાંડવોનું ફરી હારી જવું, બાર વર્ષ વનમાં તથા એક વર્ષ ગુપ્તવાસમાં રહેવું એ શરતે સ્વીકારેલો વનવાસ અને દ્રૌપદીનું સાથે

જણ, એ સર્વ કથા તો અત્રે અપ્રાસંગિકજ જણાય પણ વૃદ્ધ ધૃતરાષ્ટ્રને પણ દ્રૌપદી પાંડવોની સાથે છે એ વિચારે કંઈક આશ્વાસન જેવું લાગે છે

દ્રૌપદીના માની સ્વભાવને આ અપમાનનું દુઃખ કેટલું સાલે છે, એ વનપર્વમાં વર્ણવેલા કેટલાક પ્રસંગોમાં બહુ સુંદર રીતે વર્ણવેલું છે દ્રૌપદીના પોતાનાજ શબ્દો એનો બરાબર ખ્યાલ આપી શકશે

શ્રી કૃષ્ણ પાંડવોને વનવાસ ગએલા જાણી ત્યાં એમને મળવા આવે છે તે પ્રસંગે પ્રથમ શ્રી કૃષ્ણની સ્તુતિ કર્યા પછી દ્રૌપદી કહે છે કે હે ઈશ્વર! તમે સર્વ મનુષ્યો તથા સ્વર્ગમાં રહેનાર દેવતાઓરૂપ છો વાસ્તે નમ્રતાથી તમને હું મારાં દુઃખ કહું તે સાંભળો હે શ્રી કૃષ્ણ પાંડવોની સ્ત્રી, તમારી સખી અને ધૃષ્ટદ્યુમ્નની હું બહેન છું તેને કોઈ એવી શકે નહીં પણ કૌરવોની સભામાં રજસ્વલા એક વસ્ત્ર પહેરેલી થરથર કંપતી અને દુઃખવાળી એવી મને દુઃશાસને ખેંચી વળી રાજાઓના સમાજમાં પાપયુક્ત મનવાળા ધૃતરાષ્ટ્રના પુત્રે અને તેને હસ્યા હે મધુસૂદન પાંચ પાંડવો પુત્રી સહિત પાંચાલ દેશના રાજા દ્રુપદ તથા અને વૃષ્ણીકુળ જીવતા છતાં કૌરવો મને દાસીપણાથી ભોગવવાની ઇચ્છા કરવા લાગ્યા અને તેઓએ બલાત્કારથી ભીષ્મપિતામહ તથા ધૃતરાષ્ટ્રની ધર્મે કરી હું વહુ થાઉં તેને દાસી કહી માટે હે જનાર્દન! હું યુદ્ધ કરનાર પુરુષોમાં શ્રેષ્ઠ તથા મહાબળવાન પાંડવોની નિંદા કરું છું કારણ કે તેઓ પતિવ્રતા ધર્મ વાળી અને જગતમાં યશવાળી મને કૌરવોથી દુઃખ પામતી જોઈ રહ્યા. હે સંહારકર્તા! ભીમસેન તથા અર્જુને અલ્પ પરાક્રમી કૌરવો એ મને દુઃખ આપ્યું તે સહન કર્યું વાસ્તે ભીમસેનના બળને અને અર્જુનના ગાંડીવ ધનુષ્યને ધિક્કાર છે હે શ્રીકૃષ્ણ! આ પાંડવો પોતાને શરણે આવેલા દરેકની રક્ષા કરે છે, છતાં મારી રક્ષા કરવામાં કંઈ પણ દયાયુક્ત થયા નહીં હે વાસુદેવ! આ પાંચ પતિથી મને જે પાંચ પુત્રો ઉત્પન્ન થયા છે તેમની ઉપર નજર રાખીને મારી રક્ષા કરવી યોગ્ય હતી વળી હે શ્રીકૃષ્ણ! ધનુષ્ય ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ અને યુદ્ધમાં શત્રુથી નહીં જીતાય એવા આ પાંડવો બળ વગરના ધૃતરાષ્ટ્રના પુત્રોનો અપરાધ કેમ સહન કરે છે?" આ જાતના ને આવાં ઘણાં વચનો દ્રૌપદી શ્રીકૃષ્ણને કહે છે અને છેવટે તેમને ઉપાલંભ આપતાં કહે છે કે "હે મધુસૂદન પતિ પુત્ર સગાં સંબંધીઓ ભાઈઓ પિતા અને તમે કોઈ મારાં નથી કારણ કે જ્યારે અલ્પ પરાક્રમવાળા કૌરવોએ મારો પરાભવ કર્યો ત્યારે શોક વગરના પુરુષ સરખા થઈને કોઈએ પણ મારી સહાયતા કરી નહીં તે વખતે કર્ણે જે મારે ઉપહાસ કર્યો છે તે દુઃખ શાંત થતું નથી હે કેશવ તમારે મારી રક્ષા સંબંધ ભાવથી અથવા હું અગ્નિના કુંડમાં ઉત્પન્ન થએલી તે માટે વા સખીપણાથી અથવા ઈશ્વર ભાવથી કરવી હતી (વનપર્વ અ ૧) આ વચનોમાં કેટલો ઉગ્ર રોષ રહેલો છે તે સહેજે દેખાઈ આવે છે અને શ્રીકૃષ્ણ આશ્વાસન આપે છે તોપણ દ્રૌપદી પ્રત્યે રહેલા ઊંડા ભાવ દેખાઈ આવ્યા વિના રહેતો નથી કેટલીવાર તો એમ પણ પ્રશ્ન થાય છે કે શ્રીકૃષ્ણ પાંડવોના વધારે મિત્ર હતા કે દ્રૌપદીના?

પાંડવો કૌરવો સાથે દ્યૂત રમ્યા તે પ્રસંગે શ્રીકૃષ્ણ દ્વારકામાં નહતા, પણ સૌભ શહેરના શાલ્વ રાજાનો નાશ કરવા ગયા હતા, તેથીજ

પાંડવો આવું મૂર્ખ કૃત્ય કરી શકયા. યુદ્ધમાંથી પાછા ફરતાં વાત સાંભળી શ્રી કૃષ્ણ તરતજ હસ્તિનાપુર આવી પહોંચ્યા પણ ત્યારે તો ઘણું મોડું થઇ ચુક્યું હતું અને પાંડવો વનમાં પણ સીધાવ્યા હતા. શ્રીકૃષ્ણ ત્યાંથી તરતજ પાંડવોને મળવા આવ્યા અને દ્રૌપદી સહ પાંડવોને આશ્વાસન આપ્યું.

. વન પર્વમાંનો એક બીજો પ્રસંગ પણ છેક અસ્થાને નહીં ગણાય.

દ્રૌપદીના અભિપ્રાય પ્રમાણે તો બળવાન ક્ષત્રીઓએ આ જાતના અપમાનને સહન કરવું એ નિર્બળતાની નીશાની રૂપજ હતું. અને તેથી એનાથી પરિતાપ કર્યા વિના રહેવાતું નથી. ધર્મરાજાને ઉપાલંભ આપતાં પહેલાની અને હાલની સ્થિતિ એનાથી સરખાવ્યા વિનાએ રહેવાતી નથી. એના જેવી અભિમાની સ્ત્રીને ક્ષણેક્ષણે પોતાની દૂરાવસ્થા અને શત્રુઓનો આનંદ સાલે છે. એ તો યુધિષ્ઠિરને ચોખ્ખું કહી સંભળાવે છે કે "હે ભરત કુળમાં શ્રેષ્ઠ! તમને વનવાસનાં દુઃખોયુક્ત તમારા ભાઇઓ તથા મને જોઇને ક્રોધ ઉત્પન્ન યતો નથી, માટે હું એમ માનું છું કે તમારામાં કૈં પણ ક્રોધનો લેશ નથી. હે રાજન! જે ક્ષત્રીયને ક્રોધ હોતો નથી એને જગતમાં 'આ ક્ષત્રીય છે' એમ કોઇ કહેતું નથી. તેમ આજ હું તમને ક્ષત્રીયપણ વગરના જોઉં છું. હે યુધિષ્ઠિર! ક્ષત્રીય સમય આવે પોતાનું પરાક્રમ ન દેખાડે તો તેનો સર્વ ભૂતપ્રાણી પરાભવ કરે છે, માટે તમારે શત્રુ પર ક્ષમા રાખવી યોગ્ય નથી (વનપર્વ અ–૨૭.)

જ્યારે આ વચનોથી યુધિષ્ઠિર ઉત્તેજાતા નથી ત્યારે દ્રૌપદી બુદ્ધિવાદમાં ઉતરે છે અને શરૂઆતમાં બલિ વૈરોચનનો સંવાદ કહે છે. બલિરાજા પ્રશ્ન પુછે છે કે "હે પિતામહ! મનુષ્યનું કલ્યાણ શાથી થાય? ક્ષમા રાખવાથી કે ક્રોધ કરવાથી? એ વીશે મને સંદેહ થયો છે." ત્યારે પ્રહ્લાદ એનો ઉત્તર આપે છે કે "હે પુત્ર! મનુષ્યનું સદૈવ ક્ષમા રાખવાથી અથવા ક્રોધ કરવાથી કલ્યાણ થતું નથી. વખતસર બેઉ રાખવાથી કલ્યાણ થાય છે. એમ તું જાણ. પછી ક્ષમા અને ક્રોધ કયે પ્રસંગે કરવો એ વીશે ઉપદેશ કરે છે. (વનપર્વ–અ–૨૮) યુધિષ્ઠિર રાજા ક્રોધની સામે જુની પુરાણી દલીલો ઉત્તરમાં કહી સંભળાવે છે. ત્યારે દ્રૌપદી છંછેડાઇને કહે છે કે "હે યુધિષ્ઠિર! ઇશ્વર તથા પૂર્વના કર્મ જે તમને મોહ પ્રાપ્ત કરાવે છે તેને હું નમસ્કાર કરું છું. તમારે તો તમારા પિતા અને પિતામહો બેઉ કરી રાજ્યગ્રહણ કરવા રૂપ ધર્મમાં વર્તતા હતા તેવી રીતે વર્તવું જોઇએ. તેમાં તમને અવળી મતિ પ્રાપ્ત થઇ ગઇછે.... ...તમને જીવવાથી પણ ધર્મ પ્રિય છે. તો તે ધર્મનું પાલન કરવા સારુ મારા સહિત ભીમસેન, અર્જુન, સહદેવ નકુલનો પણ ત્યાગ કરો. હે ભરતવંશમાં શ્રેષ્ઠ! ધર્મ પોતાનું સેવન કરનાર રાજાની રક્ષા કરે છે. એમ મેં મહાપુરૂષોથી સાંભળ્યું છે; પણ તમારી રક્ષા કરતો નથી. તમને ધર્મમાં નિરંતર એકાગ્રબુદ્ધિ રહેલી છે, તેથી તમે તમારા સમોવડીઆ કે તમારાથી કમી પુરૂષોનું અપમાન કરતા નથી. તો તમારાથી શ્રેષ્ઠ પુરૂષનું તો શાનુંજ કરો? કોઇનું અપમાન કરવું એ અભિમાન વગર થતું નથી, અને તે તો તમને રાજ્ય હતું ત્યારે પણ નહોતું......

પણ તમે સદા ધર્મનુંજ સેવન કર્યું છે ત્યારે તમને અધમ રૂપ દ્યુત રમવાની બુદ્ધિ કેમ પ્રાપ્ત થઇ? જે દ્યુતથી તમે રાજ્ય, દ્રવ્ય

સુધી ન કહેલું કારણ દર્શાવે છે "હે ભરત-કુળમાં ઉત્પન્ન થએલા ભીમસેન! જે પુરુષ સાહસથી પાપરૂપ કામ કરવાનો આરંભ કરેછે તેને તે કામ દુઃખ આપનાર થાય છે, વાસ્તે હું કહું તે તું સાંભળ. ભૂરિશ્રવા, શલ્ય, જરાસંઘ, ભીષ્મ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા તથા દુર્યોધનાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો સૌ અશ્વ-વિદ્યામાં કુશળ અને મોટા ધનુર્ધારીઓ છે. જે રાજાઓને આપણે તાપ પમાડેલા છે તે સૌ કૌરવપક્ષનો આશ્રય કરનાર તથા દુર્યોધન-ના સ્નેહને લીધે તેનું હિત ઇચ્છનાર છે. માટે તેઓ મોટા ધનવાન હોવાને લીધે યુદ્ધમાં ખુબ યત્ન કરશે. તેઓને દુર્યોધન મોટા સન્માનથી અનેક તરેહનાં સાહિત્યો તથા ખાનપાનાદિ આપશે. પુત્રો તથા પ્રધાનાદિ સહિત તેઓ યુદ્ધમાં પોતાનો પ્રાણત્યાગ કરશે એમ મને નિશ્ચય છે. વળી ભીષ્મ, દ્રોણ તથા કૃપાચાર્યને આપણામાં તથા કૌરવોમાં સરખી પ્રીતિ છે, તો પણ તેઓ દુર્યોધનનું અન્ન ખાય છે માટે તેનો પક્ષ કરીને યુદ્ધમાં પોતાના પ્રાણનો ત્યાગ કરશે. હે ભીમસેન! તેઓ સર્વ શ્રેષ્ઠ, અસ્ત્રવિદ્યામાં કુશળ, સ્વધર્મપરાયણ અને યુદ્ધમાં દેવતા તથા દૈત્યોથી પણ ન જીતાય એવા છે. વળી તેઓમાં મહારથી, સર્વ અસ્ત્ર-વિદ્યામાં કુશળ, કોઇથી પરાભવ પામે નહીં એવો તથા કોઇથી પણ ન ભેદાય એવું કવચ ધારણ કરનાર કર્ણ આપણી ઉપર નિરંતર દ્વેષ રાખે છે. માટે એ સર્વને જીત્યા વગર તારાથી દુર્યોધનને જીતવો ઘણો મુશ્કેલ છે, એવા વિચારથી મને રાત્રિ દિવસ નિદ્રા પણ પ્રાપ્ત થતી નથી." (વનપર્વ--અ–૩૬) ધર્મ-રાજના હૃદયમાં ધર્મર્થીએ ઉઠું આવી શંકાઓનું શલ્ય ખુંચતું હશે કે નહીં? આ શંકાઓથી દુઃખી થએલા યુધિષ્ઠિર મહાબાહુ અર્જુનને અજેય્ય જોવા ઇચ્છે છે, અને તેથી તેને ઇંદ્ર પાસે દિવ્યાસ્ત્રો લેવા મોકલેછે. ગાંધીજીની માફક ધર્મરાજાનો ધર્મ પણ એમની વ્યવહારબુદ્ધિને ઠીક મદદરૂપ થતો લાગે છે એવો નાસ્તિક વિચાર કોઇવાર આપણા અંતરમાં આવે તો એ માનુષી નિર્બળતા ક્ષમ્ય કરવા યોગ્ય છે.

દ્રૌપદીની પ્રીતિ અર્જુન પર સૌથી વિશેષ હતી એ તો ઘણે ઠેકાણે દેખાય છે. દ્રૌપદીનાં રસિક અને વીર હૃદયને સંતોષે એવો એ માત્ર અર્જુન એકજ છે, એમ પણ કૈંક લાગ્યા વિના રહેતું નથી. સહદેવ અને નકુળને દ્રૌપદી કદી ભુલતી નથી, પણ કોઇ પણ ઠેકાણે એમની પાસે સીધી યાચના કરતી કે એમના પરાક્રમમાં ખાસ ગર્વ લેતી કદી એ દેખાતી નથી. ભીમસેનના તરત ઉશ્કેરાય એવા સ્વભાવનો એ પ્રસંગપર ઉપયોગ કરે છે, અને યુધિષ્ઠિરના શાંત હૃદયમાંએ વેગ આણે એવી આવી તો એ એકજ છે. એને ધમકાવતાં અને મીઠાશથી સમજાવતાં આવડે છે. જરુર પડે ત્યારે એ દલીલોમાં ઉતરી શકે છે, એ સ્ત્રી છે પણ સત્તાધારી થવાને એ વધારે યોગ્ય છે. કીચકને ભોળવતાં કે ભીષ્મને છેતરી વરદાન લેતાં એ કપટ કરવાની જરુર પડે તો તે કરતાં પણ તે અચકાતી નથી. અને છતાં સત્યભામાને ઉપદેશ આપતાં સ્ત્રી-ધર્મની પ્રણેતા એ થઇ શકેછે. નમ્રતા એનો સ્વભાવમાં નથી પણ તેનોએ ડોળ કરવો હોય તો તે તેને પુરેપુરો આવડે છે. માનવી વિકારોને વશ થતી નથી પણ એનું પ્રદર્શન એ પોતાને અનુકૂળ વખતે ખેલ પ્રાધરાને કરેછે. અર્જુન સુભદ્રાને પરણી આવેછે ત્યારે 'સુભદ્રા પાસ જાઓ' એમ કહેતી આ અપૂર્વ સ્ત્રી માત્ર સ્ત્રીસ્વભાવને સુલભ ઇર્ષ્યા દાખવે છે

કે એ રીતે અર્જુનને વધારે ખેંચે છે એ કોણ કહી શકે ?

પાંડવોનો દ્રૌપદી પ્રત્યેનો ભાવ તો એ એને પૂજ્ય કુલદેવતા માનતા હોય કે પાંચ ઇંદ્રિયો જેવા પાંડવો આત્મારૂપી દ્રૌપદીને વશવર્તી થઇ ચાલતા હોય એવો હતો. દરેક એના પર સ્નેહ રાખે છે અને છતાં દરેક પર એનો તાપ પડતો હોય એવું લાગે. એનામાં કંઈક એવું આકર્ષણ છે કે એની અતિ તેજસ્વીતાનો મુકાબલો કોઇક વખત એમને લાગતો હશે તોએ એનાથી દૂર ખસવાનું મન કોઈને થતું નહિ. માતાની માફક એ એમની સંભાળ રાખે છે અને પત્ની થઇ એ એમને રીઝવે છે. દ્રૌપદીની મહત્વાકાંક્ષાને જ સંતોષવાની હોત તો પાંડવો આટલા પરાક્રમ કરત ખરા ?

પણ દ્રૌપદીમાં સુકુમારતા નહોતી એમ નહીં. દુઃખ પડે ત્યારે અશ્રુના પૂર એનાં નયનોમાં સદાય ઊછળતા, પણ એનાં અશ્રુનું મૂલ્ય વધું મોંઘું પડતું. એનો રોષ એનામાં ફેર. એના સૌભાગ્ય દેહને દુઃખ થતું ત્યારે એ અશ્રુ પડાવતો. એ દેહમાં વસતો મનસ્વાન આત્મા ઘવાતો ત્યારે તેમાંથી નિશ્ચયની ઉગ્ર જ્વાળાઓ નીકળતી. આ સ્ત્રીના હા તો મિત્ર રહી શકાય કે શત્રુ થઇ શકાય. શત્રુ કે મિત્ર એ બેમાંથી એકે દાવમાં ન આવે એવી કોઇ પદવીજ આની સાથેના સંબંધમાં શક્ય નહોતી.

અને તોય આ સ્ત્રી કોડીલી હતી. પણ સાહસ વિનાના કોડ એને સંતોષતા નહીં. ગંધમાદન વનમાંથી સહસ્રદલ કમળ લેવા એ ભીમને મોકલે છે ત્યારે રાક્ષસોથી ભરપુર વનમાં ભીમને એકલો મોકલતાં એને સંકોચ કે ગભરામણ થતી નથી. ને અરણ્યમાંયે એ રાજ્ઞીનાજ તોરથી રહે છે. જયદ્રથે મોકલેલા કોટિકને જવાબ દેતા ને જયદ્રથને સાકાર માટે નિમંત્રણ કરતાં મોટા ઘરની એ કુલવધૂ એની મોટાઈને યોગ્ય જવાબ દે છે. ને જયદ્રથનું સ્વાગત કરતાંએ સમ્રાજ્ઞીનું ગૌરવ એને ઊતરતું નથી.

જયદ્રથ દ્રૌપદીનું હરણ કરે છે તે પ્રસંગે પણ દ્રૌપદીનો પ્રભાવ દેખાયા વિના રહેતો નથી. અબળા અને એકલી તેથી તેનું જોર ન ચાલ્યું એ ખરું. પણ ગર્વ અને પ્રતિજ્ઞા તો એની વાણીમાંથી ત્યારે પણ ઝરે છે. એના તિરસ્કારમાં એક પ્રકારની ઉગ્ર જ્વાળા છે. અને જેના પર એ છૂટે છે તેને એ બાળ્યા વિના રહેતી નથી.

યુધિષ્ઠિરના શાંત અને ધીમા સ્વભાવથી કોઇ વાર એ પોતાના સ્વભાવ પરનો કાબુ ખુએ છે પણ અંતના સુધી એમના તરફની માનવૃત્તિને જરાએ હાની ન પહોંચે એ દેખાડવા એ પ્રયત્ન કરે છે. જયદ્રથને ન મારવાનો આદેશ જ્યારે યુધિષ્ઠિર કરે છે ત્યારે આકુળ વ્યાકુળ થએલી દ્રૌપદીથી 'જો તમારે મારું પ્રિય કરવું હોય તો જયદ્રથને માર્યા વિના છોડવો નહીં" એવું ભીમાર્જુનને કહ્યા વિના રહેવાતું નથી. પણ જ્યારે એને પકડી લાવે છે અને યુધિષ્ઠિર એને મુકી દેવાનું કહે છે ત્યારે ભીમ કહે છે કે 'આને દ્રૌપદી કહે તો મુકી દઉં." યુધિષ્ઠિર ફરી ભીમને એને મુકી દેવાનું કહે છે અને દ્રૌપદી પણ યુધિષ્ઠિરનો મનોભાવ જાણી વગર કહ્યે એજ આજ્ઞા કરે છે. આ પ્રસંગમાં ગમે તેટલો ક્રોધ ચડ્યો હોય છતાં યુધિષ્ઠિરની મહત્તા ન ઘટાડવાની એની ચિંતા દેખાયા વિના રહેતી નથી.

ગુપ્તવાસનો સમય હવે પાસે આવતો જાય છે. જન્મથી જેણે કે કામ કર્યું નથી એવી દ્રૌપદી કયું કાર્ય સ્વીકારશે એની પાંડવોને

[ વધુ માટે જુઓ છેવટના પાનાં ]





રા. બ. કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી

પ્રમુખ સાતમી સાહિત્યપરિષદ્—ભાવનગર

તરુવરની છત્રછાયામાં તેણે નવસૃષ્ટિ સરજવાનાં મનોરમ શમણાં સેવ્યાં, ત્યાંજ કદાચ, આખા એક જમાના સુધી મનોરથોમાંજ રમનાર જુના સાહિત્યકોએ એકાદ બે વધુ મનોરથો ઘડીને ઇતિકર્તવ્યતા માની.

માત્ર પરિષદ્ ઐતિહાસિક ભૂમિ પર આવી પડી અને તેટલા પુરતી તો તેની પોતાની ઐતિહાસિકતા આપ મેળેજ ઓળખાઇ આવવી જોઇએ. બાકી તો, આંખ ભરીને અંજાવતા તમાસા તરીકે તે સફળ થઇ, ખરેખરુ અસરકારક કામ કરનાર તરીકે તેએ દશકાથી છે ત્યાંની ત્યાંજ થીરસ્થાવર ઉભી અને અમર થવાની લાયકાતનુ, લક્ષણુ તેનામાં શોધનારને અત્યારે તો શોધતેજ મુકાને કાળની અનંત સરિતામાં સમાણી.

## એક સાર્થવતી વ્યાખ્યા

" ભાવનગર એટલે મુત્સદ્દીગીરીનું કારખાનું." આવી એક વ્યાખ્યા અપાઇ છે. પ્રતિદિન તેમ આ પ્રસંગે પણ, તે સાર્થવતી થઇ. ઉઘાડી પારવદમાં તેમજ ભીતરના રંગો જાણનારને તુરત જણાઇ આવતું હતું કે મુત્સદ્દીઓનું મહાત્મ્ય અહીં વિદ્વન્મંડળી પર પણ વગરસંકોચે પથરાઇ જતું. આના દાખલા ક્રમવાર વર્ણનમાં નોંધાતા જશે; હાલતો એટલુંજ કહીશું કે જરાજરામાં વદનેથી સ્મિત વેરાય, નમસ્કારો બજારુ ચીજ બને, સમાજ કે રાજકાજમાં ઉંચી પદવી ગમે તેને સારુ સાક્ષરપદ ઉતરી શકે, અને રજવાડી મનોદશાને ઠાઠમાઠના ટેકા વિના સાહિત્ય-પરિષદ્ સીધી ઉભી કે સરખી ચાલી શકે નહીં: આ દશ્ય જેટલું વિરલ ને રસભર્યું તેટલુંજ, જીવનનાં વિભિન્ન દેખાતાં અંગો કેવાં એકેક સાથે સુઘટિત રીતે, અભેદભાવે સંકળાયલાં હોય છે એ અદ્વૈત શીલસૂત્રીના પ્રત્યક્ષ દર્ષાંતરૂપ હતું.

## સાક્ષરોનું ચિત્રદર્શન

છતાં, ભગવદ્ભક્તો ને સરસ્વતીના ઉપાસકોને સદાય અચાનક મળી રહેતી રક્ષા અહીં પણ મળતી મંડળની ચારે દિશામાં માંચડા પર ગુજરાતના વિદેહ સાક્ષરો, વડોદરેથી આયાત કરેલી એક એક સરખા રંગને એક સરખા ધરાની છબીઓમાં, દિક્પાળ સમા શોભતા, અને પોતાના વંશ-વારસોને રાજપુરષોથી રક્ષવા તથા બની શકતી નવપ્રેરણાઓ પાવા નિરંતર ઉત્સુક દેખાતા હતા.

અને નર્મદ, કલાપી ને ગોવર્ધન-રામના સાહિત્યવંશજો પણ પિતૃઋણ ફેડવા આજે કેટલા આતુર બન્યા હતા, કેવા હોંસીલા ચોપાસ ઘુમતા હતા, કેવા ડાહ્યા ને ગંભીર દેખાતા, મીલ્ટનના બેલીઅલની જેમ સામ્રાજ્યનો ભાર ભીમસેની ખભા પર ધરનારનો કેવો ભાસ આપતા—એ બધું તમને તાદશ બતાવવાને તો કોઇ વોટ્સની પીંછી કે વેલ્સની કલમ જોઇએ. તેના અભાવે અહીં એક આછું ચિત્રદર્શન કરાવીને સંતોષ માનવો પડશે.

સાહિત્યપરિષદ્ના મુળ સુકાનીઓમાંના જે ત્રણચાર અહીં નજરે ચઢે છે તેમાં રા. રમણભાઇને પહેલા મુકવા જોઇએ. પરિષદ્નો આજનો અવતાર એમને આભારી છે. એ વહાલા બાળકને મનમાની રીતે ઉછેરવાના એમને કોડ છે અને તેની ઉછેરના અધિકારમાં કોઇ મદદ કરવા આવે તો તુરત તેઓ સાવધાન બને છે. છતાં, એ કાબેલ કાવદાબાજની બુદ્ધિનો ખપ નથી એમ નહીં. નિબંધ વાંચનારને વખતસર

બોલતો બંધ કરવાની ઘંટડી વગાડવા પ્રમુખને વારંવાર પ્રેરનાર તરીકે, તેમજ અહીંના શીખાઉ મંત્રીઓ પરિષદના બંધારણનો કાયદો જાણતા નહોતા ત્યારે પરિષદ–સ્મૃતિ સરખા એક આગના રીપોર્ટમાંથી તે કડકડાટ વાંચી સંભળાવનાર તરીકે એમણે બજાવેલી ફરજો એકદમ ભુલાય તેવી નથી. રા. બળવંતરાય ઠાકોર અને રા. કેશવલાલ ધ્રુવ પણ જુના જોગીઓ' છે. બંને પાસે પાસે બેઠા છે પણ એની વચ્ચે સરખામણીને અવકાશ નથી. એકે પરિષદને જાણે અત્યારે ચિંતાગ્રસ્ત કરવામાં આગળ પડતો ભાગ લીધો છે, બીજાએ તેનો અજીવ શણગાર ને અદ્વિતીય શિરચ્છત્ર છે.

પણ આ બેઠકની મધ્યસ્થ મૂર્તિ તો રા. રા. કૃષ્ણાશંકર પ્રાણશંકર ત્રિવેદી મોજન્મ ને આપ્તના એ મુખ પર છે. શિક્ષણનો અનુભવ અને તેમાંથી મળેલું ડહાપણ પણ ત્યાં દેખાય છે અને સાહિત્યનો સંદેશ વહનાર તરીકે તેઓ આબાલવૃદ્ધ સર્વની બીકને ખરી પાડવામાં સર્વથી વિજયવંત નીવડ્યા એ હકીકત તો એમના ભાષણને પાને પાને પ્રકાશે છે, એટલે વધુ વિસ્તારની જરૂર નથી.

મુખ્ય પ્રમુખને જમણે હાથે જરા દૂર એક સોફા પર એકેકથી છેક નીરાળું વ્યક્તિત્વ ધારતા ત્રણ વિભાગી પ્રમુખો દૃષ્ટિએ ચડે છે. એમની છબીઓથી જેનો ભાગ્યેજ ખ્યાલ આવે તેવી સૂક્ષ્મ વિશિષ્ટતા હરેક વિકસાવી છે. મહાકાય ખબરદારનો તેજોમય મુખપ્રભાવ ને રસયોગ લોચનો, એમને પડછે સહેજ ઝાંખા પડતા ડો. કાંતિલાલની પ્રસન્ન ને પરિચિત વદન છબી. ખાદીધર પંડિત સુખલાલની અચળ ને દુર્બળ દેહયષ્ટિ. આ સર્વને તમે યથાર્થ કલ્પી શકો તો આપણા સાહિત્ય, વિજ્ઞાન ને જૈન ખાતાઓના સચિવોનું કૈંક ભાન થાય.

બીજી બાજુ વડોદરા રાજ્યના પ્રતિનિધિ એની ટુકડી બીરાજે છે. રા. નંદનાથ દીક્ષિત સંહિતારસિક કરતા અગ્રધરનું સ્મરણ વધુ કરાવે છે. એમના મદદનીશ રા. જોશીપુરા સાહિત્યપરિષદમાં અહોનિશ કાઠીઆવાડીઓનું હિત અધુરી કને‌હું જાળવવા માટે જાણીતા છે. પાસેજ સાહિત્યના ત્રણ ધુરંધર લેખકો મેસર્સ ભાનુસુખરામ ભરતરામ ને મહુભાઇ જોવામાં આવે છે. તેમાંના છેલ્લા, વણિક સંસ્કૃતિનો પ્રતિનિધિ સાહિત્યમાં ઉતરે ત્યારે કયા પ્રકારનું કાય કરી શકે તેનો અભ્યાસજોગ નમુનો છે. તેમણે આ વખતે પણ સેક્રેટરીમાં આવવા કેટલુંક કર્યું જેનો ત્રીજે વધુ ઉલ્લેખ આગળ કરીશું.

પણ આ નામગણનામાં સૌથી પહેલું સ્થાનતો જેને આ બેઠક અમર બનાવશે જેણે અધુરા અનુભવે પણ અસાધારણ કામ કરી બતાવ્યું જેને કામની જંજાળમાં પોશાક સમારવાની કે ગર્વિષ્ઠ ગૌરવ સાચવવાનીએ ફુરસદ નથી. જેઓ અકળાઇને કોઇ વાર આકરું વેણ અથવા શુદ્ધ હેતુથી બોલી નાખે છે. જેમની ટીકા સૌ કરે છ પણ દયા કોઇ ખાનાર નથી–એવા ગુજરાતના ઉગતા સાક્ષર, નડીઆદની અખંડ ઉડતી ધ્વજાના ખ્યાતિ ધરનાર અને આ પરિષદ જેમના વિના કદાચ અશક્ય નીવડી હોત એ રા. રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિકને ઘટતું હતું. તેમજ આ પણ સ્વીકારવું જોઇએ કે રા. માનશંકર પીતામ્બરદાસના પ્રૌઢ માર્ગદર્શન, રા. હીરાલાલ પારેખના અનેક ઉપયોગી અનુભવો અને આજના લોકપ્રિય કવિઓ લલિતજી અને રા. રાયચુરા

તેમ હતું; સાહિત્યને જેની સાથે સ્નાન-સુતક નહીં એવા જૈન ધર્મી લેખો પર વખત ખોવામાં વાંધો નહોતો; શુદ્ધ સાહિત્યના શ્રેયને વેચવામાં નાહનમ નહોતી; પ્રેક્ષકોની ખફગીના પાત્ર થવાની હીંમત હતી. બધું બની શકે તેમ હતું; ફક્ત, જૈન સાહિત્યને નામે જૈન સંપ્રદાયના પ્રચારકોની હીકમત ને ધૃષ્ટતાની આરપાર જોવાની અક્કલ કે ફુરસદ કોઇને નહોતી.

### ગુજરાતની વાચકકલા

વધારે સુખકર ને ઉપયોગી વિષય તરફ હવે વળીએ.

લગભગ વીસ જૈનેતર નિબંધો શનીવારે ને રવિની સવારે પરિષદ્ સંમુખ વંચાયા. આમાંના પુરા પાંચમાં પણ ઉંચી પંક્તિનું સંશોધન કે પ્રૌઢ લખાવટ નહોતાં, એટલે તેનું અવલોકન કર્યાં વિના ચાલે તેમ છે. આશ્વાસન માત્ર એટલું લઇ શકાય તેમ હતું કે આગલી પરિષદો કરતાં અહીં ઉતરતી કોટિની વિદ્વત્તા રજુ થઇ નહોતી. આ દશા પ્રગતિનું ચિન્હ છે કે કેમ, અને નિબંધ વાચન નકામું છે એ મતને પોષી શકે કે નહી એ પ્રશ્નો ચર્ચાકારો માટે રહેવા દઇને, જે પાંચ સાત નિબંધોમાં કૈં પણ તત્ત્વ જણાવ્યું તેની અને એક બે મુખ્ય ભાષણોની વાચન શૈલી વીશે બબ્બે શબ્દ કહેવા વધુ ઉચિત છે.

ગુજરાતમાં લલિતકળા વિરલ છે; ઉપયોગી કલા અસ્ત પામતી જાય છે; વકતૃત્વકલાના પણ સાસા છે. આ ફરયાદોમાં, "વાચનકલા તો વિકસીજ નથી" એનો ઉમેરો સાહિત્ય પરિષદ જેવો પ્રસંગ કરાવી શકે તેમ છે. રા. કેશવલાલ ધ્રુવના જ્વલંત અપવાદ શીવાય, આપણા સૌથી સારા ગણાયલા વિચારકો—મેસર્સ ખબરદાર, કાંતિલાલ, રમણભાઇ, મોહનલાલ દવે, બળવંતરાય ઠાકોર, જયેંદ્ર દુકાળ, ગીરજાશંકર બધેકા—અણકેળવાયલા વક્તા કે શીખાઉ વાચકોનું સ્મરણ વધુ આપતા હતા વિષય વંચાતો જાય તેમ તેમ પ્રતિપલ બદલાતા રસ અને ભાવ સાથે તદ્રુપ થઇને સ્વરના આરોહઅવરોહનું નિયમન કેવી રીતે કરવું, કયાં શબ્દો ઉચ્ચારતાં ભાર મુકવો, કયાં સંયમિત ને કયાં ઉંચો સાદ કાઢવો—આવી આવી ઝીણવટો પર રા. ધ્રુવે જે પ્રભુતા દાખવી તેનો એમના બંધુ સાક્ષરોએ અભ્યાસ કરવા જેવો છે. નામો સાથે સટીક વિવેચન કરવું બીન જરુરી છે, પણ હાવભાવ સહિત ઘાંટા પાડવા; સાક્ષરી ગદ્ય એકધારી શૈલીમાં વાંચી જવું; શરમાળ નીશાળીઆની જેમ ઝડપબંધ શબ્દરેલ વહેવરાવવી; રીઢા શિક્ષકની જેમ ચાપલાઇમાંજ ચાતુર્ય સમજવું; અસર ઉપજાવવાના કે સઘળા ભાગોમાં સંભળાવવાના કૃત્રિમ પ્રયાસો કરવા; અથવા, સાહિત્યપરિષદ્ ડોસીઓને વહાલું દેવમંદિર હોય તેમ પુરાણી સુવાની લોકરંજક પદ્ધતિથી લેખ વાંચવો: આવાજ નમુનાનો માલ જો આપણા વક્તાઓ ને જાહેર વાચકો પુરા પાડી શકે તેમ હોય તો પ્રજાએ તેનો બહિષ્કાર કરીને સવેળા ભાવિ સુધારી લેવું એ અયોગ્ય નથી.

### જોડણીનો સનાતન સવાલ

ગુજરાતના ચાર સાક્ષરો ભેગા થાય અને જોડણીના સવાલને ભુલેચુકે પણ વણછેડયો રહેવા દે એ બનાવને સૃષ્ટિક્રમમાંજ સ્થાન નથી. બ્રહ્માએ તેને નહીં ઘડવાનો પ્રમાદ કર્યો હોત તો 'વસંત'નાં કેટલાંય પાનાં કોરાં વહેંચવાં પડત; પરિષદના કેટલાય અહેવાલો-માંથી પાંડિત્યનું ગૌરવ પરવરી જાત; વિદ્વાનોનાં કેટલાંય વર્ષોનો ઉપયોગ બીજી કે રીતે કરવો તેની મહા મુશ્કેલી ઉભી થાત.

# સ્વીકાર

રાજમુગટઃ લેખકઃ રા. ધૂમકેતુ, પ્રકાશકઃ સૌરાષ્ટ્રસાહિત્યમંદિર, રાણપુર (કાઠીઆવાડ). મૂલ્યઃ રૂ. ૧–૦–૦ ગ્લેઝ કાગળ, રૂ. ૦–૧૨–૦ રફ કાગળ.

સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસઃ ભાષાંતરકારઃ અધ્યાપક મોહનલાલ પાર્વતીશંકર દવે, પ્રકાશકઃ ગુજરાતી સાહિત્યપરિષદ્ કૉલકમીટી, મુંબાઇ. મૂલ્યઃ રૂ. ૪–૮–૦.

વ્યાપારી ભૂગોળ—ભાગ ૧ લોઃ લેખકઃ અધ્યાપક ચંદુલાલ ભગુભાઇ દલાલ, પ્રકાશકઃ ગુજરાતવિદ્યાપીઠ, અમદાવાદ. મૂલ્યઃ રૂ.૨-૮-૦.

પુરંદરપરાજય તથા અવિભક્ત આત્માઃ લેખકઃ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, પ્રકાશકઃ ધી સાહિત્યપ્રકાશક કંપની લી. મુંબાઇ, મૂલ્યઃ રૂ. ૦–૧૨–૦.

વીણાવિહારી—ભાગ ૧, ખંડ ૧–૨ઃ લેખકઃ રા. સીતારામ જે. શર્મા, પ્રકાશકઃ રા. જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૨–૦–૦.

પરાક્રમની પ્રસાદી (આવૃત્તિ ૭ી)ઃ ભાષાંતરકાર અને પ્રકાશકઃ રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૧–૦–૦.

રા. કેશવલાલભાઇનાં ભાષાંતરોની આદર્શમયતા અને સફલતા માટે બે મત થયા નથી. આ આવૃત્તિને પણ એમણે એમની લાક્ષણિક ચીવટને લઇને એની પુરોગામિની કરતાં વિશેષ સરસ કરી છે. 'મહાકવિ કાલિદાસના દેશકાળ અને એની કૃતિઓ' એ લેખને પણ અત્યાર સુધીનાં શોધનો અને વાસ્તવિક અનુમાનોથી એમણે વધાર્યો છે. એમની અખંડ સાહિત્યસેવાનાં આવાંઆવાં ફળો હજીએ વધુ જોવા અમે ઇચ્છા રાખીશું.

રથયાત્રા (મૂળ બંગાળી)ઃ લેખકઃ કવિવર રવીન્દ્રનાથ ટાગોર, પ્રકાશકઃ રા. સુમંત મહેતા, યુગધર્મ કાર્યાલય, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૦–૧–૦

રવિબાબુએ સામાજિક આત્માનું આ કૃતિમાં સરસ નિરૂપણ કર્યું છે. ગુજરાતીમાં એ ઠીકઠીક ઉતરી શક્યું છે.

કાવ્યસમુચ્ચય—ભાગ ૧ઃ સંગ્રાહક અને પ્રકાશકઃ અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક, અમદાવાદ. મૂલ્યઃ રૂ. ૧–૦–૦

દલપતનર્મદથી શરૂ થતા આપણા અત્યાર સુધીના કાવ્યસાહિત્યનું ઝાંખું અને આછુંઆછું પ્રતિનિધિત્વ કરતો આ નવીન સંગ્રહ છે. ભાષાંતર, અનુકરણ અને સ્વતંત્ર કૃતિઓઃ આવી કોઇ ઐતિહાસિક દૃષ્ટિએ આ નવીન સંગ્રહની રચના થઇ હોત તો અમે રા. પાઠકને વિશેષ અભિનંદન આપત. ગુજરાતના નવીન કાવ્યકલેવર અને તેના આત્માના સ્વાભાવિક વિકાસક્રમનો ઇતિહાસ તેમજ કાવ્યોની વિશેષ વિસ્તૃત અને શાસ્ત્રીય રચના હવે પછીના ભાગમાં જોવા અમે સકારણ ઉત્સુક રહીશું.

જૈનેતર દૃષ્ટિએ જૈન સંપ્રાદક મુનિશ્રી અમરવિજયજી મહારાજ, પ્રકાશકઃ રા ડાહ્યાભાઇ દલપતભાઇ શાહ, ખરચ પ્રાચ્ય અને પાશ્ચાત્ય જૈનેતર લેખકોની દૃષ્ટિએ જૈન સંપ્રદાયના સિદ્ધાંતોનું આમા કોઇ સ્થલે હીંદીમા ને કોઇ સ્થલે ગુજરાતીમા યથાર્થ નિરૂપણ છે મુનિશ્રીએ એ સંપ્રદાયની સેવા કરવામા આ રીતે સ્તુત્ય શ્રમ લીધો છે

ગોખલે સાંવત્સરિક રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ, પ્રકાશક રા. કરસન દામજી ચીતલીઆ, મુબાઇ

ગોખલેજીના સ્મરણોનુ આલેખન કરતો આ એક ટુકો પણ સુશ્લિષ્ટ સુદર લેખ છે

સરસ્વતીચંદ્રનુ અવલોકન લેખક અને પ્રકાશક રા વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, મુબાઇ વિદ્યાર્થીઓને મફત

ચોત્રીસ વર્ષ પૂર્વે સરસ્વતીચંદ્ર પર લખાયેલા આ અવલોકનની નવીન આવૃત્તિ કેટલાક જુના સ્મરણો તાજા કરે છે મણિલાલ દ્વિવેદીનો તે વખતનો ઉપોદ્‌ઘાત વિવેચન સાહિત્યના સૂત્રોનો હાથ પણ જોવા જેવો ઉહાપોહ રજુ કરે છે

ભાવનાસૃષ્ટિ લેખક અધ્યાપક વિષ્ણુ પ્રસાદ રણછોડલાલ ત્રિવેદી પ્રકાશક યુગાતર કાર્યાલય, સુરત મૂલ્ય રૂ ૧—૦—૦

આ નાનકડા પુસ્તકના લેખો જ્યારે 'પ્રેરિત'ના ઉપનામ તળે પ્રસિદ્ધ થતા હતા ત્યારે ઘણાએક સાહિત્યરસિકોનું ધ્યાન ખેચી શક્યા હતા લેખોની ભાવનાઓ નવીન છે અને એમનુ સ્થાન વિશેષ પ્રતિબિંબિત થતા એમા નવીન આકર્ષણો આવશે એવી આશા રહે છે.

ભજનમાળા—ભાગ ૫ કર્તા મહારાજ ગરીબદાસજી, પ્રકાશક રા મીસ્ત્રી ઘેલાભાઇ પચાણ, કુકમા, કચ્છ મૂલ્ય રૂ ૨—૦—૦

મહારાજના પ્રાસાદિક ભજનોનો આ સારો સંગ્રહ છે

વિદ્યાર્થી: પ્રકાશક રા નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, ભાવનગર મૂલ્ય રૂ ૧—૮—૦

દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવને પ્રસિદ્ધ કરેલી અનેક ઉપયોગી કૃતિઓમા આ એક વધારો છે 'વિદ્યાર્થી' નામના હસ્તલિખિત માસિકના આ લેખો છે અને તે પ્રત્યેક વિદ્યાર્થીને વાચી વિચારવા અમારી ભલામણ છે

શરીરવિજ્ઞાન પ્રકાશક ઉપર મુજબ મૂલ્ય રૂ ૧—૦—૦

ઉપલા પુસ્તક પ્રમાણે આ પુસ્તક પણ વિદ્યાર્થીઓ તેમજ સામાન્ય જનસમાજને અતિ ઉપયોગી છે

તથાગત લેખક રા હરિશંકર દુ ત્રિવેદી, પ્રકાશક રા નૃસિંહપ્રસાદ કા ભટ્ટ, ભાવનગર મૂલ્ય રૂ ૦ ૪—૬

ભગવાન્ બુદ્ધના દિવ્ય જીવનની કુસુમભર વિદ્યાર્થીઓની ધર્મિક ભાવનાઓ ઘડવા આ નાનકડુ પુસ્તક સારી પેઠે ઉઠાડી રહ્યુ છે

અનતા લેખક રા આરણ્યક, પ્રકાશક રા સુમત મહેતા યુગધર્મ કાર્યાલય, અમદાવાદ મૂલ્ય રૂ ૦—૮—૦

આ એક નવીન અને આશાજનક નાટ્ય કૃતિ છે

વિરાજવહુ (મુળ બગાળી લેખક શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાય) અનુવાદક રા. મહાદેવ

હરિભાઇ દેશાઇ, પ્રકાશકઃ રા. વેણીલાલ છગનલાલ બુચ, નવજીવનપ્રકાશન મંદિર. મૂલ્યઃ રૂ. ૦—૧૦—૦

શરતબાબુની આ રસિક અને સ્ત્રીજાતિના મનોવેધક ચિત્રની અનુવાદકૃતિ છે. રા. મહાદેવના બંગાળીનાં અનુવાદોએ એમને આપણા માનીતા માત્ર નહીં પણ સમર્થ ભાષાંતરકર્તા બનાવ્યા છે. હવે એ કે સ્વતંત્ર કૃતિઓ આપે એમ ઈચ્છીએ. રા. રામનારાયણ પાઠકની ઝીણવટભરી પ્રસ્તાવના શરૂઆતમાં વાંચ્યા પછી કૃતિને પુરી વાંચ્યા સુધી સંતોષ થતો નથી. સ્ત્રીહૃદયનાં ઉંડાણુ પંચાનુ બાબુજીએ મનોહર તેમ યથાર્થ ચિત્ર આપ્યું છે તે કેમે કરી મન આગળથી દૂર થઇ શકતું નથી.

અધ્યાત્મતત્ત્વાલોક (સંસ્કૃત): કર્તાઃ મુનિશ્રી ન્યાયવિજયજી, પ્રકાશકઃ રા. અભયચંદ ભગવાનદાસ ગાંધી, ભાવનગર.

જૈનદર્શન (હીંદી): લેખકઃ ઉપર મુજબ, અનુવાદકઃ શ્રીયુત કૃષ્ણલાલ વર્મા, પ્રકાશકઃ રા. ગણપત શાસ્ત્રી, નાગપુર. ગુજરાતી મુળ પુસ્તકનો આ હીંદી અનુવાદ છે.

ધર્મગીતાંજલિ (હીંદી): લેખકઃ ઉપર મુજબ, પ્રકાશકઃ શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનવર્ધક મંડળ. ઉજ્જૈન. અમૂલ્ય.

સંદેશ (સંસ્કૃત): લેખકઃ ઉપર મુજબ, અંગ્રેજી અને હીંદીમાં અનુવાદકઃ રા. હરજીવનદાસ રામકૃષ્ણ દવે, પ્રકાશકઃ રા. ગણુપતશાસ્ત્રી, નાગપુર.

સ્વાધ્યકુસુમાંજલિ (સંસ્કૃત): કર્તાઃ ઉપર મુજબ, પ્રકાશકઃ પંડિત-વાડીલાલ ડાહ્યાભાઇ, અમદાવાદ, અમૂલ્ય.

અધ્યાત્મતત્ત્વાલોકઃ લેખકઃ ઉપર મુજબ, અંગ્રેજી અને ગુજરાતીમાં અનુવાદકઃ રા. મોતીચંદ ઝવેરચંદ મહેતા, પ્રકાશકઃ રા. અભયચંદ ભગવાનદાસ ગાંધી, ભાવનગર.

જૈન સંપ્રદાયના આ દળદાર ગ્રંથ અને ઉપલાં પુસ્તકોની પ્રસિદ્ધિથી માલુમ પડે છે કે જૈન મત તેનું ધાર્મિક અને શુદ્ધ સાહિત્ય ગુજરાતમાં માત્ર નહીં પણ જગતના જ્ઞાનભંડારમાં સંગ્રહ કરવા-કરાવવા સારી પેઠે ઉદ્યોગી થઇ રહ્યું છે. ન્યાયવિજયજીની આ કૃતિઓ સાંપ્રદાયક વિચારોની સારી સામગ્રી રજુ કરે છે. સંસ્કૃતથી માંડીને આધુનિક ગુજરાતી ભાષામાં રચાયલી જૈન કૃતિઓનો ભાષાવાર ઇતિહાસ રચવા સંપ્રદાયના સ્તંભોને અમે વિનવીએ છીએ. કાળે કરીને નાશને મુખે હોમાતું, એમના અને જૈનેતર સાહિત્ય ઉપર પ્રકાશ પાડતું સાહિત્ય ભંડારોમાંથી હવે જગતના સામાન્ય જ્ઞાનચોકમાં આવવું જોઇએ. ધર્મ કે નીતિના જૈન સાહિત્યને શુદ્ધ સાહિત્યાત્મક સાહિત્યથી નીરાળું કરી દર્શાવવાની ઇષ્ટ વિવેકવૃત્તિની હવે ગુજરાત અપેક્ષા રાખે છે.

કે જણાતું નથી. આશા છે કે આવતી પરિષદમાં એવો ઠરાવ કરવાની જરુર નહીં પડે.

ત્યારપછી સૂચનાત્મક શોભારૂપ ઠરાવો બાદ કરતાં અગત્યનો ઠરાવ અમને દશમો લાગે છે. જો કે તેમાં પણ જરાક વિનોદરસ રહેલો અમને દેખાય છે. ઠરાવ આ પ્રમાણે છેઃ– "પરિષદ્ તરફથી જેટલાં પુસ્તકો બહાર પડે તેટલામાં એકસરખી જોડણી રાખવી અને તે જોડણી પરિષદ્‌મંડળે નક્કી કરવી."



રા. અરદેશર ફ. ખબરદાર

પરિષદ્‌મંડળે જોડણી નક્કી કરવી! કેટલો નાનો સરખો ઠરાવ! રા. કમલાશંકર, રા. કેશવલાલ, રા. નરસિંહરાવ, રા. આનંદશંકરઃ આટલા ગૃહસ્થો જોડણી માટે અનંતકાલ પુરો થાય પહેલાં એકમત થાય એવી આશા રાખવી એ અમને આશાવાદની પરાકાષ્ઠા લાગે છે. 'ગુલીવર્સ ટ્રાવેલ્સ'માં એક ટાપુમાં વિરોધમત રાખતા મુત્સદ્દીઓને એકમત કરવાનો એક રસ્તો દેખાડ્યો છેઃ વિરોધીઓ હોય તેના મગજમાં શસ્ત્રક્રિયાથી અડધાંઅડધાં ભેજાંની અદલાબદલી કરવી અને પરિણામે બહાર વિરોધ બતાવવાને બદલે ભેજાંનાં બે વિરોધી અડધીઆં માથામાં ને માથામાં એક અભિપ્રાય પર આવી શકશે. આ યોજના કેટલે અંશે ગુજરાતમાં ઉપયોગી થઇ શકે તે તરફ વિજ્ઞાનસમિતિ લક્ષ આપશે તો જરૂર જોડણીના વિષયનો વહેલો નિર્ણય થઇ શકશે. વળી એજ ઠરાવમાં "જેટલાં પુસ્તકો બહાર પડે" એમ લખવામાં આવ્યું છે. સાહિત્યપરિષદને પુસ્તકો બહાર પાડવાની ખાસ ટેવ હોય એમ દેખાતું નથી.

જોડણી વીશે તો અમને એકજ યોગ્ય રસ્તો લાગે છે કે, પરિષદ્‌મંડલના બધા સભ્યોએ જાપાનીઝ સમુરાઇની માફક જીવન-સર્વસ્વ સોંપી દેવાનો દૃઢ સંકલ્પ કરી ભેગાં મળવું, પછી ગમે તેવા પણ સરલ અને સર્વગ્રાહી ઠરાવ પર આવવું અને તે ઠરાવ ગમે તે ભોગ આપવો પડે તો પણ બધાએ સ્વીકારવો; અને તે જોડણી સાહિત્યમાં, છાપામાં અને પાઠ્ય પુસ્તકોમાં જલદીથી દાખલ કરાવવી. જોડણીનું ધોરણ સરલ કરવાને ગુજરાતમાં થોડા ઘણા પ્રયત્નો થયા છે; આવી કેટલીક પદ્ધતિ તો ઘણે ભાગે સરખી છે. સરકારી પાઠ્ય પુસ્તકોની, 'ગુજરાતી'ની, 'સાહિત્ય'ની અને 'સંસદ'ની જોડણીની પદ્ધતિ વચ્ચે ઘણોજ થોડો ફેર છે. તેમજ એત્રણ વિદ્વાનો બાદ કરતાં બીજાને પોતાની પદ્ધતિ વીશે ઘણો આગ્રહ નથી. તો શું બાકીના બધા પરિષદ્‌મંડલના સભ્યો આવી અગત્યની બાબતમાં એકમત ન થઇ શકે? આશા છે કે મંડલના ઉત્સાહી મંત્રીઓ આ પ્રશ્નને તરત ઉઠાવી લેશે.

**રા બ કમળાશંકરનું ભાષણ**

પરિષદના પ્રમુખની ચુંટણીમાં ઘણું બને તેમ હમેશા કે ને કૈં થાય છે આ વખતે રા આનંદશંકર ચુંટાયા અને તે આવી ન શકવાથી છેક વખત મા રા બ કમળાશંકરને તૈયાર થવુ પડયુ પરિષદનો રંગ રાખવા તેમણે આ પદ સ્વીકારી પોતાનું કર્તવ્ય બજાવ્યું, પણ છેક વખતમા તેમને આવા કાર્ય માટે તૈયાર થવાનું ફરમાન મોકલવું એ તેમને અન્યાય કરવા જેવું થયું તેમના જેવા ચોક્કસ સ્વભાવના વિદ્વાનના ભાષણમા પણ ઉતાવળ અને અધૂરો જીવ દેખાય છે



પ્રો કાન્તિલાલ છ પંડ્યા

રા બ કમળાશંકર જેવા અભ્યાસી અને વિદ્વાન નરને જરા પણ અન્યાય આપ્યા વિના અમારે કહેવું જોઇએ કે પ્રમુખની ચુંટણી વગેરે પરિષદના સિદ્ધાંતો જરાક જુના જમાનાના છે અને તેથી ઘણી વખત એક બે દાયકા પહેલાંના ઉત્સાહપ્રેરક નીવડે એવું ભાષણ આજ જમાનાને સાંભળવું પડે છે

આ વખતનું પ્રમુખનું ભાષણ બીજા વર્ષે પહેલા સાહિત્યની રૂપરેખા સમી ઘણું જ અમૂલ્ય થઇ શકત અ ૧૯૦ મા તે જરાક અસ્થાને લાગી જાય છે

રા કૃષ્ણલાલ ઝવેરીના Mile Stones પ્રગટ થયા પછી પણ સાહિત્યની આછી રૂપરેખા માત્ર આવા ભાષણના આશય સમાન ગણાય એમ માનીએ તો પણ આ રૂપરેખાજ કંઈ પુરતી લાગે છે ભાષણની ત્રુટિઓની ગણત્રીમા તેની અપૂર્વ એવી કાદંબરી' રહી જાય છે પદ્મનાભના અદ્ભુત વીર કાવ્યને પણ યોગ્ય સ્થાન આપવું રહી જાય છે બ્રહ્માનંદ કવિના કાવ્યો વીશે લખતા તો માત્ર ટુંકી ટાંકીજ પ્રમુખ વિરમે છે ગોવર્ધનરામ જેવા સમર્થ લેખકનું વિવેચન કરતા પણ કૈં નવું દૃષ્ટિબિંદુ દેખાતું નથી અને કલાપીએ—નવગુજરાતના ક્ષુભિત હૃદયને વ્યક્ત કરનારે—એમના પર આછી અસર કરી દેખાતી નથી વળી "વસંતવિજય" ચક્રવાક

મિથુન' જેવાં આપણા સાહિત્યમાં અપૂર્વ ને અદ્વિતીય કાવ્યોના લેખક માટે એજ વાક્ય; ખબરદાર જેવા આકર્ષક કવિ માટે એક લીટી; અને ગુજરાતી સાહિત્ય અને સંસ્કારને વિશ્વભરમાં અમર કરનાર, ગુજરાતી ગદ્યને પુનર્જન્મ આપી સાહિત્યને સતેજ કરનાર શ્રેષ્ઠ ને જ્વલંત સાહિત્યક–ગાંધીજી–આખા ૪૮ પાનામાં સીધી રીતે તો—ગેરહાજર!

એમના ભાષણનો ખરો ભાગ તો પાછળનો છે. એ અનુભવવૃદ્ધ મહાશયની ઘણી સૂચનાઓ



પંડિત લાલન.

કીમતી અને લાભદાયક છે અને તેનો અમલ પરિષદ્ કરશે એવી આશા છે.

પાણીદાર પ્રતાપી પણ વૃદ્ધ આહવાશ્વ (war-horse) ની માફક અણીની પળે ઉભા રહી તેમણે ખરું કર્તવ્ય બજાવ્યું છે. એમને તો ધન્યવાદ જ ઘટે છે, પણ આવી કઢંગી સ્થિતિમાં એમને મુકનારા માટે શું કહેવું?

## રા. ખબરદારનું ભાષણ

આ ભાષણ પછી અમે સહર્ષ રા. ખબરદારનું ભાષણ હાથમાં લઈએ છીએ. એમની સમાલોચના એમને શોભાવે એવી છે અને સાહિત્ય વીશેના કેટલાક સિદ્ધાંતો ગુજરાતી સાહિત્યમાં નવી ભાત પાડે છે. જે દિશામાં એમણે પ્રયત્ન આરંભ્યો તેજ દિશામાં એ વધારે દૂર ગયા હોત અને જેમ સાહિત્યની વ્યાખ્યા આપી તેમ તેની પાછળ રહેલાં તત્ત્વોનું પણ પૃથક્કરણ કર્યું હોત તો એમનું ભાષણ અમૂલ્ય થઇ પડત. એમની ભાષા એમના પદ્ય જેવી શિષ્ટ નથી છતાં તેમાં એક પ્રકારનું માધુર્ય છે અને એમની સમાલોચના સર્વગ્રાહ્ય નથી છતાં તેમાં મોટાં તત્ત્વોનું એકીકરણ કરવાની શક્તિ છે.

એમણે સાહિત્યની વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કર્યો છે. એ કરવામાં એમણે પુરોગામી પાશ્ચાત્ય ને પૌર્વાત્ય વ્યાખ્યાઓની મદદ લીધી હોત તો તે આટલી અધુરી ન થાત એમ લાગ્યા વિના રહેતું નથી. શું સત્ય કે સૌંદર્ય શીવાય બીજાનું કથન સાહિત્યમાં નથી સંભવતું? શું ઔચિત્યમાં બધાંજ સાહિત્યનાં લક્ષણો સમાઇ જાય છે? આ બધા ઘણા ગંભીર પ્રશ્નો છે અને તેના નિર્ણયની દિશામાં પ્રયત્ન પ્રેરે એવું ભાષણ કરી રા. ખબરદારે ગુજરાતને ઉપકૃત કરી છે.

માત્ર એમના ભાષણમાં અમને એક દૂષણ એવું લાગ્યું કે તે વીશે ઉલ્લેખ કરવાની અમને અગત્ય જણાય છે. જીંદગી સુધી પ્રેરણા કે શક્તિ રાખી રહેવાં એ ભગવાન વ્યાસથી પણ બન્યું ન હશે અને તેથી કોઇપણ સાહિત્યકના પ્રયત્નને તેના 'પુછડાનો આથમતો' પ્રકાશ માની તેના પર આક્ષેપ કરવો એ રા. ખબરદાર જેવાને છાજતું નથી. કવિ નાનાલાલ ગમે તે હોય તો પણ છેલ્લાં વીસ વર્ષમાં તેમણે યુગ સ્થાપ્યો છે. તેમની શૈલીની ભભક

અનેકને પ્રેર્યા છે, એમની રચનાની ખુમીએ ઘણાને આકર્ષ્યા છે એમની ભાવનાને રગે ઘણા રગાયા છે ધૂમકેતુ જેવી વિવિધરૂપી એમની પ્રતિભા હશે, પણ સહિત્ય વ્યોમમા તેમનુ સ્થાન ધૂમકેતુ જેવુ અસ્થિર છે એમ કોઇ પણ નિષ્પક્ષપાત વિવેચક કહેવાની ધૃષ્ટતા કરે તો તે હાસ્યાસ્પદ થયા વિના રહે નહીં

## પરિષદના વિભાગો

એક પરિષદના પાચ વિભાગ કરી પાચ પ્રમુખ પાસે ભાષણ અપાવવા એ રીત અમને તો પસદ પડતી નથી અને એ વિભાગ કરવા ની રીત સફળ નથી થવાની એમ તો અમને લાગતુજ હતુ અને થયુ પણ તેમજ પ્રો ખુશાલ શાહની ગેરહાજરીથી ઐતિહાસિક વિભાગ અદૃશ્ય થઇ ગયો જૈન વિભાગ ધાર્મિક સપ્રદાયનો જલસો બની જતાં અટક્યો અને પરિષદમા મળી ગયો સાહિત્ય પર મુખ્ય પ્રમુખ અને વિભાગના પ્રમુખ એમ બેના ભાષણો થયા આના કરતા એકજ પરિષદ અને એકજ પ્રમુખ હોત તો વધારે સારુ કામ થાત

## બીજા ભાગના પ્રમુખોના ભાષણો.

વિજ્ઞાનવિભાગના પ્રમુખ ડૉ કાંતિલાલનુ ભાષણ અમને પણ સુયોગ્ય લાગ્યુ એમની સમાલોચના, એમણે દર્શાવેલી દિશા અને ઉચ્ચારેલા વિચારો મનનીય લાગે છે પ્રો ખુશાલ શાહ જેવા વિદ્વાન પ્રોફેસર પાસે અમે વધારે સારા ભાષણની આશા રાખી હતી–ખાસ કરીને ગુજરાતના ઐતિહાસિક સાહિત્ય સબધે–છતાં ઇતિહાસ સબધી જે વિચારો એમણે પ્રમુખસ્થાનેથી દર્શાવ્યા છે તે ઇતિહાસ ના અભ્યાસીઓને ઉપયોગી નીવડશે શા લાલનનું ભાષણ તદ્દન અસતોષકારક છે જૈન સાહિત્ય જેવા સતત સાહિત્યની સમાલોચના એમા દેખાતી નથી જૈન સાહિત્યકોના દૃષ્ટિબિંદુ પારખવાનો કે પરખાવવાનો એમા પ્રયત્ન નથી, અને એ ધર્મપ્રેમથી વિમુક્ત બની સહિત્યની દૃષ્ટિએ એક પણ વિચાર દર્શાવવાનો પ્રયત્ન એમા દેખાતો નથી સાહિત્યપરિષદના વ્યાસપીઠ પરથી કોઇ પણ ધર્મના માત્ર શ્રદ્ધાગુણ સતોષાય એવા ભાષણો અપાય તો સાહિત્યપરિષદ બધ કરી અપાસરો કે મસજીદમા જઇ એમનુ એ અમે વધારે પસદ કરીએ છીએ

## પૂર્ણાહુતિ

ભાવનગર એ ગુજરાત કે કાઠીઆવાડનુ મધ્યસ્થાન નથી તેથી સહજ રીતે અમદાવાદ કે વડોદરા જેવા સ્થળમા જેટલા પ્રતિનિધિ કે પ્રેક્ષકોની હાજરીની આશા રાખી શકાય તેટલી ત્યા ન રાખી શકાય, છતા એકાદ બે અપવાદ સીવાય લગભગ બધા પ્રતિષ્ઠિત લેખકોએ હાજર થઇ પોતાના અનુભવ અને જ્ઞાનનો લાભ આપવા તત્પરતા બતાવી છે એ જાણી અમને હર્ષ થયો છે પરિષદના મત્રી માનશકરભાઇ પ્રૌઢ લેખક અને વિચારક છે, સાથે સાથે અવિશ્રાંત ઉદ્યોગ કરનાર છે એ વાત એમના પરિષદને અગેના ખાસ પ્રવાસ વખતે સ્પષ્ટ થતી હતી–તેજ ઉદ્યોગના બળથી પરિષદ આજે વિજયી થઇ છે અને તેનો ઘણો યશ સ્વાગતમડળને અને બીજા કાર્યકર્તાઓને ઘટે છે

અતમા ભાવનગરના શહેરીઓએ અને આ પરિષદના મુખ્ય બે મત્રીઓએ પરિષદને સફળ કરવા જે શ્રમ ઉઠાવ્યો છે તે ખાતર ખરેખર તેઓ ધન્યવાદને પાત્ર છે

## પઢીઆરસ્મારક સાહિત્યફંડ

સદ્દગત અમૃતલાલ પઢીઆરનાં સ્મરણાર્થે જે ફંડ ઉઘરાવવામાં આવ્યું હતું તેનો સાહિત્યપ્રવૃત્તિનો ફાળો વ્યાજ સાથે રૂ. ૩૧૪૮-૧૦-૦ થયો છે. તે ફંડને રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, રા. રા. સન્મુખલાલ ઝવેરીલાલ પંડયા અને રા. કનયાલાલ માણેકલાલ મુનશી એ ત્રણ ટ્રસ્ટીઓને નામે નીચે પ્રમાણે રોકવામાં આવ્યું છે.

રૂ. ૨૫૦૦ બોમ્બે ડેવલપમેંટ લોન.

રૂ. ૫૦૦ ૩½ ટકાની લોન.

---

રૂ. ૩૦૦૦ કુલ.

# માસિક રોજનીશી

## એપ્રીલ ૧૯૨૪

**તા ૧ લી**—શ્રી મણિલાલ કોઠારી સામેનો કાઠીઆવાડ એજન્સીની હદમા દાખલ થવાનો મનાઈ હુકમ રદ કરવામા આવ્યો

**તા ૨ જી**—રાજકોટનરેશ સર લાખાજીરાજને મુબાઈમા વસતા કાઠીઆવાડીઓ તરફથી માનપત્ર આપવામા આવ્યુ

**તા ૩ જી**—શ્રીયુત વિઠ્ઠલભાઈ પટેલ મુબાઈની મ્યુનીસીપલ કોરપોરેશનના પ્રમુખ ચુટાયા

મહાત્માજીના તત્રીપદેથી 'નવજીવન' અને 'યગ ઈંડીઆ' પ્રગટ થયા

**તા ૬ ઠ્ઠી**—રાષ્ટ્રીય સત્યાગ્રહ—જલીયાવાલા બાગના હત્યાકાડનો પ્રથમ સ્મરણદિન

**તા ૭ મી**—શ્રી ચદુલાલ દેસાઈ ભરુચ મ્યુની સીપાલીટીના પ્રમુખ ચુટાયા

**તા ૯ મી**—શીખે મહાત્માજીને રૂ ૫૦ હજાર ની થેલી અર્પણ કરવાનો ઠરાવ કર્યો

**તા ૧૩ મી**—રાષ્ટ્રીય સત્યાગ્રહનો છેલ્લો દિન

**તા ૧૮ મી**—મુબાઈમા પરાઓની બીજી જીલ્લાપરિષદ્ સાતાક્રુઝમા દરબારશ્રી ગોપાળદાસના પ્રમુખપદે મળી

અપેરીમા આવેલા શ્રી ગુરુકુળનો મહોત્સવ ત્રણ દિવસ ઉજવવામા આવ્યો

ભાવનગરમા સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ્ શ્રી રા બ કમળાશકર ત્રિવેદીના પ્રમુખપદે મળી

**તા ૧૯ મી**—ભાવનગર રાજ્યે કાઠીઆવાડ રાજકીય પરિષદ્ ભાવનગર મુકામે ન ભરવાનો મનાઈ હુકમ કર્યો

**તા ૨૦ મી**—સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદની પૂર્ણાહુતિ આવતા વર્ષની બેઠક માટે મુબઈનુ આમત્રણ

હીંદી વિશ્વકોષ માટે ભાવનગર રાજ્ય તરફથી રૂ ૩૦૦૦ ની મદદ

અમદાવાદ મ્યુનીસીપાલીટીએ રાષ્ટ્રીય મહાવિદ્યાલયની પદવીવાળાઓને મ્યુનીસીપલ નોકરીમા દાખલ કરવાનો ઠરાવ કર્યો

**તા ૨૩ મી**—પૂનામા દારુના પીઠા પર શાતિ ભર્યો પહેરો ભરવાની પણ મનાઈ કરવામા આવી

**તા ૨૪ મી**—મુબઈના જાણીતા વેપારી સર કરીમભાઈ ઈબ્રાહીમે મુસ્લીમ કેળવણી માટે સ્કોલર શીપો આપવા રૂ ૧૫ લાખ મુબાઈ યુનીવર્સીટીને ભેટ કર્યા છે

**તા ૨૫ મી**—મુબાઈમા સ્વરાજ્યપક્ષની કારોબારી સભાને બેઠક અસહકાર કાર્યક્રમ રાખવાનો ઠરાવ

કાયરના હૃદયમાંએ શૌર્યની છોળો ઉછાળે એવાં દ્રૌપદીનાં આ વચનો સાંભળતાં એના પ્રિયસખા શ્રીકૃષ્ણના અંતરમાં શું થયું હશે? આ પ્રતાપી સ્ત્રીના વેગ આગળ પાંડવો પણ નિરુત્સાહી જેવા જણાય છે. માત્ર શ્રીકૃષ્ણ સરખા પુરુષોત્તમજ એને તો ધૈર્ય આપી શકે છે.

શ્રીકૃષ્ણ રડતી દ્રૌપદીને કહેછે કે: "હે દ્રૌપદી! થોડા વખતમાં તું કૌરવોની સ્ત્રીઓને રડતી દેખીશ. હે ભીરુ! જેમની ઉપર તું ક્રોધી થએલી છે તેમની સ્ત્રીઓ પોતાના બંધુઓ મરવાથી જે રીતે તું રડે છે તેજ રીતે થોડા વખતમાં રડશે. હું પોતે યુધિષ્ઠિરની આજ્ઞાથી ભીમ, અર્જુન, નકુળ, સહદેવ સહિત એ કામ કરીશ. કાળે કરી પાકી રહેલા ધૃતરાષ્ટ્રના પુત્રો જો મારાં વચનો નહીં સાંભળે તો નાશ પામી પૃથ્વી ઉપર શયન કરશે અને શ્વાન અને શૃગાલો તેમને ખાશે. હિમવાન્ પર્વત ચલાયમાન થાય, પૃથ્વીના શત કટકા થાય, કે કદી નક્ષત્ર સહિત સ્વર્ગ પડે તોપણ મારું વચન મિથ્યા થાય નહીં. હું આ સત્ય પ્રતિજ્ઞા કરું છું માટે હવે તું રડતી ના. શત્રુરહિત થએલા લક્ષ્મી-યુક્ત પતિને તું થોડા વખતમાં દેખીશ." (ઉદ્યોગપર્વ—અ. ૮૨).

શ્રીકૃષ્ણ વિના આટલા વિશ્વાસથી આવું આશ્વાસન આપવાની બીજાની છાતી ચાલે નહીં અને દ્રૌપદી વિના માત્ર સખાભાવથી આટલો હક્ક શ્રીકૃષ્ણ ઉપર બીજી કોઇ સ્ત્રીથી થાય નહીં.

દ્રૌપદી અને કૃષ્ણ વચ્ચે એક પ્રકારના—જેને અંગ્રેજીમાં 'Cameraderi' કહીએ તેવા સાહચર્યની ભાવના છે. અને તે બંનેમાં પુરુષત્વ અને સ્ત્રીત્વ-જેને આપણે 'Superman' અને 'Super woman' કહીએ તેવું—લોકોત્તર પ્રકારનું છે. સાધુતા અને અસાધુતા માપવાનું નીતિનું સામાન્ય ધોરણ એ બંનેને માપવાને માટે નકામું થઇ પડે છે. એ બંને કાયદામાં બંધાએલાં નથી, પણ કાયદાઓને બનાવનારાં છે. બંને લોકમતના વહેણમાં દોડતાં નથી પણ તેને દોરે છે. એ બંનેનું વ્યક્તિત્વ સૌથી પ્રથમ સ્થાન ન મળે એવી કોઇ પણ સ્થિતિ કે પક્ષી સ્વીકારવાની ના પાડે છે. પરસ્પરની આવી સામાન્ય વિશિષ્ટતા-ઓથીજ બંને પરસ્પરને આકર્ષે છે.

ગોપીઓની ભક્તિમાં પ્રેમ અને ભક્તિ છે પણ સમાનતા નથી. દ્રૌપદી સાથેના શ્રીકૃષ્ણના સંબંધમાં સખ્યભાવની સમાનતા છે. શ્રીકૃષ્ણ જેવા પુરુષનું હૃદય પ્રિયતમાઓના મનોરથો પુરવા સદા તત્પર રહે છે, પણ આદેશ અને પ્રેરણાની આકાંક્ષા તો એ સદા દ્રૌપદી જેવા જ્વલંત સ્ત્રીત્વ પાસેથીજ કરેછે. પત્નીઓની ઇચ્છા પુરવામાં તેને બાલાનો આનંદ દેખાય છે, પણ સખીના આદેશ ઝીલવા અને તેની સાથે સ્વપ્નાં જોવાની તેના હૃદયની ઉંડી અભિલાષા સ્પષ્ટ જણાય છે. બહારની દુનીઆ માટે સ્નેહ કે સત્તાના રાખેલા બખ્તર વિના એને એના સ્વરૂપે જુએ અને ઓળખે, એની મહાત્વાકાંક્ષાઓને વિજયગીતથી ઉત્સાહ અર્પે અને એની નિર્બલતાઓને એ નિર્બલતા ખાતરજ ચાહે અને ભાવભીના હૃદયના લાડથી પંપાળે એવી સખી પામવાની આકાંક્ષા કયા સાચા પુરુષને નથી થતી? અને કયું સાચું સ્ત્રીહૃદય એવા પુરુષની મૈત્રી પામવા તલસતું નથી!

એક પ્રશ્ન કદી આપણને બહુ આર્ય નહીં લાગે એવો છતાંએ પુછ્યા વિના રહેતો નથી. દ્રૌપદી અને શ્રીકૃષ્ણ પરણ્યાં હોત તો! શ્રીકૃષ્ણની મહત્તા આજ છે એથી કદાચ એથી વધત નહીં, પણ વૃષ્ણિઓના અને કુરુકુળના વિનાશક ભાવિને બદલે મહાભારતની કથા કૈં જુદીજ રીતે લખાત નહીં! એ બંને વિનાશના દૂતોને બદલે ભારતવર્ષને વધારે બલવાન અને વધારે સુગઠિત સુખી બનાવામાં શક્તિમાન

થાત નહીં? 'હોત તો' એ શબ્દમાં જગતની શી શી અનુસરણી ભાવનાઓ અને બીનાઓનો ટકાર રહ્યો છે એ કોણ કહી શકે?

પાંડવો પાસે આ કુલનાશક યુદ્ધ કરાવવું યોગ્ય હતું કે નહીં એ એક બીજો પ્રશ્ન છે કુરુઓના અપમાનનો બદલો લેવાને ઇચ્છતા પાંચાલ દેશના દ્રુપદ રાજાની તે પુત્રી હતી અપમાન પામેલા પાંડવોની તે પત્ની હતી, અંગત અપમાનથી દુભાએલી તે સ્ત્રી હતી ભારતવર્ષના ચક્રવર્તીપદની આકાંક્ષા ધરાવનાર રાજાઓને વિજય ન મળવા દેવાની દૃઢ ઇચ્છા વાળા રાજ્યદ્વારી નીતિનિપુણ શ્રીકૃષ્ણની તે સખી હતી અને કાયરતા જેના સ્વભાવમાં ન હતી એવી દ્રૌપદી યુદ્ધની ઇચ્છા ન રાખે તો શાની રાખે? એના જન્મ, સંસ્કાર અને સ્વભાવ ત્રણેથી એ યુદ્ધની દેવીજ નિમિત્ત થઇ હતી એના જેવા સંજોગેમાં એના જેવી સ્ત્રી બીજી સલાહ આપીજ કેમ શકે?

આ પછી તો ઘણા બનાવો બને છે કૃષ્ણ વિષ્ટિ લઇને જાય છે અને નિષ્ફળ થઇને પાછા આવેછે અને મહાભારતના યુદ્ધના મોરચા મંડાય છે અઢાર દિવસ સુધી લોહીની ધાર અવિરતપણે કુરુક્ષેત્રમાં વહેછે આ બધામાં દ્રૌપદીની સીધી હાજરી કોઇ સ્થળે દેખાતી નથી, પણ છતાં એનું વ્યક્તિત્વ અદૃશ્ય રહી એ બધાને વીંટળુ હોય એવું ભાન સહુએ સ્વાભાવિક કરેછે આખા મહાભારતમાં શ્રીકૃષ્ણ અને દ્રૌપદી એ બનેજ એવી વ્યક્તિઓ છે કે જેમની ઇચ્છાશક્તિ કદાપી ને ક્યારેએ ચાકતી નથી પોતાનું સાધ્ય સાધવાને એ ગમે તેવા સાધન વાપરતા અચકાતી નથી એ બને માત્ર એમના ધ્યેયનેજ જુએછે એ ધ્યેયને પ્રાપ્ત કરવામાં નડતી નાની મોટી કોઇ આડખીલી ઓની એમને દરકાર નથી અને સાધનો શુદ્ધજ હોવાં જોઇએ એવીએ એમને પરવા નથી

યુદ્ધ દરમીઆન દ્રૌપદીની હાજરી બહુ ન લાવવામાં કવિએ પણ એક પ્રકારનું ઔચિત્યજ વાપર્યું છે ગમે તેવી સબળ સ્ત્રીજાતનેએ યુદ્ધ જેવા અમાનુષી કાર્યની વચ્ચે આણતાં કે સાક્ષીભૂત બનાવતા રસવૃત્તિનો ક્ષય થાય છે અજેય ઇચ્છાશક્તિવાળી દ્રૌપદીના અંતરનો કોમળ ભાગ યુદ્ધને આવશ્યક અને ધર્મ્ય માન્યા છતાંએ એ સંહારને જોતા જરૂર કમકમ્યો હશે એમ આપણને માનવાનુ મન થયા વિના રહેતું નથી

યુદ્ધ પછી અશ્વત્થામાએ કરેલા રાત્રિસંહાર વખતેજ દ્રૌપદીથી આ ઘા પડતો ખમાતો નથી પુત્રો અને સ્વજનોનો ક્ષાત્રધર્મ વિરુદ્ધ થએલો સંહાર જોઇ એનો અંતરાત્મા કકળી ઉઠે છે અને એ અશ્વત્થામને મરેલો જોયા વિના અન્ન ન ખાવાની પ્રતિજ્ઞા કરે છે આવેશથી ધર્મરાજાને મહેણું માર્યા વિનાએ એનાથી રહેવાતું નથી કે, 'હવે પુત્રો વગર તમે રાજ્ય ભોગવી સુખી થાઓ" આ વખતે પણ ભીમ અને કૃષ્ણથી પ્રેરાએલો અર્જુન એની સહાયતા કરે છે અને અશ્વત્થામા સાથે ઘોર યુદ્ધ કરી એના માથામાંથી મણિ લઇ આવે છે આ બધામ કૃષ્ણની એક ખુબી દેખાયા વિના રહેતી નથી દ્રૌપદીનું પ્રિય કાર્ય કરવાનું હોય ત્યારે શ્રીકૃષ્ણ બનતા સુધી તો અર્જુન કે ભીમ પાસેજ કરાવે છે, અથવા કરાવ્યાનો દેખાવ કરે છે એમન થી ન બને ત્યારે નછુટકેજ એ સીધી રીતે કાર્યમાં એકવા ઉતરે છે સ્ત્રીના મિત્ર થવા ઇચ્છતા પુરુષે તે સ્ત્રીના પતિના મિત્ર થવાની સંભાળ પ્રથમ લેવી એ સૂત્ર કૃષ્ણ જેવા ચતુર નરને અજ્ઞાત કેમ હોઇ શકે?

યુદ્ધ પછી દ્રૌપદીનું સૂચન બહુ થોડાજ પ્રસંગોમાં મહાભારતકાર કરે છે કર્ણના મૃત્યુથી યુધિષ્ઠિરને થએલા સ્મશાનવૈરાગ્ય વખતે

યુધિષ્ઠિર સંન્યાસ લેવાનો નિશ્ચય કરે છે ત્યારે સર્વની સાથે દ્રૌપદી પણ તેમ ન કરવા તેમને વીનવે છે. અશ્વમેધ યજ્ઞ કરતી વખતે પાંડવોની સદ્ધર્મિણીરૂપે અને ઐશ્વર્યનું દર્શન કરાવતી એને આપણે જોઈએ છીએ અને ઉત્તરાની ગર્ભરક્ષા કરવા મધુસૂદનને એ પ્રાર્થે છે.

દ્રૌપદીનું છેલ્લું દર્શન પાંડવોની સાથે હિમાચલમાં તપ કરવા જતાં થાય છે. અર્જુન એનો વધારે પક્ષપાત હતો એ વાત મહાભારતકારને છેલ્લે સુધી ખટકતી લાગે છે, અને એ પાપને સારુ સર્વથી પહેલાં એનો દેહ પડે છે એમ ધર્મરાજાને મુખે એ કહેવરાવે છે. રૂપ હૃદયની ઈર્ષ્યાનો એમાં અંશ હશે ખરો?

આ અદ્ભુત સ્ત્રીનો જન્મ અને મૃત્યુ બંને એના વ્યક્તિત્વની માફક સૌથી જુદી રીતેજ થયાં. એનામાં શૌર્ય હતુ ને શક્તિની વાંછના હતી. એનામાં બલ હતું ને બલવાનને આકર્ષવાની શક્તિ હતી. એનામાં ગર્વ હતો અને ગર્વને સંતોષવાની તાકાત હતી. એનામાં બુદ્ધિ હતી અને તેનો ઉપયોગ કરવાની આવડત હતી. એનામાં સૌંદર્ય હતું ને તેને શણગારવાની એનામાં કળા હતી.

એને સમય ઓળખતાં ને શબ્દ જોતાં આવડતું. એને ધીરજ રાખતાં ને બદલો વાળતાં આવડતું. એને સ્વાશ્રયી થતાં ને પ્રસંગ ઓળખતાં આવડતું. એને સેવા સ્વીકારતાં ને સંભારી રાખતાં આવડતું.

બલ એ એનો મહામંત્ર હતો. તેજસ્વિતા એના સ્વભાવમાં હતી. શક્તિ એના હૃદયમાં હતી. મદ એની દૃષ્ટિમાં હતો.

મહાન્ પદને માટે એ સરજાય હતી. મહાજનોની એ મિત્ર હતી. એના સંબંધથી મહત્તા પમાતી, એના સંગથી મહત્તા કેળવાતી.

જુના આર્યાવર્તની સ્ત્રીસૃષ્ટિમાં જ્યોતિર્મંડલમાં સવિતા સરખી જ્વલંત અને તેજસ્વી એ સદાયે પ્રકાશશે.



# આંતર રાષ્ટ્રીય સાહિત્યનો સમાગમ

લેખક:

પ્રો. ખુશાલ તલકશી શાહ

વિચારવિશ્વના સામ્રાજ્યમાં સરહદને સ્થાન નથી. આપણે આપણા સામાજીક કે રાજકીય જગતમાં નાના નાના કુંડાળા પાડી વસતા હોવાથી સામાન્યત આપણે એમજ માની બેઠા છીએ કે આવા કુંડાળા વિના વિશ્વ રચના સંભવેજ નહીં. પરન્તુ તમામ મનુષ્યજીવનનો એકત્ર વિચાર કરીએ તો તરત જણાશે કે આવા કુંડાળા ઉપરાંત વિવિધ દેશના મનુષ્યો વચ્ચે પરસ્પર અનેક પ્રકારના સંબંધ ઉપજે છે. વર્તમાનકાળમાં વેપાર ઉદ્યોગે સુધરેલા દેશો વચ્ચે પરસ્પર એક શૃંખલા એવી તો જડી દીધી છે કે આજ છ સાત વર્ષ થયા માત્ર એક જર્મનીનો વેપાર ઉદ્યોગ ભાંગી અથવા અટકી પડવાથી, આખી પૃથ્વીના વેપાર-સંયુક્ત દેશોને અનેક રીતે ખમવું પડે છે. એ વેપાર સંબંધને અંગે પરસ્પર જે ચાલુ વ્યવહાર અને સમાગમ ઉત્પન્ન છે તેને લીધે આધુનિક સમયમાં તો આંતરરાષ્ટ્રીય સાહિત્યનો સમાગમ અનેક બિંદુએ નિકટ બની ગયો છે. આગળ ઉપર આ લેખમાં એ સમાગમના કેટલાક કારણો પ્રકાર, અને પરિણામ પર વિચાર કરીશું. આ સ્થળે માત્ર એટલું કહેવું આવશ્યક છે કે જે સમયમાં વેપારશૃંખલા આજના જેટલી વજ્રમય નહોતી જ્યારે આપણી પેઠે ઘણીએ પ્રજા દેશભક્તિ માત્ર એટલામાંજ સમજતી કે જેમ બને તેમ પરદેશીઓ સાથે વ્યવહાર કમી રાખવો, તેમને દેશમાં આવવા ન દેવા, તેમની સાથે બીલકુલ કશો સંબંધ કે સંસર્ગ રાખવો નહીં ત્યારે પણ વિચાર વિશ્વના સામ્રાજ્યમાં, સાહિત્ય કે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં આવી કૃત્રિમ હદ મર્યાદા જણાતી નહીં. ભારતવર્ષમાં જન્મેલો બૌદ્ધધર્મ ટુંક સમયમાં મહાદેશ

સિંહલદ્વીપ, ચીન, જાપાન વગેરે પ્રદેશોમાં ફેલાઇ ગયો એની સમજુતી એટલીજ કે આવી મર્યાદાઓ આત્મીય પ્રદેશમાં લાગુ પાડી શકાતી નથી. નિસર્ગતઃ ઘણાએ મનુષ્યમાં પર્યટણ પ્રેમ હોય છે. અને તેના કરતાં પણ ઘણેજ મોટે અંશે મનુષ્ય જાતમાં અજાણતાં અનુકરણ કરવાની બુદ્ધિ રહેલી છે. હવે આવા પર્યટણના પ્રભાવે કહો કે નૈસર્ગિક અનુકરણશીલતાને અંગે ગણો, આટલું તો સિદ્ધ છે કે મનુષ્યઇતિહાસને પેલે છેડેથી આજ લગી આંતરરાષ્ટ્રીય–અથવા ભિન્ન ભિન્ન પ્રજામાં સાહિત્યસમાગમ અને તેની પરસ્પર ક્રિયાપ્રતિક્રિયા થતીજ આવી છે. અંગ્રેજ વિદ્વાનો કેટલાક એમ ધારે છે કે લેખ્પન ક્રિયા–લીપી–હીંદમાં આસીરીયન લોકોમાંથી આવી હશે. આસીરીયન ભાષામાં, યાહુદી ઝબાનમાં દેખીતાજ ઘણાએ શબ્દો મુળ હીંદી અથવા દ્રાવિડ પ્રજાના લાગે છે. આસીરીયાએ મીસર દેશના લોકપર અસર કરી; મીસરે પુરાણુ કાળના યવનો એટલે ગ્રીક લોક પર અસર કરી; ગ્રીસ સાહિત્યની તમામ શાખાનું રોમન પ્રજામાં સર્વાંશે અનુકરણ તેમજ ભાષાંતર થયું–[ કદાચ રોમન લોકો નિસર્ગતઃ જંગલી એટલે કે સાહિત્ય પ્રેમી અને તત્વજ્ઞાનાસક્ત નહોતા એટલે તેમનાથી અનુકરણ કરવા ઉપરાંત બીજું કશું થઇ શક્યું નહીં ] રોમ મારફત–ખ્રીસ્તી ધર્મોપદેશો દ્વારા, યુરોપની તમામ પ્રજાના સાહિત્ય, તત્વજ્ઞાન અને સુધારા માત્ર પર ગ્રીસ, મીસર, આસીરીયા અને ભારતવર્ષની છાપ પડી હશે અને યુરોપ મારફત આધુનિક કાળે અમેરીકાના સર્વે દેશનું સાહિત્ય ઘડાયછે કે રંગાયછે.

પાશ્ચાત્ય તેમજ પૂર્વાત્ય દેશોમાં પણ એમજ થયું. એટલે એક રીતે એમ કહેવું બીલકુલ અયોગ્ય નથી કે જનસમાજનું સાહિત્ય, કલા, તત્વજ્ઞાનરૂપી તમામ દ્રવ્ય એકજ અને અવિભક્ત છે. વિચારવિશ્વના સામ્રાજ્યમાં મર્યાદા નથી, તેમજ ખાનગી મત્તા જેવુ પણ કશું નથી. રશીયન ટૉલ્સટૉય ભારતીય ગાંધી પર એટલી સંગીન અસર કરે કે તેનું મનોરાજ્ય સર્વસ્વ ટૉલ્સટૉયમય બની જાય; અંગ્રેજ લૉક, ફ્રેન્ચ રૂસો અને અમેરિકન ફ્રેન્કલીન પર તેવીજ અસર કરે; ગ્રીક ઝીનોફોન, પ્લેટો, એરિસ્ટોટલ, રોમન કેટો, માર્કસ ઓરેલિયસ કે સ્યુએટોનિયસ પર તેવીજ અસર કરી તન્મય બનાવી દે; વાલ્મીકિના રામાયણ અને હોમરની ઇલીયડમાં વસ્તુસંકલનાની, પાત્ર સંબંધની, મુળ

દૃષ્ટિની એટલે અંશે સામાન્યતા જોવામાં આવે કે બધાયને આ બંને મહા કાવ્યોના કર્તૃત્વ સંબંધે શંકા ઉપજે તે કંઇ આશ્ચર્ય તો અમોઘપણે સિદ્ધ કરે છે કે આંતરરાષ્ટ્રીય-આંતરપ્રજાકીય-વિચારશ્રેણી-વિચાર પરંપરા અને તેને પ્રદર્શિત કરનાર રૂપ કે આકાર દેનાર-સાહિત્યમાં પરસ્પર સમાગમ અને તેના પરિણામ અનિવાર્ય છે

આ સમાગમ અને તેના પરિણામમાં અનિષ્ટ જેવું કશું નથી. એક પ્રજાના સાહિત્ય કે જ્ઞાન સમૃદ્ધ પર બીજી પ્રજાના સાહિત્યાદિથી અસર સંભવે તે આપણે ત્રણ પ્રકારની ગણી શકીએ. એક (૧) અતિ સામાન્ય પણ પરિણામે બહુ ભયંકર નહીં એવો પ્રકાર ભાષાન્તરમાં સમાવેશ છે. આજે ભાષાન્તર વિધિ એટલી સામાન્ય થઇ પડી છે કે ભૂતકાળમાં એણે ઇતર પ્રજાના સાહિત્ય પર કેટલી બધી અસર કરી છે તેનું આપણે હવે માપ કરવાની પણ કાળજી રાખતા નથી. ભાષાન્તર કેવી તુચ્છ પર ભાષામાંથી આણેલું જ્ઞાન કે સાહિત્ય, એટલે એની કદર સાહિત્ય તરીકે સામાન્યતઃ થતી જ નથી પણ માત્ર જ્ઞાનકાર રૂપેજ થાય છે. અકબરશાહના વેળા ફેઝી અને અબુલ ફઝલાદિ ઘણાંક પાશ્ચાત્ય-અગ્રગણ્ય ફારસી વિદ્વાનોએ આપણાં સંસ્કૃત કાવ્ય નાટક ઇતિહાસ, તત્ત્વજ્ઞાનના ભાષાંતર કરેલા પણ તેમની ખ્યાતિ એ ભાષાંતરમાંથી જેટલી નથી ઉદ્‌ભવી તેના કરતા હજાર દરજ્જે વધારે તેમણે પોતે સ્વતંત્ર બુદ્ધિએ પરિકલ્પિત કર્યું છે તેનાથી વધી છે. લગભગ તેજ સમયના જગન્નાથ પંડિતની સ્વતંત્ર કૃતિ આગળ ભાષાંતરકારોની તુલનાજ નથી. એનું મુખ્ય કારણ એટલુંજ કે ભાષાંતરમાં સ્વતંત્રવૃત્તિની કલા-ખુબી આણવી અશક્ય છે. દુનીયાના વિખ્યાત ભાષાંતરકારો પૈકી બા ૧ પાંચ જ એવા સાંપડશે કે જેમાં હીંદી કવિવર તુલસીના રામાયણના ભાષાંત માફક કે ફીટ્ઝ જેરલ્ડના ઉમરખય્યામની રુબાયતના તરજુમામાં પડ્યું છે જેવી ખુબી ભાષાંતરમાં પણ જણાય. ગુજરાતીમાં આપણે અલ્પાંશે એટલે કે છેલ્લા આઠના ઘણાય ભાષાંતર હશે પણ મારી નજરે તો સુવાક્યસિદ્ધ અને 'મહાકવિ ભારવીની કૃતિ કિરાત એવું એક પણ ભાષાંતર જોવામાં નથી આવ્યું કે જેમાં મૂળકૃતિના ગુણો સ્પષ્ટ જણાઇ આવે. મૂળકૃતિના ગુણ કેટલાંક ભાષાંતરમાં આમેજ ન આવી શકે અથવા નથી આવતા એ એક સામાન્ય વાત તેમજ

ખેદનું કારણ છે. એ ખેદકારક એટલા માટે કે ભાષાંતર વિના દુનીયાના જ્ઞાની મહાવીરોની કૃતિ સૌને કેમ સાંપડે? આધુનિક મુદ્રાલયોમાં છાપવાની ક્રીયા એટલી સરલ થઇ ગઇ છે કે સાહિત્ય સસ્તું કરી સામાન્ય લોકોને પણ પરવડે એમ સુલભ થવા પામ્યું છે. પણ તે સસ્તાપણાનો-સુગમતાનો લાભ સૌને તો ભાષાંતરવિના ક્યાંથી મળે? અને જો ભાષાંતર મુળકૃતિનાં રંગરૂપ, ખુબી, યથાસ્થિત ન બતાવી શકે તો ભાષાંતરનો પ્રયાસ તેમજ વ્યય વ્યર્થ સમજવાનો. આટલું ખેદકારક. હર્ષકારક એટલું કે જો કેવળ ભાષાંતરથી સાહિત્યની તમામ ગરજ સરી જતી હોય, તો કોઇ નવી સ્વતંત્રકૃતિની કીંમત કરે નહીં; અને તેથી તો સાહિત્યવૃદ્ધિ થતી અટકે. માટે ભાષાંતર પ્રયોગ આંતરરાષ્ટ્રીયસાહિત્ય સમાગમનો એક પ્રધાન વિભાગ છે અને તેના અનેક લાભો છે અને તેથી જો કે તમામ પ્રજાના સાહિત્યની વૃદ્ધિ થવાનો સંભવ છે છતાં ગભીર હાનિ થવાની ભીતિ નથી રહેતી.

સાહિત્ય-સમાગમનો બીજો પ્રકાર નકલ. આ પ્રકારનું ભાષાંતર તો સ્પષ્ટ-પાધરી-જાહેર નકલીકૃતિ. તેનું ઉત્પત્તિ કારણ મનુષ્ય સ્વભાવમાં રૂઢ થયેલો સામાન્ય પ્રશંસનીય જ્ઞાનલોભ એ શીવાય કશું નથી. પણ જે જાતની નકલ અહીં આપણે ચર્ચીએ છીએ તે જાણતાં કે અજાણતાં પણ થઇ જાય; અને તે સર્વત્ર સર્વાંશે પ્રશંસનીય પણ ના ગણી શકાય. ફ્રેન્ચ નાટકકાર મોલીયરના જાણીતા નાટક "Critique de l'Ecole de Femmes" ની આબેહુબ નકલ એડીસન-સ્પેક્ટેટરના તેવાજ જાણીતા નિબંધ "Sir Timothy Tittle" માં થયલી લાગે છે. તે ભાષાંતર નથી; અને તે નકલ છે, અનુવાદ છે, એમ કર્તાએ કે તેના ટીકાકારોએ જણાવ્યું નથી. એ સ્પષ્ટતઃ નકલ છે. પણ જાણતાં થયલી કે અણજાણતાં? અને તે સર્વથા પ્રશંસનીય ગણાય કે? બંગાલી નવલકથાકાર બંકીમ બાબુની અનેક કૃતિમાં અંગ્રેજ લખનાર સર વોલ્ટર સ્કોટની છાયા ઘણાયને જણાઇ હશે. તે પણ કદાચ નકલ લાગે. પણ એ નકલી કૃતિ ઘણી વધારે રીતે સ્વતંત્ર કૃતિ પણ લાગે છે. આવી જાતના અનુવાદ હવે ન છુટકે ઠેરઠેર થવા લાગ્યા છે. જેમજેમ અનેક પ્રજાઓ વેપાર રોજગાર-કે માત્ર સામાન્ય પ્રવાસને લીધે પરસ્પર વધારે ને વધારે સમાગમમાં આવે, તેમ તેમ આવા વેપારી અને પ્રવાસીઓ જુદી

ઇટાલીયન સંસ્કૃતિથી મોહિત થયા હતા—એટલો વખત ઇટલીમાં વસ્યા હતા, કે તેમની કૃતિમાં ઇટાલીયન સંસ્કૃતિનો આભાસ બહુજ માલુમ પડે છે. છતાં તેમની કૃતિ નવિન, સ્વતંત્ર કૃતિ નથી એમ તો નજ કહેવાય. આવાં દૃષ્ટાંત વિના આ પ્રકારના અતિ સૂક્ષ્મ સમાગમ અને તેની અસરનાં સ્વભાવ કે પરિણામ તથા મર્યાદા અને લાભ હાનિ, ગુણદોષ સમજાવી શકાય નહીં.

આંતરરાષ્ટ્રીય સાહિત્યનો પરસ્પર સમાગમ અનિવાર્ય છે અને અનિષ્ટ નથી. તેના અનેક પ્રકાર છે અને પરિણામે લાભહાનિ લગભગ સમાન હીસ્સે મૂંઝવે છે. તેનાં કારણો પૈકી સામાન્ય અનુકરણ બુદ્ધિ—જે પ્રવાસ કે વેપારને લીધે જન્મવા પામે છે અને ઉત્તમ જ્ઞાનલોભ એવાં બીજ વાવેછે કે તેમાં ઘણુંખરું હાનિકારક ફળની બહુ ભીતિ રહેતી નથી. એકજ દહેશત મોટી કે આવા સમાગમથી બળવત્તર, વધારે પ્રભાવશાલિ સાહિત્ય પ્રમાણમાં નબળા સાહિત્યને મંદ કરે; અથવા તેવી પ્રજામાંથી સ્વતંત્ર કૃતિની શક્તિ કાઢી નાંખે એ સંભવિત છે, પણ ઘણુંખરું એ બનશે નહીં. કારણ દ્વિવિધ છે. એક તો એ કે દરેક પ્રજામાં—સુધારાની અમુક ટોચે પહોંચ્યા પછી ભાષા વિકાસમાં અમુક દરજ્જો મેળવ્યા પછી કૈં ને કૈં તત્ત્વ—પોતાપણું—ઉપજેછે કે જેને લીધે તેની ભાષા કે સાહિત્ય સર્વથા પરભાષા કે પારકા સાહિત્યમાં લીન થાય નહીં. આજે હીંદુસ્થાન અંગ્રેજ પ્રજા નીચે જેટલે દરજ્જે આવી ગયું છે તેના કરતાં ઘણે વધારે દરજ્જે પોર્ટુગાલ સ્પેનની સત્તા તળે આવ્યું હતું અને રહ્યું હતું, છતાં પોર્ટુગીઝ સાહિત્ય સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. ઇંગ્લંડ અને સ્કોટલંડ એકત્ર થયાં છે, છતાં સ્કોચ પ્રજાનું નીરાળું અસ્તિત્વ ભુલાયું નથી, તેમની ભાષાની નીરાળી ખુબી બર્ન્સ આદિ કવિઓમાં ન છુટકે દેખાવ દે છે. અમેરીકા અને બ્રીટનના લોકો સામાન્યતઃ એકજ ભાષા બોલે છેઃ—અંગ્રેજી, છતાં અમેરિકન—અંગ્રેજી અને અંગ્રેજ—અંગ્રેજીમાં ઘણો મોટો ફેર છે, તે એટલી હદ સુધી કે ઇંગ્લંડની પ્રાચીન નામાંકિત વિદ્યાપીઠની પરમ પદવીએ પહોંચેલ અંગ્રેજ એકદમ અમેરીકા જાય તો ભાગ્યેજ સેંકડે દશ ટકા જેટલું પણ અમેરીકામાં સમજી શકે. પ્રખ્યાત લેખક ચેસ્ટરટનના એક અલ્પસમય પર પ્રગટ થયલા પુસ્તકમાં આ સંબંધે દૃષ્ટાંત આપ્યું છે તે જરૂર અહીં દાખલ કરવા જેવું છે. "He is bound to come" આ વાક્યને જે

ચતુર્જ નથી. અંગ્રેજ તેમજ ફ્રેન્ચ સાહિત્ય વિસ્તીર્ણ તેમજ વિપુલ છે; તેમાં પણ તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વિજ્ઞાનાદિ શાખાઓને પુષ્કળ સ્થાન છે. છતાં એ જર્મન લેખકોની ખુબી ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના વિભાગમાં મારા વિચાર મુજબ અંગ્રેજ કે ફ્રેન્ચ લેખકોમાં નથી આવી. ઇતિહાસનોજ દાખલો લો. ફ્રેન્ચ ભાષામાં ગીઝોએ યુરોપીય સુધારાનો અહેવાલ લખ્યો છે અંગ્રેજીમાં બકલની એજ વિષય પરની કૃતિ સર્વવિદિત છે. જર્મનમાં રાંકે મોમ્સન આદિ નામ સુવિખ્યાત છે—પણ એ સૌનો સામટો મુકાબલો કરો તો તુર્તજ જણાશે કે પ્રત્યેક લેખકની પોતાનીજ વ્યક્તિગત ખુબી છે એટલુંજ નહીં, તેમનામાં ચડઉતાર શક્તિ છે, એટલુંજ નહીં, પણ સાથે તેમનામાં કંઇક અનામી પ્રજાકીય ખુબી છે કે જેને લીધે જર્મન ઇતિહાસકારોની કૃતિ કોણ જાણે શાથી અંગ્રેજ કે ફ્રેન્ચ ઇતિહાસકારો કરતાં વધારે સંગીન અને સિદ્ધતાપૂર્ણ લાગે છે. આવા લેખકો પરસ્પરનું કામ જોયા કે જાણ્યા વિના લખવા માંડે તો તેમની કૃતિ અવશ્ય અપૂર્ણ અને વાંધાભરી લાગે. એટલે તેના કાર્યમાં આંતરરાષ્ટ્રીય સાહિત્ય સમાગમ તો પ્રથમ પંક્તિરૂપ ન છુટકે અવશ્ય સ્વીકારવો પડશે. છતાં તેમનામાં ભિન્નતા—ખાસ ખુબી રહે છે, અને તમામ વ્યક્તિગત નહીં. એટલે નિર્ણય તો દેખીતોજ છે.

આ ઉદાહરણ નામંજુર હોય તો બીજું એક સાહિત્યનાં તદ્દન જુદાજ અંગ કે વિભાગમાંથી લઇએ. હાસ્યરસની આસ્વાદનશક્તિ * તે સર્વ પ્રજામાં આરૂઢ છે, એમ હું માનું છું. છતાં તે પ્રત્યેક પ્રજામાં ભિન્ન છે. એક જાણીતી પુસ્તક પ્રગટ કરતાર અંગ્રેજી પેઢીએ હાસ્યરસમાળાનાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. અને તે પૈકી પ્રત્યેક પુસ્તકમાં અંગ્રેજી હાસ્યરસ, ફ્રેન્ચ હાસ્યરસ, જર્મન હાસ્યરસ, ઇટલીયન હાસ્યરસ, રશીયન હાસ્યરસ, આઇરીશ હાસ્યરસ, સ્પેનીશ હાસ્યરસ, આદિનાં અત્યુત્તમ દ્રષ્ટાંત તે તે, ભાષાના નામીચા ગ્રન્થોમાંથી સંશોધીને આપ્યાં છે. એ તમામ માળાનો અભ્યાસ કરનારને સહજ જણાશે કે પ્રત્યેક પ્રજાનો હાસ્યરસ, તો તેનીજ ભાષાની કે લોકબુદ્ધિની અંતર્ગત ખુબી છે, કે જેને બાહ્ય સંજોગોથી, સમાગમથી કદી હાનિ સંભવતી નથી.

* Sense of Humour.

એક આઇરીશ, એક સ્કૉચ અને એક અંગ્રેજ એમ ત્રણ જણ મળી પોત પોતાના દેશના ગુણગાન કરતા હતા તેમાં સવાલ ઉઠયો. અંગ્રેજે પૂછ્યું કે જો તેવા સ્કૉચ ખુદ સ્કૉચ ન જન્મ્યો હોત તો કયા દેશમાં જન્મવા ઇચ્છત? સ્કૉચે ઉત્તર દીધો કે અંગ્રેજ, અને એજ સવાલ અંગ્રેજને પુછતા તેણે ઉત્તર દીધો કે સ્કૉચ. ત્યાર બાદ તે બન્ને જણે મળી આઇરીશમેનને પુછ્યું "અને પેટ, જો તું આઇરીશ ન જન્મ્યો હોત તો બીજો કઇ જાતનો થવા ઇચ્છત?"* તેનો આઇરીશમેને કેવળીક પણે થાણું ખાનદાની ઉત્તર દીધો "હું મારે પોતાને માટે શરમાત"† આ દૃષ્ટાંતમાં જે હાસ્યરસ રહેલ છે તે સૌ કોઇ કબુલ કરશે કે ખાસ આઇરીશ વસ્તુજ છે એ બીજા કોઇ લોકોને આવડેજ નહીં સમજેજ નહીં. સહુએ ભાષાંતર કે અનુકરણ છતાં આ જાતનું કૃત્ય કે આઇરીશ પન ચોરાતું નથી અને ખુટાડયું ખુટતું નથી. આઇરીશ તેમજ ફ્રેન્ચ સાહિત્ય પણ આંતરરાષ્ટ્રીય સાહિત્ય સમાગમથી અવશ્ય વધારે સમૃદ્ધિમાન થયું હશે પણ એ દરેકની જે ખાસ ખુબી છે તે કંઇ આવા સમાગમથી મંદ કે નષ્ટ થતી નથી.

આંતર રાષ્ટ્રીય સાહિત્ય સમાગમના આપણે કારણો, પ્રકાર અને કેટલાક પરિણામ નીહાળ્યા વ્યક્તિગત તેમજ પ્રજાકીય સ્વરૂપે એમાં કંઇ વિપરીત કે હાનિકારક તત્ત્વ જણાતું નથી. અને જે લાભ છે તે હાનિ સંભવ તોપણ તેના કરતાં ઘણોજ વધારે બળવત્તર છે. સાહિત્યકારની દૃષ્ટિ આવા સમાગમથી વધારે પુખ્ત અને ઊંડી તેની બુદ્ધિ વધારે સતેજ તીવ્ર થાય છે. પુનઃ તેની શક્તિ કંઇક વધારે ધારદાર અને કૌવતવાન થાય છે. આ દેશમાં આપણને અત્યારે સામાન્ય લોભ લાગ્યો છે કે અહીં અપાતી ઉચ્ચ કેળવણી આ દેશની માતૃભાષામાં અપાવી જોઇએ એ લોભ સર્વથા પ્રશંસનીય છે પણ એને એક બાધ નડે છે કે આવી કેળવણીના સાધનરૂપ પૃથક્ પૃથક્ વિષયોમાં જોઇતા ગ્રંથો સાહિત્ય સામગ્રી—આપણી આજની હીંદી ભાષાઓમાં નથી. જ્યાંસુધી તે સામગ્રી આપણે ઉપજાવીએ નહીં ત્યાંસુધી આપણને આ મુશ્કેલી વેઠવીજ પડશે, હાનિ ભોગવવીજ પડશે. અને જ્યારે આવી સામગ્રી ઉપજાવવા સારૂ

* "And Pat what would you be if you were not born an Irishman?"

† I would be ashamed of myself

કરવાનો હતો. અને જે જુદાજુદા નાદસમૂહમાં આત્મા વ્યક્ત કરવાની શક્તિ હતી તેને સમારી, સુધારી, ગોઠવી, તેમાંથી નવાનવા ચમકારા કાઢવામાં તેણે હજારો વર્ષો ગાળ્યાં. સંસ્કૃતિની શરૂઆતથીજ જંગલી ગાંભરા શબ્દરચના પર ધ્યાન આપે છે; કારણ કે સંસ્કાર શબ્દોમાં સદાય તેજ અમર થાય છે. કસાની રોચે ચડેલા ઋષિઓ શબ્દવ્યૂહની અપૂર્વતા સાધવામાંજ જીવનનું સાફલ્ય માન્યું હતું. શબ્દની ધારા અખંડ રાખવા હીંદુ સંસ્કૃતિએ વિશુદ્ધ ને ભાવનાશીલ બ્રાહ્મણોનું વર્ણશાસન અમર કર્યું. અને આજના વ્યવહારયુગમાં પણ સાહિત્ય દરેક સ્વરૂપે જનતાની ભક્તિ ને બુદ્ધિશાળીની સેવાને પાત્ર થાય છે. અને જ્યાં હોય ત્યાં એ બ્રહ્મનો ઉપાસક ને એની પૂજાનો પ્રચારક સાહિત્યક-વકીલ, ધર્મગુરુ, પંડિત કે કવિરૂપે-અર્ધ્ય પામે છે.

પણ સાહિત્યપૂજાનું વર્ણન જેટલું સહેલું છે તેટલુંજ અઘરું કામ તેનો ઇતિહાસ શોધવાનું અને તેની રૂપરેખા દોરવાનું છે. કોઇપણ મનુષ્યજાતિના ઇતિહાસનાં મૂળ નંખાયાં તે પહેલાં આ શરુ થઇ ચુક્યો હશે. અને હેલ્લાં દશહજાર વર્ષનું જે સાહિત્ય હાલ હાથ લાગે છે તે આ ઇતિહાસનાં માત્ર છેલ્લાં પ્રકરણોજ પુરાં પાડે છે. આર્યોએ વેદ ઉચ્ચાર્યાં કે મીસરવાસીઓએ ચિત્રાક્ષરી (hieroglyphics) લખવા માંડી તે માત્ર આરંભનાજ પ્રયત્નો નથી, પણ હજારો વર્ષોના ઉદ્યોગભરી પ્રયત્નોનાં સાફલ્યરૂપી સુંદર પરિણામ છે. પણ આપણે મહદ્‌ભાગે જનતાના જુદાજુદા વિભાગો સમસંસ્કારી નથી. પચાસો વર્ષ પર પાણિનિએ વ્યાકરણના નિયમો નિશ્ચિત કર્યા છતાં પણ આજે દુનીઆની કેટલીક જંગલી જાતિઓ અસ્પષ્ટ ઉચ્ચારણની આરંભદશામાં છે; અને તેની જુદી-જુદી જાતનાં સંસ્કૃતિ, ભાષા ને જીવનની સરખામણીથી એ ઇતિહાસનાં આગલાં કેટલાંક પ્રકરણોની સામગ્રી મળે છે.

જાનવરો પોતાના ભાવો માત્ર અસંબદ્ધ અવાજ કાઢી દર્શાવે છે અને તે દશા પુરી થઇ ત્યારથી શબ્દનો ઇતિહાસ શરુ થએલો લાગે છે. દરેક શબ્દ પાછળ કંઇ પણ વ્યક્ત કરવાનો પ્રયત્ન રહેલો છે અને વ્યક્ત કરવાના સાધન પ્રમાણે એ ઇતિહાસનાં સીમાચિન્હો ગોઠવી શકાય. એ પ્રમાણે સાહિત્ય-વિકાસનો ક્રમ પાડી શકાય:—

૧. શબ્દનું ઉચ્ચારણ શરુ થયું ત્યારથી શરુ થયેલો વિભાગ.

૨. સંબદ્ધ ભાષાનો વિભાગ.

૩. પદ્યરચના શરુ થઇ તે વિભાગ.

૪. લેખનકલા શરુ થઇ તે વિભાગ.

૫. છાપવાની કલા શરુ થઇ ત્યાર પછીનો વિભાગ.

મનુષ્યની બધી જાતિઓમાં આર્યોએ આ યુગ સહુથી પહેલાં આરંભ્યો હોય એમ લાગે છે. જ્યારે બીજી જાતિઓ શબ્દોચ્ચારણની દશામાં હતી ત્યારે આર્ય-મંત્રદ્રષ્ટાઓએ ઉત્કૃષ્ટ ભાવ અને અદ્ભુત ભાવનાઓને ગૌરવશીલ અને સુંદર પદ્યમાં અમર કરી. સંસ્કૃતિના આદિ યુગથીજ શબ્દબ્રહ્મની સેવા આર્યત્વનું અંગ બની ગઇ; અને આર્યસમાજમાં એ બ્રહ્મના ઉપાસકની પદવી, બારોટ, રાજ્યકવિ કે પ્રશંસકની નહીં પણ બધી પદવીથી તીરાળી ને શ્રેષ્ઠ એવી મહર્ષિની થઇ. આ પદવીધર મનુષ્ય મટી દેવોનો મિત્ર થઇ રહ્યો. " विदुष्टे तस्य मेधिरा:"[1] મંત્રદ્રષ્ટા મધુચ્છંદાનો પુત્ર જેતા ઇંદ્રને કહે છે. અને આવા 'મેધિરા' વિશ્વામિત્રો ને વસિષ્ઠોને રાજાઓના ગુરુ, સંસ્કૃતિઓના સ્થાપક અને ભાવિના વિધાતાઓનાં પદ મળ્યાં. અને જ્યાં જ્યાં આર્યત્વ પ્રસર્યું છે ત્યાં ત્યાં સાહિત્ય ને સાહિત્યકનું સ્થાન સર્વોત્તમ અને અસ્પર્શ્ય બની રહ્યું છે. અને આજે આર્ય-જીવનના અધિષ્ઠાતાપદે વિશ્વામિત્ર, વ્યાસ, વાલ્મીકિ અને પાણિનિ; હોમર કાલિદાસ ને ડેમોસ્થનીસ; શેક્સપીઅર અને ગીટી જેવા શબ્દબ્રહ્મની સિદ્ધિ પામેલા મંત્રદ્રષ્ટા, 'Sayers'–કથનકાર–ભોગવે છે.

—

## પ્રકરણ ૨ જું

### સાહિત્યનો વિકાસક્રમ (ચાલુ)

પદ્યયુગ પછીના યુગની શરુઆત અનાર્યોએ કરી એ તો સ્પષ્ટ વાત છે. પરાધીનતા તરફ દ્વેષથી જોનાર આર્યોએ તો સાહિત્યને સ્મરણશક્તિ દ્વારાજ અમર કર્યું, પણ લેખનકલાની શોધ સેમીટીક જાતિએ કરી અને અક્ષરાવલિ શોધવાનો યશ ફીનીશ્યનોને અપાય છે. એસીરીઆના અસલ વતની સુમેરીઅનો કે ફીનીશ્યનો અને આર્યો વચ્ચે ગમે તે સંબંધ હોય, પણ આર્યો જ્યારે વરુણનાં યશોગાન જ્વલંત પદ્યમાં ગાતા અને પર્ણકુટિમાં રહી સાદું ને સરલ જીવન ગાળતા ત્યારે સેમીટીક અનાર્યો ગગનભેદી પ્રાસાદો બાંધતા, સુંદર શિલ્પકામ કરતા અને ચિત્ર-અક્ષરોથી નજીવા સાહિત્યને ચિરસ્થાયી વસ્તુઓ પર કોતરી અમર કરતા. આથી આર્ય અને સેમીટીક દૃષ્ટિબિંદુ વચ્ચેનો વિરોધ સ્પષ્ટ થાય છે. આર્ય શબ્દથી આત્માને વ્યક્ત કરતો; સેમીટીક સ્થાપત્ય, કોતરકામ ને ચિત્રથી આત્માને વ્યક્ત કરતો. સેમીટીકે ચિત્રદ્વારા આત્મા વ્યક્ત કરવા જતાં ભાષાનું સ્થાન ચિત્રને આપ્યું અને ચિત્ર-અક્ષરોનો જન્મ થયો.

જેમ શબ્દ ઉચ્ચારણની દશા પ્રાપ્ત કરવા જતાં સાહિત્યનો જન્મ થયો તેમ લેખનકલા શોધવા જતાં સાહિત્યની વૃત્તિ સુદૃઢ અને સતેજ થઇ.

---

૧. "તને કવિઓ પીછાણે છે" ઋગ્વેદ. ખં ૧, અ. ૩. સૂ. ૧૧.

તે ચિરંજીવ થાય છે. પંડિતના કથનમાં માનવતા કરતાં મહેનત વધારે હોય છે અને તે મહેનતની મદદથી થનાર પંડિત વધારે સમૃદ્ધિના ભાર નીચે પહેલાનું કથન દાબી નાંખે છે. આ મૂલ ભેદે સાહિત્યના વિકાસના દરેક યુગમાં જુદાજુદા તરંગો ઉપજાવ્યા છે.

લેખનકલાના વિકાસથી સાહિત્યના ભંડારીએ પંડિતો થયા. લખવું એ અઘરું કામ હતું અને લખેલાં પુસ્તકો ભેગાં કરવાં એ તેથીએ અઘરું હતું એટલે સાહિત્યનું જ્ઞાન દુષ્પ્રાપ્ય હતું. થોડાકજ પંડિતો થઇ શકતા. થોડાકજ પંડિતાઇનો પાઠ શીખવી શકતા અને થોડાકજ પંડિતાઇની પરીક્ષા કરી શકતા, પંડિત વિદ્વત્તા મેળવતો, સાહિત્યના આદર્શો શોધવાનો પ્રયત્ન કરતો, સાહિત્યની પ્રણાલિકાઓ સરજાવતો અને પંડિતોના અભિપ્રાય પ્રમાણે પોતાનું દૃષ્ટિબિંદુ બદલતો. હીંદમાં લેખનકલાએ સ્મરણશક્તિનું સ્થાન કયાં સુધી લીધુંજ નહીં; અને પંડિતાઇનો આધાર ખાસ કેળવેલી સ્મરણશક્તિ પર રહ્યા કર્યો.

આ લેખનયુગમાં સાહિત્યનું ક્ષેત્ર ઘણુંજ સંકુચિત છતાં ઘણુંજ નિર્મલ રહ્યું. સાહિત્યની ભાવના થોડાક સાહિત્યકોએ વિશુદ્ધ કરી ને શિષ્ટ સાહિત્યની અને સાહિત્યના ક્ષેત્રની સીમા નક્કી કરી. આલમ આજે અપૂર્વ શિષ્ટતાના સાધક તરીકે જે સાહિત્યકોને પૂજે છે એ પૂજા પણ આ યુગમાં શરુ થઇ.

પંદરમી સદીમાં નવા યુગનાં બીજ રોપાયાં. ગટનબર્ગે જર્મનીમાં, કોસ્ટરે હોલાંડમાં અને કેક્સ્ટને ઈંગ્લાંડમાં છાપવાની કલા સરલ કરી. તે સમયમાં કાગળ બનાવવાનું પણ સહેલ થઇ ગયું. જે પંડિતોનો ઇજારો હતો તે સમસ્ત લોકની મીલકત બની. સાહિત્યમાં લોકશાસન સ્થપાયું અને સાહિત્યનો આ સ્વાદ લેવાનો અધિકાર આખી જનતાએ પ્રાપ્ત કર્યો. પંડિતોની સંખ્યા વધી ખરી પણ પરીક્ષકોની સંખ્યા અગણિત થઇ ગઇ. દ્રષ્ટાઓને શુષ્ક જ્ઞાન મેળવી પંડિતોની કસોટીએ ચઢવાની જરુર ન રહી. સાહિત્યકને પંડિતની લેખિનીની પરવા વગર ચિરંજીવી બની, ભવિષ્યની પ્રજાના સ્વીકાર માટે '*કાલો હ્યયં નિરવધિર્વિપુલા ચ પૃથ્વી*' એ માન્યતા આદરવાનું સરલ થઇ પડયું, કૃત્રિમ પંડિતાઇ વિના હૃદયને વ્યક્ત કરવાનો અધિકાર મનુષ્યમાત્રને પ્રાપ્ત થયો અને સાહિત્યના આદર્શોમાં સ્વાભાવિકતા અને વૈવિધ્ય આવ્યાં.

યુરોપમાં છાપવાની કલા જેમ વધતી ગઇ તેમ સાહિત્ય ને સાહિત્યક બંનેમાં ફેરફાર થયો. મનુષ્યના મને સ્વતંત્ર થવા પ્રયત્ન કર્યો. મનુષ્યના આચરણને સ્વતંત્ર કરવાના પ્રયાસો શરુ થયા. ધાર્મિક સ્વાતંત્ર્ય માટે યુદ્ધ શરુ થયું અને ભૂતકાલના સાહિત્યની ભાવનાઓ જીવનનો પુનરુદ્ધાર કરવા મંડી ગઇ. લ્યુથર, ડાંટે ને શેક્સપીઅરમાં છુટાંછવાયાં મૂર્તિમાન થયેલાં બળો આખરે આ સાહિત્યયુગના પયગંબર રુસોમાં એકઠાં ગર્યાં. એણે રાજકીય

સત્તા સામે બળવો કર્યો સ્વાતંત્ર્યના સિદ્ધાંતો શીખવ્યા ને ફ્રેંચ ઉત્ક્રાંતિની આગ ચેતાવી એણે અર્વાચીન યુગના શ્રેષ્ઠ સાહિત્યસ્વરૂપ નવલકથાને વિકસાવી, એણે આત્માના સર્વદેશીય ઉચ્ચારણોને સાહિત્યમા મઢાવવાનો હક સિદ્ધ કર્યો પંડિતો ગુંચવાયા અને તેમને ભુવનત્રય ઝુમતા લાગ્યા પુરાણી માનવસૃષ્ટિ પર તાંડવ કરતા રુસોએ નવસૃષ્ટિ સરજાવી કહીએ તો ચાલે એના આત્મકથનો ને નવલકથાઓ સાહિત્યની આ સૃષ્ટિના આદર્શો થઈ રહ્યા અનેક સાહિત્યકો—બાયરન, શેલી, ગીટે, હ્યુગો ઇબ્સન કામ અને કવાપીઓ—આ સૃષ્ટિની રચના સંપૂર્ણ કરવા મથી રહ્યા સાહિત્યના સામ્રાજ્યની સીમા ફરીથી નક્કી થઈ સાહિત્ય એટલે સમગ્ર જીવનના અંગોના દરેક સ્વરૂપનું કથન એમ સ્વીકારાયું અને સાહિત્યકોને જીવનના બધા તત્ત્વો મેળવવાનો અને કહવાનું દરેક સ્વરૂપ સરજાવવાનો પરવાનો મળ્યો પરિણામે વખતયુગે નિશ્ચિત કરેલી શિષ્ટતાનું ધોરણ અદૃષ્ટ થઈ ગયું જીવન અને સાહિત્ય સમવિસ્તારી થયા

આ પ્રમાણે સાહિત્યના આદર્શો અને પ્રગતિ જુદાજુદા યુગ પ્રમાણે બદલાતા આવ્યા છે



## પ્રકરણ ૩ જુ

## કથન અને સાહિત્ય

સાહિત્યની વ્યાખ્યા આપવાને અમતના વખતથી અનેક યત્નો થયા છે પણ યુગ બદલાતા સાહિત્યનું ક્ષેત્ર બદલાય છે દરેક યુગમા દ્રષ્ટાઓ અને પંડિતોએ સ્થાપેલી પ્રણાલિકાઓ જુદીજુદી હોય છે અને તેથી એક વ્યાખ્યા દરેક યુગમા લાગુ પાડી શકાતી નથી હાલના યુગમા તો સાહિત્યનો વિસ્તાર જીવન જેટલો છે અને જેમ જીવનના બધા ક્ષેત્રોમા અનુભવ લેવાનું દરેક માણસથી બનવું મુશ્કેલ છે તેમ સાહિત્યની સર્વદેશીય વ્યાખ્યા પણ આપવી મુશ્કેલ છે પણ સાહિત્ય કોને કહેવુ તે નક્કી કરવુ એટલુ જ કામ મુશ્કેલીનું નથી સાહિત્યના થોડાઘણા સસ્કારો પણ જેને પડ્યા હોય તે સામાન્ય કથન અને સાહિત્ય વચ્ચેનો ભેદ પારખે છે એટલે સદાઓ થયા જે કથન શિષ્ટ સાહિત્યની પંક્તિમા ગણાય છે તેને જોતા સાહિત્યના કેટલાક લક્ષણોનો નિર્ણય કરવા જતા પહેલા કથન અને સાહિત્ય મનુષ્યજીવનમા જે સ્થાન ભોગવે છે તેનું શુ કારણ છે તે જોવુ જોઈએ

મનુષ્યનો સ્વભાવ સૃષ્ટિ સરજવા તલસતા બ્રહ્મ જેવો છે વ્યક્ત કરવુ એ એનુ મૌલિક લક્ષણ છે સાધનમાત્રથી તે અંતર વ્યક્ત કરવા મથે છે અને મરે છે ત્યારેજ આ મથામણ પડતી મુકે છે અને વ્યક્ત કરવાના સાધનો જેમ જુદા તેમ જુદીજુદી કલાઓને તે જન્મ આપે છે

એ નાદદ્વારા જ્યારે કૈં વ્યક્ત કરે ત્યારે સંગીત જન્મે; જ્યારે હાથ-ચાળાથી વ્યક્ત કરે ત્યારે અભિનય જન્મે; જ્યારે ચિત્રથી વ્યક્ત કરે ત્યારે ચિત્રકલા પ્રગટે; જ્યારે પથ્થર કે સ્થૂલ પદાર્થથી વ્યક્ત કરે ત્યારે શિલ્પકલા, જ્યારે બાંધકામથી વ્યક્ત કરે ત્યારે સ્થાપત્યને સરજે; અને જ્યારે ભાષાથી તે વ્યક્ત કરે ત્યારે તે સાહિત્ય સરજાવે. દરેક કલામાં વ્યક્ત કરવાનો પરમ પ્રયત્ન સમાયો છે.

ભાષાદ્વારા કૈં પણ વ્યક્ત કરવું હોય તે વાચા વડે કે લેખિનીથી થઇ શકે. એ વ્યક્ત કરવાની ક્રિયા તે કથન. કથન હોય તે સાહિત્ય બને.

કથનના નિયમોનું શાસ્ત્ર તે વ્યાકરણ. વ્યાકરણના નિયમો એ માનસ-શાસ્ત્રના નિયમો છે. મનુષ્યના મગજનાં મૂલ તત્ત્વો પર એ રચાયાં છે અને એના વડેજ કહેલું સમજાય છે. જો એ નિયમો ન જળવાય તો વ્યક્ત કરેલું કોઇ બીજું સમજે નહીં એટલે કથન થાય નહીં. જ્યારે નિયમો પ્રમાણે ઘડાયલું કથન બહાર પડે ત્યારે તેને સાહિત્યના નિયમો લાગુ પાડી શકાય.

કોઇ વખત સાહિત્યના નિયમો વ્યાકરણના નિયમોની અવગણના કરે છે. ઘણી વાર કર્તાને બદલે ક્રિયાપદથી વાક્ય શરુ થતું જોઇએ છીએ, કોઇ વાર કર્તા કે ક્રિયાપદ વગરનું વાક્ય સાહિત્યમાં સ્થાન પામે છે; અને છતાં સ્પષ્ટ કથન થાય છે. આ અવગણના ઘણી વાર માત્ર દેખીતીજ હોય છે; અને છતાં એ એટલુંજ પુરવાર કરે છે કે સાહિત્યના નિયમો વ્યાકરણના નિયમો કરતાં વધારે વ્યાપક અને મર્મસ્પર્શી છે.

સાહિત્યપદ પામવા માટે કથન સચોટ રીતે થવું જોઇએ. જેથી કથન કથવાનો-વ્યક્ત કરવાનો-હેતુ પાર ન પડે તેને સાહિત્ય લેખાય નહીં. અને આ હેતુ બે રીતે પુરો પાડવામાં આવે છેઃ એક શું કહેવું છે તે સામાને બરોબર દર્શાવાય ત્યારે; બીજું જ્યારે એ કથનની સામા માણસ પર જે અસર કરવાની ઇચ્છા હોય તે થાય ત્યારે. સચોટતા ત્યારે બે પ્રકારની હોયઃ કથનને સ્પષ્ટ કરે તે અને તેને અસરકારક બનાવે તે. જે કાવ્ય કવિના હૃદયની લાગણીઓ સ્પષ્ટ રીતે દર્શાવે તે પહેલા પ્રકારનું; જેનાથી કવિની લાગણીના જેવોજ સમભાવ વાચકમાં પ્રગટે તે બીજા પ્રકારનું. પહેલો પ્રકાર સાધવો સહેલો છે; બીજો સાહિત્યશક્તિની ખરી કસોટી કરે છે. ઘણા કવિઓ પોતાનું રુદન સંભળાવે છે, પણ સામાને કોઇકજ રડાવી શકે છે.

પણ એકલા સચોટ કથનને સાહિત્ય કહી શકાય નહીં. ગાળો દઇ ભાવનું કથન કરવામાં ઘણી સચોટતા આવી જાય પણ તેથી તે સાહિત્ય ન બને. સચોટ કથન સરસ હોય તોજ સાહિત્ય બને.




પુસ્તક ૫] જ્યેષ્ઠ ૧૯૮૦ [અંક ૩

**ગુજરાતે** સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે

એના પુરુષત્વમાં ત્યાગ છે, ઉત્સાહ છે, ઊંડી વ્યાવહારિકતા ને ઊંચી અભિલાષા છે એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે ખુલ્લદીપણું છે અને નિર્મળતા છે ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે

એના સ્ત્રીત્વમાં ફૂલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે એમાં રસિકતા છે ને સંરક્ષક વૃત્તિ છે કાવ્યમયતા છે ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે ધર્માંધતા નથી, છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે એમાં પુરુષના સમાન થવાની હોંસ છે છતાં પુરુષને પડખે ઊભા રહેવાનું ડહાપણ છે નવાનવા ઉલ્લાસો છે છતાં દુઃખ સહન કરવાની હીંમત છે અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરેઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે

જાણેઅજાણે બધા એક ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે અને જેમ અંગેઅંગની એકતાનતા પછીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઈ ઊભી છે અને આર્યત્વના સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા સ્વમાન ને સ્વાશ્રય શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા, તપ શક્તિ ને સંયમ પિતૃભક્તિ ને જીવદયા રાષ્ટ્રપ્રેમની સર્વાંગસેવા અને પ્રેમ-નિર્મળ ને નિરંકુશ—આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી ફરી દિશામાં પ્રસરશે

—'ગુજરાત–એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી



ગુજરાત ] અગાશીની પાગેર પર એ હાથ મુકી, વચળી તરફ ભવિષ્યની [ ૧૯૮૦

લિપિ વાંચી રહી હોય તેમ તે ઉભી હતી.

—રાજાધિરાજ —પૃષ્ઠ

અનુકૂલ પડતું તે) તરફ પ્રયાણ કરતાં સર ભાળાનાથ માટે આ પૃથ્વી ઉપરજ એકેક નાનું સરખું સ્વર્ગ મુકેલું. બધું મળીને હવે સર ભોળાનાથ પાસે કેટલું ધન હતું એવું એમને પોતાને પણ ભાન નહોતું. એમના કટ્ટામાં કટ્ટા દુશ્મને પણ આજ સુધી સર ભોળાનાથ ઉપર એક પૈ સરખી કમાવવા માટે પરસીનાનું એક ટીપું સરખું પણ પાડ્યાનો આક્ષેપ મુક્યો નથી. એમના એક મિત્ર તો અવારનવાર એમ પણ કહેતા કે, સમુદ્રના સમુદ્ર ભરીને પસીનો ખરાબ કર્યો હોય તો પણ એઓથી એક પૈ પણ કમાઈ શકે કે નહીં એ શંકાસ્પદ છે.

આ ત્રિવેણી દોલત એમની ખ્યાતિનું પ્રથમ અને મુખ્ય કારણ.

બીજું કારણ એમનો અવેરાત પહેરવાનો શોખ. આ શોખ એટલો બધો વધી ગયો હતો કે આપણે એક વીંટી સરખી પહેરીને બહાર નીકળ્યા હોઈએ તો પણ કટાક્ષની ખાતર આપણા મિત્રોમાંથી કોઈને કોઈ તો જરૂર એમ કહેજ કે: "અહો, આજ તો કંઈ સર ભોળાનાથ થઈને નીકળ્યા છો!"

સર ભોળાનાથ ઘણું કરીને દેશી લેબાસમાં ફરતા એનું કારણ પણ આ શોખજ હશે.

સર ભોળાનાથની ખ્યાતિનું ત્રીજું અને છેલ્લું કારણ એમના અસંખ્ય મહેમાનો. "નેપીઅન્સી રોડ" ઉપર આવેલા એમના વિશાલ બંગલામાં દરરોજ લગભગ વીસપચીસ મહેમાનો તો પડ્યા પાથર્યાજ રહેતા. આટલા માટેજ એમના બંગલાનું નામ કોઈકે ટીખળમાં "સંગ્રહસ્થાન" પાડેલું—જો કે ખરું અને ભવ્ય (!) નામ તો "ભોળા-મહાલ" હતું.

વીલાયત ગયા પહેલાં તો સર ભોળાનાથ દેશી રીતરીવાજ મુજબ રહેતા, પણ ત્યાં જઈ થોડોક વખત રહ્યા બાદ એમને અંગ્રેજ સ્ટાઈલ એટલી બધી ગમી ગઈ કે સાથે લઈ ગએલા બાઈ, બૈરાં અને ધાટીને ત્યાંજ રજા આપી દીધી અને પાછા આવતાં સ્ટાલીઅન "ગેરૂ" અને ફ્રેન્ચીશ "વાલે"નું એક આખું લશ્કર, સાથે લેતા આવ્યા હતા. અને હવે દેશી રસોઈકરણીના ચોખામાં "કૉંટીનેંટલ સ્ટાઈલ"ની તુવરદાળ ભેરી, ગૃહમંત્રાલયનું ખીચડું બનાવી, સર ભોળાનાથ જીંદગીની મોજ ઉડાવતા હતા.

લેડી ભોળાનાથ 'લેડી' થયા પહેલાંજ ગુજરી ગયાં હતાં. કંઈ સંતતિ ન હોવાથી ગયે વર્ષેજ સર ભોળાનાથે વીરમતી-ને દત્તક લીધી હતી. પુત્ર કરતાં પુત્રીને દત્તક લેવામાં શા શા ફાયદા છે એ બાબત પર જ્યારે જ્યારે સર ભોળાનાથને મોકો મળતો ત્યારે તેઓ એક લાંબુલચ ભાષણ આપતા.

વીરમતી એમનીજ જ્ઞાતિની એક સારા ઘરની પુત્રી હતી. માતાપિતા ગુજરી જતાં અને નજદીકનું સગું કોઈ ન રહેતાં સર ભોળાનાથ-ની પુત્રી થઈને રહેવામાં વીરમતીને કંઈ વાંધા જેવું લાગ્યું નહીં. કેટલા આઠેક મહીનાથી સર ભોળાનાથનું ઘર વીરમતીજ ચલાવતી. એ એટલી બધી સુશીલ, ચપલ અને મનોહર હતી કે આજ સુધી નફ્ફટીઆના રહેલા 'બડા સાબ' નોકરો અને જાતજાતના ભેળા થએલા વિલક્ષણ મહેમાનો—એ બધાને વીરમતી-એ હાથમાં લઈ લીધા હતા. અને એનું વય તો ફક્ત સત્તર વર્ષનુંજ હતું છતાં પણ બધાની મોટેરી મા થઈને એ રહેતી એમ કહીએ તો ચાલે.

સર ભોળાનાથના મહેમાનોનું મંડલ ઘણુંજ પચરંગી હતું. ભિન્નભિન્ન દેશના, ભિન્નભિન્ન વેશના આ મહેમાનોના સમૂહમાં

૧પતા તે વખતે છવતા હતા અને સુરેંદ્રને એઓ એક ઘણોજ કાબેલ જુવાન ગણતા હતા, એટલે એમને આ સંબંધ તરફ બીલકુલ અણગમો નહોતો. આ વાત વીરમતીને પણ મનમાં તો બહુજ ગમતી હતી, પણ 'હા પાડીશ તો સુરુ બહેકી જશે' એ બીકે સુરેંદ્રની સ્મરુ તો જ્યારે વાત નીકળતી ત્યારે તે સાફ નાજ કહેતી. આ બધી હકીકતથી સર ભોળાનાથ બીલકુલ અજ્ઞાત હતા. (ઘણીખરી બાબતોમાં અજ્ઞાત રહેવાની એમને ટેવ પડી ગઇ હતી.) પણ સુરેંદ્ર સર ભોળાનાથના ઘણોજ લાડકવાયો, જુવાન, પુરાણો પરોણો હતો. ભોળાકાકાને ત્યાં જઇ એમનાં "સંગ્રહસ્થાન"માં સંગ્રહ કરેલા-અથવા તો સંગ્રહ થએલા-મહેમાનોની ભેજાગેપ વાતો સાંભળવામાં એને બહુજ ગંમત પડતી. સર ભોળાનાથને ભોળાકાકા કહીને બોલાવવાનો હક ફક્ત એક સુરેંદ્રનેજ હતો.

* * *

થોડાક દિવસ પહેલાં સર ભોળાનાથ સવારના "ઉપવાસભંજન" કર્યા બાદ વીરમતીના રૂમ પર ગયા અને બારણું ઠોક્યું.

"કોણ?" અંદરથી અવાજ આવ્યો.

"એ તો હું છું, વીરુ! શું કરે છે?" સર ભોળાનાથે ઉત્તર આપતાં સવાલ પુછ્યો.

"કૈં નહીં, બેઠી છું. આવોને, બારણું બંધ નથી."

સર ભોળાનાથ અંદર જઇ એક મોટી આરામ ખુરસી પર હાથ દઇને પડયા અને એટલીજ ત્વરાથી બેઠા થઇને જે કહેવા આવ્યા હતા તે કહી નાખ્યું: "જોને વીરુ, સુરેંદ્રનો તાર આવ્યો છ. તેમાં લખે છે કે, આજે અગીઆર વાગતાંની ગાડીમાં એ અહીં આવવાનો છે અને આપણે ત્યાં તો બધા રુમ્સ એંગેજ થએલા છે. તું સુરેંદ્રને ઓળખે છે? અરે પણ નહીંજ તો! તું આપણે ત્યાં આવી ત્યાર પહેલાંનો એ સીલોન ગએલો."

વીરમતીને વચમાં કયારે પણ બોલવાની તક મળીજ નહોતી. એ હા નાનો જવાબ આપે તે પહેલાંજ સર ભોળાનાથે નક્કી કરી લીધું હતું કે વીરુ સુરેંદ્રને ઓળખતી નહોતી. હવે જો પોતે ઓળખે છે એમ કહે તો સાથે-સાથે 'પોતાનો સુરેંદ્ર સાથેનો સબંધ કેવા પ્રકારનો છે એ પણ કહેવું જોઇએ; એ કહેતાં વીરમતીને સ્વાભાવિક રીતે શરમ આવે તેથી 'લાજ સે ભલી ચુપ' કરી તે કૈં બોલી નહીં.

સર ભોળાનાથે તો ગાડું આગળ ગબડાવ્યું: "હું એમ કહેવા આવ્યો હતો કે તારી પાસે ત્રણ રુમ્સ છે તેમાંથી બે ચાર દહાડા મારે એક રુમ સુરેંદ્ર માટે કાઢી આપશે કે? સુરેંદ્ર ઘણોજ અચ્છો જુવાન છે. એ આવશે ત્યારે 'કંપની'માં બહુજ ગંમત પડશે. સીલોનથી જોઇએ શું શું ઉપાડી આવ્યો છે!"

સર ભોળાનાથનો વાક્પ્રવાહ શરુ થયા પછી કયારે બંધ પડશે એ કહેવું અશક્ય જેવું હતું, પણ વીરમતીએ વચમાંજ કહી દીધું કે એઓ હમણાં બેઠા હતા એ રુમ પોતાના બીજા બે રુમ્સથી જુદો હતો અને તેથી તેને થોડાજ વખતમાં ચાકરોને બોલાવી સુરેંદ્ર માટે પોતે તૈયાર કરાવી રાખશે.

* * *

વખત થતાં સુરેંદ્ર આવ્યો અને ભોળાકાકા સાથે ધડકેતીકડે ચાં ગપ્પાં માર્યા બાદ કપડાં બદલવા એને આપેલા રુમ પર જવા હૉલમાંથી નીકળ્યો. રુમ પાસે આવતાં તેણે વીરમતીને પાસેના રુમમાં જતાં જોઇ.

વીરમતીના પિતા ગુજરી ગયા બાદ વીરમતી અને સુરેંદ્ર વચ્ચેનો પત્રવ્યવહાર માત્ર નામનો જ રહ્યા હતો કારણ કે પિતા વગરની એકની અતુલી બાળાને પોતાની ઇચ્છાનુસાર પ્રેમપત્રો લખવા એ સુરેંદ્રને અનુચિત લાગ્યું પોસ્ટ ઓફીસે દ્વારા વહેતા આ પ્રેમઝરણો સુકા જવાનો અર્થ વીરમતીએ એવો કર્યો કે સુરેંદ્ર કે મરણુ સર-કદાચ બીજી કોઇ બાળાના પ્રેમ પાશમાં પડ્યો હોઈ-પોતાને ભુલી જવા ઇચ્છે છે આથી રીસમાં ને રીસમાં સુરેંદ્રના કાગળોના ટુંકા નીરસ જવાબ આપ્યા શીવાય બીજું એણે કંઇ લખ્યું નહોતું સ્થિતિ આમ હોવાને કારણે વીરમતીને આ "સમુદ્રસ્થાન"માં જોતા સુરેંદ્રને અજાયબી અને હર્ષ થાય એ તદ્દન સ્વાભાવિક હતું

સુરેંદ્ર આમાં હદ ઉપરાંત વીરમતીને મળવા ફાંફાં માર્યા પણ " વળ્યું નહીં આખરે સાંજે પાંચેક વાગે સુરેંદ્ર સમુદ્રસ્થાનના વિશાળ અને સુંદર બગીચામાં એક ઝાડ તળે બાંકડા પર જઇ બેઠો પોતાને માટે ચા પણ ત્યાંજ મંગાવી હજી તે તે ચામાં સાકર ઓગાળવા ચમચી હલાવી રહ્યો હતો તેટલામાં ફુલ એકઠાં કરવા આવેલી હાથમાં ભરેલી સામેથી વીરમતીને આવતી તેણે જોઇ ચા ચાને ઠેકાણેજ મૂકી અને ભાઇસાહેબ છલંગ મારી વીરમતી આવતી હતી તે દિશામાં દોડી ગયા સુરેંદ્રને આવતો જોઇ વીરમતી જમણી તરફના રસ્તા પર વળી ગઇ પણ સાડીનો છેડો ગુલાબના એક છોડ સાથે કાંટામાં ભરાઇ ગયો તે કાઢતી હતી એટલામાં તો સુરેંદ્ર આવી પહોંચ્યો

આનો શો અર્થ ? સુરેંદ્ર બીજી વખતને બોલી ઉઠ્યો

એનો શો અર્થ ? ગુલાબમાં કાંટા હોય એ કે મારો વાંક છે ? વધારે ચીડવવા માટે વીરમતીએ પુછ્યું

ગુનામાં ગુનો ચુનામાં હું કે ભૂલ શેના છુ કે મારથી આમ નાસતી ફરે છે ?"

આપણાથી માણસો દૂર શા માટે રહે છે એ આપણે જાતે જ શોધી કાઢવું જોઇએ વાંક મારું હશે ભારે જરૂર કિંતવળ છે કહી વીરમતીએ ચાલવા માંડ્યું

મારા સમ છે વીરા ! વીરમતી ઉભી રહી શું હું એનું કહું જરી એન સામેના બંકડા પર બેઠો ગયો અને જને જણા બેઠા જો વીરા પરણ્યા બાદ કુંજઆ કરવાનો આપણને જોઇશે એટલો અવકાશ મળશે પણ અત્યારે મહેરબાની કરી કેમ આ સમુદ્રસ્થાન"માં ઉપરથી આવી ભરાઇ ?"

પરણ્યા પછી તમે તમારી પત્નીસાથે કાવ તેટલા કુંજઆ કરજો એ તમારી મુનસફીની વાત છે હું તો અહીં બાપુજી—સર જેળા નાથની દેખરેખ નીચે પુરી થઇ રહી છુ "

આ—હ સી— સુરે એવી કહ્યો એમજ કહેને એટલા માટે જ બાઇ સાહેબનું નાક આસમાન સાથે વાતો કરે છે! મોટા માણસની દીકરી એટલે—" વાક્ય અધુરૂંજ રહ્યું

વીરમતીથી આ આક્ષેપ સહન થઇ શકે એમ નહોતું " બી સુરેંદ્ર હું એ વિષય ચર્ચવા ઇચ્છતી નથી પેટ્રોલથી ભરેલી ટાંકીને સળગતી દીવાસળી અડતા જેમ ભભુકી ઉઠે તેમ વીરમતી ભભુકી ઉઠી

છતાં પણ આપણે જુદા પડીએ તે પહેલાં એટલું તો મારે તમને કહેવું જોઇએ કે આપણો સબંધ તમારે લીધે તુટે છે સીનેમામાં તમે શું કરતા હતા એ જાણવાની



ગુલઝાર ! નીચે રેતી પર ઘુંટણે પડી, વીરમતીના બન્ને હાથ પોતાના હાથમાં પકડી, દયામણે મુખે વીરમતી સામે એક મીનીટભર તે તાકી રહ્યા. ( જ્યોતિ ૧૯૮૦

છે કે શું? કે ખાસ પ્રદર્શનની ખાતરજ હતાં એટલાં બધાં ઘરેણાં પહેરી નાખ્યાં છે?"

સુરેંદ્રને સર ભોળાનાથે પહેલાંથીજ બહુ છુટ આપેલી હોવાથી એ હમેશાં વગર અચકાયે અમુક મર્યાદામાં રહીને ફાવે તેમ બોલતો.

"નારે ભાઇ, બહુ ઝવેરાત પહેરવું ફેશન-ની બહાર ગણાય છે. આ તો આમરયાં જરા માર્કે કાઢી આપ્યાં એટલે પહેરી લીધાં." (માર્ક પેરીસથી બોલાવેલો સર ભોળાનાથનાં ઘરેણાંનો ખાસ ખજાનચી હતો.)

"ઘણુંજ સારું કર્યું. આ થોડાંઘણાં વીસત્રીસ ઘરેણાં તમે પહેર્યાં છે તે ઉપરથી જણાઇ આવે છે કે ધારો તો ઝવેરાતના તમે ગમે તે હાલ કરી શકો છો કેમ, કૈં નવી ચીજ છે કે?" સુરેંદ્રે પુછ્યું.

"મારા ખ્યાલથી તો તેં બધાં જોયલાં છે. અરે હા, આ કાળો હીરો તે નથી જોયો. આ લે, જો. કેવો છે?" કહી સર ભોળાનાથે ગળામાંથી એક પાતળી પ્લેટીનમની સાંકળીમાં લટકાવેલો, પ્લેટીનમમાંજ જડેલો, ફક્ત એકજ કાળો, નાના લખોટા જેવડો હીરો સુરેંદ્રના હાથમાં આપ્યો.

સુરેંદ્ર એને ચારે તરફથી ફેરવી ફેરવીને તપાસી જોયો. એ હીરામોતીમાં સમજતો હતો એટલે બે મીનીટ સુધી ટગરટગર જોઇ રહ્યો. સંગીતશાસ્ત્રીઓને અતિશય સંસ્કારિક સંગીત સાંભળતાં જેમ એક તરેહનો નીશો ચડે છે, ડાક્ટરોના હાથમાં કોઇ ગંભીર 'કેસ' આવી પડતાં જેમ એક જાતની ખુમારી આવે છે, બીલાડી ગટરના ઉંદરને જોઇ જેમ ગાંડી બને છે તેમ ઝવેરીઓના હાથમાં કોઇ અમૂલ્ય વિલક્ષણ પથ્થરનો ટુકડો આવતાં એઓને એક જાતની ઘેલછા લાગે છે, અને જ્યાં સુધી એવી ચીજ સામે જોવાનું મળે ત્યાં સુધી પોતે સ્વર્ગાનંદ ભોગવતા હોય એમ માને છે. આખરે સુરેંદ્ર થોડોક વખત ઇંદ્રસભામાં વીતાવી પાછો આ પૃથ્વી પર આવ્યો હોય એવી રીતે એકાએક ચમકી ઉઠ્યો: "ગજબની ચીજ છે, ભોળાકાકા! આ ક્યાંથી મળી આવ્યો? વેચાતો લેતાં તમારી તીજોરી પણ સારી પેઠે હલકી થઇ હશે." એમ કહી હીરો પાછો સર ભોળાનાથના હાથમાં આપ્યો.

"નારે, બહુજ સસ્તો મળી આવ્યો. કોઇક અમેરીકન કરોડાધિપતિ પાસે હતો. એને હીરા પર વહેમ આવ્યો એટલે એણે લીલામ કર્યો. વહેમવાળો હીરો લેવાની બીજા કોઇની હીંમત ચાલી નહીં અને આપણે અડી લાખમાં માગ્યો કે પેલાએ તરતજ આપી દીધો."

"સારું કમાયા, પણ સાથે સાંકળી કેટલી ઝીણી નખાવી છે, જરા હાથ લાગતાં તુટી જાય એવી છે. એ સીદી બાદશાહ જો મારી માલેકી તળે હોય તો હું તો એને સ્ટીમરના લંગરની સાંકળ સાથે બાંધી રાખું. ગોમાઇને ત્યાં જાઉં ત્યારે વળી કદાચ છુટો કરું."

"તારી વાત ખરી છે. કાલેજ માર્કને કહી એની સાંકળ બદલાવી લઇશું." સર ભોળાનાથે કહ્યું.

આ વાતો ચાલતી હતી ત્યારે વીરમતી બાજુનાજ સોફા ઉપર બેઠીબેઠી સુમન સાથે ગેલ કરતી હતી અને અવારનવાર આસપાસ ચાલતી વાતો સાંભળતી હતી. હીરા વીશે ચએલી ઘણીખરી વાતો એણે સાંભળી હતી. સુરેંદ્રે મોઢું ફેરવી એટલી વારમતી સાંભળે એમ સુમનને સંબોધીને કહ્યું: "સુમન બેન, તેં બીબાનો વાઘો 'બાવવા' દેખો કે નહીં!" પણ વીરમતીએ સુરેંદ્ર સામે બીજું કોઇ ન

જુએ એવી રીતે ઉંધા કાગી સુમન સાથે રમવા માંડયુ

* *

રાત્રે પરવાર્યા બાદ સુરેન્દ્ર રુમ પર જતો હતો ત્યાં વીરમતી પણ સુમનને સાથે લઇ પોતાના રુમ તરફ જતી મળી ગઇ

આમ જો વીરુ સુરેન્દ્ર લઇનો લાભ લઇ બોલ્યો 'આ બ્રુકજી શીવાય બીજા પણ દુનીઆમાં જીવે છે કે નહીં' એણે મારા ખોળામાં બેસીબેસીને મારા ખમીસનો ખાણ્ડુ વાળી નાખ્યો છે મે એને અંકસો અને સાડા અગીઆરવાર 'આ શું' અને 'એ શું' ના જવાબ આપ્યા છે એણે મારુ ઘડીઆળ વારે ઘડીએ ગજવામાંથી કાઢી મોં વગાડીને આખરે બંધ પાડયુ છે. અને હજી મને ઘરમાં આવ્યે પુરા બાર કલાક પણ નથી થયા અને જરા ઉંઘો મુકીને બે મીનીટ તો બેવડ પર પણ ખસો નાખ

'શું કામ છે' વીરમતીએ ગભરાતાંથી પુછ્યું

મનમાં તો એ રાજી થતી હતી કે સુમન સુરેન્દ્ર સાથે આટલો હળી ગયો હતો એ ઠીકજ થયુ હતુ

'કામ તો બહુજ અગત્યનું છે હમણાંજ જમતાંજમતાં મને એક વિચાર આવ્યો છે જેને અમલમાં મુકતા અગડોકાળી ખાણ પર જતા બાગીનગીરીના જે પૈસા જોઇએ છે તે મળી શકે આ પૈસા ઉભા કરવાનો કામ મને બહુજ નિષ્ઠુર અને કૈંક અંગે મારુ નામ બગાડી નાખે એવો લાગે છે છતાં પણ મે તો નિશ્ચય કરી લીધો છે અત્ર મારુ એટલુજ છે કે ત્યાં મને ઓળખીને એવા ઘણા વર્ષ લાગશે અને એ તમારા વિના કેમ જશે? હું એમ કહેતો હતો કે તુ રજા આપે તો સવારે બધી વાત ભોળાકાકાને કહુ અને એઓ હા પાડે તો થોડાજ વખતમાં લગ્ન કરી આપણે સાથેજ આફ્રીકા જઇએ"

વીરમતી કૈંક કહેવા જતી હતી પરંતુ સામેથી બન્નેના રુમમાંથી બે ચાકરડીઓ રુમ સાફ કરીને બહાર આવી જેથી વાત આટલેજ અટકી અને વીરમતી તથા સુરેન્દ્ર પોત પોતાના રુમમાં ગયા

* * *

બીજે દિવસ વીરમતી સવાર આખી કૈંક કામ્યુસર સુરેન્દ્રને મળી શકી નહીં ખરી રીતે સુરેન્દ્ર બહુ ફાંફાં માર્યા પણ વીરમતીને મળી શક્યો નહીં સુરેન્દ્ર પણ આખી સવાર બગીચામાંજ કાઢી બપોરે ત્રણેક વાગે એ અને સર ભોળાનાથ બહાર જવા ગાડીમાં બેસીને સાથે ગયા ગાડી હજી તો કંપાઉંડની બહાર પહોંચી નહીં હોય ત્યાં તો સુરેન્દ્રના રુમને સાફસુફ રાખવાવાળી ચાકરડી વીરમતી પાસે ગઇ અને કહેવા લાગી 'બીબા જરા આ સુરેન્દ્ર શેઠના રુમનો બંદોબસ્ત કરોને'

'કેમ શું છે?' વીરમતીએ ચોપાનીયું વાંચતાંવાંચતાં ઉંચુ જોઇને પુછ્યું, 'સુરેન્દ્ર કે બગાડ કરે છે કે?'

ના ના પણ હું સાફ કરીકરીને મરી જાઉં તો પણ રુમમાં એવો ને એવો કચરો' ન હોવાને લીધે સુરેન્દ્ર શેઠ એક બે કલાક અંદર બેસે ત્યાં તો આખો રુમ રાખરાખ થઇ જાય છે આ રુમની કુંચી પણ મને રાખવા આપો તો મારુ કામ સુધરે તમે તો વાપરતા નથી અને રુમ ખુલ્લો રહેવાથી સુમનભાઇ વારે ઘડીએ અંદર આવજા કર્યા કરે છે અને રુમની બધી ચીજો વીખેરી નાખે છે

હોઠનો ડોળ કરી તે બોલ્યાઃ "વીરુ, બેટા, કેમ નહીં ને તું!"

સુરેંદ્રની આંખોમાં અગ્નિ વરસતો હતો. વીરમતીએ એના તરફ બે ત્રણ વાર આડી આંખે જોયું, પણ એણે ગણકાર્યું નહીં. "ભોળાકાકા! શું તમે વીરમતી ઉપર ચોરીનું તહોમત મુકવા ઇચ્છો છો? હેં ડાગળી ખસી તો નથી ગઇ?"

"એમજ હશે! પણ તેં અને મેં બંનેએ સાફસાફ એના હાથમાંથી હીરો પડતો જોયો. વીરુ, વીરુ, તને આ શું સુઝયું? આખરે તો બધું તારુંજ હતું ના!"

"ચુપ કરો!" સુરેંદ્ર ભોળાકાકા સાથે શી રીતે વર્તવું એની પરવા કર્યા વિના બોલ્યો. "આ વાત તદન અશક્ય છે. આમાં જરૂર ક્યાંક કોઇની ગેરસમજુતી થાય છે. વીરમતી, ભોળાકાકાને સાફસાફ કહી દે કે તેં હીરો નહોતો ઉપાડયો એટલે આ મુર્ખાઇનો અંત આવે."

સુરેંદ્રે વીરમતી સામે જોયું. વીરમતીની ઉદાસ આંખોમાં ઠપકો અને નિરાશા મિશ્ર થએલાં દેખાતાં હતાં. એની આંખો સુરેંદ્રની આંખોને ગઇવાર સુધી મળી. ઠપકો, ઉદાસીનતા, પ્રેમ, દયા અને આશા એ બધા ભાવોનું મિશ્રણ જે આંખોમાં દેખાતું હતું તેને બદલે હવે તેમાં તિરસ્કાર દેખાવા લાગ્યો. સુરેંદ્ર અને સર ભોળાનાથ બંને જણ વીરમતીના હોઠ ઉઘડવાની રાહ જોઇ ઉભા રહ્યા. થોડી વાર રહીને એણે ધીમે અવાજે કહ્યુંઃ "હીરો મેં લીધો હતો." વીરમતીનો અવાજ ભાગ્યેજ સંભળાતો હતો. સાધારણ રીતે વીરમતીનો અવાજ એટલે કોયલનો ટહુકારો; પણ અત્યારે તો જાણે ગળામાંથી પ્રવાહી સીસું વહેતું હોય એવો ભારે અને બેસુરો અવાજ સાંભળવામાં આવતો હતો.

"તેં, હીરો—" સુરેંદ્ર બોલવા જતો હતો ત્યાં તો કંઈક વિચાર આવવાથી ખડખડ હસી પડયો. "કેમ, કે બનાવવા બેઠા છો! ચાલ, બહુ થયું હવે. બીજી વાર આવી મશ્કરી—"

આગળ બોલે તે પહેલાં તો એની નજર વીરમતી પર પડી. એના મોઢા ઉપર તો એજ દુઃખ અને તિરસ્કાર છવાઇ રહ્યાં હતાં. વીરમતીની મુખમુદ્રા પર છવાયલા ભાવોનું પૃથક્કરણ કરવાનું તો સુરેંદ્રને સુઝયું નહીં, પણ એનું મોઢું જોઇ પોતાનું હસવું સુકાઇ ગયું અને તે આગળ બોલતો બંધ પડયો.

"બેટા વીરુ," સર ભોળાનાથ વારે આવ્યા. "એમજ કહી દે કે તને હીરો મળ્યો હતો. કે પણ કહી દે."

"મેં–લી–ધો–હી–રો–છે." વીરમતી એકેક અક્ષર પર ભાર મેલી બોલી અને ફરીથી એક વાર તેણે સુરેંદ્ર સામે જોયું. "હું બીજું કે કહેવા ઇચ્છતી નથી. તમારી ઇચ્છા હોય તેમ કરો. હી–રો મેં–પો–તે ચો–રી લી–ધો હતો."

"ઓહ!" કહીને સર ભોળાનાથ ચુપ રહ્યા.

"ઑલ રાઇટ" સુરેંદ્રે દાંત પીસીને કહ્યું " આ પ્રકરણ અહીંજ સમાપ્ત થાય છે. ભોળાકાકા! તમને તમારો હીરો પાછો મળ્યો છે. વીરમતીએ તમારી ચોરી કરી એટલે એ તમારી દીકરી તરીકે આ ઘરમાં વધારે વખત રહી શકે એ અશક્ય છે. હું તો માનું છું–જાણું છું કે વીરમતીને ચિત્તભ્રમ થયો છે. મારી માન્યતા ખોટી હોય તો પણ

મને પરવા નથી અમે વરવહુ આવતા અઠવાડીઆમાજ આફ્રીકા જવાના છીએ

"તમે 'વરવહુ' કોણ કોનો વર અને કોણ કોની વહુ?" સર ભોળાનાથને તો થયુ કે એક પછી એક અજાયબીના બમગોળાઓ ને ટેટાક ફુટવાના છે

"હું વીરુનો વર અને વીરુ મારી વહુ હમણા નથી તો બેચાર દહાડામાજ થવાના છીએ"

સુરેંદ્ર વધારે કૈંક કહેવા જતો હતો પણ વીરમતી વચમાજ બોલી ઉઠી "કદી નહીં હવે એ વાત અશક્ય છે અને હુ નથી ધારતી કે તમે હવે આફ્રીકા જઇ શકો" ઉદ્ધત વાક્ય બોલતા એણે સુરેંદ્ર સામે આડી આખે જોયુ પણ તેનું ધ્યાન નહોતુ

વીરમતી બાજુ પર પડેલા કોચ પર જઇ બેઠી અને બન્ને હાથ વચ્ચે માથુ નાખી ડુસકે ડુસકે રડવા લાગી સર ભોળાનાથ એની પાસે જઇ આશ્વાસન આપવા લાગ્યા સુરેંદ્રે સામેની ખુરસી પર બેસી વીરમતી સાથે પોતાને શો સબધ હતો અને તે કેમ થયો હતો વગેરે ટુકામા સર ભોળાનાથને કહી સભળાવ્યુ, અને વિશેષમા કહ્યુ કે "હુ આફ્રીકા જાઉં તે પહેલાજ અમારા લગ્ન કરવાની રજા લેવા તમારી પાસે હુ આજ સવારેજ આવવાનો હતો"

"પણ આફ્રીકામા શુ [illegible]યુ છે?" સર ભોળાનાથે પુછ્યુ

"આફ્રીકા એક સોનાની ખાણ પર જવુ છે પોણો લાખ રુપીઆ જામીનગીરી માટે આપવા પડે એમ છે મે જેમતેમ કરીને પૈસા ઉભા કર્યા છે એટલે હવે જવામા કે વાંધો આવશે નહીં"

વીરમતીની હીરાની ચોરી (!) પકડાયા બાદ પણ આ બીજી કે ત્રીજી વખતે સુરેંદ્રે "પૈસા પેદા કર્યા છે" એમ કહ્યુ હતુ આ વખતે પણ આ પુનરુક્તિ સાભળી વીરમતી ચમકી રડતીરડતી એકદમ બધ થઇ અને ગભરાતા ગભરાતા તેણે સુરેંદ્ર સામે જોઇ ભાગે તુટે અવાજે "પૈસા ક્યાથી ઉભા કર્યા?" એમ પુછ્યુ

મે તને કાલ કહ્યુ નહીં કે પૈસા ઉભા કરવામા જરા જોખમ છ મે તો જોખમ ખેડ્યુ મારા દાદાની મીલ્કતનો જે હીસ્સો મારે ભાગે આવશે તે મે હમણાથીજ ગીરવી મુકયો છે મારે ભાગે આશરે ચારેક લાખ આવશે પણ મે હાલ તો એક લાખ રુપીઆ રોકડા લઇ એ બધુ ગીરવી મુક્યુ છે જે થાય તે ખરુ મારા પિતા ને ખબર પડશે ત્યારે ખુબ ધમાચકડી કરી મેલવાના છે કદાચ આવી ઉદ્ધતાઇ માટે પોતાના 'વીલ માથી મારુ નામ પણ રદ બાતલ કરશે પણ મે નો—કેમ કેમ શુ છે વીરુ?"

વીરમતીએ વાત સભળાવા માડી ત્યારથી એની આખે અધારા આવતા હતા પણ એ મુડી વાળીને પરાણે બેસી રહી હતી પણ હવે એનાથી સહન થઇ શક્યુ નહીં એક મોટા અમગળ દુ ખનો ભૂત આવ્યો હોય તેમ ઉડો નિ શ્વાસ મુકી હા—રા કહી તે બેશુદ્ધ થઇ કોચ પર પડી ગઇ

*

સર ભોળાનાથ અને સુરેંદ્ર વીરમતીની સારવારમા હતા ત્યા તો સુમન મોટેથી રડતો રડતો આવ્યો ઓ! ઓ! મનુ નમકલ કોઇક લઇ ગીયુ"

હોવાનો ડોળ કરી તે બોલ્યાઃ "વીરુ, બેટા, કાંઈ નહીં ને તું!"

સુરેંદ્રની આંખોમાં અગ્નિ વરસતો હતો. વીરમતીએ એના તરફ બે ત્રણ વાર આડી આંખે જોયું, પણ એણે ગણકાર્યું નહીં. "ભોળાકાકા! શું તમે વીરમતી ઉપર ચોરીનું તહોમત મૂકવા ઇચ્છો છો? કે ડાગળી ખસી તો નથી ગઈ?"

"એમજ હશે! પણ તેં અને મેં બન્નેએ સાફ્સાફ એના હાથમાંથી હીરો પડતો જોયો. વીરુ, વીરુ, તને આ શું સુઝયું? આખરે તો બધું તારુંજ હતું ના!"

"ચુપ કરો!" સુરેંદ્ર ભોળાકાકા સાથે શી રીતે વર્તવું એની પરવા કર્યા વિના બોલ્યો. "આ વાત તદ્દન અશક્ય છે. આમાં જરૂર ક્યાંક કોઇની ગેરસમજુતી થાય છે. વીરમતી, ભોળાકાકાને સાફ્સાફ કહી દે કે તેં હીરો નહોતો ઉપાડયો એટલે આ મુર્ખાઇનો અંત આવે."

સુરેંદ્રે વીરમતી સામે જોયું. વીરમતીની ઉદાસ આંખોમાં ઠપકો અને નિરાશા મિશ્ર થએલાં દેખાતાં હતાં. એની આંખો સુરેંદ્રની આંખોને પળવાર સુધી મળી. ઠપકો, ઉદાસીનતા, પ્રેમ, દયા અને આશા એ બધા ભાવોનું મિશ્રણ જે આંખોમાં દેખાતું હતું તેને બદલે હવે તેમાં તિરસ્કાર દેખાવા લાગ્યો. સુરેંદ્ર અને સર ભોળાનાથ બંને જણ વીરમતીના હોઠ ઉઘડવાની રાહ જોઇ ઉભા રહ્યા. થોડી વાર રહીને એણે ધીમે અવાજે કહ્યુંઃ "હીરો મેં લીધો હતો." વીરમતીનો અવાજ ભાગ્યેજ સંભળાતો હતો. સાધારણ રીતે વીરમતીનો અવાજ એટલે કોયલનો ટહુકારો; પણ અત્યારે તો જાણે ગળામાંથી પ્રવાહી સીસુ વહેતું હોય એવો ભારે અને બેસુરો અવાજ સાંભળવામાં આવતો હતો.

"તેં, હીરો—" સુરેંદ્ર બોલવા જતે હતો ત્યાં તો કૈંક વિચાર આવવાથી ખડખડ હસી પડયો. "કેમ, કેં બનાવવા બેઠા છો ચાલ, બહુ થયું હવે. બીજી વાર આવ મશ્કરી—"

આગળ બોલે તે પહેલાં તો એની નજર વીરમતી પર પડી. એના મોઢા ઉપર તે એજ દુઃખ અને તિરસ્કાર છવાઇ રહ્યાં હતાં વીરમતીની મુખમુદ્રા પર છવાયલા ભાવોનું પૃથક્કરણ કરવાનું તો સુરેંદ્રને સુઝયું નહીં પણ એનું મોઢું જોઇ પોતાનું હસવું સુકાઇ ગયું અને તે આગળ બોલતો બંધ પડયો.

"બેટા વીરુ," સર ભોળાનાથ વારે આવ્યા. "એમજ કહી દે કે તને હીરો મળ્યો હતો. કેં પણ કહી દે."

"મેં–લી–ધો–હ–તો–છે." વીરમતીએ દરેક અક્ષર પર ભાર મેલી બોલી અને ફરીથી એક વાર તેણે સુરેંદ્ર સામે જોયું. "હું બીજું કૈં કહેવા ઇચ્છતી નથી. તમારી ઇચ્છા હોય તેમ કરો. હી–રો મેં–પો–તે ચો–રી લી–ધો હતો."

"ઓહ!" કહીને સર ભોળાનાથ ચુપ રહ્યા.

"ઑલ રાઇટ" સુરેંદ્રે દાંત પીસીને કહ્યું "આ પ્રકરણ અહીંજ સમાપ્ત થાય છે. ભોળાકાકા! તમને તમારો હીરો પાછો મળ્યો છે. વીરમતીએ તમારી ચોરી કરી એટલે એ તમારી દીકરી તરીકે આ ઘરમાં વધારે વખત રહી શકે એ અશક્ય છે. હું તો માનું છું–જાણું છું કે વીરમતીને ચિત્તભ્રમ થયો છે. મારી માન્યતા ખોટી હોય તો પણ

# અમરનંદિનીનો રાસ



રચનારઃ

રા. મંજુલાલ દવે



અમરનંદિની હો ! અમરનંદિની !

તારું હૈયું વિશાલઃ
તારો આત્મા હેતાળઃ
તારું ગીતડું રસાળઃ
ઝુલે–ડોલે વિશ્વમાલઃ

અમરનંદિની હો ! અમરનંદિની !

કોક વાદળીના સૂરઃ
કોક ઇંદ્રધનુ–નૂરઃ
નર્યાં અંશુઅમાં પૂરઃ

અમરનંદિની હો ! અમરનંદિની !

જીવન જગત કાલખંડઃ
ને અનંતતા પ્રચંડઃ
તારે પાવલે અખંડઃ

અમરનંદિની હો ! અમરનંદિની !

સકલ સૃષ્ટિ તણાં સત્વઃ
ચરાચરનાં અમરત્વઃ
અતુલ અમુલ ભાવ–તત્ત્વઃ
તું શું ઓતપ્રોત અનરતઃ

અમરનંદિની હો ! અમરનંદિની !

તારું હૈયું વિશાલઃ
તારો આત્મા હેતાળઃ
તારું ગીતડું રસાળઃ
ઝુલે–ડોલે વિશ્વમાલઃ

અમરનંદિની હો ! અમરનંદિની !

**મોહનદાસ** ... ... નરોત્તમદાસનો બાલમિત્ર–પૃથ્વીપ્રવાસી, અનેક અનુભવથી ઘડાયલો નરવીર.

**જીવરાજ** ... ... અમદાવાદમાં સુપ્રસિદ્ધ વૈદ્યરાજ, નરોત્તમનો રસાયણપ્રયોગમાં સહાધ્યાયી.

**સરદાર હીરાસિંહ** ... પંજાબનો એક અગ્રેસર તાલુકદાર, અસહકારી પુત્રનો પિતા.

શીવાય નાનાલાલ કવિ, રવીંદ્રનાથ ટાગોર, સી. એફ. એન્ડ્રુઝ, મોહનદાસ ગાંધી, અનુપરામ ભોમીઓ.

## સ્ત્રીવર્ગ

**માયાવતી** ... ... અંબાલાલશેઠની બહેન–બાલવિધવા, અર્ધદગ્ધા, કવિકલ્પિત ભામિની.

**મધુરી** ... ... ... અંબાલાલશેઠની મોટી દીકરી, નરોત્તમની પત્ની, ટાગોરમાયામાં મસ્ત નવોઢા.

**પુષ્પા** ... ... ... તેની નાની બ્હેન.

નોકર, ચાકર ઇત્યાદિ.



# આગલા પ્રવેશોનો ટુંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુભોમીઓ પ્રેક્ષકોને ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ સંબંધે વિગત જણાવી રહ્યો છે. તેટલામાં શેઠનો પુત્ર સારાભાઇ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે, અને પોતાની નાની બહેન પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા મથામણ કરે છે—સારાભાઇ પિતાએ આશા રાખેલી તે પ્રમાણે સીવીલીઅન નથી થઈ શક્યો પણ અત્યારણ બેરીસ્ટર થઇ શક્યો છે એટલે નોકરી કરવા શીવાય પોતાને છુટકો નથી—તે સ્થિતિ સીવીલીઅન કરતાં ઉતરતી નથી—એમ પોતાની સ્થિતિનો બચાવ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પછી પોતાની મહત્તાનાં બણગાં ફુંકી, પિતાના ભયથી ગુપ્ત રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. અંબાલાલ પુષ્પા સાથે પ્રેક્ષકોના પોતાના તરફના સારા નરસા વિચારો માટે વાતચિત કરે છે ત્યાં પ્રેક્ષકોથી કંટાળેલી માયાવતી ખીજવાયેલી આવે છે. વચમાં પ્રેક્ષકો આવતાં પુષ્પા ગભરાઇને ચાલી જાય છે, અને પાછળથી નરોત્તમ પણ ફફડાઇને આવે છે અને માયાવતી અને નરોત્તમ એ બંને અંબાલાલ સાથે પ્રદર્શનથી થતા પ્રેક્ષકોના કંટાળા બાબત રસભરી ચર્ચા કરે છે; છતાં અંબાલાલ પોતાની ઉદારતાનો ડોળ છોડતો નથી, એટલામાં જીવરાજ વૈદ્ય આવે છે

(હવે આગળ વાંચો)

તીર્થંકરોનાં ઠેરઠેર મંદિરો કર્યાં છે તેમ આધુનિક કાલના સમાજોદ્ધારક ધર્મવીરોનાં નૂતન તીર્થક્ષેત્ર સ્થાપી દેશસેવા બજાવવા—ધર્મલાભ લેવાની મને હોંસ છે. મારામાં વિમળશાહની શક્તિ નથી, મુંજાલ મહેતાની બુદ્ધિ નથી, વસ્તુપાળ તેજપાળની લક્ષ્મી નથી, પણ ફુલ નહીં તો ફુલની પાંખડી પણ કેમ નહીં?

નરોત્તમ

મને તો એમાં ફુલે નહીં, ફુલની પાંખડીએ નહીં, ફુલનો પરાગ પણ નથી લાગતો.

જીવરાજ

હું જાણું છું કે તને આ બંગલા પર પ્રેમ નથી.

નરોત્તમ

પ્રેમ? મને તો એનો ત્રાસ છે.

અંબાલાલ

[આ નવા પ્રકરણમાં ભેળાય છે] પણ એમાં વાંક કોનો?

નરોત્તમ

મારો?

અંબાલાલ

હાસ્તો. જો તું એ બાલચેષ્ટાને મોટું રૂપ ન આપે......

નરોત્તમ

તમે એને બાલચેષ્ટા કહો છો?

અંબાલાલ

પુછ દાક્તરસાહેબને.

જીવરાજ

[ગંભીર સ્વરે] મને લાગે છે, ભાઈ નરોત્તમ, કે તું કોઈકોઈવાર કીડીનો કુંજર બનાવે છે. આ ક્ષણિક મોદ છે. તું તેને જીવનભરની માયા માને છે.

અંબાલાલ

એમજ. મધુને તેથી ઉલટી હઠ વધે છે રઢ લાગે છે! પણ જરા વિચાર કર. એમાં આકળા બનવા જેવું છે શું? એને ટાગોરના મોહગીતોનું ઘેન લાગ્યું છે, કારણ આંગળ એણે એવું કશું વાંચેલું જ નહીં.

જીવરાજ

અને એ કૃતિ તો ખરેખર સૌને મોહક સ્પદ છે.

માયાવતી

[પોતે વાતમાંથી બાતલ રહી જાય છે તે ન ખમાતાં બોલી ઉઠે છે.] અવર્ણ્ય અલૌકિક!

જીવરાજ

[સભ્યતાથી] શું કહ્યું માયાબ્હેન?

નરોત્તમ

ચુપ કરો ફૂટ્યા.

માયાવતી

[ઉશ્કેરાટને] એટલે? મને શું વિ જણાવવાનો હક નથી?

નરોત્તમ

ના નથી. તમેજ મધુને છકાવી છે.

માયાવતી

[કટાક્ષપૂર્વક ક્રોધ કરીને] ખરેખર?

નરોત્તમ

હા હા, ખરેખર. તમેજ એનું મ ભમાવી દીધું છે—તમારા પોતાના ન સ્ત્રીના મનોવિકાર તેના મનમાં ભેરવીને. ત વરની કે બચ્ચાંની ક્યાંથી મહેર હોય? તમે

માયાવતી

[ ક્રોધ ન જણાવતાં ] નરોત્તમદા સંભાળો!

નરોત્તમ

શું સંભાળું મારું કપાળ? તમારા અ કૃત્રિમ અભિલાષો મને પરવડતા નથી! તમે મારી સ્ત્રીને મોહનમંત્ર ભણાવી ઘેલી દીધી છે! પરણ્યા પહેલાં—અમારા ર કાળમાં—એ છોકરી કેવી સરલ ને સ્નેહાળ હ

અંબાલાલ

કાલે, નહીં તો પરમ દહાડે તો કદાચ રવિબાબુ પણ અહીં આવ્યા હશે.

નરોત્તમ

[ચોંકે છે.] કેમ?

અંબાલાલ

શાંતિનિકેતન અને વિશ્વભારતી માટે ફંડ એકઠું કરવા નીકળ્યા છે. ને અહીં પણ કંઈ મેળવવાની આશા રાખે છે. આપણે ત્યાંજ [જરા અચકાય છે] મુકામ કરવા સંદેશ દાખ્યો છે.

નરોત્તમ

[ગુસ્સામાં] ત્યારે મારે તો અહીં કામજ નથી. ચાલ જીવરાજ, તને પ્રયોગાલયમાં લઈ જાઉં. [જાને જાય છે.]

અંબાલાલ

નરોત્તમ સામે તો મેં કહેવાનું કહ્યું, પણ મારે કબુલ કરવું જોઈએ કે મધુ એને પણ દુઃખ દે છે. એની વર્તણુંક અસહ્ય છે. માણસના જેવા સંઘરવા–અને તે પણ ગાંધીજી જેવા મહાપુરુષ હોય તો જાણે ઠીક પણ......

માયાવતી

તારે પણ દીકરી સામે જમાઈનો પક્ષ ખેંચવો છે?

અંબાલાલ

ના ભાઈસાબ. મારે એમાં પડવુંજ નથી. માત્ર આ કૌંકાશથી છોકરાંનાં છોકરાં નજરે જોવાની આશા મારે મુકવી પડશે. સારે નાહકમાન નીવડ્યો, મધુ પરણી પણ પતરી બેઠી, પુષ્પા હજુ બેઠી છે.

[સરદાર હીરાસિંહ આગને રસ્તેથી આવે છે. તે પ્રચંડ દેખાવનો, પુષ્ટ શરીરવાળો, વિકરાલ દાઢી, વાંકી મુછ, લાલચોળ આંખવાળો પુરુષ છે. અત્યારે તે ગુસ્સાના નીશામાં છે.]

માયાવતી

[સરદાર હીરાસિંહને જોઈ ગભરાય છે.] આ ભૂત ક્યાંથી નીકળ્યું વળી?

અંબાલાલ

હશે કોઈ પ્રેક્ષક. પરદેશી જેવો જણાય છે.

હીરાસિંહ

[અંબાલાલની સમીપ આવી મોટેથી] જનાબ!

અંબાલાલ

[નમ્રતાથી] કયું જી, કયા ફરમાન હય?

હીરાસિંહ

યહ વોહી મકાન હય કે જહાં હરામજાદા મોહનદાસ કરમચંદ ગાંધી રહેતા હય, ઔર જહાં કમબખ્ત શાહેર ટાગોર બી રહેના થા?

અંબાલાલ

કુછ સેવા ચાકરી ફરમાઈએ: [એને ધીમો સમજી પટાવે છે.]

હીરાસિંહ

સેવા ચાકરી ઇતની હી દે કે તુમ જાઓ ઔર વો કમબખ્ત કો ખબર ભેજો.

અંબાલાલ

ગાંધીજી ઔર બાબુજી અભી યહાં નહીં હય.

હીરાસિંહ

નહીં હય?

અંબાલાલ

જી નહીં.

હીરાસિંહ

[માનતો નથી] ઔર સુનાઓ! [કોચ પર ધમ દઈ બેસી જાય છે] મેં ઉસ બાતને બાદ દેખકર બપટા હું.

અંબાલાલ

મુઝે હદેશત હય કે આપકો બહોત વખત તક ઠેરના પડેગા.

હીરાસિંહ

પરવા નહીં. મુઝે કુછ કામ નહીં. ઉસ

ઉસકી ભરી ફેંક દેતા: [ટાગોરની કહેવાતી ઓર્ડર પરંતુ હાથમાંની ભારે લાકડીનો ફટકો જોરથી મારે છે.]

માયાવતી

[દોડતી ટેબલ પાસે જાય છે.] ઓ!

હીરાસિંહ

માફ કરો. મેરા શીર ઘુમતા હય!

અંબાલાલ

નહીંજી, હમ આપ સાહેબકી માફી ચહાતે હંય.

હીરાસિંહ

[માયાવતીને] ચેરેપર દયા આતી નહીં?

માયાવતી

જીગરસે મેં આપકે લીયે રહમગાર હૂં.

હીરાસિંહ

[જાણે સ્વગત બોલતો હોય તેમ] કયા ખમીર ખવાસી ઓરત હય! ઔર [અંબાલાલને] તું ભી બડા નેકદાર આદમી હય, દોસ્ત!

અંબાલાલ

યહ મેરી બ્હેન માયાવતી હય.

હીરાસિંહ

મેં સરદાર હીરાસિંહ–૨૪ મી જાટ ટુકડીકા કમીશન્ડ કેપટન. [ગમગીન થઈને] કયા મેરા હાલ હુઆ હય! તીનતીન ઝમાનોંકી નેકી, વફાદારી, ઇમાનદારી–સબ કુછ ગઇ!

અંબાલાલ

[તેને દીલાસો આપવાના હેતુથી] ઐસાહી હો રહા હય! સૈકાઓંસે જાનમાન ઔર નેક, ટેક નીભાવ રખ્ખા ગયા હો તોભી ફક્ત એક ચુકમેં, એક ગફલતીમેં સબ પાની!

હીરાસિંહ

આપ કયા સમજે હોજી, હમ સીપાહી લોગોંકો ઐસી નામોશી કીસ તરહ કારી જખ્મ જૈસી લગતી હય? ઔર વો ભી એક ભોલાભાલા, સંગીર બચ્ચેકા કસુરકે લીયે!

અંબાલાલ

ઇસકો કસુર મત સમજો! યે તો આપકા હરિસિંહકે બડી બડાઇ કી હય–કે ઉસકે તુખ્મમેં તેજ આતા! દેશસેવામેં જાન દેનો ઔર મહાત્મા–બાપુકે કુરબાની કરના–ઇસે જ્યાદા કયા સદ્‌ભાગ્ય હો સકતા?

હીરાસિંહ

અચ્છા, કહો તો સહી, આપને ખુદ કયા કુરબાની કી હય?

માયાવતી

મેરા ભાઇને પરદેશીઓંસે સબ વ્યવહાર નાબુદ કીયા–અપની જમાનેસે જામી હુઇ પેઢી બંધ કર દી હય.

હીરાસિંહ

[આસપાસ નજર કરતો] ઔર મીલકત સબ છોડ દી હય? [કોઇ ઉત્તર દેતું નથી] માફ કીજીએ, મંય આપકા બખ્ત ગમાતા હું. આપકો મેરી કારીગતમેં શૌક લગાતા હું.

અંબાલાલ

અજી, નહીંજી.........

હીરાસિંહ

તો કયા હાંસી કરતે હો?

અંબાલાલ

[જરા ગભરાઇને] અજી, નહીંજી...હકીકત બહોત–બહોત અજાયબ કરતી હય.

માયાવતી

ખુદા ખાતર, સરદાર, અપના નરગ્ન કવિરાજ ઔર વો મહાત્માજી પર સે ખફગી લો લો! હોનેવાલી હો ગઇ. ઉસકી કુછ કસુર નહીં.

હીરાસિંહ

તો કયા મેરી કસુર હય?

માયાવતી

નહીં, મગર યહ ગમગીની દૂર કરો, ચેનકી બાતચ કરો. આપકા લડકા માફક સત્ય દેશસેવામેં શામીલ હો જાઓ

ઓરણું નથી, એટલે અંબોડામાં ખાલેલી ચંપાની વેણી સુવાસ બહેકાવે છે. પગમાં જરીભરેલી, દીલ્હીશાહી, મુગલાઇ સ્લીપર પહેરી છે, અને હાથે મલાકા નેતરના ખાસ મગાવેલા દાંડા પર આંધ્ર ખાદીની ખાસ બનાવેલી છત્રી છે. મુખ પર શાંત સ્મિત ફરકે છે. પુષ્પા પર પ્રેમ છે એ તો તેમનાં મળતાંની સાથેજ દેખાય છે.]

મધુરી

કેમ પુસ ડાર્લીંગ!

પુષ્પા

આસ્તેથી બોલ, મારે તને એક મજાની કહેવી છે—એવી કે તને તેનો સ્વપ્ને પણુ ખ્યાલ ન હોય. [આસપાસ બીજું તો કોઇ નથી ને તેટલા ખાતર નજર કરે છે.]

મધુરી

કેટલું બધું મોણ નાંખે છે? કહી દેની?

પુષ્પા

મેં સારભાઇ દીઠો.

મધુરી

શું! આપણો સારુ? ક્યાં જોયો? ક્યારે

પુષ્પા

અહીંજ—અર્ધો કલાક ઉપર. તદ્દન બદલાઇ ગયો છે અને એવો તો રળીઆમણો લાગે છે,... પણ હું તને નહીં કહું. મને આશ્ચર્યચકિત કરી તેમ તને પણ ઓચાનો બેટી આશ્ચર્યચકિત બનાવશે. સાંજે કે સવારે પાછો આવવાનો છે. પણ હમણાં કોઇને કહેતી ના.

મધુરી

પણ એ પારીસથી અહીં કે નવાબુની નઃ નથી કરી આવ્યો?

પુષ્પા

નારે! તું પણ અતિસ્નેહઃ પાપશંકી ક્યાં થવા બેઠી? ઉલટું એ તો ખુબ કમાઇ આવ્યો લાગે છે અને માનપાન મેળવી ચુક્યો છે.

મધુરી

પણ આવ્યો અહીં સુધી અને મને કેમ ન મળ્યો?

પુષ્પા

બાપાની બીકને લીધે. કહેતો હતો કે, આખાં કુટુંબને આજ ન મળવાનાં કારણો છે. ચાલો હવે જઇએ. નરોત્તમભાઇ ક્યાં છે? એ પણ આપણી સાથે આવવાનાજ કે નહીં?

મધુરી

આશા છે કે નહીં આવે; અને એ આવશે તો હું નહીં.

પુષ્પા

હજુ એની સાથે રીસાયલી! પરણેલી જીંદગીની પણ બાઇ, તારે ત્યાં તો બલીહારી છે! મારાથી આવું રુસણું ખમાયજ નહીં.

મધુરી

એવા માણસ સાથે પાનારું પડ્યું ત્યાં બીજું શું થાય! જીંદગીમાં એનું એકજ ધ્યેય—મને કેમ વાગ્બાણુ મારવાં, કેમ હલકી પાડવી! આખી અપૂર્વ વિચારસૃષ્ટિમાં એક પણ વિચાર અમને સામાન્ય નથી. હું જે ચાહું તે એ ધિક્કારે અને મને જેનો મોહ તે એને અણુગમતું.

પુષ્પા

પણ બ્હેન, પાંચે આંગળી કંઇ સરખી હોય? વિચારફેર હોય તેથી શું રોજ રમખાણ? મારી તો ખાત્રી છે કે બીચારા નરોત્તમભાઇને અનિત્ય લાગે છે

મધુરી

પણ તેમાં વાંક કોનો?

### નરોત્તમ

ના ના, માત્ર તને મોહ લાગ્યો છે, ગાંડપણ નથી; અને તેમાં તારો દોષ નથી. મારા મત મુજબ તો નવાં પરણેલાંઓએ તો નવાજ બંધાયેલા ઘરમાં રહેવું જોઇએ, કે જેથી તેમને કોઈ જાતનો શારીરિક કે માનસિક ચેપ ના નડે.

### મધુરી

વધારે સ્પષ્ટ શબ્દોમાં વાત કરીએ. કહો જોઉં, મારો તમને શો દોષ લાગે છે? કાવ્ય-કૃતિનો મારો શોખ, સાહિત્યપ્રેમ, કલા-મોહિની—એ મારો દોષ? મારો આત્મા આદર્શ ઇચ્છે છે, ઉત્કૃષ્ટત્વ વાંછે છે,—ને મારો ગુનો? તમને વિજ્ઞાન પર પ્રેમ છે તેમાં હું વાંક કાઢું છું?

### નરોત્તમ

કાવ્યકૃતિ અને સાહિત્યપ્રેમમાંજ તું નિમગ્ન હોત તો મને લેશ પણ વાંધો થાત નહીં. પણ કાવ્ય અને કવિ—એ કૈં એકજ નથી.

### મધુરી

આખરે રવિભાણુ પર આવ્યા?

### નરોત્તમ

'હા લે, તું બોલાવે છે તો કહું છું કે રવિભાણુ.

### મધુરી

પણ એમણે કર્યું શું છે જે,.....'

### નરોત્તમ

એમણે મારી પરણેલી જીંદગી ધુળધાણી કરવા માંડી છે. તેં આ ઘરનું મંદિર બનાવ્યું છે અને તેમાં રવિભાણુને દેવ કર્યા અને પોતે તેની પુજારી બની છે. આગળ તો તું આપણા ગુર્જરકવિઓની પણ કૈંક કદર કરતી, પણ જ્યારથી અહીં આવ્યાં ત્યારથી જાણે જગત્ આખામાં બસ એકજ વ્યક્તિ હોય એવો ભાવ તેં કર્યો છે.

### મધુરી

એક વાર જેણે રવિભાણુનો રસ ચાખ્યો...

### નરોત્તમ

[લાડમાં] એટલો બધો મધુરો છે?

### મધુરી

અને માનો કે અહીં આવ્યા પછી મારો પક્ષપાત વધ્યો, તો પણ શું? અહીં એ વસ્યા હતા અને એ વસવાટનાં સ્મરણ કોઈ વર્ણનમાં જોઇએ, પ્રત્યક્ષ કરીએ, ત્યારે તે કૃતિ પર અનેરી પ્રીતિ ન આવે!

[ આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં ]



આ રીતે આપણને સમજાશે કે એકજ પ્રશ્ન માટે દૃષ્ટિબિંદુઓ જુદાંજુદાં હોય છે અને તેથી વિચારમાં ભિન્નતા પડે છે; પક્ષો બંધાય છે અને પ્રશ્નની ચર્ચા લંબાય છે; આગ્રહ બંધાય છે, ગરમી પેદા થાય છે અને આકળા માણસો કાબુમાં ન રહે તો તકરાર વધી પડે અને કદાચ મારામારી ઉપર પણ આવી જવાય છે. જ્યાં સુધી દૃષ્ટિબિંદુ જુદાં રહે ત્યાં સુધી આ સ્થિતિ રહેવાની. વિરોધ હોય ત્યાં સુધી કાર્યમાં સફળતા મળે નહીં, અકળામણ વધે અને સુલેહશાંતિ જળવાય નહીં. આથી વિરોધ દૂર કરવો એ સર્વે સુજ્ઞ મનુષ્યોનું કામ છે. ત્યારે વિરોધ દૂર કેમ કરવો !

વિરુદ્ધ પક્ષનું શું કહેવું છે તે સમજી લઈએ, તેના વિચારમાં કયું દૃષ્ટિબિંદુ રહ્યું છે તે જાણીએ અને તે દૃષ્ટિબિંદુથી આપણે જોતાં શીખીએ ત્યારેજ તેની વેદના આપણને સમજાય; અને તેને સંતોષ આપવા આપણે યત્ન કરીએ ત્યારેજ તે પ્રશ્નનો નીકાલ આવે. "જેમ વીતી તેમ વીતશે ધીરે બાપુડીઆં" એ લોકોક્તિમાં કેટલું બધું સત્ય રહેલું છે? બીજાને જે દુઃખ થાય તે દુઃખ આપણે સહાનુભૂતિથી કલ્પી શકીએ તોજ તેનું નિવારણ કરી શકીએ. દુષ્કાળમાં અન્ન વિનાનાં તરફડીઆં મારતાં ગરીબોની વેદના ગરીબીમાંથી પસાર થએલા શ્રીમંતને જેટલી સમજાય તેટલી ગર્ભ-શ્રીમંતને ન સમજાય. મહેલ છોડી શેરીમાં ભિક્ષાર્થે ફરનાર સિદ્ધાર્થને–બુદ્ધ ભગવાનને જન-સમાજનાં દુઃખનો અનુભવ તેના હજુરીઆ-ઓમાંથી મળી શકત ખરો? રાજમહેલની દૃષ્ટિ અને ઝુંપડીની દૃષ્ટિ એક શી રીતે થાય? ઝુંપડીમાં વસનારનાં દુઃખ સમજવા મહેલ છોડી દેવાની કોઈ હીમાયત કરતું નથી, પણ મહેલમાં બેસતાં છતાં ઝુંપડામાં વસતા ગરીબને એકાદ અન્યાયી હુકમથી કે જોહુકમી અમલ-દારોના વર્તનથી કેટલું દુઃખ થતું હશે તે સમજવાની તો જરૂર છેજ. અને આ સમજ-વાનો એકજ ઉપાય છે કે ઝુંપડાના રહેવાસી સાથે વર્તો ત્યારે તેની દૃષ્ટિથી જોતાં શીખજો. આ ન શીખો તો તમે ગરીબો ઉપર અન્યાય કરશો અને જાણે અજાણ્યે થતો અન્યાય સમજી નહીં શકો. પ્રસૂતિની પીડા વંધ્યા સ્ત્રી શી રીતે સમજી શકે?

આ ન્યાયે આજે આપણા સાંસારિક અને જાહેર જીવનના પ્રશ્નોનો વિચાર કરવાની જરૂર છે. આપણું સાંસારિક જીવન વર્ણ-વ્યવસ્થા ઉપર રચાએલું છે. પ્રથમ ચાર વર્ણ હતાઃ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શૂદ્ર. તે ગુણકર્મ ઉપર રચાયલા હતા. આજે ચાર નહીં, અઢાર નહીં, પણ વીશ કરોડ હીંદુઓમાં હજારો જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓ છે. ગુણ-કર્મનું બંધારણ તુટી ગયું છે અને જન્મથી જ્ઞાતિ બંધાય છે. બ્રાહ્મણ નીચ કર્મ કરે છતાં બ્રાહ્મણ રહેવાનો અને શૂદ્ર ઉચ્ચ જ્ઞાન આપનાર વિદ્વાન્ અધ્યાપક થાય છતાં તે શૂદ્રજ રહેવાનો. આ આપણી સાંસારિક વર્ણ-વ્યવસ્થા છે. ઉચ્ચનીચનો ભેદ રહેલો છે. સ્પર્શા-સ્પર્શનો ભેદ, ભાષાવ્યવહારનો ભેદ અને લગ્નનો ભેદ છે. પ્રાંતોનાં વર્તુલો અને ગોળો બંધાય છે અને તેની બહાર લગ્નનો નિષેધ છે. ઉચ્ચ જ્ઞાતિમાં વિધવાવિવાહનો નિષેધ, રૂઢિને લીધે કન્યાવિક્રય, વરવિક્રય, જ્ઞાતિવેરા, અનુલોમ-પ્રતિલોમલગ્નનિષેધ વગેરે અનેક આપણાં સાંસારિક બંધનો છે. આ તો બધી વાત થઈ હીંદુઓની, પણ ૩૨ કરોડની વસ્તીમાં જેમ ૨૦ કરોડ હીંદુઓ છે તેમ ૮ કરોડ મુસલમાનો છે અને થોડાક લાખેક પારસી છે. લાખો હીંદીઓને







અને તેની આંખો ફરીફરી એકજ વસ્તુને અનિમિષ નીહાળી રહી છે.

—તે મળી જાય '

અને "અરે હુમશું તો?"ના ભણકારા હજી હવામાં શમી નહોતા રહ્યા ત્યાં હાથમાં હાથ આપી ઠેકતી, વહાણમાં બેઠેલી તું આજે કયાં છે? અને પવનનો એકેક સપાટો તારા સુકોમળ હૃદયને ફુલની પાખડી પેઠે ફરકાવતો અને તું બીતીબીતી મને પુછતી "વહાલા! આ હોડી ગઈ તો?" ત્યારે મેં હસી તને જવાબ આપેલો "દેવી! किमत्र क्रियताम दैवायत्त वस्तुनि! જગજ્જલનિધિમાં વહાણ જ પનાવતા ન થયાથી ને આ મુફનક વહાણમાં ફરતા તારું શૌય ક્યાં ગયું? હોડલી ડુબી તો આપણે તો બને સાથે છીએને' બાથમાં બાથ ભીડી જેમ એક જલનિધિ તરવા માડ્યો છે તેમ બીજોએ તરશું!' જીવનસખી! એ વાત તને યાદ આવતી હશે જ

"અને તે દહાડે પાન ચાવતા, શુકાન સ્થાન મઝના, "અરે મા! પાનમાં ઝીણી વાળ કેમ ખવડાવી? શું ઝેર આપવો છે?" એ મત ન કરે જ્યારે તે સાંભળ્યું કે પાનમાં ન બેઠા તે મીઠા ચપ્પોઢીના પાનજ હતા ત્યારે આપણે એ માટે અકુવાડીઓ સુધી પુષ્કળ હસ્યા હતા તે વાતની યાદ જો આજે તને આવી હશે તો જરૂર આજથી એક અડવાડિઆ પર્યંત તું હસશે જ!"

આ વિચારે દુઃખમગ્ન જગદીશનું હૃદય હાસ્યથી હલકું તો કર્યું, પણ વિયોગવિચારની પરપરા તેના ક્ષણિક હાસ્યને સુવાવની અને પાછો તે શોકમગ્ન થઈ આરામ ખુરશી જોડે પોતાનું મગજ જોરથી અફાળી વિચારમાં ગરકાવ થયો

'અને તે રાત્રે સંગીત કરતાં તને દીવરુપાનો શોખ થએલા અને સાચું દીવરુબા અધક પડશે કરી એક ગામમાં ખાલી સાથે દોરી બાંધી, છત્રીના સળીઆની કમાન બનાવી, જે દીવરુબા તેં બનાવ્યું હતું, અને "આમ મારી મશ્કરી શું કરો છો?" એ વાક્ય જે બોલ્યા ખાતા કહ્યું હતું તે આજે તું હમણાં જ બોલી તે એમ મને લાગે છે પણ અરે! દીવરુબા તો આજે આ અહીં સુનસાન પડ્યું કોણ જાણે તે ક્યારે નીરખશે તને અને ક્યારે તેના તારો તારી પલ્લવ સરીખી અંગુલિઓથી આંદોલિત થઇ દિવ્ય સ્વર્ગીય સુરો વતી વાતાવરણને ભેદશે?

'અને બીજે દહાડે વહાલા! આજ તમે કામ પર ન જશો, નહીં તો મારાથી ઉજાગરો જવાશે અને સત બોટર ઠરશે' કહી જાણી જોઈ જમવાનું મોડું કરતી, મારાં કપડાં, બુટ અને ટોપી ક્યાંક સતાડતી અને તારા પર પુર જોસથી હુમલો કરનાર અખમાં ક્ષણને અડપલાંથી કાઢી કરતી આજે તને ત્યાં કોણ પજવતું હશે? અને સંયોગના તીફટોરીઆ સડકમાં જતા ટ્રામમાં એક જનું એવું ખવાઈ જવાયલું અને પછી ફરી આવતા નતના ઝઘડાનો બખત પુરો થતા ન ખાતું કે ખવડાવવું કરી જોઈ સમય નવાંના નવ સુધી ઉઘી જનારનું આજે વીણી તારા સુતાંસુતાં મન ઝઘડી એકલી ત્યાં ઉજવતી હશે"

આ પ્રમાણે વિચારમાં રાત ઘણી વીતી ગઈ દુઃખીઓનાં દુઃખ હરવાને સાન્ત્વન અર્પનાર માગ પેનાનું દુર્ઘટ કાર્ય કરી ગયો મીનીટો અને કલાકો વિજયડંકા વગાડતા વારંવાર થતા ઘડીઆળના એક પછી એક હૃદયદારી ડંકાઓ જગદીશને કંઈ અસર કરતા નથી ગજે કાંજે લગ લગ પાથરી ગણના ટકોરા થતા જગદીશનું સ્મરણ સજારી રહ્યું હૃદય થાક્યું તેની આંખ ઘેરાઈ, ઉન્નત અરે શોકપૂર્ણ વિચારો અને ચિંતાની સંપૂર્ણ અસરથી આરામખુરસી ઉપર જ તે નિદ્રાવશ થઈ ગયો સ્વપ્નમાંએ બોલ્યો હશે 'શી એ મીઠી યાદ!"




લેખક:

ર. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્યસંસદ.

## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી ... અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
મીનળદેવી ... ... રાજમાતા.
મુંજાલ ... ... મહા અમાત્ય.
ઉદા ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક ... ... મંત્રી; * કર્ણાવતીનો સત્તાધીશ.
શાન્તુ ... ... મંત્રી.
ત્રિભુવનપાલ ... ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡
કાશ્મીરાદેવી ... ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... ... તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... ... તેની રાણી.

* આમદાવાદ. † સાબરમતીથી દંમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

થાય છે. રાજા, પરમાર ને એભલ તેમાં સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને એભાન રાજાને લઈ જાય છે. કાક લડતાં પાયાનો પહેલ લોકોને પડે છે.

### વિભાગ ત્રીજો

ભરૂચમાં દેવપાલ લાટના સ્વાતંત્ર્યનો ઝુંડો ઉડાવે છે, અને તેજ દિવસે નર્મદાની આરતીના ઉત્સવ વખતે આંબડ છુપાઈને મંજરીને નીરખે છે. મંજરી રહેણું માટે બેનાંની દરકાર ન કરતાં આંબડ વગેરે સાથે નવાગઢમાં જાય છે. નેરો ને સોમેશ્વર અનાજ લેવા ગામમાં જાય છે. પાછા ફરતાં વચમાં ચોકીદારો મળતાં તેમને છેતરી નેરો અને તેની બૈરી અનાજ લઈ આવે છે ને સોમેશ્વર નદીમાં ઝંપલાવે છે. મંજરી આંબડ પાસે શસ્ત્રવિદ્યા શીખે છે. એક સાંજે પ્રભુથી આંબડ મંજરી સાથે કાકના ભવિષ્યનો વિચાર કરે છે. બીજી બાજુ રાજા જયસિંહદેવ યુદ્ધની તૈયારી કરે છે. પરણવાની આશાવાળી સગર્ભ દ્વારા કાક છવે છે એ વાત દરબારગઢમાં પ્રસિદ્ધ થતાં રાજા વાઘડને બોલાવી, ખાત્રી કરી, તેને કાકને છોડવવા જુનાગઢ મોકલે છે. બીજી બાજુ જુનાગઢમાં દેશળદેવ રાજા થવાના વિચારોમાં તલ્લીન થઈ દાદુ નાયકને મળવા બોલાવે છે. વાઘડ દેશળદેવને કાકને લઈને પંથકી આવવા જયસિંહદેવનો સંદેશો કહે છે. દેશળદેવ વાઘડને સાંકેતિક સ્થાને મળવાનું કહી પોતે રા'ની પાસે જાય છે અને કેટલીક અર્થહીન વાર્તાઓ કરે છે, જેથી ખીજવાઈ દેશળને હદપાર કરે છે. પતિપ્રિયા દેવળી રા'ને યુદ્ધનો ઉત્સાહ આપે છે. રા' સામંત ધાણદાર અને વનેચર નાયકને બોલાવી યુદ્ધની તૈયારી કરવાનું કહે છે, એટલામાં છત્રસાલ ગરાસીયાના સમાચાર આવે છે.

( હવે આગળ વાંચો )

## પ્રકરણ ૧૫ મું

## સતીનો આશીર્વાદ

મોંઘાંભાભી દેશળદેવજીનાં કુંવરી અને દાદુ ગઢવીનાં ધર્મપત્ની હતાં; સાસરું ને પીઅર બંનેને શ્રુભાવનાર કુલદેવી હતાં. અસાધારણ ઉંચાઈ, પ્રચંડ ઉદાર, મોટું નાક, ફાટા ડોળા, તીણો અવાજ—આ બધાં એમના સ્વભાવની ઉગ્રતા અને નફ્ફટાઈનું માન આબેહુ દર્શન કરાવતાં. તેમના હૃદયમાં કોઈને માટે કંઈ પણ લાગણી હોય તો દેશળદેવજી માટે; અને દેશળદેવજીનું હૃદય જો આર્દ્રતા અનુભવવાની તસ્દી લે તો તે તેમની પુત્રી માટેજ.

છત્રસાલ દેશળદેવને લઇ વીસળદેવને લેવા આવ્યા ત્યારે મોંઘાંભાભી સાસરે જવાની તૈયારી કરતાં હતાં. એટલામાં બહાર થતી વાતચીત સાંભળી તેના રોષનો પાર રહ્યો નહીં. તે બારણાં પાછળ ઉભી રહી અને થોડુંક જોયું ને સાંભળ્યુ; ને તેનો હાથ કેડે ખોસેલા જમૈયા પર ગયો. જેવા દેશળદેવ બહાર જવા જતા હતા કે તે બહાર આવી.

"બાપા ! ક્યાં જાઓ છો ?"

"મને રા'એ ગામધણી કર્યો છે" દેશળદેવે કહ્યું.

"ને તમે લઇ જાઓ છો !" છત્રસાલ સામે હુંકારો કરી મોંઘાંએ પુછ્યું.

"તું તારું કામ—" જેહ જવાબ દેવા જતા હતા, પણ તે વધારે બોલે તે પહેલાં તો મોંઘાંએ જમૈયો કાઢી તેમની છાતીમાં ભોંકી દીધો.

છત્રસાલ પડ્યા. દેશળ ને વીસળ ગભરાઈ ગયા. મોંઘાં શાંત હતી. "જોઉં છું કે કોણ તમને ગામધણી કરે છે !" તેણે કહ્યું.

બની ઉભા રહ્યા. જેમને તેનો જરા પણ સ્પર્શ થતો તે આસ્કા લેવા લાગ્યાં. તે આવીને છત્રસાલ તરફ ગઇ અને તેની સારવારમાં ગુંથાઇ. થોડી વારે તે ત્યાં બેસી ગઇ અને એક પંખો લઇ તેણે પવન નાંખવા માંડયો.

"પેલી મોથી ક્યાં છે?" રાંએ પુછયું:- ને તેણે દાદુ તરફ જોયું.

અંદરના બારણામાં કોઇ આવ્યું ને પુછયું: "કેમ શું કામ્? છે? હું આ રહી."

બધા સ્તબ્ધ થઇ ગયા. રાંની હાજરીમાં આમ આવવું ને બોલવું એ અકલ્પ્ય હતું. આ છોકરી શું કરતી હતી?

"દાદુ! હમણાં એને પુરી મુક, પછી જોઇશું" રાંએ કહ્યું.

દાદુ બેરીને શિક્ષા કરવા ક્યારનો તલસી રહ્યો હતો, પણ રાં ને દેવડીની હાજરીથી ખચાતો હતો. રાંની આજ્ઞા થતાં તે આગળ વધ્યો.

"મને કોણ શું કરવાનું હતું?" આગળ આવી મોથાં બોલ્યાં. તેના મોટા ડોળા વિકરાલ લાગતા હતા અને તે ક્રોધથી કંપતી હતી. તેના હાથ હજી રુધિરભીના હતા. તે રાં તરફ જોઇ રહી. રાંએ દાદુ તરફ જોયું.

દાદુ—નરમ બીચારા ગઢવી—નું લોહી ઉકળી આવ્યુ. તેણે કેટલાંય વર્ષો સુધીનો એ એકબીનો વાસ સહ્યો હતો, પણ અત્યારે તેણે તેના મોટાભાઇને માર્યા ને પૂજ્ય એવા રાંનું તે અપમાન કરવા બેઠી હતી. તેનામાં રહીસહી વિનાશક વૃત્તિ સજીવ થઇ. મોથાંને મારવી, તેને દબાવી દેવી, તેને વશ કરવી એવું ઝનુન તેનામાં તેના જીવનમાં પહેલી વાર પ્રગટયું. તે પાસે ગયો.

"દાદુ!" રાણકદેવડીએ કહ્યું, "એને જવા દે. નકામું પાપ હું વહોરતો મા." તેના અવાજમાં મીઠાશ હતી.

દરેક જણ ક્યાં તો મોથાં કે ક્યાં તો રાણક તરફ જોઇ રહ્યું હતું. મોથાં—વીફરેલી શ્રીશક્તિની પ્રતિમા—કોણ પોતાને હારે છે તેની વાટ જોતી ઉભી હતી. બાજુ પર બીના કરેલો છેડો છત્રસાલના મોંઢા પર ફેરવતી સંરક્ષક વૃત્તિના અવતાર સમી દેવડી બેઠી હતી.

રાં પણ ખંડ વચ્ચે નિશ્ચયાત્મકતા દર્શાવતો ઉભો હતો. ઝનુનમાં અસ્વસ્થ દેખાતો દાદુ હાંફતો હતો.

આખા ખંડમાં શાંતિ પ્રસરી હતી. રાણી બોલી રહી ને દાદુ મોથાંનો હાથ ઝાલવા ગયો.

"રહેવા દે" મોથાંએ અપમાનકારક અવાજે પોતાના પતિને કહ્યું, "નહીં તો જેવી તમારા ભાઇની વલે થઇ તેવી તમારી થશે."

આ અપમાને હદ વાળી. દાદુએ હોઠ પીસી હાથ ઉગામ્યો. રાં એ અંધીરા બની તરવાર પર હાથ નાંખ્યો. રાણીએ છત્રસાલ તરફ નજર કરી, મોથાં તરફ જોયું ને મૃદુતાથી છત્રસાલના કપાલ પર આવેલા વાળ ખસેડયા.

"દાદુ! ધીરો પડ" રાણીએ શાંતિથી કહ્યું, "અંબાળવાની કરશે તો બધાં રુડાં વાનાં થશે."

રાણકનો અવાજ બોલતાં ધ્રુજ્યો—જરાક ગાજ્યો. ચમત્કારી પળ હોય તેમ આખો ખંડ ધ્રુજતો લાગ્યો. બધા કંપ્યા ને જાણે મોથાંના જવાબમાં હોય, જાણે સતીની આજ્ઞાથી હોય તેમ છત્રસાલે આંખો ઉઘાડી રાણકદેવી પર ફેરવી.

"મા! સતીમાતા! ખંમા" છત્રસાલ ધીમેથી બબડયો. બધાએ શબ્દો સાંભળવા અધાની છાતી બેસી ગઇ.

ગ'ના મોઢા પરથી ઉતરતા જતી રહી તેના ગળામાં આસુઓ સભળાયા ' સતી ! ધન્ય છે તને !"

મેઘાની આંખો છેક ફાટી ગઇ તેના હાથમાંથી જમૈયો પડી ગયો તેનું મોં ફીકું પડી ગયુ જાણે ભય નીતરતી હોય તેમ તેરો હાથ લબાવ્યા, આપે હાથ દીધા

' આ— ફેલ્યુ છે— કહી તે બધા વન્ય મુભાન થઇ પડી

સતી માને ખભા લોકોએ માનપૂર્વક ઘોર કર્યો

રાણકદેવી ઉઠી અને સચેતન છત્રસાલને બીજાને સોંપી, પાણીનો લોટો લઇ મેઘાને ઉપચાર કરવા આવી લોકો આ મનુષ્ય સ્વરૂપમા દેવીને માનભેર જોઇ રહ્યા

સતી! હવે મહેને ચવો દાદુ ' છત્રસાલને પણ ત્યાં લઇ આવ ' રા એ કહ્યું

' આ છોકરી જરા ભાનમાં આવે તો હુ આવુ, તમે જતા થઓ

' મારા ધણી ! આપ પધારો ' વજેસંગે કહ્યુ "હુ બાને લઇ આવુ છુ '

રાએ જોયુ કે જ્યાં સુધી તે અહીંઆ ઉભો હતો ત્યાં સુધી કોઇ બીજી સ્ત્રી રાણીને મદદ આપવાની નથી એટલે તે ત્યાંથી ચાલ્યા લોકો વીખરાવા માંડ્યા આખા ગામમાં સતી માતાના ચમત્કારની વાત પ્રસરી ગામલોકના ટોળેટોળા રાણકદેવીના દર્શન ને પાદસ્પર્શ કરવા આવ્યા ચારે તરફ ઉત્સાહ પ્રસર્યો બધે સતીમાતાના ભજનકીર્તન થવા લાગ્યાં તે રાતે આનંદના ઉત્સાદમાં જુનાગઢે જાગરણ કર્યું

## પ્રકરણ ૨૬ મું

## ભવિષ્યવાણી

દેશળજી તને ત્યાંથી પાછા આવ્યા ત્યારે રા' ગમ્ભીર બની ગયા હતા તે તેની રાણીને દેવી માનતો હતો અને તણુંથી અને પૂજક બેની ભક્તિ તેના હૃદયમા ઉછાળા મારી રહી હતી ગામવાડામાં વસ્તીના ઉત્સાહ પણ તેના હૃદયમા નીરતા ઉત્પન્ન કર્યો આ છતા ન સમજાય તેવો ખેદ તેના હૃદયને દબાવતો હોય એમ લાગ્યુ

તે ગજગઢમા જઇ કાકને બોલાવી પાછો અગાશી પર ચઢ્યો અને કાકને બધી સવિસ્તર વાત કહી

કાક ! આજે તો સોનાનો સુરજ ઉગ્યો રા એ કહ્યુ, ' મારી સતીનો પ્રતાપ ખરેખરો જાગ્યો છત્રસાલને તેણે જીવાડયા—ને પેલી શંખણીને મહાત કરી કાક ! ખરેખર સતી તો અંબામવાનીનો અવતાર છે !

ખરેખર બાપુ એ તો તમારા ઘરની ને દેશની લક્ષ્મી છે એ છે ત્યાં સુધી તમારું રાજ્ય અમર તપે છે"

' કાક ! શાન ને સુવડ—તે કેવી બેઠીબેઠી છત્રસાલને સજીવન કરી રહી હતી ! સ્નેહ ભર્યે અવાજે રા'એ કહ્યુ

' લોકોને પણ આનંદ અજબ થયો લાગે છે '

' હા લોકો તો એની પાછળ ગાંડા થયા છે કાક ! મારી અહદશા આજથી બદલાઇ" હોઠ પીસી ખેંગારે કહ્યુ

"બાપુ ! તમારા જેવા સુખના દહાડા નહીં જોશે તો કોણ જોવાનું છે ?" રા એ કહ્યુ તેનો ઉંધો અર્થ કરી કાકે કહ્યુ

"તે તો કોણ જાણે! પણ ' હું' કાલેજ રાતે હવે ધસારો કરું છું. તું જોઇ લે હવે ખેંગાર હાથ બતાવશે."

"ભોળાનાથ તમારું સારું કરે!"

"કાક! પણ મારા જતા પહેલાં તું અહીંઆંથી ચાલ્યો જા. હું અહીંઆં નહીં હોઉં તો તારો જીવ નાહક જોખમમાં પડશે."

"બાપુ!" કાકે કહ્યું, "મને જવા દેવાની શી ઉતાવળ છે? અને વળી આજે જાઉં ને તમારી વાત કહી દઉં તો?" તેણે હસીને વાત બદલવા કહ્યું.

"કાક! તું વિશ્વાસઘાત કરે તો પછી ભલે મોત આવે." રા'એ ગાંભીર્યથી જવાબ આપ્યો "મને તેની ફીકર નથી. ભાઇ! કાલે વહાણા પહેલાં ચાલવા માંડજે."

"ઠીક! પણ મારાથી અહીંઆં રહ્યાં કે થાય એમ નથી?"

"કાક! તારો ટેક હું જાણું છું. હું તેની આડે આવવા નથી માંગતો. પણ એટલું યાદ રાખજે કે તારો માલીક તારી કદર કોઇ દહાડો કરવાનો નથી. તું મારી સાથે રહ્યો હોત--"

"બાપુ! જેવું તમારું જુનાગઢ છે તેવું મારે પણ મારું ગામ છે. તેને લીધે તો મારે આ એકદર માલીક સ્વીકારવો પડ્યો છે. શું કરું?"

"તું પણ મારી માફક જંપીને બેઠો નથી" રા'એ કહ્યું.

"ને બાપુ! જંપને બેસવાનો નથી. મને પણ કે એવું થાય છે—"

"સતી આવી—" ઉમળકાભેર રા'એ કહ્યું, ને તે દાદર તરફ ઉતાવળે પગે ગયો. કાકે ઉભાઉભા જોવા કર્યું. શું સુયોગ્ય યુગલ! શી શ્રદ્ધા! ને શી નિર્મલતા! કાકની આંખ આગળ પોતાની સહચરી આવી. તે બે પણ કેવાં સુયોગ્ય, શ્રદ્ધાળુ ને નિર્મલ હતાં! પ્રભુ આવાં જોડાંને શા સારુ દુઃખ દેતો હશે, છુટાં પાડતો હશે? કાકને ક્રમક્રમાં આવ્યાં.

"સતી! આ કાકને પણ હવે કાઢી મુકું છું. આજે મને બધાંને કાઢી મુકવાની ધુન લાગી છે" રા'એ ખેદયુક્ત અવાજે કહ્યું.

"એણે પણ મને ગાળો દેવા માંડી કે શું?" રાણકદેવીએ હસીને કહ્યું.

"બા! તમને ગાળો ભાંડતાં પહેલાં તો ક્યારનીએ હું આ છબનને ખેંચી કાઢીશ. મહારાજને હવે મને દૂર કરવો છે."

"દૂર નહીં કરે તો!" રા'એ ઉમેર્યું "મારી સાથે રહી કે તે સુખ પામવાનો છે?"

"ત્યારે બીજે કયાં પામીશ? પછી બા, દાદુ ગઢવીની બૈરીનું શું થયું?"

રાણકદેવી હસી "થોડીક વારે તે મૂર્છામાંથી જાગી અને મને બેઠેલી જોઇ પાછી આંખો મીંચી દીધી. તેને મન તો હું છળવતી ડાકણ છું"

"એક વખત એજ કહેતી હતીને કે તમે આખા સોરઠને ખાપરમાં લેવા અવતર્યાં છો" રા'એ કહ્યું. તે અવાજ હસવાનો હતો, પણ કોણ જાણે કેમ તેમાં પણ ગાંભીર્ય સંભળાયું.

"બાપુ! નશીબમાં હોય તે જીતે ને નશીબમાં હોય તે હારે, પણ તમારા જેવા નર ને બાના જેવાં નારી કલિકાલમાં નજરે ચડે એમ નથી"

રા'ના કપાળે કરચલીઓ દેખાઇ. તેણે જવાબ આપ્યો નહીં.

[ વધુ માટે જુઓ પૃ૦ ૨૪૧ ]

જોઇએ–એ ઉપરકોટની અંદર મળી આવતાં રાજમહેલો, કોઠારો અને ખાસ કરી મોટી વાવો ઉપરથી સ્પષ્ટ જણાય છે. આ કીલ્લાની પ્રાચીનતા દર્શાવનાર એક સ્થાન હજી અસલ સ્થિતિમાં ઉભું છે તે તેની અંદરનો દરવાજો છે. એ દરવાજાની બહાર મોટી ગંજાવર કદની હનુમાન્ અને ગણપતિની મૂર્તિઓ છે, અને તેમને નમસ્કાર કરી આગળ વધતાં એ વચલો દરવાજો આવે છે. મુસલમાનોએ સ્થાપત્યમાં ગોળ કમાન શોધી કાઢી તે પહેલાં હીંદુ સ્થાપત્યમાં જે રીતે કમાનને બદલે એક થર અને તેની ઉપર વધારે આગળ આવતો બીજો અને એ રીતે બંને બાજુથી આવતા પથ્થરો પર મુકવામાં આવેલી એક લાંબી શિલા એ આપણે આ દરવાજામાં જોઇએ છીએ; અને તે ઉપર આપણી જુની પદ્ધતિનું તોરણ ચીતરવામાં આવ્યું છે. એ ઘણી જુની હીંદુ કારીગરીનો ઉત્તમ નમુનો અહીં હજી વગર ખંડિત થયે આપણે જોઇ શકીએ છીએ.

પણ ઉપરકોટનાં બીજાં સ્થાનોનું નિરીક્ષણ કરતા પહેલાં આપણે જુનાગઢનો ઇતિહાસ જરા વિચારી લઇએ તો સુગમ પડશે.

આપણે જોઇ ગયા કે જુનાગઢનું પ્રાચીન નામ ગિરિનગર હતું. તે રુદ્રદામનના લેખમાં તેમજ કેટલાંક તામ્રપત્રોથી સિદ્ધ થાય છે, અને આ ગિરિનગર શહેર ઇ. સ.ના સાતમા સૈકા સુધી વસતું હતું એ આપણે હ્યુએનત્સંગના લેખ ઉપરથી અને બીજાં પ્રમાણોથી જાણીએ છીએ. પણ ત્યાર પછી ૪૦૦–૫૦૦ વર્ષનો અવધિ તદ્દન અંધારામાં છે. તે સમયમાં સૌરાષ્ટ્રમાં ચાલતી દંતકથાઓ પ્રમાણે જુનાગઢ ઉજ્જડ હતું અને તેની આસપાસ ગીચ ખાખરાની ઝાડી થઇ ગઇ હતી. એટલે આ સમય માટે એટલું અનુમાન થાય છે કે જે વખતે વલ્લભીપુરનો નાશ થયો તેજ વખતે જુનાગઢનો પણ ભંગ થયો હશે.

એમ કેટલોક સમય ગિરિનગર ઝાડીમાં રહ્યું ત્યારે ત્યાંથી આશરે પાંચ ગાઉ પર આવેલું વંથળી ગામ સૌરાષ્ટ્રની રાજધાની હતું એમ જણાય છે. વામનસ્થલી ઉપરથી એ ગામનું નામ વંથળી થયું લાગે છે. તે ગામમાં વામનજીનો મહિમા ઘણા કાળથી ચાલતો હશે, કારણ સ્કંદગુપ્તના લેખમાં પણ વામનજીની સ્તુતિ છે, અને ગીરનારની બીજી બાજુએ આવેલું બીલખા ગામ એ બલિસ્થાન તરીકે પ્રસિદ્ધ છે.

એ વંથળી ગામમાં ચુડાસમા નામના યદુવંશી રાજાઓએ પોતાનો અમલ સ્થાપ્યો. મધ્યએશીઆમાં મુસલમાનોનું જોર જેમજેમ જામતું ગયું તેમતેમ અફઘાનીસ્તાન અને પંજાબમાં વસતી જાતિઓ ઉપર તેમનું દબાણ થવા લાગ્યું અને એ દબાણને પરિણામે એ જાતિઓ વધુ ને વધુ દક્ષિણ તરફ ફેલાવા લાગી. એ જાતિઓમાંથી એક જાતનો એક ફાંટો સીંધમાં વસ્યો અને બીજાએ રાજપુતાનામાં જેસલમીરમાં પોતાની સત્તા જમાવી. સીંધમાં વસેલી જાત પોતાને સમા તરીકે ઓળખાવતી હતી. તેમાંથી વળી એક ફાંટો એ વંશના પ્રખ્યાત રાજા ચુડચંદ્રની સરદારી નીચે આવીને સૌરાષ્ટ્રમાં વસ્યો અને ત્યારથી એ વંશ ચુડાસમા એ નામે ઓળખાવા લાગ્યો. પરંતુ જાડેજા નગરના ભટ્ટી રાજા, જેસલમીરના રાવલજી અને સૌરાષ્ટ્રના ચુડાસમા એ સર્વ એક વંશમાંથી નીકળ્યા છે અને તે યદુવંશી છે એમાં સંશય નથી. તેઓની ચાલચલગત, રીતભાત સર્વ સરખાં છે. રાવલજી એ નામ જેમ જાડેજાને

લગાડવામાં આવે છે તેમ જુનાગઢના ચુડાસમા રાજાઓનાં નામમાં પણ એ નામ જોવામાં આવે છે—રા' મંડલિક, રા' ખેંગાર, રા' ગ્રહરીઓ, રા' ક્વાત વગેરે. તેમજ જેસલમીરના રાજાઓને પણ રાવલજી કહી બોલાવાય છે. આ સમાવંશના ચુડચંદ્ર રાજાએ સૌરાષ્ટ્રમાં પોતાની સત્તા જમાવી આસપાસના બધા રાજાઓને પોતાના ખંડીઆ બનાવ્યા હતા એમ જુનાગઢ પાસે ધંધુસર ગામમાં આવેલા શિલાલેખ પરથી સ્પષ્ટ થાય છે. આ વંશમાં મંડલિક રાજા બારમી સદીના શરુઆતમાં થયો ત્યાં લગી તેની ગાદી વંથળીમાં હતી; ત્યાર બાદ રા' ખેંગાર નામના રાજાએ કીલ્લો જુનો દેખી જુનાગઢનો કીલ્લો સમો કરાવી ગામ વસાવ્યું; અને એ પ્રમાણે જુનો કીલ્લો વસાવ્યો તે પરથી તેનું નામ જુનાગઢ પડ્યું. કેટલાંક જૈનપુસ્તકોમાં એનાં જીર્ણદુર્ગ અથવા ખેંગારદુર્ગ એવાં નામ પણ મળે છે. આ ચુડસમા વંશના રાજાઓએ સૌરાષ્ટ્ર દેશ ઉપર ઇ. સ. ના દસમાથી ૧૫ મા સૈકા સુધી રાજ્ય કર્યું અને તેનો છેલ્લો રાજા રા' મંડલિક ઇ. સ. ૧૪૭૨–૭૩ માં ગુજરાતના સુલતાન મહમદ બેગડાને હાથે પરાજય પામી, મુસલમાન ધર્મ અખત્યાર કરી પછી અમદાવાદ જઇને રહ્યો અને તેની કબર અમદાવાદના માણેકચોકમાં આવેલી છે.

આ ચુડાસમા રાજાઓએ જુનાગઢ ફરી વસાવ્યું. તે શહેરનો મુખ્ય ભાગ ઉપરકોટના કીલ્લાના અંદરનો હોવો જોઇએ. તે સમયમાં અહીં આવતા દુશ્મનો સામે બચાવ કરવા માટે કીલ્લાઓ બાંધવામાં આવતા અને તેવા કીલ્લાઓમાં ઉપરકોટનો કીલ્લો અનાધારણ મજબુત અને દુશ્મનોને હંફાવે એવો છે. અને જુનાગઢના ઘેરાઓની જે જે વિગતો મળી છે તે પરથી એ કીલ્લો વર્ષો સુધી દુશ્મનને હંફાવે એવી જાતનો હતો અને તે બીનાની એના જોનારને ખાત્રી થાય છે. ઉપર કોટમાં ચુડાસમાના વખતના અવશેષોમાં બે મોટી અડીચડી નામની વાવ અને બીજો એક નોંઘણ કુવો એ ખાસ છે. કીલ્લાને વર્ષોનાં વર્ષ સુધી ઘેરા ચાલે તો પણ અંદરની વસ્તીને મુશ્કેલી ન આવે તે માટે પાણીનાં સાધનો જોઇએ, અને તે પુરાં પાડવા માટે ઘણા ખર્ચ અને મહેનતને ભોગે આ જલાશયો બંધાવેલાં લાગે છે. તેમાં નોંઘણ કુવો તો આજના જોનારને હેરત પમાડે એવો છે. આ કુવો ૧૭૦ ફુટ ઊંડો છે અને તેમાં ઉપરના પચાસેક ફુટ બાંધકામ કરવામાં આવ્યું હશે; પણ બાકીનો બધો ભાગ તો પથ્થરમાંથી કોતરી કાઢવામાં આવેલો છે અને જમીનનાં જુદાંજુદાં પડની કસો તેમાં સ્પષ્ટ દેખાય છે. વળી એ કુવાની અંદરની બાજુ કોરીને તેમાં ફરતી ગોળાકાર સીડી કરવામાં આવી છે અને તેમાં પ્રકાશ અને અજવાળાં માટે મોટી બારીઓ મુકવામાં આવી છે. આ સીડીને ૨૩૫ પગથીઆં છે જે માર્ગે પાણી ભરનાર માણસ ઠેઠ પાણી સુધી સહીસલામત પહોંચી શકે છે. કુવાની બહારની બાજુએ એક સુંદર યજ્ઞકુંડ બાંધેલો છે જે બતાવે છે કે આ કુવો ચુડાસમાઓના કરતાં પણ પુરાતન સમયનો હોવો જોઇએ અને પાછળથી ચુડાસમા રાજાઓએ તેમાં સુધારો વધારો કરાવેલો હશે.

આ સીવાય ચુડાસમાની નીશાની તરીકે ઉપરકોટમાં આવેલી મહમદ બેગડાએ કરેલી મસીદ છે. આ મકાન ઘણું પુરાતન હોવું જોઇએ અને પાછળથી તેમાં ફેરફાર કરીને મુસલમાનોએ તેની મસીદ બનાવી દીધી હોય એ સ્પષ્ટ દેખાઇ આવે છે. તે અસલ કોઇ

રાજમહેલ હતો અને તેની પશ્ચિમની બાજુમાં યોગ્ય ફેરફાર કરી તેની મસીદ કરવામાં આવેલી લાગે છે. દક્ષિણ દિશા તરફની એક બારી હજી મોજુદ છે જેના ઉપરની નકશી પુરાતન હીંદુ સ્થાપત્યની સાક્ષી આપે છે. રાજસ્થાનના કર્તા કર્નલ ટોડ ઈ. સ. ૧૮૨૨ ની સાલમાં કાઠીઆવાડની મુસાફરીએ આવતા હતા તેમણે આ બધાં સ્થાનો ફરી તેનું વર્ણન Travels in Western India નામના પુસ્તકમાં આપ્યું છે. તેમનો અભિપ્રાય એવો હતો કે આ જુમામસ્જીદને બાંધવા માટે એ ત્રણ જુનાં હીંદુ અને જૈન દેવાલયોના સ્તંભો વગેરે બીજે સ્થાનેથી ઉપાડી લાવી અહીં મુકવામાં આવ્યાં લાગે છે. ઉપરકોટની જુમામસ્જીદના દેખાવવાળા ચિત્રમાં વચમાં જે ગોલ થાંભલા છે એ ગીરનાર ઉપરના સંપ્રતિ રાજાના મંદિરને નામે ઓળખાતા દેવળના આગલા ચોકમાંથી લાવી અહીં મુકવામાં આવ્યા હોવા જોઈએ એમ ટોડનું અનુમાન છે; અને વચમાં એ ગોળાકાર સ્તંભ શીવાય આગળના ભાગમાં ચોરસ કારીગરીવાળા સ્તંભોની મોટી લાંબી હારની હાર આવે છે. એ સ્તંભના બે નમુના પણ એ ચિત્રમાં સામા ખુણા ઉપર દેખાય છે. આ મકાન એ રાજમહેલમાંથી મસીદનું રૂપ પામ્યું છે એની દંતકથા પણ સાક્ષી પુરે છે. રા' મંડલિકના વિનાશનો ઈતિહાસ કહે છે કે, તે પોતાના રાજ્યના આશ્રિત એક ચારણની સ્ત્રી ઉપર આસક્ત થયો હતો અને તે સ્ત્રી ઉપર બળાત્કાર કરવા જતાં તેને શ્રાપ આપવામાં આવેલો હતો. એ ચારણીઆઈ નાગબાઈના દુહા પણ પ્રચલિત છે અને કાઠીઆવાડના કંઠસ્થ સાહિત્યમાં ભાટ હર ગોવિંદ કવિએ એ એકઠા કર્યા છે:



ઉપરકોટમાં રા' મંડલિકના મહેલની બારી.

ચલાવી શક્યો હતું. રા'ખેંગાર અને સિદ્ધરાજના પ્રખ્યાત યુદ્ધમાં રા'ખેંગાર ઉપરકોટનો બચાવ કરતાં મરાયો, પછી રાણકદેવીને લેવા સિદ્ધરાજ ગીરનાર પર ગયો અને ત્યાં રાણકદેવી અને તેના બે પુત્રો તેના હાથમાં આવ્યાં. ગીરનાર ઉપરથી ઉતરતી વખત રાણકદેવીએ ગીરનારને પણ શાપ આપેલો છે અને તેને પરિણામે ગીરનાર પર્વત પડવા માંડ્યો, પણ શકતા નથી; પણ ચંદ્રગુપ્તના લેખમાં ઉલ્લેખ છે કે ચક્રપાલિતે વિષ્ણુનું મંદિર બંધાવ્યું હતું જે ઉર્જયંતાચલ ઉપર પ્રમુખ કરતું હોય એમ જણાય છે. આ વર્ણન ઉપરથી એ મંદિર તે કદાચ આ સ્થાને હોય એમ અનુમાન થાય છે. તે પછી સાતમી સદીમાં હ્યુએન્ત્સંગના વર્ણનમાં ઉર્જયંતાચલ ઉપર બૌદ્ધ સાધુઓ પર્વતની બાજુમાં કોતરી કાઢેલી ગુફા-



દામોદરકુંડ અને દીવાન હરિદાસે બંધાવેલો પુલ.

ફરી રાણકદેવીએ તેને ટકાવ્યો એ રાણકદેવીના દુહાઓમાં પ્રસિદ્ધ છે અને તે ગોઢી શિખાનો ખડક આજે પણ બાવાજીઓનું મારફ ખેંચે છે.

આ પ્રમાણે ગીરનાર અને ઉપરકોટમાં ચુડાસમાના વખતના ધુંધળા સ્મરણ 'જગંગ' એ નામે ઓળખાય છે. આ નાના ચમત્કારિક પર્વતની બાજુમાંથી કોતરી કાઢેલું છે અને તેનું મૂળ સ્વરૂપ કેવું હશે તે અત્યારે આપણે કહી ઓમાં રહેતા હોવાનો ઉલ્લેખ પણ આપણે જોઈ ગયા છીએ એટલે આ સ્થાનને તે વર્ણન પણ લાગુ પડી શકે. તે પછી પણું ચુડાસમાઓએ જુનાગઢને પોતાની રાજધાની બનાવ્યું ત્યારે ઉપરકોટનો કોટ સમારી તેમાં રહેઠાણ કર્યું તે સાથે ગીરનાર ઉપર પણ પોતાના મહેલો બાંધ્યા અને મુસ્લીમના સમયમાં ઉપરકોટમાંથી નીકળી ગીરનાર ઉપર જઈ રહેવાનાં

પ્રશ્નોની પુનઃ પુનઃ આવૃત્તિ અને રૂપાન્તર રચનાથી આમ જણાવવા લાગ્યા, અને હમને– નિત્ય પરિચયને લીધે આશ્ચર્યભાવ અતર્ક્ય લાગવાથી રમૂજનુંજ પાત્ર નજરે પડ્યું.

વીરચંદ શેઠની કદાવર, પ્રતાપભરી, મૂર્તિ સર્વે કોઇને આકર્ષણ કરે હેવી હતી. ઊંચાઇ પ્રબળ, શરીરનો બાંધો જોરાવર, આંખો બુદ્ધિના તેજભરી, વાણીનો નાદ પ્રભાવ-ભર્યો, આ સર્વ ધારમાંથી ઊંચાઇ અને લાંબા શરીરે પ્હેરેલો લાંબો ડગલો—એ બે વસ્તુઓથી મ્હારા બાળમિત્ર વરજરાય સંતોષરાય દેસાઇના મન ઉપર વિલક્ષણ છાપ પડી હતી; ઇ. સ. ૧૮૭૫ ના અંત ભાગમાં મુંબાઇમાં ચીનાબાગમાં હેમને પ્રથમ વરજભાઇએ દીઠેલા; તે વખતે જ, કે તે પછી તે યાદ નથી, પણ વરજભાઇએ, પોતાના રમુજી સ્વભાવ પ્રમાણે વીરચંદ શેઠના દેખાવનું સંક્ષેપસ્વરૂપે આમ વર્ણન બાંધ્યું હતું: "મ્હારા ઊંચા ઊંચા શેઠ, મ્હારા નીચા નીચા ડગલા; મ્હારા નીચા નીચા ડગલા, મ્હારા ઊંચા ઊંચા શેઠ"—આમ 'સો હાથ કહો લાડ પાવડી, અભાવ મોરી માવડી; અભાવ મોરી માવડી, સો હાથ કહો લાડ્ પાવડી'—એ નાગરોમાં લગ્ન પછી ગવાતી—બોલાતી—પંક્તિઓની અનુકૃતિમાં એ વર્ણન સંભળ્યુ હતું.

વીરચંદ શેઠ એટલે સાહસ, પરાક્રમ, ઉત્સાહમૂર્તિ: હેમને પોતાના કરતાં જરાક ઓછી ઉત્સાહશક્તિમાં તો નિરુત્સાહતા જ લાગવાની. મુંબાઇમાં એક વાર મ્હારા પિતા ચીના-બાગમાં મોરારજી શેઠને ત્ય્હાં ઊતરેલા તે વખતે વીરચંદ શેઠ રોજ મળતા ત્ય્હારે એક વાર મ્હારા પિતાને વીરચંદ શેઠ જોસથી કહે છેઃ–"ભોળા-નાથભાઇ! જાઓ, જાઓ, હમે કેવા બાપલા છો! છોકરાઓને ઘરમાં શા માટે પુરી રાખોછો? મોકલો એકને વિલાયત, બીજાને અમેરિકા, ત્રીજાને વળી બીજે કાંહિ મોકલી દો." મ્હારા પિતા હસ્યા! શો જવાબ દે!

વીરચંદ શેઠની વાત કરવાની રીતમાં બે રમુજી લક્ષણો હતાં: એક "કેમ વારું?" અને કોક વાર "સમઝ્યા કની?" એ બે ચાંચણીનાં વચનો, વાક્યે વાક્યે ગોઠવતા; તે "કેમ વારું" ઉપર ચઢ્યા હોય ત્ય્હારે "કેમ વારુ" જ ચાલે, અને "સમજ્યા કની" નો પવન વાતો હોય તો "સમજ્યા કની" ની જ પરંપરા! બીજું લક્ષણ એ કે પોતે બીજા વિચારમાં રોકાયલા હોય તોપણ, આપણી વાત સાંભળતે કહેશે,–"હાં; પછી હેણે શું કહ્યું!" પછી "હમે શું કહ્યું?" એ પ્રશ્નના જોડકાની પરંપરા ચાલી જ જાય; આપણે અનેક વાર ઉત્તર કહ્યો હોય છતાં.

હેમની absent-minded શૂન્યમનસ્ક ટેવનો એક બીજો દાખલો: એકવાર ઉનાળાની ઋતુમાં મ્હારા પિતા, મ્હારી મ્હોટી બ્હેન, વગેરે ચીના બાગમાં ઉતરેલાં; લાંબી મુદત રહેલાં; વીરચંદ શેઠ રોજ મળતા; એક વાર ખરે બપોરે ખભે લાલ રંગની કસબી કોરની શાલ નાંખીને વીરચંદ શેઠ આવ્યા મ્હારી બ્હેન કહે: "શેઠ! આ ઉનાળા-મા શાલ!"—— "હાં સાલ કોડી છે?" એ ઉત્તર તરત ગાજ્યો.—શાલ ઓઢેલી-ને ઓઢી ન હોતી એમ ઉદ્દેશ હશે તો જુદી વાત.

એ વખતે અમદાવાદના હમારા પરિચિત અંધેયા—ગાન્ધર્વ ફતેહલાલ હેમના સાજંદા-ઓની સાથે હમારી જોડે આવેલા. ઓખા-હરણ ગાઇ વગાડીને સમજાવવાની કળા ફતેહલાલની પ્રખ્યાત હતી. ચીના બાગના બંગલાના પાછલા ભાગમાં માંડવા જેવા

આપણે નીચે રોજ રાત્રે ઓખાહરણની કથા થતી. કુતૂહલવશ આવેલા તેર સા. કમાઈની આરાધી પણ ગાતાજનોમાં હમારૂં કુટુમ્બ મડળી, મોરારજી શેઠને પેઢીથી કોઈ કોઈ કવચિત્ વીરચંદ શેઠ વખતે વખત જાણવામાં આવાજી પાડુરંગ (હાઈ કોર્ટના ટ્રાન્સલેટર) વગેરે કેમ ઘીમ જાણું જ થતા. આમ કથની તીરમના અખ્ખારી રીતે થઈ વીરચંદ શેઠને ગમ ના પડતો. એકવાર રાત્રે કથાની વચમાં વીરચંદ શેઠ કહેઃ— 'બાખ્ખિયા'! (કુતૂહલને અમદાવાદમાં તેમ જ શેઠના ઘરમાં હેમના વડુવના સમયથી 'બાખ્ખિયો' કહીને બધા ઓળખતા, તેથી 'બાખ્ખિયા!)—કાંઈ તત્ત્વ ગાતત્ત્વ!' શૃંગાર વીર ઇત્યાદિક રસનું ઓખાહરણ જૈન ધર્મના તત્ત્વ જોડે શી રીતે મેળ ખાય! પણ આ માગણીમાં ઓખાહરણની કથાની નિષ્ફળતા મેં જ્યારે સૂચવી.

આ વખતની દરમી મુલાકાત રિપતિમાં એકવાર છોકરીઓ માટે મારા ઉપર સોપારીની મુરેશીઓનો પ્રશ્ન નીકળતાં મ્હારી વ્હેનને વીરચંદ શેઠ કહે: ઉગુબ્હેન! જો તો મ્હારી ચીજને માટે બે વર રાખ્યા છે—હમે અજાણ થયા. ઉગુબ્હેન કહે: શેઠ! એક કન્યા માટે બે વર!' ઉત્તર—'એ છોકરાને ભણાવું છું. સારા ઠેકાણે વ્હેની સારી ભળે કરાવીશ.'

હું શીલપુરમાં છ વર્ષ રહ્યો તે દરમ્યાન લગ્ન વગેરે પ્રસંગે અમદાવાદ જતો આવતો. મુંબાઈ ઊતરવાનું તો થતું જ. એકવાર ચીનાબાગમાં મોરારજી શેઠને ઘેર એક મિજલસ હતી. હિન્દના ભાગમાં જ હતી. પણ નાચ હતો. લોકોની સંખ્યા મોટી હતી. મોરારજી શેઠને મહિસૂર રાજ્ય સાથે સારો સબન્ધ હતો. આ મિજલસમાં પાંચ છ એ પ્રેમે મહિસૂરના અધિકારી વર્ગમાંના આ પણ હેમને દાખલ કરતી વખતે વીરચંદ શેઠ આગળ ચાલતે ચાલતે કોઈપણ પોતાને ઉદ્દેશ્યા વિના, એ કાર્યને પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, મંડ દિશાને કહેતા ચાલ્યા: 'Mysore officers!'—આમ એક સર્વસામાન્ય સિચાણ આપીને શેઠ નિવૃત્ત થઈ ગયા. કોઈના જ્ઞાનમાં વૃદ્ધિ ના થઈ, કાંઈ કુતૂહલવૃત્તિ પણ જાગી નહિ. કાળા પ્રતિનિધિ હેમના મૂઠ કકડા ધોળા શર્ટ અને અંદર ગોરા પડિવણો વિવિધ જમાતના વિદેશી ગૃહસ્થો—એ ચિત્ર પ્રગટ થયું. મિજલસમાં સમાઈ ગયું.

મ્હારા સ્મરણમુકુરના ચિત્ર પણ મુકુરમાં અહિ સમાવી દઉં છું.

પણ એ મુકુરચિત્ર સમાઈ જતે જતે—પેલ મૂર્તિ—બુદ્ધિવન્ત ઝરતી કાઠીઆવાડી આંખમાંથી સમભાવના સ્મિત વેરતી પાકા વર્ણ નીચ! ટેટ જોડે હોઠ બીડી હસત અને દયાના મિશ્રભાવ જગત કરતી ઊંચ કદાવર બાંધની દેહયષ્ટિમાં દબાતા પ્રમાદની એ મુકુરમાં સ્થિર ઉભી જ હમેશ પોતાનું કાર્ય કરી લેઈ અને ગોપવી જેવ અસલના આનાં ગામડામાં ઉત્પન્ન થયેલો મુંબાઈ નગરમાં વ્હેપાર ખેડામાં અગ્રસ્થાન મેળવનારો આપબળનો અદ્ભુત નમૂનો સ્થિર પતિબિમ્બ મૂકતા જાય છે.



# પુનર્જન્મ

રચનાર:
રા. સ્નેહરશ્મિ

૧

ગર્જન કરતા વાયુ વાશે,
આકાશે વાદળ ઉભરાશે,
ગાજવીજ ને ભડકા થાશે,
જગશે ધગધગતા અંગાર!

તોફાને પર્વત ગૈ ડોલે,
થરથરતું જગ આંખ ન ખોલે,
માનવ–ચિત્ત ચડ્યાં ચગડોળે,
ગર્જન કોણ કરે ભયકાર?

આવે મૃત્યુગીત ગજવી—
નવ અવતાર! નવ અવતાર!
વિરાટ પગલે જગ ધ્રુજાવી,
નવ અવતાર! નવ અવતાર!

આવે મૃત્યુગીત ગજવી,
વિરાટ પગલે જગ ધ્રુજાવી,
દાનવ કેરાં શીર ઉડાવી,—
રુદ્ર તણો એ નવ અવતાર!

૨

શ્વાસેશ્વાસે જગ સળગાવી,
જુગજુગ કેરી નીંદ ઉડાવી,
અધર્મીઓનાં ઉર કંપાવી,
ઘુમે મહી એ નર હથીઆર?

ગીતા કેરા મંત્ર ભણીને,
પગલે પગલે તિમિર હણીને,
ભીરુતાની ઘોર ખણીને,
કંપાવે હૈયાંના તાર!—

જય ઘોડે બેસીને આવે—
નવ અવતાર! નવ અવતાર!
કાનેકાને શંખ ફુંકાવે,
નવ અવતાર! નવ અવતાર

જય ઘોડે બેસીને આવે,
કાનેકાને શંખ ફુંકાવે,
તાંડવથી જગને કંપાવે,
આજે એ દૈવી અવતાર!



# સ્વીકાર

**ભવિષ્યચંદ્રોદય (શક ૧૮૫૬ નું ભવિષ્યફલ)**: લેખકઃ પંડિત રા. મણિશંકર હરિશંકર જોશી; પ્રકાશકઃ મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, મુંબાઇ નં. ૩. મૂલ્યઃ રુ—૦—૮—૦

શ્લોકોના પ્રમાણપુરસ્સર આપવામાં આવેલો આ વરતારો સામાન્ય રીતે જનસમાજને ઉપયોગી થાય તેવો છે તોપણ તેના સત્યાસત્યનો નિર્ણય અનુભવપરથી કરી શકાય.

**રાજરાણી**: (સૌરાષ્ટ્ર સાહિત્યશ્રેણી-વર્ષ ૨, ક્રમાંક ૧): મૂલ લેખકઃ કવિ•રવીંદ્રનાથ ઠાકુર; અનુવાદકઃ રા. ઝવેરચંદ મેઘાણી; પ્રકાશકઃ રા. અમૃતલાલ દલપતભાઇ શેઠ, રાણપુર, કાઠીઆવાડ. મૂલ્યઃ રુ. ૦—૧૦—૦.

કવિવર ટાગોરનાં પુસ્તકોના અનેક અનુવાદોમાં આ એક વધારો છે. નાટકનું વસ્તુસ્વરૂપ અને તેનો અનુવાદ જોતાં વાંચકવર્ગના હૃદયમાં તે વાંચતા જે એક રસાર્દ્રતા ઉત્પન્ન થવી જોઈએ તે થવાનો સંભવ હોય તેમ જણાતું નથી. અનુવાદક કવિવર ટાગોરના અનેક ઉત્તમ ગ્રંથોમાંથી કોઈ અન્ય ગ્રંથના અનુવાદનો પ્રયત્ન કર્યો હોત તો તે વધારે યોગ્ય થઈ પડત.

**સંગ્રહણી, ર ... અને કોલાર્જાઃ** લેખક અને પ્રકાશકઃ વૈદ્ય જટાશંકર જેશંકર દવે, ધ્રાંગધ્રા, કાઠીઆવાડ. મૂલ્યઃ રુ. ૧—૦—૦.

સંગ્રહણી એ સામાન્ય રીતે મહાન રોગ તરીકે મનાય છે અને તેના દરદીઓમાં ઘણા થોડાજ બચવા પામે છે. આ પુસ્તકમાં સંગ્રહણી વગેરેના પૂર્વરૂપથી ઔષધોપચાર સુધીનું અનુભવી જ્ઞાન લોકોને ઉપયોગી થાય તે રીતે આપવામાં આવ્યું છે, અને તેમાં પણ રોગ વિનાશ માટે એમાં આપેલા ઉપચારો વિશેષ ફલીભૂત થાય તેવા છે એમ કહીએ તો અતિશયોક્તિ ભરેલું નજ કહેવાય.

**દર્શનીયું (ટુંકી વાર્તાઓનો સંગ્રહ)** કર્તાઃ પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર પ્રકાશકઃ રા. જીવનલાલ અમરસી મહેતા, અમદાવાદ. મૂલ્યઃ (સચિત્ર) રુ. ૧—૪—૦ (સાદી રુ. ૧—૦—૦.

'ભણકાર' અને 'જતી જુવાની' એ બે પ્રસિદ્ધ કૃતિઓની પછી પ્રો. ઠાકોર રચિત ટુંકી વાર્તાઓનો આ નાનો એવો સંગ્રહ પ્રગટ થાય છે. આમાંની લગભગ બધી વાર્તાઓ માસિકોમાં આવી ગયેલ છે તોપણ તે એકત્રિત રૂપમાં ગુજરાતી વાચકવર્ગ સમક્ષ મુકાય છે તે જોતાં અમને એક પ્રકારનો હર્ષ થાય છે. ચમત્કારયુક્ત નહીં તોપણ ગંભીર વિચારયુક્ત આ વાર્તાઓ આપણા શિક્ષિત વર્ગમાં રસપૂર્વક વંચાશે એમ અમો માનીએ છીએ. પ્રો. ઠાકોર પોતાના નિવૃત્તિકાળમાં પોતાની બીજી કૃતિઓ એક પછી એક પ્રગટ કરે એવી અમારી વિનંતિ છે.

**અદ્વૈતામૃત (વેદાંતવચનોની વાર્તા)**: અનુવાદક અને પ્રકાશકઃ રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય, મુંબાઇ. મૂલ્યઃ રુ. ૧—૦—૦.

સંસ્કૃત ભાષાના અનભિજ્ઞ તેમજ પૂર્વજન્માર્જિત સંસ્કાર વિનાનાઓને વેદાન્તનું જ્ઞાન એ શુષ્ક અને અરણ્યરુદન જેવું જણાય છે, પરંતુ તેવાઓનું હૃદય પણ રસિક વૃત્તિથી અદ્વૈત રસનો અનુભવ કેમ કરે એ હેતુથી આ પુસ્તકમાં વાર્તારૂપે વેદાન્તનું રહસ્ય ટુંકમાં ઠીકઠીક સમજાવ્યું છે. પ્રવૃત્તિમય જીવન ગાળનારને અલ્પ સમયમાં શાંત જીવનનો અનુભવ અનુભવવો હોય તો આ પુસ્તક ઉપયોગી છે.

સંકુચિત થયા વિના રહેવાનાં નથી. એના કરતાં જે કોલેજો હયાતીમાં છે તેમાં સારી સ્કોલરશીપો જૈન છોકરાઓને આપ્યાથી કેળવણીમાં વૃદ્ધિ વધારે વહેલી થશે એમ અમે માનીએ છીએ. કેટો ઠરાવ પરિષદે ન કર્યો હોત તો ચાલત. એક લોકશાસનની પદ્ધતિ પર રચાયલી સામાન્ય જનોની સંસ્થા બહુમતે વિદ્વાનોની ભુલ કાઢવાનું માથે લે એ જરાક હાસ્યાસ્પદ અમને લાગે છે; અને જૈન સંબંધી દરેક લેખમાં જૈન કોમની સુંવાળી ચામડી તરફજ લેખકે ધ્યાન આપવું જોઇએ એ માન્યતા પણ અક્ષમ્ય ધૃષ્ટતા પર રચાઇ લાગે છે.

આ સંસ્થાના ચાલકોને અમે અભિનંદન આપીએ છીએ ને તેમના પ્રયાસ ને શુભ દિશામાં વિજય ઇચ્છીએ છીએ.

સર આસુતોષ મુકરજી



સર આસુતોષ મુકરજી

સમગ્ર હીંદુસ્થાનના શિક્ષિત લોકો સર આસુતોષ મુકરજીના અવસાનના ખબર જાણી ખેદ પામશે. તેઓ પ્રસિદ્ધ રાજદ્વારી નેતા છતાં તેમનું નામ વારંવાર આખા દેશમાં એક અગ્રણી કેળવણીકાર તરીકે સંભળાતું. તોપણ શિક્ષણની સંસ્થાઓ સાથે કોઇપણ જાતનો સંબંધ ધરાવનાર લોકો તો તેમને હીંદના એક અપ્રતિમ સેવક તરીકે પીછાણતા. સર આસુતોષ કલકત્તા હાઇકોર્ટના સુવિખ્યાત ન્યાયાધીશ હતા અને હીંદના અગ્રણી ધારાશાસ્ત્રી હતા. કલકત્તાની અતિ પ્રસિદ્ધ વિદ્યાપીઠના તેઓ ઘણી લાંબી મુદત કુલનાયક હતા અને કુલનાયકના હોદ્દા ઉપર નહોતા ત્યારે પણ વિદ્યાપીઠનાં કાર્યની દિશા ઘડનાર તો તેઓજ ચાલુક હતા. છેલ્લાં પંદર વર્ષમાં કલકત્તા વિદ્યાપીઠને આટલી ઉચ્ચ સ્થિતિએ પહોંચાડનાર આ એકજ પ્રખ્યાત બંગાલી ન્યાયાધીશ હતા.

તેઓ માત્ર કાર્યદક્ષ કુલનાયક નહોતા; તેમનો વિદ્યાભ્યાસ પણ ભારે હતો. અનેક વિદ્યામાં તેઓ નિષ્ણાત ગણાતા. તેમના અવસાનથી માત્ર કલકત્તા વિદ્યાપીઠે એક અત્યંત સ્વતંત્ર અને વિદ્વાન પોષક ગુમાવ્યા છે એટલુંજ નહીં, પણ સમગ્ર હીંદની શિક્ષણસંસ્થાઓએ એક આદર્શ માર્ગદર્શક ગુમાવ્યા છે. તેમણે પોતાના જીવનમાં વિદ્યાની સેવા અને અભિવૃદ્ધિ કરવાનોજ જાણે મંત્ર લીધો હોય તેમ તેમનું આખું જીવન વિદ્યાપીઠની સેવામાંજ વ્યતીત થયું હતું. એમની સ્વતંત્ર 'જોહુકમી' પ્રકૃતિને છેલ્લાં બેચાર વરસમાં અનેક દિશામાંથી આઘાત મળ્યા હતા અને તેમણે પોતાની સ્વતંત્રતા વેચી માન ખાતરજ મોટું પદ પકડી રાખવાની ધરાર ના પાડી હતી. એમણે રાજકીય જીવન સ્વીકારવા સરકારી નોકરી છોડી અને એમની પાસે

## મે ૧૯૨૪.

**તા. ૨ જી**—કાઠીઆવાડ રાજકીય પરિષદ્ ભાવનગરમાં નહીં ભરવાના હુકમ સામે સત્યાગ્રહ નહીં કરવાની મહાત્માજીએ સલાહ આપી.

મુંબાઈ પ્રાંતિક ભાટીઆ-પરિષદ્ મળી.

**તા. ૩ જી**—ગાંધીજીમાં શ્રી. મણિલાલ કોઠારીએ રંગુનમાંથી રૂ. ૪૫ હજાર મેળવ્યા, જેમાં ડૉ૦ મહેતાએ જ રૂ. ૧૦ આપ્યા હતા.

કાઠીઆવાડ રાજકીય પરિષદ્ સોનગઢમાં ભરવાનો વ્યવસ્થાપકોએ ઠરાવ કર્યો.

મુંબાઈના અંત્યજો મહાત્માજીના દર્શને.

**તા. ૪ થી**—નવી ધારાસભાના પ્રમુખ તરીકે સર ચીમનલાલ સેતલવડની નીમણુક.

**તા. ૬ ઠ્ઠી**—મુંબાઈની મ્યુ. કોરપોરેશને ઘરભાડાનો કાયદો લંબાવવા સરકારને અરજ કરવાનો ઠરાવ કર્યો.

**તા. ૭ મી**—પાલીતાણામાં રાણીસાહેબના હાથે કાવિકાશ્રમ ખુલ્લું મુકાયું.

**તા. ૮ મી**—જગતની હિંદુ સ્ત્રીમંડળનાં મંત્રી શ્રીમતી શરીફમણી બાલમુકુંદ દેસાઈ ઈંગ્લંડની મુસાફરીએ જતાં હોવાથી મંડળ તરફથી તેમને અભિનંદન આપવામાં આવ્યું.

મુંબાઈ સ્મૉલકૉઝ કોર્ટના વધારાના જજ તરીકે શ્રી. લખમશી હીરજી નપુએ હોદ્દો લીધો.

**તા. ૧૩ મી**—ત્રાતમી ગુજરાત રાજકીય પરિષદની બેઠક બોરસદ મુકામે શ્રીયુત મહેતાકરના પ્રમુખપદે મળી.

**તા. ૧૪ મી**—ગુજરાત રાજકીય પરિષદની પૂર્ણાહુતિ.

બારયા ક્ષત્રિયપરિષદ્ બોરસદમાં શ્રી. રવિશંકરભાઈના પ્રમુખપદે મળી.

સાતમી અંત્યજપરિષદ્ બોરસદમાં શ્રીયુત ફુલ્કેના પ્રમુખપદે મળી.

**તા. ૧૫ મી**—મુંબાઈમાં દેશબંધુ દાસ મહાત્માજીની મુલાકાતે આવ્યા.

**તા. ૧૬ મી**—મહાત્માજીને માનપત્ર આપવાનો ખરડો મુંબાઈની મ્યુ. કારપોરેશને મંજુર કર્યો.

**તા. ૧૮ મી**—મહાત્માજીના પ્રમુખસ્થાને જુહુમાં બુધ્ધજયંતી ઉજવવામાં આવી.

અમદાવાદ મ્યુનીસીપાલીટીએ મહાત્માજીને માનપત્ર આપવાનો ઠરાવ કર્યો. અમદાવાદની રાષ્ટ્રીય શાળાઓને રૂ. ૧॥ લાખની ગ્રાંટ આપવાનો પણ ઠરાવ કર્યો.

**તા. ૨૯ મી**—જૈન સાહિત્યપરિષદ્ સુરતમાં કવિશ્રી નાનાલાલના પ્રમુખપદે મળી.

શ્રી. એન્ડ્રુઝના પ્રમુખપદે દાહોદમાં ભીલપરિષદ્ મળી.

**તા. ૨૩ મી**—મહાત્માજીએ ધારાસભાપ્રવેશ વીશે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય જાહેર કર્યો. દેશબંધુ દાસે તથા પંડિત મોતીલાલ નેહરુએ પણ સાથે પોતાનો ખુલાસો કર્યો.

**તા. ૨૪ મી**—દરબારશ્રી ગોપાળદાસના પ્રમુખપદે ધોળકામાં તાલુકાપરિષદ્ મળી.

**તા. ૨૮ મી**—મહાત્માજી જુહુથી સાબરમતી સત્યાગ્રહ આશ્રમમાં ગયા.

**તા. ૨૯ મી**—શ્રી. પટ્ટણી શીખોની સમાધાની કરવા માટેની સરકારી સમિતિમાં - માર્ચ.

---

### ભુલશુદ્ધિ

આ અંકની અનુક્રમણિકાના હેડીંગમાં વૈશાખ ૧૯૮૦ ને બદલે જ્યેષ્ઠ ૧૯૮૦ વાંચવું.

બધી બાબતને ગૌણ અને આચારધર્મવાળી ગણી, દેશ-કાલ પ્રમાણે બદલવા તૈયાર ન થઈએ ત્યાં સુધી આપણી ઉન્નતિ થશે નહીં અને આપણા વિભાગો કાયમ રહેશે. જ્યાં સુધી જુદાજુદા ધર્મપંથોના આચાર્યો, મૌલાનાઓ અને ગોરજીઓ નિશ્ચય કરી પોતાના અનુયાયીઓના દૃષ્ટિકોણ બદલાવશે નહીં ત્યાં સુધી આપણા ધર્મના ઝઘડા ચાલવાના કરશે.

આ દૃષ્ટિકોણ બદલવાની જરૂર બ્રહ્મો-સમાજના સ્થાપક રાજા રામમોહનરાયને એક સૈકા ઉપર જણાઈ અને તેમણે હીંદુ ધર્મને ઉદાર સનાતન તત્ત્વો ઉપર રચવાને બ્રહ્મો-સમાજની સ્થાપના કરી. ઉપનિષદ્-ગીતાના ઉચ્ચ તત્ત્વોનો પ્રચાર કરી, અનેક દેવ-દેવીઓની જડ પૂજા ન કરતાં નિરંજન નિરાકાર પ્રભુની સાત્વિક ઉપાસના બ્રહ્મોસમાજ-માં ચાલુ થઇ. "પ્રભુ એક અને મનુષ્યો તેનાં બાળકો"—એ મહાન્ સત્ય બ્રહ્મોસમાજે ગ્રહણ કર્યું અને તે પ્રમાણે પોતાનુ સાંસારિક બંધારણ રચ્યુ. બ્રહ્મોસમાજમાં સ્ત્રીને સમાનતા મળી, શૂદ્ર ને અંત્યજને બંધુપદ મળ્યું. ઇતર ધર્મનાં સારાં તત્ત્વો ગ્રહણ કરી ઇતર ધર્માનુયાયીઓ માટે સહોદરબંધુને શોભે તેવો ભાવ ઉત્પન્ન થયો. આથીજ રાજા રામમોહન-રાયને મુસલમાનો ઝબરદસ્ત મૌલવી ગણતા અને ક્રીશ્ચીઅનો તેમને મહાન્ પાદરી ગણતા. રાનાડે, ભાંડારકર, ચંદાવરકર, રવીન્દ્રનાથ ટાગોર, લૉર્ડ સીંહા, ડા. રાય, સર જગદીશચંદ્ર બોઝ, વગેરે બ્રહ્મોસમાજના અગ્રેસરો માટે કયા મુસલમાન, પારસી, ક્રીશ્ચીઅન કે જ્યુને તેમના સાંકડા ધર્મવિચારને લીધે ખમતું પડ્યું હશે? આ આગેવાનોનો દૃષ્ટિકોણ બ્રહ્મધર્મે બદલી નાખ્યો. એવોજ દૃષ્ટિકોણ રાખવા માટે જ્યારે આપણે સૌ જુદાજુદા ધર્મ-સંઘવાળાઓ યત્ન કરીશું ત્યારેજ દેશની ઉન્નતિ થશે. મહાત્મા ગાંધી બ્રહ્મધર્માનુયાયી નથી છતાં તેમની નૈસર્ગિક ધર્મભાવના અને ઉચ્ચ દેશાભિમાનને લીધે તેમનો દૃષ્ટિકોણ કેટલો બદલાયો છે તે તેમના નીચેના વિચારો ના ઉતારાથી સમજાશે. તે ઉતારા યંગ ઇંડીઆ-ના પુસ્તકમાંથી છે. વર્ણવ્યવસ્થા માટે લખતાં મહાત્માજી કહે છે:

"ચાર વર્ણ એ મનુષ્યના કાર્યના વિભાગ માટે છે તેથી કંઇ મનુષ્યોના સાંસારિક સંબંધ ઉપર અંકુશ પડતો નથી." (પા. ૮૦૨).

"કમનસીબે આજે હીંદુ ધર્મ માત્ર શું ખાવું અને શું ન ખાવું તે મંત્રમાંજ આવી રહ્યો છે." (પા. ૮૦૪).

આ બે ઉતારાથી સમજાશે કે મહાત્માજી હાલના જ્ઞાતિબંધારણથી સંતુષ્ટ નથી અને દેશકાલ અનુસાર છૂટ મુકવાની તરફેણમાં છે.

મૂર્તિપૂજા વીશે લખતાં તેઓ કહે છે કે:

"મૂર્તિનાં દર્શનથી કોઇ પણ પ્રકારનો દુષ્ટ-ભાવ ઉત્પન્ન થતો નથી. તેનાથી ઉપાસના કરવામાં સહાય મળતી હશે. મૂર્તિપૂજા એ પાપ નથી." (પા. ૮૦૬-૭.)

આજ વિચાર અમે પ્રાર્થના સમાજ અને બ્રહ્મોસમાજમાં ધરાવીએ છીએ. આવી દૃષ્ટિ રાખીશું તો પછી મૂર્તિ આગળ વાજાં વગાડવા ન વગાડવામાં ધર્મ આવી ન જાય અને આપણે મુસલમાન ભાઈ-ઓની લાગણી ન દુખાવીએ. પણ આ માટે એવો દૃષ્ટિકોણ બદલવો જોઈએ કે મૂર્તિ એ પ્રભુ નથી. માટે તેની પાસે વાજાં ઘડીક બંધ રાખવાથી કે ધર્મમાં ખલલ પડતી નથી.

"હીંદુ ધર્મમાં દુનીઆના સઘળા પેગંબરો માટે પૂજ્યભાવનો અવકાશ છે. ઇતર સર્વ ધર્મ સાથે તે હળીમળી રહેવા માંગે છે." (પા. ૮૦૭).

પણ આપણે સ્વતંત્ર શી રીતે રહી શકીએ? દરેક પ્રશ્નમાં કોઈનીકલના મતને કે અમુક વ્યક્તિના મતને આપણે નમ્યા કરીએ તો પછી આપણે દાસત્વની ઝુંસરીમાંથી નીકળ્યા શી રીતે? હાલ આપણે ગવર્નર, વાઇસરૉય, કમીશનર કે કલેક્ટરના મતના દાસ છીએ; કાલે આપણે લોકનાયકોના દાસ થઈશું તો પછી એમાં સ્વરાજ્ય ક્યાં રહ્યું? માટેજ આપણે આપણા ઇશ્વરી અવાજને માન આપતાં શીખવાનું છે. સત્ય સમજાય તો પછી સાથીઓ થોડા હોય તોપણ શું થયું? આજે જનસમાજ વિરૂદ્ધ હશે પણ જો સત્ય અને ન્યાય આપણી બાજુ હશે, તો અંતે જનસમાજ ફરશે. દાખલા તરીકેઃ બ્રહ્મોસમાજની સાંસારિક વ્યવસ્થા બદલાએલા દૃષ્ટિકોણથી થઇ છે, તેમાંથી ઉચ્ચનીચ ભાવ ગયો છે, જ્ઞાતિબંધન તુટ્યુ છે, શાસ્ત્ર અને મનુષ્યનું દાસત્વ ગયું છે અને ઇશ્વરી અવાજને માન અપાતું થયું છે–જો કે હજી ન્યૂનતા છે અને રહેશે. મનુષ્યોની નિર્બલતાથી તેનો વિકાસ જોઇએ તેટલી ઝડપથી નથી થયો, છતાં રાનાડે, ચંદાવરકર, ડા. ભાંડારકર, ડા. પી. સી. રાય, જગદીશચંદ્ર બોસ, ડા. રવીંદ્રનાથ ટાગોર જેવી શુદ્ધ અને પવિત્ર વ્યક્તિઓ એ ધર્મસંઘમાંથી નીકળી છે. આથી ખાત્રી થાય છે કે સતત પ્રયાસ કરી દેશમાં ધર્મનો દૃષ્ટિકોણ બદલાવવો જોઇએ. ગાંધીજીના વિચારના ઉતારા ઉપરથી આ વાત સહજ સમજાશે. આ ઉતારા આપવાનું કારણ એટલુંજ છે કે મહાત્માજી એ આજે આ દેશમાંજ નહીં, પણ દુનીઆભરમાં મહાન્ ધર્મવિચારક ગણાય છે. આવા જગદ્વંદ્ય પુરૂષના વિચારો ઉપર મનન કરી આપણે એકજ નિશ્ચય ઉપર આવીશું કે, જ્યાં સુધી આપણા બંધુઓ અને બહેનોનો ધર્મનો દૃષ્ટિકોણ બદલાવવાનો પ્રયાસ કરીશું નહીં ત્યાંસુધી આપણા સર્વ પ્રયત્નો નિષ્ફળ જશે. ધર્મભાવના ઉપરજ આપણું જીવન રચાયલું છે અને તેથી એ ધર્મભાવનાને વિશુદ્ધ કરી દેશકાલને અનુસરતી આપણે કરીએ નહીં ત્યાં સુધી આપણું સામાજિક અને ધાર્મિક જીવન–આપણું રાષ્ટ્રીય જીવન–આપણે પ્રજાસત્તાના સિદ્ધાંતને બંધબેસતું કરી શકીશું નહીં.

દર્દની પરીક્ષા થઇ છે અને તેને માટેનો રામબાણ ઉપાય પણ હાથ લાગ્યો છે એવી જો આપણી ખાત્રી થાય તોજ આપણે આ ધર્મસુધારાનું કાર્ય હાથ ધરીએ અને આપણા બંધુઓને અને આપણી બહેનોને ધર્મનો નવો દૃષ્ટિકોણ આપીએ, કે જેથી તેઓને ધર્મદૃષ્ટિ મળે અને તેઓ પોતાના સાંસારિક અને રાષ્ટ્રીય પ્રશ્નોનો નીકાલ સનાતન ધર્મ-સિદ્ધાંતોને અનુસરીને કરી શકે. પ્રભુ સર્વને તેનો પ્રકાશ આપી તે પ્રકાશ પ્રમાણે પોતાનું જીવન ગાળવાનું હૃદયબલ આપો! महत्कृपा हि केवलम्।

સીમાડા ભુસી રહ્યું છે. સોહન સોરઠ દેશ... આ હતો ન હતો થઇ રહ્યો.—" બોલતાં બોલતાં જાણે તે ગાતી હોય એવો રાગ થયો. "ગરવા ઓ' ગીરનાર, ગરવ તાહરો ગળી ગયો: જુનાગઢનો ટેક, હાય! હવે ક્યાંય ના રહ્યો."

રા' ને કાક બને ધ્રુજ્યા ને રા'એ કાકનો હાથ પકડયો. રાણક જાણે અંધકારમાં કૈં ન દેખાતું હોય ને ધ્યાનથી જોવા મથતી હોય એમ જોઇ રહી. અવાજમાં વધારે ને વધારે ખિન્નતા આવી.

"સોલંકીની આણ ફરતી ચારે કોર આ; ને મરણી મુંઝે હાય...લોહું પામે નાસ સહુ. રાણે સપનાં સેવીઆં. તે સહુ...અણુ-સર્યાં રહ્યાં ..."

રાણીનો અવાજ તુટયો. તેણે નીસાસો મુક્યો. થોડી વારે તેણે ફરી ઝપટથી બોલવા માંડયું. અવાજ'માંથી ખિન્નતા ઓછી થઇ. "પણ સોલંકી પિંડ મુકવાને પુત્ર નથી—નામ નથી ને નીશાન નથી. પાટણ પાધર થઇ ગયું...નવા રાજા ને નવી પ્રજા...પણ રહીયાળો મુજ ગીર, ગરવો ગગને શોભશે; ને અમર રા' ખેંગાર, સોરઠને સોહાવશે...ત્રણે કાંસ ટેક...વીર ખેંગાર કહાવશે...ને સતીયાનું જે સત તે રંક રાણકનું......"

અવાજ તદ્દન તુટયો ને તે અટકી પડી. તેની આંખો બીડાઇ. તેને મોઢે ફીણ આવ્યાં ને ખેંગાર તેની પાસે જાય તે પહેલાં તે બેભાન થઇ પડી ગઇ. કાક હેલ્યથી પાણી લાવવા દોડયો.

કાક પાણી લાવ્યો તે રા'એ તેને મોઢે છાંટયું. થોડી વારે તે ભાનમાં આવી ને રા'ની સામે જોઇ જરાક હસી.

"મારા રા'! મને શું થયું?"

"કંઇ નહીં" રા'એ કહ્યું. તેને લાગ્યું કે રાણીને કૈં સાંભરતું નહોતું. રાણી કેમ કરતી બેઠી થઇ.

"મારું માથું ભમે છે. હું જઇને જરા આડી પડું" તેણે ધીમે અવાજે કહ્યું. રા' તેની સાથે જવા તૈયાર થયો, એટલે તેણે તેને કહ્યું: "તમે શું કામ આવો છો? જરા બેસો. કાકની સાથે વાતો કરો. મને થાક બહુ લાગ્યો છે" કહી તે ત્યાંથી ચાલી ગઇ.

ને દશ ડગલાં ભરી દાદર તરફ ગઇ અને કાક અને ખેંગાર બંને અદ્દષ્ટ થતા તેના શરીર તરફ જોઇ રહ્યા.

એકદમ બંનેની નજર દેવડીએ જ્યાં પગ મુકયા હતા તે તરફ ગઇ ને બંનેએ ગભરાટમાં એક બીજાનો હાથ ઝાલ્યો. બંનેની આંખો ફાટી રહી. બંનેના શ્વાસ રુંધાઇ ગયા......

રાણી દાદર ઉતરી ચાલી ગઇ........ જ્યાંજ્યાં દેવડીએ ડગ ધર્યું હતું ત્યાંત્યાં કંકુનાં પગલાં પડી રહ્યાં હતાં એમ તે અંધારામાં પણ દેખાયું.

"કાક! જોયું?" રા'એ ગભરાયલે ને ઘોઘરે સાદે પુછયું.

"હા બાપુ! સતી માતાને ઘણી ખમ્મા"

રા'એ આંખે હાથ દીધા. કાક પેલાં પગલાં તરફ જોઇ રહ્યો. જોતજોતામાં લાલ પગલાં અદૃષ્ટ થઇ ગયાં—અગાશીમાં. હતો તેવો અંધકાર પ્રસરી રહ્યો.

"મહારાજ! જોયું?" કાકે ખિન્ન હૃદયે કહ્યું. "પગલાં જતાં રહ્યાં"

રા'એ આંખ પરથી હાથ કાઢી જોયું ને પગલાં અદીઠ થયલાં જોઇ નીસાસો મુક્યો.

"કાક! સતી ચિતાએ ચઢે ત્યારે આવાં પગલાં પડે એમ ઘરડા કહી ગયા છે. મારે આવી બન્યું" રા'એ ગદ્દગદ કંઠે કહ્યું.

હતા. મુંજાલ મહેતા વંથળી સાચવવા રહેવાના હતા.

બધાને મહારાજના ઝનુનની અસર થવા લાગી હતી. ત્રિભુવનપાલ ખેંગારનું શું કરવું તેની ચિંતામાં પડયા હતા. પરશુરામને ડીકર એ પડી કે, જુનાગઢ પડે તો તે કોના તાબામાં સોંપવું. લીલાદે. એકજ લાગ્ર લાગી કે તે પોતે માત્ર એકજ સૈન્ય સાથે રહી શકવાનાં. જગદેવ પરમાર પોતે તદ્દન સારા થઇ ગયા હતા તેજ વાત ફરીફરીને કર્યાં કરતા.

પણ આ બધામાં મહારાજનો જુસ્સો બધાથી જુદો દેખાઇ આવતો. તે જળ્યા કરતો—નિર્જનવનમાં બળતા દવના જોરથી; ચારે તરફ તેની જ્વાલ સુસવાટ કરતી અને અણધારી જગ્યાએ તેની આંચ પહોંચી જતી.

"બાપુ! મને દંડનાયક મહારાજની જોડે દરવાજે જવાદો" પરમારે ત્રીજી વખત વનતિ કરી.

"જગદેવ! નકામી માથાકુટ નહીં કર" મહારાજે ગંભીરતાથી કહ્યું, "મારે તને દફતર બીજે કામે મોકલવો છે. પરશુરામજી એ સોરઠીઆઓ હરામખોર છે: ગઢ લીધા પછી પણ થોડા દહાડા હંફાવે માટે જેટલું જીત્યા તેટલું હાથજ કરવું"

"તેમાં કહેવું નહીં પડે" પરશુરામે કહ્યું.

"પેલો દેશળ પણ 'ત્યાં પડયોપડયો' કંઈ મદદ કરશે. પણ છે નીચ, મહેતાજી!" ઉદા તરફ ફરી રાજાએ કહ્યું, "વાહડ ગયો તે ગયો. હજુ જવાબજ ન લાવ્યો."

"આવશે." ઉદાએ ગીરાસથી ઉમેર્યું.

"તમારા એ છોકરામાં ઝાઝું પાણી નથી ભાઇ!" ત્રિભુવનપાલને મહારાજે કહ્યું. "ને તમે હલ્લો કરો તો હાથી પર નહીં બેસતા. હાથી વીફરે તો આપણોજ ઘાણ કાઢે—" એટલામાં બહાર ગરબડ થવાથી સઘળાનાં કાન ચટયાં "એ શું ધાંધલ ચાલે છે? બહાર ઉભાં ઉભાં પેલા ઢોર શું કર્યા કરે છે?"

એક દ્વારપાલ આવ્યો.

"અન્નદાતા! ભૃગુકચ્છથી કોઇ ખબર-દાર આવ્યો છે."

"એમ કહે કે શાંત મહેતાને મળે. અમને ખબર સાંભળવાની ફુરસદ નથી"

"અન્નદાતા! આપનેજ મળવા માંગે છે"

"આખા ગામને હું ક્યાં મળ્યા કરું! જા કહે કે શાંત મહેતાને મળે."

"ને નહીં માને તો?"

"તારી તરવારને ધાર છે કે નહીં?" રાજાએ ગુસ્સામાં બરાડો માર્યો.

"એનુ નામ શું છે?" ત્રિભુવનપાલે પુછ્યુ.

"સોમેશ્વર ભટ્ટ" દ્વારપાલે કહ્યું.

"ભુગુકચ્છનો મહથી!" ત્રિભુવનપાલનું મુખ ચિંતાતુર થયું "તે કેમ અહીંઆં આવ્યો?"

"લાવો બોલાવીએ તો ખરા." મુંજાલે કહ્યું 'એમાં શું ગયુ?"

"એ કેમ આવ્યો હશે?" લીલાદેવીએ ધીમેથી પુછ્યું.

"બોલાવ—બોલાવ" મહારાજે ઉતાવળથી કહ્યું. તેના મોઢા પરથી લાગતું હતું કે જુનાગઢ ઉતર્યા શિવાય બીજી કોઇપણ વાત અત્યારે તેમને પસંદ નહોતી. લીલાદેવી જરાક તેમને આગળ આવી જોઇ રહી

કાંટેલું ધોતીયું પહેરેલો એક પુરૂષ આવ્યો. તેને દીઠે કાદર હતો. તેના મોઢા પર ઉઝરડા હતા તેના ગુંચળ

શકશો ?"

"ગઢની એક બારીએ મારું માણસ છે."

કહેતાં તો કહ્યું પણ દેશળદેવને જરા ફ્રારકો પડ્યો. વખત છે ને દાદુ ગઢની પોતાનો ભાઈ મરાયો તેની રીસે ગઢ પર ન આવે તો ? અને બીજો એક ખાસ માણસ હમીર જેને તેણે ગઢ પર રહેવા સુચવ્યું હતું તે ન આવે તો ? દેશળદેવને લાગ્યું કે પક્ષ બદલવો એ કંઈ રમતની વાત ન હતી.

"પણ ગઢ સુધી જવાશે કેમ ?"

"મેં એક ચોકી સાધી મુકી છે."

"ત્યાંથી કેટલાં માણસ જઈ શકશે ?"

"આપ કહો તેટલાં."

"અંદર કેટલાં માણસ સાથે જોઈશે"

"અન્નદાતા ! ખેંગાર મધરાતે ગઢની બારીઓ જોવા નીકળે છે, એટલે ગમે તેટલાં માણસ હશે તો પણ તેને નો પુરો કરી શકીશું. પછી તો આગલા દરવાજો ખોલી આપનું લશ્કર દાખલ કરવાનું રહ્યું"

જયસિંહદેવની આંખમાંથી એક ધિક્કાર-દર્શક જવાબ નીકળી. મામાને ત્યાં પંદર વર્ષ રહી તેને પૈસે મોજમજાહ કરી આવો બદલો આપનાર પણ માણસો દુનીઆમાં વસે છે અરે ! થોડીક વખત મહારાજાએ વિચાર કર્યો: આ કંઈ દગલબાજી તો નહીં હોય !

"તમારે મારી સાથે આવવુ પડશે."

"જી" મોઢું હસીને દેશળે ખાત્રી આપી.

"ને જરા પણ વાંધો પડ્યો તો તમારાં બંનેનાં માથાં ધડથી જુદાં કરીશ."

"ખુશાલી. પણ જો બધું સમેસુતરે થાય તો !"

"તો શું ! જયસિંહદેવે શીરપાવ આપનાં કોઈ દિવસ હાથ પાછો ખેંચ્યો છે ?"

"પણ બાપુ ! કૈં નથી કરવું સારું" દેશળદેવે કહ્યું ને મુછ જરા જોરથી ફરકવા માંડી.

મહારાજા ગુસ્સે થયા. "જયસિંહદેવ જે આપે તે લેવાનું."

"આપના પર મને પુરો વિશ્વાસ છે" દેશળદેવે ધીમેથી કહ્યું "પણ મને દુનીઆમાં એવા અનુભવ થયા છે; કે તો બાપુ ! સ્પષ્ટ-વક્તાજ સુખી થાય."

"દેશળદેવજી ! મારું દીલ સદાય ઉદાર છે."

"હું ક્યાં નથી જાણતો ? પણ પાટણમાં મારે દુશ્મનો એટલા છે...હું તો આપનેજ ભરોંસે આવ્યો છું."

"મારો ભરોંસો હોય તો પછી કોની પરવા રાખવાની છે ?" મહારાજાએ કહ્યું.

"તેથી તો બાપુ, હું દીલ ખોલીને કહું છું. હું હવે વૃદ્ધ થવા આવ્યો છું. અહીંઆં તો મુંજાલ મહેતાએ મારું મંડળ પણ જપ્ત કર્યું છે, અને જુનાગઢ છોડવાથી ખેંગાર મરતાં મારો ગાદીનો હક પણ ડુબ્યો—"

જયસિંહદેવના કપાળ પર કરચલી પડી. "તમારો ગાદીનો હક ! ખેંગારને બે તો દીકરા છે."

"અંહ—બહુ નાના —"

"દેશળદેવજી !" કચવાઈને મહારાજે કહ્યું. "તમે શું ખોયું ને શું નહીં તેનો મારે વિચાર કરવાનો નથી. પણ એક વાત કહું." મહારાજ થોડો વખત વિચારમાં ડુબ્યા "મારી ઇચ્છા પુરી થશે તો જે માગશો તે આપીશ."

મહારાજને એક નવો વિચાર આવ્યો હતો એમ દેશળદેવને સ્પષ્ટ દેખાયું. જુનાગઢ કંઈ છતાં કરતાં પણ તેને કંઈ તમારે પ્રિય હતું.

"બરોબર છે." ઉદામહેતાએ પોતાની યોજના સફળ થઇ જોઇ સહર્ષ કહ્યું, "એટલે પછી કંઈ કરવાનું રહેતુંજ નથી."

"પણ આપ બારીએથી જાઓ એ નાહક જોખમ વેરવા જેવું છે." પરશુરામે કહ્યું.

"જરાય નહીં." મહારાજે કહ્યું, "જો ચોકી નહીં વટયા તો આપણી જુની રચના કાયમજ રહેશે. ને વટયા તો પછી કેટલો ફાયદો? અને આટલું જોખમ હું નહીં ખેડું તો ખેડશે કોણ?"

"વખત છેને કે થયું તો–"

"કંઈ થવાનું નથી. મને શું થવાનું હતું!" દૈવી સત્તાનો ડોળ કરતાં જયસિંહદેવે કહ્યું.

"તો બારી સુધી હું પણ આવું. આપને એમ જવા દેતાં મારો જીવ ચાલતો નથી." પરશુરામે કહ્યું.

"ભલે!" મહારાજે કહ્યું, "મહેતા તૈયાર થાઓ. બધાને કુચ કરવાનો હુકમ આપો. આપણે બે ત્રણ ઘડીમાં નીકળીશું હું રાણીને તૈયાર થવાનું કહી આવું."

"જેવી આજ્ઞા" કહી બંને ગયા.

"મારે મારા બાબરાને પણ સાથે લેવા પડશે." મહારાજ મનમાં બબડ્યા.

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]



આ "ગુજરાત" પત્ર સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ માટે શાભશંકર મંગુરામ ભટ્ટે "ધી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, ખેતાડીસ લેન, કોટ મુંબઈ છાપ્યું અને નં. ૫૩, મેડોઝ સ્ટ્રીટમાં ત્યાંથી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ તરફથી શાભશંકર મંગુરામ ભટ્ટે પ્રગટ કર્યું છે.

વસ્તુ કાં તો ઇંદ્રિયગ્રાહ્ય, કલ્પનાગ્રાહ્ય કે બુદ્ધિગ્રાહ્ય હોય.

વિચારનું ક્ષેત્ર મોટે ભાગે તો વસ્તુઓના કાર્યકારણ સંબંધનું કે સહચારનું અન્વેષણ હોય છે. ઘણી વખત આ સંબંધ સ્પષ્ટ જોયા વિના વસ્તુઓને કલ્પનાથી સંબદ્ધ રાખવા જતાં વિચાર સ્ફુરે છે. કોઇક વખત સિદ્ધાંતો ઉપજાવવાની કે તેમને કલ્પનાથી જોડવાની ક્રિયાને વિચાર કહીએ છીએ.

ભાવનો અર્થ સાધારણ રીતે લાગણીઓ થાય છે. બીજા વિષય તરફ કોઇપણ પ્રકારની રજોગુણી માનસિક દશા તે લાગણી. રાગ, દ્વેષ વગેરે દ્વંદ્વોને પરિણામે ઉદ્ભવતી ઝીણી મોટી રાજસિક દશા તે લાગણીઓ.

માણસ કે વસ્તુની અપૂર્વતાની ઝાંખી કરવા જતાં ઉદ્ભવેલું સ્વરૂપ તે ભાવના. વિચાર કે ભાવને કલ્પના દ્વારા મૂર્ત કરવો તે ભાવના. વસ્તુઓના લક્ષણને મૂર્ત સ્વરૂપે કલ્પવાં તે પણ ભાવના કહેવાય. ઇંદ્રિયગ્રાહ્ય વિષયનો કલ્પના વડે આદર્શ રચ્યો હોય તે પણ ભાવના કહેવાય. સ્મૃતિએ સંઘરી રાખેલા સંસ્કારોને કાલ્પનિક વ્યક્તિત્વ આપવું તે પણ ભાવના.

આ ઉપરથી સાહિત્યનું સ્વરૂપ થોડા શબ્દોમાં કહી શકાયઃ વસ્તુ, વિચાર, ભાવના અને ભાવનો ભાષા દ્વારા વ્યક્ત કરવાનો પ્રયત્ન તે કથન. કથન સચોટ અને સરસ હોય તે સાહિત્ય. સાહિત્યનો સ્થૂલ દેહ તે શબ્દો. સાહિત્યમાં સમાયલી સર્વવ્યાપી વસ્તુ તે કલ્પના. શબ્દો દ્વારા વસ્તુ, વિચાર, ભાવ કે ભાવના દર્શાવવાં એ મનુષ્યનું કાર્યક્ષેત્ર છે; ભાષા દ્વારા વસ્તુ, વિચાર, ભાવ કે ભાવનાને સરસ રીતે દર્શાવી સામા માણસમાં જ્ઞાન, શ્રદ્ધા, સમભાવ અને કર્તવ્ય પ્રગટાવવાં તે સાહિત્યકનું ક્ષેત્ર છે.



## પ્રકરણ ૪ થું

### કલ્પનાશક્તિ

સાહિત્યમાં સમાયલી સર્વવ્યાપી ને સચરાચર વસ્તુ કલ્પના જ છે.

એક વસ્તુને જોઇ, તેની ગેરહાજરીમાં પણ તેની છાપ અથવા તેના સંસ્કારો સંઘરી રાખવાં એ સ્મરણશક્તિનું કામ. પણ આપણે માત્ર એ છાપ કે સંસ્કારો સંઘરી રાખતા નથી, પણ તેને ફરીથી ચિત્રરૂપે પ્રગટાવીએ છીએ. આ કલ્પના વડે, આટલેથી પણ આપણે અટકતા નથી. આપણે એ ચિત્રમાં નવા રંગો પુરીએ છીએ, નવી રેખાઓ ઉમેરીએ છીએ, અસલની તેની વિશિષ્ટતા ભુંસી નાંખીએ છીએ અને નવું ચિત્ર ઉભું કરીએ છીએ. આ પણ કલ્પના વડે. આ નવું ચિત્ર આપણે ઉભું કરવા માંડીએ છીએ ત્યારે તેને સરસ પણ બનાવવા મથીએ છીએ.

એક ગુલાબ લઈએ તેનું રૂપ, રંગ, ગંધ ને સ્પર્શની છાપ સ્મૃતિ સંઘરી રાખે છે તે સ્મરણોને કલ્પના ભેગાં કરી એ પુષ્પનું ચિત્ર ખડું કરે છે, એટલુંજ નહીં પણ બીજી વાર પુષ્પનું ચિત્ર ખડું કરતાં કલ્પના એક પુષ્પનો રંગ લે છે, બીજાના ઘાટ લે છે, ત્રીજાની સુવાસ લે છે અને એક અપૂર્વ ગુલાબનું ચિત્ર ઊભું કરે છે. આ પુષ્પમાં અસલ પુષ્પના કેટલાક અંગો છે પણ એનું સૌંદર્ય અસલથી પણ વધારે બને એવો પ્રયોગ થાય છે. આખરે આ ક્રિયાથી ગુલાબનું જેવું છે તેવું નહીં પણ હોવું જોઈએ એવું, ગુલાબની જાણે ભાવના હોય તેવું, સરસ કલ્પનાચિત્ર બને છે.

કલ્પનાચિત્રમાં આ અપૂર્વતા—ભાવનાત્મક સંપૂર્ણતા આણવાની જે શક્તિ તે કલ્પનાશક્તિથી નીરાળી સરસતા સરજાવવાની શક્તિ છે. તેને રસવૃત્તિ કહી શકાય. આ રસવૃત્તિ દરેક વસ્તુ જોઈ ઉત્તેજાતી નથી. કેટલીક વસ્તુમાં એવાં લક્ષણ હોય છે કે તેથી આ વૃત્તિ ઉશ્કેરાય છે અને કલ્પનાચિત્રને સરસ કરવા મંડે છે. આવાં લક્ષણવાળી વસ્તુઓની ખુબી પારખે તે રસિકતા, અને જે ખુબીથી રસિકતા સંતોષાય ને આ વૃત્તિ ઉત્તેજાય તે સરસતા. સુંદર પુષ્પ, સુરેખ શરીર, ચંદ્રથી શોભતી રાત્રિ, રસભર કાવ્ય રસિકતા સંતોષે છે. અને એ બધાનું સામાન્ય લક્ષણ તે સરસતા.

આ સરસ ચિત્રને કલ્પના મગજ આગળ ફરીફરી આણે છે અને ખરા પુષ્પથી જે આનંદ નહોતો મળ્યો તે આ કાલ્પનિક પુષ્પથી મળે છે. કઝીન કહે છે તે પ્રમાણે સુંદર વસ્તુની હાજરીમાં, કે તેના સ્મરણથી અથવા કલ્પનાએ રચેલી વસ્તુના માત્ર વિચારથી આત્મામાં આંદોલનો પ્રગટાવવા એ કલ્પનાનું વિશિષ્ટ લક્ષણ છે.[1] આટલુંજ નહીં પણ કલ્પનામાં વાત્સલ્ય બહુજ છે. ખરી વસ્તુ કરતાં પોતે રચેલા ચિત્રથી તે વધારે ઘેલી બને છે. મિત્રની હાજરી આનંદ અર્પે તેના કરતાં તેના સ્મરણે આલેખેલું ચિત્ર વધારે આનંદ આપે છે એ દરેક કવિના કાવ્યો પરથી જણાશે.

આ પ્રમાણે આત્માના આંદોલનો શરુ થયા કે માણસમાં રહેલી સર્જક શક્તિને એ ચિત્ર વ્યક્ત કરવાની પ્રેરણા થાય છે—માત્ર વ્યક્ત કરવાની નહીં પણ એવી રીતે વ્યક્ત કરવાની કે જેથી સામા માણસમાં એવાજ આંદોલનો પ્રગટે અને સામાની રસિકતા એજ પ્રમાણે સંતોષાય. એટલે કે સચોટ ને સરસ રીતે.

‘ખરી દુનીઆમાં જે વસ્તુ કે નીતિનું સ્વાભાવિક સૌંદર્ય જોઈ આપણે રાચીએ છીએ તેને જોવાની ને અનુભવવાની ઇચ્છા થાય છે. અને આપણે ન

---

૧ વ્યાખ્યાનો: વીકટર કઝીન (Lectures [illegible] Cousin)

સૌંદર્યને પુનઃ પ્રગટાવવાને મથીએ છીએ–પણ તેના અસલ સ્વરૂપે નહીં, પણ જે આપણી કલ્પનાશક્તિ રચે તે સ્વરૂપે. અને આથી મનુષ્યને યોગ્ય એવી નવીન કૃતિ પ્રગટે છે. તેને આપણે કલાત્મક વસ્તુ કહીએ છીએ"[1]

આ વ્યક્ત કરવાનો પ્રયત્ન જ્યારે કથન દ્વારા થાય છે ત્યારે પાછી કલ્પનાની જરૂર પડે છે. દરેક ઉચ્ચારણ કે શબ્દ, દરેક ચિન્હ કે અક્ષર કલ્પનાતંતુનાંજ ઘડાયેલાં હોય છે, કારણ કે દરેકની સાથે કેટલા યુગો થયાં કેઇ પ્રતિમા, વિચાર, ભાવ કે ભાવનાના સંસ્કારો કલ્પનાએ જોડીજ મુકયા હોય છે: અને તેથી એક શબ્દ કાને પડતાં સાંભળનારની કલ્પના તેના સહચારી સંસ્કારને માનસિક દશા પ્રગટ કરે છે. 'પ્રેમ' અને 'સ્વાતંત્ર્ય' જેટલા નાનકડા શબ્દને કલ્પનાએ કેટલા ને કેવા સંસ્કારો આપ્યાં છે! એ શબ્દો ઉચ્ચારાય કે સાંભળનારની કલ્પના કેવી ઉત્તેજાય છે, અને સહચારી વસ્તુ અને ભાવ વગેરેનો ખ્યાલ કેમ પ્રગટે છે? આમ શબ્દો અને મનોદશાના પરસ્પર સંસ્કારો[2] નક્કી કરવા એ પણ સાહિત્યકની કલ્પનાનું કાર્યક્ષેત્ર છે.

વળી કલ્પનાચિત્ર યોગ્ય રીતે વ્યક્ત કરવા કલ્પના જુદીજુદી વસ્તુ વચ્ચે અને શબ્દ વચ્ચે સંબંધ ઉભો કરી એવી શબ્દજાળ રચે છે કે જેથી સાંભળનારના મગજમાં સમભાવી કલ્પનાચિત્રો સહેલાઇથી ઉભાં થઇ શકે છે. આ શબ્દજાલને શબ્દચિત્ર કહી શકાય.

"શબ્દો સારી રીતે પસંદ કર્યાં હોય તો તેમાં એવું બલ આવે છે કે ઘણી વખત એક વસ્તુને નજરે જોઇ હોય તેના કરતાં તેના વર્ણનથી તેનો વધારે સજીવ ખ્યાલ આવે છે"[3] તેવીજ રીતે શબ્દોથી કલ્પના સમભાવ, નવા વિચારો, નવી ભાવનાઓ, શ્રદ્ધા તેમજ કર્તવ્ય પ્રગટાવે છે. અને કલ્પનાની મદદથીજ શબ્દજાલમાં રહેલી સરસતા પરખાય છે અને અનુભવાય છે. એટલે જેમ કલ્પનાશક્તિ ચિત્રો ઉભાં કરે છે તેમજ ભાવો, વિચારો વગેરે બીજી મનોદશાઓ પણ ઉભી કરે છે.



## પ્રકરણ ૫ મું



### કલ્પનાની મર્યાદા–ઔચિત્ય

કલ્પનાશક્તિની મદદથી જે ક્રિયા થાય છે અને જે કલાત્મક કૃતિનાં સ્વરૂપો નક્કી કરે છે તે ટુંકામાં ફરીથી આ પ્રમાણે કહી શકાય: રસિકજન પુષ્પ જોઇ આકર્ષાય છે કે સંતોષાય છે અને તેથી કલ્પના પર તેની અસર થાય પડે છે. રસવૃત્તિ કલ્પનાની સર્જકશક્તિને મદદ કરે છે–ને પુષ્પનું

1. વ્યાખ્યાનો કઝીન (Lectures: Cousin) 2. Association of Ideas
3. કલ્પનાનો આનંદ: એડિસન (Pleasures of Imagination: Addison)

મનાય છે. એ પુતળામાં કારીગરે એવું શું આપ્યું છે કે દરેક યુગના કલાકારો એની પૂજા કરી રહ્યા છે?

સુંદરમાં સુંદર સ્ત્રીથી એ મૂર્તિ જુદી છે. માનવ સ્ત્રીથી એ ઘણી મોટી છે. શાંતિ દર્શાવતી આંખો; સત્તા દર્શાવતું કપાળ; વિલાસ દર્શાવતા ગાલ; કોડ અને દઢતા બંને દાખવતા હોઠ; શાંત ને આત્મનિષ્ઠ પ્રભાવ દાખવતો ડોકનો મરોડ; સંયમ અને વિલાસ બંને દાખવતાં સ્તનો; શારીરિક બલ અને છટા બંને દાખવતી કમર અને આખા અંગ પર રહેલી દેવી શાંતિ ને સત્તાની છાપ—આ બધાં કોઇપણ સ્ત્રીમાં મળવાં અશક્ય છે. આ પાષાણની સ્ત્રીમાં કોઇપણ સુંદર સ્ત્રીમાં જડે તેનાથી નીરાળી અપૂર્વતા છે. દુનીઆની સ્ત્રીઓનાં લક્ષણો કલ્પનાની મદદથી ભેગાં આણી એક અસંભવિત સંગ્રહસ્થાન એમાં કલાકારે કર્યું છે; અને એ સંગ્રહસ્થાનને એવી એકતાનતા અર્પી છે કે તે આદર્શમાં લેખાય. એ મૂર્તિ સ્ત્રી નથી લાગતી, પણ સ્ત્રી કેવી હોઇ શકે, હોવી જોઇએ તેનો આદર્શ ખડો કરે છે.

અને છતાં એને જોતાં સુંદર સ્ત્રીને જોઇ જે મનોદશા ઉદ્ભવે છે તે ઉદ્ભવે છે. એ મૂર્તિનું સ્ત્રીત્વ ભયંકર ને આકર્ષક છે. તેના સર્વ અંગમાંથી એવી પ્રતાપી માનવતા ઝરે છે કે તે મનુષ્યસ્વભાવના ઉંડામાં ઉંડા ભાવોને પ્રગટાવે છે ને પોષે છે. એની સ્વાભાવિકતા, સપ્રમાણતા અને વાસ્તવિકતા એવી છે કે એવી સ્ત્રી હોઇ શકે નહીં એમ ખ્યાલ પણ આવે નહીં.

આ સાથે જેમાં આ નિયમો ન સચવાયા હોય તેવી કૃતિ સરખાવીએ. આપણાં મંદિરોમાં ઘણી દેવીઓની પ્રતિમા જડી આવે છે. શક્તિ બતાવવા તેનું માપ એવું મોટું કર્યું હોય છે કે કઢંગુ લાગે; તેજસ્વિતા બતાવવા વહેંતના કમલપત્ર જેવા નેત્રોમાં ફાટા ડોળા બતાવ્યા હોય છે; વિલાસ બતાવવા બે 'कनककलशौ' લટકાવ્યા હોય છે; અને ચાંચલ્ય બતાવવા સ્વાભાવિક શરીર ન સચવાઇ શકે એમ કમર વાંકી કરવામાં આવે છે. તેમાંથી નથી ઝરતી ભાવના કે તેમાં નથી થતી અપૂર્વતાની ઝાંખી. અને કુમ્ભનું સ્ત્રીત્વ જોઇને મનોદશા થાય તેવી પણ મનોદશા આ મૂર્તિને જોઇ નથી થતી. એ તો ઘડેલો પથ્થર તે પથ્થરજ.

એક મૂર્તિ કલામયતાની પરાકાષ્ઠા બતાવે છે, બીજીમાં કલામયતાનો અંશ પણ નથી. બંનેમાં કલ્પના તો છે, પણ વીનસમાં કલ્પનાએ મર્યાદા સાચવી છે, બીજામાં તેને બંધન જેવું કંઇ રહ્યું નથી.

આ જોતાં કલ્પનાવિહારની મર્યાદા આ પ્રમાણે બંધાયઃ—

કલ્પનાએ રચેલા ચિત્રમાં કાલ્પનિક અંશ એટલા આવવા જોઇએ કે એમાં ભાવનાત્મક અપૂર્વતા લેખાય; અને સ્વાભાવિકતા

ભાવના પુરી પાડે છે. અને છતાં એ બધાં એટલાં સ્વાભાવિક લાગે છે કે આપણા મિત્રોની એ કથા હોય એમ લાગ્યા વિના રહેતું નથી.

તેવીજ રીતે કાલીદાસનું મેઘદૂત વર્ણનાત્મક ભાવપ્રધાન સાહિત્યનો અપ્રતિમ નમુનો છે. કોઇપણ પ્રણયીએ યક્ષની માફક વાદળાંને સંદેશો કહ્યો નહીં હોય; પણ વિયોગ સહતા કયા સંસ્કારી પ્રણયીને યક્ષ થવાનું-યક્ષના ભાવ ને આદર્શ માનવાનું મન થયું નથી? અને છતાં એના ભાવો, એની પ્રાર્થના, એની વેદના એટલી સ્વાભાવિક છે કે સામાન્ય જીવનમાં એ ભાવો દર્શાવવાને એનાથી વધારે ઉચિત શબ્દો જડવા મુશ્કેલ છે.

તેજ પ્રમાણે વિચાર અને ભાવનાને પણ આજ નિયમ લાગુ પડે છે એ કોઇપણ દ્રષ્ટાંત દેખાડી આપશે.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

### સચોટતા અને તેના નિયમો

આગલાં પ્રકરણોમાં કહ્યું તેમ કલાત્મક કૃતિ વ્યક્ત કરવાની ક્રિયામાં સચોટતા ત્રણ વખત આવે છેઃ ૧. ઇંદ્રિય દ્વારા કોઇ પણ વસ્તુની માણસના મગજ પર સચોટ છાપ પડે ત્યારે; ૨. કલ્પનાચિત્ર ખડું થાય ત્યારપછી તેની સચોટ અસર ચિત્રકાર પર થાય છે અને તેના આત્મામાં આંદોલનો જાગે છે ત્યારે; ૩. અને કૃતિ કે કથન દ્વારા ચિત્ર વ્યક્ત કર્યા પછી સામા માણસ પર સચોટ અસર થાય છે ત્યારે. ત્રીજા વખતની સચોટતાજ કલાત્મક કૃતિનું લક્ષણ છે, છતાં સચોટના સાધવાની રીત ત્રણે વખત એકજ હોય છે.

સચોટતા કેવી રીતે સધાય છે? એક વસ્તુની ઉંડી અસર થાય છે અને બીજી તરફ આપણે ધ્યાન પણ નથી આપતા-તે શા સારુ? કયું લક્ષણ હોય તો સચોટ અસર થાય છે?

જુદાજુદા માણસો પર જુદીજુદી વસ્તુ સચોટ અસર કરે છે; અને તેનું કારણ એકજ હોઇ શકે કે કોઇક વસ્તુનું સ્વરૂપ કે સ્વભાવ કોઇકને વધારે આકર્ષક લાગે છે-એટલે કે વસ્તુ અને જોનાર વચ્ચે કોઇ પણ પ્રકારનો સ્વાભાવિક સંવાદ હોવો જોઇએ.

કેટલીક ચીજો ઘણા માણસો પર સચોટ અસર કરે છે. તેનું કારણ એટલુંજ કે એ ચીજનો સ્વભાવ કે સ્વરૂપ અને સામાન્ય જનસ્વભાવની મૌલિક રચના વચ્ચે સંવાદ હોય છે. આ સંવાદ કેમ સંભવે છે તે વિચારવું જોઇએ.

આ બધાનું અન્વેષણ કરવા ચંદ્ર જેવી એક વસ્તુ લઇએ. પ્રાણીએ માનવ સ્વરૂપ પ્રાપ્ત કર્યું ત્યારથી, બલ્કે તે પહેલાંથી ચંદ્ર ઘણા માણસો પર

દર પંદર દહાડે અમી વર્ષાતી, રસધેનુ જેવા આવે છે અને ઘણી ચિરસ્થાયી અસર કરે છે એનું શું કારણ?

જ્ઞાનના વિષય તરીકે ચંદ્ર તો છે માત્ર આકાશમાં ફરતો દેખાતો હોળ વાયલો જ્વાળામુખી ઉજ્જડ, નિર્જન ને નિસ્તેજ પથરો. એમાં જલનો છાંટો નથી, અમી નથી એ કંઈ વર્ષી શકે એમ નથી એની રચનામાં પ્રણયને ઉત્તેજે કે શાંતિને પ્રસારે એવું કંઈ તત્ત્વ નથી છતાં એ શાંતિ, અમી અને પ્રણયના પ્રેરક તરીકે કેમ સઘળા માણસો પર છાપ પાડે છે?

પ્રકાશનો સ્વામી સૂર્ય છે એના સુખદ પ્રકાશ સાથે સદાય તાપનું દુઃખ સહેવાનું માણસને ટેવ છે ચંદ્રથી તાપ વિનાનો પ્રકાશ મળે છે અને રાતે જ ચંદ્ર સ્પષ્ટ દેખાય છે અને ત્યારે શાંતિ પ્રસરે છે એટલે દુઃખ થયા વિના સુખ ભોગવી શકાય છે પરિણામે ચંદ્ર જ્યારે આકાશમાં હોય ત્યારે ચંદ્રથી ઉત્પન્ન થતું નથી એવું પણ પોતાની ટેવોને લઈને માણસને અપરિચિત સુખ મળે છે અને તે કાર્યકારણસંબંધ બાંધી દેવાની માનવવૃત્તિથી ચંદ્રને સુખનું કારણ માને છે

આ ઉપરાંત જ્યાં સ્વરૂપ એક હોય ત્યાં સ્વભાવ પણ એકજ છે એમ માની લેવાની વૃત્તિ માણસમાં હોય છે તે વૃત્તિ ચંદ્રનો સ્વભાવ નક્કી કરવા માંડે છે સાધારણ રીતે જ્યારે માણસ આનંદમાં હોય, પ્રસન્ન હોય ત્યારે તે હાસ્યનો કે મહેરબાનીનો પ્રકાશ પાડે છે અને આનંદ કરાવવા, બધાનું સુખ જોવા અને બધાને સુખી કરવા તૈયાર હોય છે અને તેથી ચંદ્રને પ્રકાશવાળો ને તાપ વિનાનો દેખી—એટલે બધાને શાંત ને સુખી કરતો જોઈ, તે પોતાના સ્વભાવનું તેના પર આરોપણ કરે છે અને માને છે કે ચંદ્રનો સ્વભાવ એવો છે કે તે શાંતિ પ્રસારે છે, અમી વર્ષાવે છે, આલ્હાદ આપે છે અને પ્રણયને પોષે છે

સિંહ જેવા પ્રાણીનો જે સ્વભાવ માણસ ધારે છે તેના પર અનેક શબ્દો ને કલ્પનાચિત્રો રચાયાં છે તેને જોઈ આપણને શાંતિભરી સત્તા, દુર્ધર્ષ પ્રતાપ ને ઔદાર્યશીલ મહત્તાનો ખ્યાલ આવે છે અને એ બધા ગુણો તે પોતાના વનચરોના સામ્રાજ્યમાં દર્શાવે છે એમ માનીએ છીએ આ ગુણો થી સંપન્ન માણસને આપણે નરસિંહ કહીએ છીએ પ્રેમઘેલી સુંદરી પ્રિયતમને કેસરીસમી મોહક કટી ને તેના જેવા ગૌરવશીલ ડગ ભરતો જોવા આતુર રહે છે અને અંગ્રેજી સત્તાએ પોતે ઉપર આપેલા ગુણોથી ભરપૂર છે એમ મનાવવા સિંહને પોતાના ચિન્હ તરીકે રાખ્યો છે અને એ ચિન્હથી ઘણા એમ માને છે કે એ ગુણો એ રાજ્યસત્તાના છે

પણ સિંહમાં એમાંનો એકે ગુણ હોય એવું પુરવાર થઈ શકતું નથી એ વિકરાળ ને હિંસક પ્રાણી છે એટલી વાત ખરી પણ બીજા બધા ગુણો

આપણા પોતાના સ્વભાવના તેના પર કરેલા આરોપણથીજ તેના છે એમ આપણે માની લીધું છે. માણસ શાંત હોય ત્યારે ધીમો ચાલે; સિંહ ધીમો ચાલે છે માટે શાંત હોવો જોઇએ. માણસને સત્તાનો ગર્વ હોય ત્યારે ધીમે-ધીમે ઉંચી ડોક કરી ચાલે; સિંહ ધીમેધીમે ઉંચી ડોક કરી ચાલે છે માટે તેને સત્તાનો ગર્વ હોવો જોઇએ. માણસમાં શકિત, શાંતિ ને ગર્વ હોય તો તે ઔદાર્ય દાખવે; આપણે સિંહમાં શકિત, શાંતિ ને ગર્વનું આરોપણ કર્યું છે એટલે તેના સહચારી ગુણ ઔદાર્યનું પણ આરોપણ કરીએ છીએ.

આ ઉપરથી આરોપણવૃત્તિનો પ્રકાર સ્પષ્ટ થાય છે.

**૧. આપણા સ્વભાવ કે મનોદશાને લીધે આપણું જે સ્વરૂપ થતું હોય તેના જેવું સ્વરૂપ જયારે કોઇ વસ્તુનું-જ્ઞાનના વિષયનું-દેખાય ત્યારે આપણે તેનામાં પણ તેવાંજ સ્વભાવ કે મનોદશા છે એમ માનીએ છીએ.**[૧]

બહાર રહેલી, અનેય પ્રકૃતિમાંથી ઇંદ્રિય દ્વારા પ્રાપ્ત કરેલા સંસ્કારોને એકઠા કરી, એકત્રિત કરી, ગોઠવી આપણી ચિત્તવૃત્તિ એકતાનતા આપે છે અને તેને સૃષ્ટિના જ્ઞાન તરીકે આપણને મનાવે છે. આ જ્ઞાનમાંજ અસ્તિત્વ ધરાવતી સૃષ્ટિની રચનામાં આ આરોપણવૃત્તિ ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે.

આ આરોપણવૃત્તિથી એક માણસે ચંદ્રને શાંતિ ને સુખનો દાતા, અમી વર્ષનાર ને પ્રણયનાથ બનાવ્યો. આ આરોપણ થયું કે તે માણસ પર ચંદ્ર જાદુઇ અસર કરવા માંડશે. શાંતિ મેળવવા તે ચંદ્રની પૂજા કરશે, તે આકાશમાં ક્યારે ઉગે કે શાંતિ મળે એમ ધારીને બેસશે અને તેને ઉગ્યો જોઇ, ક્રોધ કે શુષ્કતા વીસરી જઇ ઉત્સાહમાં આવશે.

પણ કોઇક માણસ એવો પણ જડે કે જેને ચંદ્ર આવી અસર ન પણ કરે. કોઇક એવા પણ જડશે કે ચંદ્રિકાને 'પટાંનથી વારવાની' ક્રિયા આરંભશે. એનું કારણ એકજ છે કે સામાન્ય માણસો જે રીતે સ્વરૂપ જોઇ સ્વભાવનું આરોપણ કરે છે તે રીતે આ માણસ કરી શકતો નથી. એટલે-

**૨.(અ) આરોપણ કરનાર મનુષ્યનાં સ્વભાવ કે મનોદશાથી ઉદ્ભવતું તેનું સ્વરૂપ એવું હોય કે જ્યારેજ્યારે એ સ્વભાવ કે મનોદશા પ્રગટે ત્યારે એજ સ્વરૂપ પ્રગટે; અને (આ)એ સ્વરૂપ અને આરોપ્ય**

(૧) આ આરોપણવૃત્તિએ અર્વાચીન જર્મન તત્ત્વવેત્તાઓનું ઘણું ધ્યાન ખેંચ્યું છે. એ વૃત્તિનું નામ લીપ્સ (Lipps) અને વંટ (Wundt) Einfüllung એટલે ભાવાંતર-ક્રિયા 'feeling into' આપે છે. અને માટે અંગ્રેજીમાં empathy શબ્દ વપરાય છે. Beauty and Ugliness: Vernon & Anstruther-Thomson.

**વૈવિધ્ય ને સમૃદ્ધિ હોવાં જોઇએ કે બંનેને એક પ્રસંગે એક મનોદશા તો સરખી આવેજ.**

આથી સમૃદ્ધ સ્વભાવના માણસજ કલાકાર થઇ શકે છે.

**(આ) જો કલાકારે સામાન્ય માનવતાની મૌલિક મનોદશાનું આરોપણ કર્યું હશે તો વધારે સચોટતા સંધાશે.**

કારણ કે આવી મનોદશા બધાજ માણસની થઇ શકે છે. પ્રેમ કે ઝનુન વગેરે મૌલિક મનોદશા સહેલાઈથી સચોટ રીતે વર્ણવી શકાય છે તેનું આજ કારણ. દાખલા તરીકે ડાહ્યાભાઇની ઉપર આપેલી લીટીઓ જેને પતિપૂજા અતિ પ્રિય હોય તેના પરજ પુરેપુરી અસર કરી શકે. જો સ્વતંત્ર મગજની સ્ત્રી હોય, કે પતિની પૂજામાંજ પ્રેમનો સમાવેશ છે એમ સ્રીપુરુષ ન માનતાં હોય તો આ મનોદશાનું આરોપણ સચોટ અસર કરતું નથી. આજથી પંદર વર્ષ પર ગુજરાતી સ્ત્રીઓને આ ટુંક જેવી પ્રિય હતી તેવી પ્રિય અત્યારે નથી એનું પણ આજ કારણ.

**૪ એક મનોદશાથી કલાકારનું બાહ્ય સ્વરૂપ થાય તેવુંજ સ્વરૂપ નિરીક્ષકનું તે મનોદશાથી થતું હોય તોજ અસર થાય; નહીં તો એ મનોદશા અને એ સ્વરૂપ વચ્ચેનો સંબંધ અવિભાજ્ય અને મૌલિક જોઇએ.**

જેટલે અંશે કલાકાર ને નિરીક્ષક કે કથનકાર ને સાંભળનાર સમાનધર્મી હોય, અથવા જેટલે અંશે મનોદશા અને સ્વરૂપ વચ્ચેનો સંબંધ માનવતાના સામાન્ય સ્વભાવ પર રચાયો હોય તેટલે અંશે અસર થાય. ઉપરના દૃષ્ટાંતમાં પત્ની પગે લાગ્યાથી જે સૌમ્ય ન થઇ શકે તેને ઉપરની લીટી કૈં અસર ન કરે. સાહિત્યકોનાં કથન જેટલે અંશે સ્વાભાવિક હોય તેટલે અંશે બધાને અસર કરે.

**૫ એક મનોદશાથી નિરીક્ષકનું થતું સ્વરૂપ અને કૃતિનું કે વર્ણવેલી વસ્તુનું સ્વરૂપ જેટલે અંશે એકસરખાં તેટલેજ અંશે અસર થાય.**

ઉપરના દૃષ્ટાંતમાં ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે ને તેનાથી સહેજ નાનો છે એમ જેને ખબર હોય અને જો તેની કલ્પના ભ્રમ પેદા ન કરી શકે તો તેને એ લીટીઓની અસર નજ થાય.

ત્રીજા, ચોથા ને પાંચમા નિયમો સામાન્ય ભાષામાં દર્શાવવા આપણે અણજાણપણે કહીએ છીએ કે આ વસ્તુ સ્વાભાવિક છે ને આ કૃત્રિમ છે; પણ સ્વાભાવિકતાના એટલા પ્રકાર હોય છે અને તેનો અર્થ જુદીજુદી વખતે




પુસ્તક ૫ ] આષાઢ ૧૯૯૦ [ અંક ૪

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે

એના પુરુષત્વમાં ત્યાગ ને ઉત્સાહ છે ઊંડી વ્યાવહારિકતા ને ઉંચી અભિલાષા છે. એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે ભાવનાશીલતા છે અને સેવાધર્મનો પ્રેમ છે અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે ને છતાં સતીની અડગતા છે એમાં રસિકતા છે ને સરપક વૃત્તિ છે કાવ્યમયતા છે. ને છતાં વ્યાવહારિક બુદ્ધિ સતેજ છે ધર્માંધતા નથી છતાં શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે એમાં પુરુષના સમાન થવાની હોંસ છે છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે, નવાનવા ઉમ્બારો છે છતાં દુઃખ સહન કરવાની હીંમત છે અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરેઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે

[illegible] બધા એક ને અવિભક્ત ગુજરાતના અંગ બને છે અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છ તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજય ધ્વજ ફરી ઝુમી છે અને આર્યત્વના સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા સ્વમાન ને સ્વાશ્રય શુદ્ધિ સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા તપ શક્તિ ને સંયમ પિતૃભક્તિ ને ઉદારતા રાષ્ટ્રભક્તિની સર્વોપરિતા અને પ્રેમ-નિર્મળ ને નિરંકુશ—આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે

—'ગુજરાત—એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી





લીલાદેવીએ હસીને છેડામાં ખોસેલી કટારી બતાવી.

—રાજાધિરાજ —પૃષ્ઠ ૩૨૫

ઉત્તરજ વાળતા. આ પ્રસંગે તેમણેજ પત્ર લખવાની શરુઆત કરી. પરંતુ આ પત્રનો જવાબ વાંચવા તેમનો સ્થૂલ દેહ રહ્યો નહીં તેથી ઘણો અફસોસ થાય છે.

જન્મ અને કેળવણી

મણિભાઈનો જન્મ સં. ૧૯૨૪ ના કાર્તિક વદી ૮ ના રોજ કાઠીઆવાડમાં લાઠીથી ત્રણ ગાઉ દૂર આવેલા ચાવંડ ગામમાં થયો હતો. તેઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર; તેમના પિતાનું નામ રતનજી મુકુંદજી; માતાનું નામ મોતીબાઈ છે કે જેઓની ઉંમર હાલ ૯૨–૯૩ વરસની છે અને જે હયાત છે. મણિભાઈના મોટા ત્રણ ભાઈઓમાંથી હાલ એકજ–રા. હરજીવનભાઇ હયાત છે. સૌથી મોટા ગૌરીશંકરભાઇ આજથી નવ વર્ષ અગાઉ સ્વર્ગવાસી થયા છે. તેઓ એક કુશલ વૈદ્ય અને હરિકથાકાર હતા. સ્વ. ડાક્ટર ત્રિભુવનદાસના પ્રસિદ્ધ પુસ્તક 'શારીર અને વૈદકશાસ્ત્રની રચના'માં તેઓ મુખ્ય સહાયક હતા. બીજા ભાઇ માધવજીભાઇ–એ. હરિલાલ ભટ્ટના પિતા–એ ત્રણ વર્ષ અગાઉજ મરણ પામ્યા છે. તેઓ ગુજરાતી શિક્ષક હતા અને કેળવણી ખાતામાં આખું જીવન ગાળી પેન્શનર તરીકે જુનાગઢમાં રહેતા હતા. ત્રીજા રા. હરજીવનભાઇ અને સૌથી નાના મણિભાઇ. તેમને બે બ્હેનો હતાં. એક બાલવિધવા દયા-બ્હેન હાલ હયાત છે; બીજાં પ્રાણીબ્હેન –રા. ભગવાનલાલ ગિરિજાશંકરનાં માતુશ્રી– આજથી ત્રીસબત્રીસ વર્ષ અગાઉ સ્વર્ગવાસી થએલાં છે.

મણિભાઇના કુટુંબની સ્થિતિ સાધારણ હતી. મણિભાઇની બાળવયમાંજ તેમના પિતા મરણ પામ્યા હતા એટલે ગુજરાતી અભ્યાસ રા. માધવજીભાઇ પાસે માંગરોળમાં આરંભાયો હતો અને અંગ્રેજી અભ્યાસ તેમણે ગોંડળ તથા રાજકોટમાં રહી કર્યો હતો. મેટ્રીકની પરીક્ષા રાજકોટ હાઇસ્કુલમાંથી આપી હતી. તે વખતે તેમના સહાધ્યાયીઓ અને મિત્રોમાં રા. પ્રભાશંકર દલપતરામ પટ્ટણી અને રા. હરિલાલ ધ્રુવ ભટ્ટ હતા. શ્રી. મોહનદાસ કરમચંદ ગાંધી એક ધોરણ પાછળ હતા, પરંતુ વિદ્યાર્થી તરીકે તેમને મણિભાઇ સાથે પીછાન હતી.

રાજકોટ હાઇસ્કુલમાં એ વખતે હેડમાસ્તર મી. દોરાબજી એદલજી ગીમી હતા. મણિભાઇ ઉપર તેમનો ખાસ પક્ષપાત હતો. ભાવનગર હાઇસ્કુલના હેડમાસ્તરનો હોદ્દો જ્યારે સ્વ. જમશેદજી ઉનવાળાએ છોડયો (ઇ. સ. ૧૯૦૫) ત્યારે તેમને માન આપવા એકત્રિત થએલા મેલાવડામાં રા. મણિભાઇએ ભાષણ કરતાં કહ્યું હતું કે: "મારા વિદ્યાર્થિજીવનમાં અને બે મહાન્ હેડમાસ્તરો સબંધી સાંભળેલું– એક ગીમી સાહેબ અને બીજા ઉનવાળા. બન્ને ખરેખર મહાન્ શિક્ષકો છે એમ મારો અનુભવ થએલો છે." મુંબાઇમાં ઇ. સ. ૧૯૦૯–૧૦ ની સાલમાં મણિભાઇના એક ભાષણ પ્રસંગે ગીમી સાહેબ પ્રમુખપદે હતા ત્યારે મણિભાઇએ કહ્યું હતું કે: "સૂર્યને દેખી જેમ કમળ ખીલે તેમ ગીમી સાહેબને જોતાં મને થાય છે." ગીમી સાહેબે પોતાના અંગ્રેજી લેખોનો સંગ્રહ મણિભાઇને આપ્યો હતો. ભાવનગરના મહારાજા સાહેબના આશ્રયથી તે છપાવી આપવા મણિભાઇની ધારણા હતી, પણ તે સફલ થઇ નહોતી.

મણિભાઇએ કૉલેજનો અભ્યાસ મુંબાઇમાં રહી એલ્ફીન્સ્ટન કૉલેજમાં કર્યો હતો. સ્વ. ભગવાનલાલ ઇંદ્રજીની વગથી મણિભાઇ, પ્રભાશંકરભાઇ પટ્ટણી અને હરિલાલ ધ્રુવ ભટ્ટને ગોકળદાસ તેજપાલ બોર્ડીંગમાં સ્થાન મળ્યું હતું. એ સમયે અમારી જ્ઞાતિના રીવાજ

સ્મરણમાં છે. એ મંદવાડને અંગે ભાવનગરથી હવાફેર અર્થે બોટાદ રહેવું પડ્યું હતું ત્યારે મણિભાઈએ જે ચાકરી કરી હતી અને સંભાળ લીધી હતી તે કદી વીસરી શકાય તેવી નથી. દિવસ રાત પથારી પાસે પોતે બેઠી રહે. ઉજાગરો કરવાનો હોય માટે જાગે પણ નહીં. વખતસર દવા આપે. નાની પુત્રી તો માણસને સોંપે, પરંતુ હૃદય અને બાપુ એ બે બાળકોને તો પોતેજ અનેક રીતે રીઝવી ખુશી રાખે. એ દિવસોમાં પણ પોતાનો અભ્યાસ તો ચાલુજ હોય. એ મંદવાડમાં ટેનીસનની કવિતાઓમાંથી Idylls નું ભાષાંતર કરી મંદવાડની પથારી પાસે બેસી બાબીને નિરંતર સંભળાવતા અને કરુણ વિભાગો આવતાં આંસુ સારતા મણિભાઈ મને અત્યારે પ્રત્યક્ષ થાય છે.

મણિભાઈ સામાન્ય રીતે દ્રઢ અથવા ધીર પુરુષ કહી શકાય તેવા હતા. સંસારના વિપત્તિઓમાં તેમને કદી ત્રાસ થયો જાણ્યો નથી; પરન્તુ બાબીના મંદવાડ કે કોઈ બાળકના મરણના પ્રસંગે તો એમનું હૃદય કોમળ બની જતું અને ખરેખર કોમળજ હતું. પરંતુ આવાને તે આવે પ્રસંગેજ પ્રત્યક્ષ થતું. બાબીના એક મંદવાડ વખતે મણિભાઈએ કવિતા કરીઃ—

કુસુમ મારું કરમાય,
અરર! દૈવું કરમાય,
× × ×
સખે શું કરું

ઈ. સ. ૧૯૧૮ સંવત ૧૯૭૪ ના શ્રાવણ વદી એકમના રોજ સૌ. નર્મદાબાઈ સુવાવડમાં અચાનક ધનુર્વા થવાથી સ્વર્ગવાસી થયાં. મણિભાઈને માથે અસહ્ય દુઃખ આવી પડ્યું, પરંતુ ધૈર્યથી તે સહન કર્યું. આ બનાવ પછીથી તેમનું ધ્યાન કોઈ કામમાં ચોંટ્યું જણાયું નથી. એમના જેવા ખાવાપીવાના શોખીન ત્યાર પછી જે હોય તે, જ્યારે મળ્યું ત્યારે ખાઈ લેતા. એ એમજ કહેતા કે: "મારું સુખ તો બધું ગયું ગયું, મારું જીવન કેટલું બધું dependent પરવશ છે?" રાત્રે ઊંઘ ન આવતી અને કહેતા કે: "ન સમજી શકાય તેવી અંતરમાં ગભરાટી થયા કરે છે, કોઈ વસ્તુમાં ચિત્ત લાગતું નથી."

## વ્યાવહારિક જીવનઃ

૧. વડોદરા—મણિભાઈનું વ્યાવહારિક જીવન તેઓ બી. એ. પાસ થયા પછીથીજ એકવીસ વર્ષની ઉંમરે ઇ. સ. ૧૮૮૯ માં શરુ થયું. તા. ૪-૨-૮૯ ને રોજ સુરત સરકારી હાઈસ્કૂલમાં આસીસ્ટંટ માસ્તર તરીકે તેઓ હવે કાશીરામ સેવકરામને બદલે નીમાયા. પગાર રૂ. ૭૫ હતો.

સુરતમાં થોડા માસ કામ કર્યા પછી વડોદરામાં તા. ૧૫-૯-૯૦ ના રોજ કલાભવનમાં સાહિત્યશાસ્ત્રના અધ્યાપક તથા શિક્ષણપદ્ધતિશાળા (ટ્રેનીંગ કોલેજ)ના મુખ્ય ગુરુ (હેડમાસ્તર) તરીકે તેઓ નીમાયા. તે વખતમાં વડોદરામાં કલાભવનની સ્થાપના થતી હતી અને તેના મુખ્ય સૂત્રધાર ગજ્જર સાહેબ હતા. તેમની સાથે આ વખતથીજ એમનો પરિચય થયો અને તે ગાઢ સ્નેહમાં પરિણમ્યો. આ બંને અસાધારણ વિદ્વત્તાવાળા પુરુષોના સમાગમથી ગુજરાતને અનેક રીતે લાભ થયો છે. મણિભાઈમાં શિક્ષણશાસ્ત્રીની જે યોગ્યતા આવી, તે શાસ્ત્ર સંબંધે તેમણે જે વાંચ્યું અને વિચાર્યું તે સર્વ પ્રસંગ ગજ્જર સાહેબના યોગ વિના આવવા અસંભવિત હતા. જે નાના ગ્રેજ્યુએટો એ સંસ્થામાં એ વખતે કામ કરતા તેમાં મણિભાઈ પોતાની યોજનાથી નૂતન આશા આપી શક્યા અને તેમની શિક્ષણના વિષયની

"અરે મારા પ્રાણાધાર, મારા તો દિલના દાર,
જીંદગી કેરા આધાર બહાર આજ ક્યાં ગયા?
અભાગણી હું જ નાર, અશ્રુ કરી ફૂટે ધાર,
દુઃખ છે અપાર કાં લગાર ન આવી દયા?
જે ગુલાબી વર્ણાકાર પ્રણામ કરું હજાર
વિયોગનો ભારી ભાર કેમ અળગા થયા?
અરે હાય કંપે કાય નથી આપ દીલમાંહી
શોક કર સંભારીને કૈં ન આવી ગયા."[1]

'દેવયાની' અને 'વસંતવિજય'ના લેખકને એક વખત દલપતશૈલી ઉપર કેટલો મોહ હતો અને એ શૈલી કેટલી એમને સુલભ હતી એ જણાવવા પૂરતું જ આ ઉદાહરણ આપ્યું છે. જ્યારે આ લીટીઓ રચાતી વખતે મણિભાઈની ઉમર આશરે સોળ વર્ષની હતી.



મણિશંકર રત્નજી ભટ્ટ (ઉ. વ. ૩૦)

ભાવનગરમાં આવ્યા પછીથી તેઓ સ્થિર થઈને ત્યાંજ રહ્યા. લગભગ પચીસ વર્ષ ત્યાંજ ગાળ્યાં. (ખ્રીસ્તીધર્મ લીધા પછીથી ભાવનગરની નોકરી તા. ૨૫-૪-૧૯૦૦ ને રોજ છોડી હતી અને ૧૮-૧૦-૧૯૦૦ ને રોજ ફરીથી તેજ જગ્યાએ નીમાયા હતા. અમદાવાદ ગોશાળ

સ્કુલમાં રહેવા વિચાર કરેલો પણ પગાર ઓછો હોવાથી રહ્યા નહીં. વીલાયત જવા વિચાર કર્યો હતો એમ પત્રો ઉપરથી જણાય છે.) આ વર્ષોમાં અનેક બનાવો એવા બન્યા કે એમના જીવનનો પ્રવાહ સાવ જુદી દિશામાં વહેવા માંડ્યો. કેટલાક પ્રસંગો એવા બન્યા જેમણે એમની અતિ વિષમ કસોટી કરી. એ બધું સહન કરતાં એમનું સાહિત્ય-જીવન છિન્નભિન્ન થઈ ગયું.

**ખ્રિસ્તીધર્મ**

મણિભાઈ ભાવનગરમાં દાખલ થયા અગાઉ ખ્રિસ્તીધર્મ તરફ વળ્યા હતા. ભાવનગરમાં એ આકર્ષણ વધ્યું અને ઈ. સ. ૧૯૦૦ની શરૂઆતમાં તેમણે ખ્રિસ્તીધર્મ જાહેર રીતે સ્વીકાર્યો. એ સ્વીકારથી એમના ઉપર મિત્રો અને સ્નેહીસંબંધીઓ તરફથી ધિક્કાર વરસવામાં તો મણા રહી નહીં, પણ જાહેરપત્રો-દૈનિક, અઠવાડિક અને માસિકોએ પણ સખત આક્ષેપો કર્યો. વૈદક વિષય ચર્ચનાર 'વૈદ્યકલ્પતરુ'માં પણ 'મેનીઆ' એ નામના રોગની ચર્ચા કરતાં પ્રશ્નોરા જ્ઞાતિના બે એકજ

૧ ખરી મહોબત અથવા ગુલબાસનું ફૂલ: રચનાર માણેકશંકર રતનજી ચાપુંડકર. સં. ૧૯૩૮.

માટે અણગમો વ્યક્ત થાય છે ને હોઠ પર હાસ્ય ફરકી રહે છે.]

નવીનચંદ્ર

ઉપાધિ? દુનીયામાં મારે કોઇ જાતની ઉપાધિ નથી. ઉલટું આજે તો એક નવીન વાતજ કહેવાની છે.

[બૅરીસ્ટર આછું હાસ્ય કરી વધારે ઉત્સુક બને છે.

વિનાયકરાય

નવીનચંદ્ર! હું માનું છું કે તમને તમારા જીવનમાં પૂર્ણ સંતોષ ને આનંદ છે. વળી એક ધીકતી બૅંકના ડાયરેક્ટર તરીકે...

[નવીનચંદ્ર ડાયરેક્ટર માટે કંટાળો બતાવે છે]

નવીનચંદ્ર

ઉંહ! બૅંકના ડાયરેક્ટર! એ તો મારા પિતાશ્રી બહુ કહી ગયા એટલે હું ડાયરેક્ટર રહું છું. નહીં, વિનાયકરાય! મારાજ જીવન સંબંધી આજે તો હું તમારી પાસેથી અભિનંદન ઇચ્છું છું.

વિનાયકરાય

કેમ પેલી તમારી નવી યોજના (સ્કીમ) માટે! હા. નવીનચંદ્ર! તમને ફતેહ મળશે તો ખરી, પણ બેફીકર ન રહેતા.

નવીનચંદ્ર

મારી નવી યોજના બરોબર પાર ઉતરી ગઇ છે. બૅંક માટે બહુ ફાયદાભરીજ ઉતર્યું છે...પણ વિનાયકરાય, ધંધા સંબંધી હું તમને કંઈ કહેવા નથી આવ્યો. ફરી વિચાર દોડાવો. એવી વાત છે કે જે મારાજ સંબંધની છે. મારેજ લગતી વાત—નવીનચંદ્રના જીવન વિષયની વાત—એક બૅંકના ડાયરેક્ટર તરીકે નહીં...

વિનાયકરાય

પણ ત્યારે તમારી વાત કહો. તમે મને બહુ આતુર બનાવો છો. જલ્દી કહો.

નવીનચંદ્ર

હું થોડાજ વખતમાં પરણવા ઇચ્છું છું.

[વિનાયકની આંખોમાં આનંદનું તેજ ચમકે છે.]

વિનાયકરાય

હું આ સાંભળી બહુજ રાજી થયો છું. હું માની લઉં છું કે, નવીન! તમારી પસંદગી યોગ્યજ હશે અને તેને માટે કંઇ પણ કહેવા જેવું નહીંજ હોય. હું તમને અભિનંદન આપું છું.

નવીનચંદ્ર

મેં શોધેલી સુંદરી અખિલ જગતમાં સર્વોત્તમ છે.

(નવીન ઉત્સાહથી ખાત્રી આપે છે.)

વિનાયકરાય

બહુજ સારું. આવો નવીનચંદ્ર! નીરાંતે બેસો ને વિસ્તારથી સર્વ વાત કહો. [વિનાયક ખુરસી પર બેસે છે ને નવીન પણ ખુરસી પર બેસે છે. વિનાયક ખુરસીમાં ઢળીને બેસે છે.] નવીન! આ વાત સાંભળી મને કેટલો આનંદ થયો છે તે શું કહું? તમારા જીવનની સર્વ જરુરીઆતોમાં છેલ્લી અને પહેલી જરુરીઆત આ હતી. ખાસ કરીને તમારે નવીનચંદ્ર! એક સુશીલ સ્ત્રી...

[નવીનચંદ્ર મીઠું હાસ્ય કરે છે.]

નવીનચંદ્ર

વિનાયકરાય! હું કંઈ મારી સ્ત્રીને તમારા હાથમાં સોંપવા નથી માગતો. હું હમણાં જ ભાવના ને કલ્પનાના પ્રદેશમાંથી હવે પાછો ફર્યો છું અને તેજ મારા જીવનમાં મુકવા ઇચ્છું છું. મારી આશાઓ જીવનમાં સાચી કરવા માગું છું.

વિનાયકરાય

હા, પણ હજી એવી ને એવી બીજી આશાઓ જીવનમાં સ્થાયીજ કરશે.

વિશ્રામ કે આશ્રમ, શહેર કે જંગલ ગમે ત્યાંની હોય.

નવીનચંદ્ર જરા ઉશ્કેરાય છે.]

### વિનાયકરાય

સત્ય છે નવીનચંદ્ર !...[વિનાયક ધીરે કહે છે] તમે પોતેજ પસંદ કરનારા છો તે વાતમાં બીજા શાને આવે? બીજાને શી જરૂર હોય? તમારા મતમાં, કર્તવ્યમાં ને ઇચ્છાઓમાં કોઇ શા માટે માથું મારે? મારું હૃદય એજ ઇચ્છે છે કે તમે સર્વ રીતે સુખી થાઓ.

### નવીનચંદ્ર

તેમાં કંઈ શંકા ન રાખો. અત્યાર પહેલાં મેં જોઈ તપાસ કરી પુરતી ખાત્રી કરી છે... [એક ક્ષણ નવીનચંદ્ર વાત કરતાં અટકે છે ને તરતજ ફરી વધારે ગંભીર બની આગળ ચલાવે છે] હુ માનું છું કે દરેક માણસને એક વાર જીવનમાં પોતાની ભાવના, કલ્પના તથા આશાને પરિપૂર્ણ કરવા પ્રસંગ મળે છે. મને પણ તેમજ થયું છે. એથી મારું સર્વ જીવન ફેરવાઇ ગયું છે. હુ તમને એક વાત કહેવા ઇચ્છું છું. પહેલાં જીવનની અનુપયોગિતા લાગતાં પોતાની તેરી તરંગમાળા ફરી સાચી નજ ઠરે એમ માની બેઠેલા યુવકને ખબર પડે છે કે જીવનમાં કમાઇ ધન, તથા યશ મેળવવાં તે ઉપરાંત બીજી કેંક અવનવી ઉંડી વસ્તુ પણ હોય છે...કલ્પનામાં વિહાર કરી રહેલા ને યુવકને સર્વ દિશામાં પોતાને અનુકૂલ ને પસંદ પડે તેવી આશા નિરર્થક લાગે છે. તે હતાશ થઇ રહેલો છે, પણ એક એવો વખત આવે છે કે તેનો કલ્પનાવિહારી આત્મા-તેરી તરંગી વિચાર ધરાવનો આત્મા-સનેજ થાય છે. બુઝાઇ ગયેલો આશાદીપ ફરી પ્રકટ થાય છે. ઉંડા અંધકારમાંથી તેને તારલાઓનો આંખો શો પ્રકાશ મળે છે...[નવીનચંદ્ર અટકે છે. પોતાના હૃદયના ખરા ભાવ કહી દેતાં વિચારે છે ને વિનાયક સામી દૃષ્ટિ કરે છે. વિનાયકની સ્નેહભરી આંખો નવીનને નિઃશંક રીતે આગળ જણાવવા સુચવે છે. નવીન આગળ ચલાવે છે] એકજ ઇચ્છા ને એકજ આશા ફલીભૂત થાય છે. પોતાની ખરી સ્થિતિનું વર્ણન કરવા તે અશક્ત છે, પણ એક અનુભવી તેના આત્માને ઓળખી શકે ખરો કે નહીં?

[નવીનચંદ્ર ફરી અટકે છે ને પ્રશ્નના પ્રત્યુત્તર માટે વિનાયક સામે જુએ છે. વિનાયક આનંદથી સામે જોઇ રહે છે ને નવીનચંદ્રને શાંત જોઈ કહે છે.]

### વિનાયકરાય

હું તે યુવક અથવા નવીનચંદ્રની વાત પુરી સમજી શકું છું.

### નવીનચંદ્ર

દુનીઆમાં જે સારું છે, જે ઉત્તમ છે, જે સુંદર છે, જે પવિત્ર છે તે સર્વ તેને તે સ્ત્રીમાં દેખાય છે.

### વિનાયકરાય

અથવા તો જગતનો સાર, સૌંદર્ય ને સ્નેહ તે સુંદરી પ્રમીલાજ છે. કેમ ખરું ને નવીન !

### નવીનચંદ્ર

વિનાયક! તમે બહુજ જાણી શકો છો. તે પ્રમીલાને પામવા હું મારા પ્રાણની પણ પરવા નથી ધરતો.... [નવીનનાં નેત્રો સ્થિર થઇ જાય છે. નિશ્ચયનાં નુર ઝળકે છે. વિનાયક નવીનનો હાથ પકડે છે ને નવીન સામે તાકી રહે છે. પોતે કરેલી-જણાવેલી અડગ પ્રતિજ્ઞામાં પોતે હદ કરી એમ નવીન સમજે છે ને નીચું જુએ છે] પણ વિનાયકરાય! આ બધું શા માટે? તમે પ્રમીલાને પ્રત્યક્ષ જોઇ સર્વ

નવીનચંદ્ર અને તમે પરણવાનાં છો. નવીનચંદ્ર જેવા પતિ મેળવવાના ભાગ્ય માટે હું તમને અભિનંદન આપું છું.

[ પ્રમીલાના ફીક્કા વદન પર શરમ તથા આનંદની લાલી ચઢી આવે છે.]

### પ્રમીલા

નવીનચંદ્ર તો કાયમ મારી પ્રશંસા કર્યા કરે છે.

### વિનાયકરાય

પાત્ર વસ્તુની પ્રશંસા યોગ્ય જ કહેવાય... [નવીનચંદ્ર પ્રમીલા તરફ જુએ છે. પ્રમીલાનાં નયનોમાં મસ્તી જણાય છે. વિનાયક વિવેક કરે છે ને પ્રમીલાને બેસવા ખુરસી આપે છે. બન્ને બેસે છે. વિનાયક પુછપરછ કરે છે] પ્રમીલા, હું સહજ પુછું છું કે પુરતી પીછાન માટે તમારા સ્થાન તથા માતપિતાનું નામ કહેશો? તમારો જન્મ ક્યાં થયો હતો?

[વિનાયક જવાબ માગતી તીક્ષ્ણ આંખો શાંતિથી પ્રમીલા તરફ ફેરવે છે. પ્રમીલા ફીક્કી પડી જાય છે ને જરા મુંઝાઇ જાય છે. પ્રમીલા કંઇ પણ જવાબ આપે તે પહેલાં ટેલીફોનની ઘંટડી વાગે છે. વિનાયક ટેલીફોન હાથમાં લે છે. કંઇ સાંભળી 'નવીનચંદ્ર' તમને બોલાવે છે.' એમ કહી નવીનચંદ્રના હાથમાં મુકે છે નવીનચંદ્ર હાથમાં ટેલીફોન લે છે. અત્યારે રિંગ કરવા માટે જરા ખીજાય છે. ટેલીફોન સાંભળતાં તેના મુખ પર ખેદ ને ઉંડા વિચાર આવી જાય છે. ]

### નવીનચંદ્ર

યસ—યસ—ઓલ રાઇટ. હું એકદમ આવું છું. [નવીનચંદ્ર ટેલીફોન પડતો મુકે છે ને વિનાયક તથા પ્રમીલા તરફ ફરે છે.] જરા થોડી મીનીટો માટે જવું . ઓફીસમાં મારી તાત્કાલિક જરૂર પડવાથી બોલાવે છે. મોટર બહાર છે. પ્રમીલા! હું હમણાંજ પાછો આવું છું.

[એક જબ્બર બેંકનો ડાયરેક્ટર પોતાની ટોપી માથે ઓઢી લે છે અને પ્રમીલા તરફ પ્રેમભરી દૃષ્ટિ કરી ચાલ્યો જાય છે.]

[ નવીનચંદ્રના ગયા પછી ચેમ્બરમાં થોડી મીનીટ શાંતિ ફેલાઇ રહે છે. વિનાયક ધીરે ધીરે દૃષ્ટિ ફેરવતાં ફેરવતાં પ્રમીલા સામે જુએ છે ને તે ધીરે શરૂ કરે છે.]

### વિનાયકરાય

પ્રમીલા !...[ પ્રમીલા વિનાયક તરફ જુએ છે. વિનાયક આગળ ચલાવે છે ] પ્રમીલા, નવીનચંદ્ર આવે ત્યાં સુધીમાં હું તમને એક સમજણની વાત કહું......નવીનચંદ્ર તો અત્યારે એક બેંકના ડાયરેક્ટર છે. તોપણ કામ ધંધાની હાડમારી છે તો પછી બેંકમાં બીજા નોકરોની શી સ્થિતિ? મહેનત, વૈતરું ને માથાઝીક પુરતો પણ પગાર નથી મળતો... [પ્રમીલા વિનાયકનું કથન જરા પણ નથી સમજી શકતી તો પણ ધ્યાન દઇને વિનાયકની વાત સાંભળે છે] સારા કુટુંબનો એક માણસ બેંકમાં ટ્રેઝરરની નોકરી કરે છે. રીત પ્રમાણે તેને પગાર બહુજ ટુંકો ને ઓછો મળે છે. તેમાંથી તે માણસ પોતાની સ્ત્રી તથા એક પુત્રીનું પાલન પોષણ કરે છે...[અહીં વિનાયક જરા અટકે છે ને પ્રમીલા પર દૃષ્ટિ કરે છે. પ્રમીલા હજુ શાંત છે, પણ એકધ્યાનથી વિનાયકની વાત સાંભળી રહી છે. વિનાયક આગળ વધે છે] વખત જતાં બહુજ પૈસાની તંગી પડે છે. મેં કહ્યું કે તે માણસ બેંકનો ટ્રેઝરર છે. તે માણસ સમજુ છે. તેના હાથથી હજારો રુપીઆની લેવડદેવડ થાય છે. પોતાની આર્થિક તંગ સ્થિતિ માટે તે મનગમતો રસ્તો શોધે છે ને વખત વીતાવે છે... [વિનાયક ફરી પ્રમીલા સામે

ઙ્ઙી ઉતરી ગએલી આંખો ઉધાડે છે. વિનાયક દૃષ્ટિ દ્વારા હીંમત ને આશ્વાસન આપે છે. પ્રમીલા ખેદ્રમની જેમ અચાનક ખુરસી પરથી ઉભી થાય છે ને ચકરી ખાતાં ટેબલનો ખુણો પકડી લે છે.] પ્રમીલા! પ્રમીલા!

[પ્રમીલા વિનાયક તરફ ફાટી આંખે જોઈ રહે છે.]

**પ્રમીલા**

વિનાયકરાય, તમે મને પીછાની ગયા છો.

**વિનાયકરાય**

હા, પ્રમીલા.

[પ્રમીલાનો સુર ધ્રુજતો દેખાય છે. પ્રમીલા શીક્કાસ મારી જાય છે. વિનાયક સ્થિર દૃષ્ટિએ પ્રમીલા સામે જોઈ રહે છે. પ્રમીલાનો સુર વધારે ધાટો થઇ જાય છે. તે નિઃશ્વાસ નાંખે છે ને મક્કમતા અનાવતી હોય તેમ બિલતા જાય છે.]

**પ્રમીલા**

વિનાયકરાય, તમે શું કહેવા માંગો છો? હું જ પહેલાંની લલિતા અને અત્યારની પ્રમીલા છું.

**વિનાયકરાય**

તમને મળેલી ત્રણ મહીનાની શિક્ષા વીશે તમારા થનાર પતિ જાણે છે? અને તમે તેની સાથે પરણો તે પહેલાં તે કહેવા ઇચ્છો છો ખરાં કે?

[પ્રમીલા થ્હાર ઉભા રહી વિનાયકના સામે જુએ છે.]

**પ્રમીલા**

વિનાયકરાય, તમારો પ્રશ્ન વ્યાજબી છે. હું તેનો તરછોડી કે ઉડાવી નહીં દઉં, પણ એ બાબત તમારે જાણવાની કે ખાસ. [પ્રમીલાનો અવાજ ગુંગળાઇ જાય છે] જરૂર નથી. નવીનચંદ્ર આવે ત્યાં સુધી હું બહાર ઓફીસમાં રાહ જોઇશ...[પ્રમીલા જરા અટકે છે] વિનાયકરાય, જે બાબત અમારા બેનાજ સંબંધની છે તે જાણવાનો તમારો શો હક? તેમાં તમે કેમ માથું મારી શકો?

[પ્રમીલા દરવાજાથી બારણા તરફ જાય છે, વિનાયક ઉભા થઈ આડા ફરે છે.]

**વિનાયકરાય**

પ્રમીલા, શાંતિથી બેસી હું કહું તે સાંભળો. આવું વર્તન નહીં ચાલે.

[વિનાયકના કહેવામાં હુકમ હતો. પ્રમીલા અટકે છે.]

**પ્રમીલા**

વિનાયકરાય, કેવું વર્તન? જે બાબતમાં તમને હક નથી તે કરણ કથનીની વાત વધારે લંબાવવા હું ના પાડું છું.

**વિનાયકરાય**

નહીં પ્રમીલા, તમે ભુલો છો. નવીનચંદ્ર મારા અંગત સ્નેહી છે, નામાંકિત પુરુષ છે અને એક બેંકના ડાયરેક્ટર તરીકે પણ મારે તેમને સમજાવવું જોઇએ. હું તેમનો ધારાનો સલાહકાર હોવાનો પણ હક ધરાવું છું. મારે તે એક સ્ત્રી કે જે...

**પ્રમીલા**

બસ કરો, વિનાયકરાય!...[પ્રમીલા નાખુશી ને કંટાળો બતાવી કહે છે]—તમે શું એમ ધારો છો કે હું દિનરાત મનમાંજ ગાળી પહેલાંની વાત ભુલી જતી હઇશ? તમે કેમ ધારી શકો છો કે હું તે નથી યાદ લાવતી?...[પ્રમીલાના માઢ પર ક્રોધની લાલી ચડી આવે છે. તેનો ગુસ્સો બહાર પડતા નેત્રને રાતાં ચોળ કરી મુકે છે] મારે માથે થઇ ગએલી બેશરમી હું વીસારી દઉં તેવી સ્ત્રી મને કેમ ધારી બેસો છો? તમને શો હક છે? હું કહું છું કે જેને શુદ્ધ પ્રેમથી હું ચાહું છું તેને છેતરું એવી હું નાલાયક સ્ત્રી નથી. તમે સખત ભુલ કરો છો, વિનાયકરાય!

[પ્રમીલા ખભા ચડાવીને અક્કડ ઉભા રહે છે]

**પ્રમીલા**

નહીં; કદાપી નહીં.

[વિનાયક મુંઝવાય છે.]

**વિનાયકરાય**

પ્રમીલા, હું ફરી કહું છું કે તમે નવીનચંદ્રને વીસારી મુકો. તેને બદલે...

[પ્રમીલાને ક્રોધનો ઉફાળો આવે છે ને મુંઝવે મુકે તે પોકારી ઉઠે છે.]

**પ્રમીલા**

અરે, તમારા હૃદયમાં પૈસા શીવાય બીજી વાતજ વસતી નથી? નિષ્ઠુર આત્માને દયા ને માયા ક્યાંથી હોય? નીરસને શી રસની જાણ? નવીનને વીસરી જવાનું કહેતાં તમે તમારા ક્રૂર હૃદયનો ભાસ કરાવો છો! વળી તેમ કરવા જતાં મારા નહીં, પણ નવીનચંદ્રના જીવનની નિરાશા છે. તમે નવીનચંદ્રને ઓળખો છો? તેને એક ડાયરેકટર તરીકે જાહેર જીવનમાં નહીં, પણ તેના ખરા હૃદયને પીછાનો છો? તમે તેના આત્માને ઓળખ્યો છે?

**વિનાયકરાય**

હું તેને બાળપણથી જાણું છું.

**પ્રમીલા**

નવીનચંદ્ર એક ભાવવાહી ને કલ્પનાની સૃષ્ટિમાં વિહરતો આશાવાદી આત્મા છે. સમજો છો? વિનાયકરાય, સફળ થવાનીજ વખતે, ચાંતની અણીએ આશા નિરાશામાં ફરી જાય ત્યારે નવીનચંદ્ર જેવાના આત્માને શું થાય? વિનાયકરાય, કલ્પી શકો છો? આદર્શની શોધમાં ભટકતા ભવાટવીમાંના પંચભૂતધર ભૂતાત્માના ભવિષ્યને જોઈ શકો છો? અત્યાર સુધીની નવીનચંદ્રની જીવનનૌકા હવે કેવી થઇ ગઇ છે તે વિચારી શકો છો? વિનાયકરાય, નવીનચંદ્રની પહેલાંની અસ્થિર નીરસ જીંદગીમાંજ તેને રાખી તમે સંતોષ ધારી શકો છો? તેના અમર આત્માને દુભાવી તેનો નાશ કરવાનું પાતક વહોરી શકો છો?...

[પ્રમીલાના પ્રશ્નમાં અડગતા ને મક્કમતા જોઇ વિનાયક વિચાર કરતોજ રહે છે. વિનાયક ચંચલચિત્ત થઇ જાય છે. પ્રમીલા આગળ વધે છે) વિનાયકરાય, મેં પુખ્ત વિચાર કર્યો છે. અમારાં ભાવિ જીવન તપાસ્યાં છે. આ વિવાહ નથી તો હું કે નવીનચંદ્ર નથી! નવીનચંદ્રનું એકલપેટું જીવન અકારું ને નીરસ શું તમે નથી જોઇ શક્યા? મારા તરફથી નવીનચંદ્ર નિરાશ થાય તો તેમને માટે આ દુનીઆજ નથી!

**વિનાયકરાય**

તો પછી તમે નવીનને શા માટે સર્વ ખુલાસો ન કહો?

**પ્રમીલા**

હું એજ વાત પર આવું છું. હું તેમને એ વાત કહી દુભાવું, દુઃખાવું, નિરાશ બનાવું ને તેમની આશા ધુળમાં મેળવું? તેમના આત્માના ચુરેચુરા કરી નાખું એમ તમે સલાહ આપો છો?- તે એમના જીવનનું જોખમ છે...

[પ્રમીલાનો બેધડક એકરાર તથા આત્મનિશ્ચય જોઇ વિનાયક વિચારતો ઉભો રહે છે. ચેંબરમાં તે થોડાંક પગલાં આમતેમ ચાલે છે. એકાએક કૈં દૃઢ થઇ જાય છે ને પ્રમીલા સામે આવે છે] પાછલી ભુલી, ભાવિ જીવનને સ્વર્ગસમાન સુખી બનાવવું એજ અમારા પ્રેમનું, વિવાહનું ધ્યેય છે.

**વિનાયકરાય**

પણ પ્રમીલા, નવીનચંદ્ર તમને જેવી સ્ત્રી ધારે છે તેવી સ્ત્રી તમે નથી એમ નવીનચંદ્રને ખબર તો પડવીજ જોઇએ.

**પ્રમીલા**

વિનાયકરાય, તમને હું એજ પ્રશ્ન

### વિનાયકરાય

નવીનચંદ્ર! બીજી વાત કરવા પહેલાં પ્રમીલા તમને કેંક કહેવા ઇચ્છે છે.

(નવીન ચમકે છે. પ્રમીલા પાસે આવે છે. તેના પગ ધ્રુજે છે. તેનો સુંદર ચહેરો ચકેદ પુણી જેવો ઉજળો થઈ ગયો છે. બહુજ શ્રમ, દબાણ ને મુંઝારા સાથે પ્રમીલા શરૂ કરે છે.)

### પ્રમીલા

નવીન! હા, મારે એક વાત કહેવાની છે. ને પહેલાં હું કહી દઉં છું કે...[પ્રમીલા અટકે છે] હું તમને પરણવા યોગ્ય નથી... આઠ વર્ષ પહેલાં મારી સોળ વર્ષની ઉંમરે બેંકમાં દગો કરવા માટે મને કોર્ટની શિક્ષા થઇ હતી. ત્યારે યોગ્ય પત્ની હું હઉં કે કેમ તે વિચારો.

[નવીન નથી માનતો ને પ્રમીલાનો હાથ પકડે છે.]

### નવીનચંદ્ર

શું?...કોર્ટની શિક્ષા?...શાને માટે? બેંકમાં દગો કરવા માટે?...ના ના. પ્રમીલા! તું નહી હોય! તું ભુલે છે. પ્રમીલા એવી ન હોય!

[પ્રમીલા રડતી આંખો નવીન તરફ ફેરવે છે]

### પ્રમીલા

ના. પ્રમીલા નહીં પણ લલિતા...

### નવીનચંદ્ર

અરે પ્રમીલા કે લલિતા, પણ તું? નહીં, એ ભુલ થઇ હશે. તું નિરપરાધી હઈશ. પ્રમીલા! કહે કહે કે તું નિર્દોષ હતી.

### પ્રમીલા

ના ના. નવીનચંદ્ર! હું દોષિત હતી. મારો ગુનો હતો.

[નવીનચંદ્ર ખુરશીમાં ફસડાઈ પડે છે ને ઝુકીએલા ચાળી માથે હાથ મુકી નીરાશ થઈ રહે છે]

### નવીનચંદ્ર

હા! પ્રભુ! શું આ સત્ય છે?

[પ્રમીલા નવીન સામે જોઈ રહે છે. નવીન નીચુંજ જોઈ બેઠેલો છે. પ્રમીલા સામે જોતો નથી. પ્રમીલા સ્થિર બને છે. તે વિનાયક તરફ વળે છે.]

### પ્રમીલા

વિનાયકરાય, મેં સત્ય જાહેર કર્યું છે. [પ્રમીલાના સુરમાં દૃઢતા ને નિર્દોષતા આબેહુબ ચિત્રિત જણાય છે]. તમે પરિણામ જાણો છો...વિનાયકરાય, હું જાણું છું...ખેર! હવે હું જઉં છું.

[પ્રમીલા સ્થિર પગલે બારણા તરફ જાય છે. તે પહેલાં નવીન ઉભો થાય છે ને પ્રમીલાની સન્મુખ આવી ઉભો રહે છે.]

### નવીનચંદ્ર

પ્રમીલા! ઉભી રહે. આ બધું શું સાચું છે?

### પ્રમીલા

મારી આ ભુલ અક્ષમ્ય છે.

### નવીનચંદ્ર

નહી. કહે પ્રમીલા! સમજ કે હું તારી સ્થિતિમાં હઉં તો તું મને ચાહે ખરી કે? [પ્રમીલા વિચારે છે ને મૌન ધારણ કરે છે.] પ્રમીલા! બોલ, તું મને તારી સ્થિતિમાં ચાહે ખરી કે?

### પ્રમીલા

નવીનચંદ્ર, મને માફ કરો. મારું મન મુંઝાય છે. મને જવા દો.

[નવીન દૃઢ બની રહે છે.]

### નવીનચંદ્ર

પ્રમીલા! મને મારો જવાબ મળવોજ જોઇએ.

### પ્રમીલા

નવીન! તમે સમજી શકો છો તો શાને પુછો છો?



# શરીરમહિમાનું સ્તોત્ર

લેખક:
રા. 'વિનોદકાંત'

ચિત્રકાર:
રા. કલાનિધિ

હે શરીર! ત્રિલોકમાં તું સરખો મારે મિત્ર નથી, ત્રિકાલમાં તારા સમી શક્તિ લાધી નથી, ત્રિગુણના અનુભવ તે કરાવ્યા છે તેવા કોઈએ કરાવ્યા નથી.

સત્તાવીસ વર્ષ! ક્યારે એ આવ્યાં ને ગયાં તેની કોઈને ખબર પણ પડી? અને છતાં, કલ્પોના અનુભવ એટલા વખતમાં આપણે લીધા. એ આપણા સહચારની પળેપળ કેટલી મંગળ ને મનભર હતી! આવેશની એકેક લહરી આપણુ બેઉને કેવું અવનવું વીકસાવતી? સુખદુ:ખની ઘટમાળે એ વર્ષોમાં શાં શાં સૂક્ષ્મ બંધનથી આપણને નથી જકડ્યાં?

આવી અલૌકિક વિભૂતિઓ ધારનારનું સ્વરૂપ પણ, વર્ણવતાં વાચસ્પતિ પણ થાકે તેવું પરમ મોહક છે. મારે એના વર્ણનનો પ્રયાસ પણ કરવો એ મિથ્યાભિમાનનું જ પ્રદર્શન છે, છતાં આ ક્ષુદ્ર લેખિનીને પણ કદીકદીક એવી એવી લાલસાઓને વશ થવાની ટેવ છે.

અને તારી એકેએક આશાને ઉલ્લાસથી પુરીને મેં એ આનાઓ પાળી છે. એથી વધુ કરવું એ વાત મારી પાગર શક્તિઓથી પર હતી.

તારી આટઆટલી ખુબીઓ છતાં, મારા મિત્ર! મેં દુર્બુદ્ધિએ કેટલી બધી વાર તારું અમોલું ગૌરવ જાળવવાની બેદરકારી બતાવી છે? ચાનકીની માફક વાળીને તને ડુંગર ચઢાવ્યા છે, જાહેર સભાનાં ટોળાંની ગોંદીમાં તારાં હાડકાં ચંપાવ્યાં છે ને રોજરોજ પેલી નવ-કસની ટ્રેન પકડવા કેટલીએ વાર વીલેપારલેની કાંટાળી વાડ પરથી છલંગ જોખમે પણ તને કુદાવ્યું છે. આ ઘોર ને વજ્રલેપી પાપોનું કયું માપ હવે તારે જઈને ધોઉં?

એક છેલ્લી વાત:

કેટલાક તારી દુર્બલતાને રડે છે ને સબળ કરવાના ઉપાયો સુચવ્યા કરે છે. એ બાબત-ની મને જન્મભરમાં નથી કરી એટલી ચિંતા તેમને છે. અને તબીયત સુધારવાની એ ભલા-મણો એકાદ બે કે જેવી તેવી નથી: મારે ફ્રેંચ મોરંબ પીવું; ચહાના કુશન સોડસ એોગાળવાં; આનંદનિકંદવાળાને બહાવવા; સુવર્ણપર્પટી કે વસંતમાલતી લેવી, ચામ-નગરના સુવિખ્યાત સ્વામીજીના મત પૂછવા; માથેરાનના સોખંડી પાણીનો લાભ લેવા; છેવટ કંઈ નહીં તો બહુચરાજીની બાધા રાખવી કે રોજ ઉઠીને મૃત્યુંજયનો પાઠ કરવો—આ મનગમની વણમાગી, વણખરચાળ સલાહો મારે કાને વાયુની લહરેલહર પર ચાલીજ આવે છે.

પણ શરીર! આપણા સહચારના એક ક્ષુપા લોકની એ ક્ષુદ્ર છવોને શી ખબર હોય? આપણો સંબંધ સાધારણ માટીના માનવી જેવો નથી કે નબળાઇ તેમાં નડતરરૂપ થાય. આનું એ સત્ના સલાહકારોને શું ભાન? કોણે એ ઠેકા મને, કે માત્રેમાત્ર ઢીલું પડ્યું હોય ત્યાં હું આખું મૂંઝાઇ રખડી શકું, કે નસનસમાં લાંબી મુકદાલ પડ્યું હોય ત્યાં કલાકોના અખંડ ઉજાગરા કરતો હું લેખો લખાયાં કે પ્રુફો તપાસ્યા કરું. એ કઇ શક્તિના પ્રભાવે બનતું?...મને તો તેનું એકજ કારણ જડે છે: તારા તરફની મારી બેહદ ચાહનાથી પ્રેરાઇને તેં ભારે ભીડની કપરી કસોટીને વખતે પણ મારી સેવા દીલોજાનીથી કરી છે ને કાળને કાંઠે પહોંચવા સુધી પણ તેમજ વફાવશે એમાં કશો સંદેહ નથી.

'કાળને કાંઠે' એ કરણાર્દ્ર શબ્દોથી પ્રેરાયેલી કલ્પના એક અનિવાર્ય, અપૂર્વ દિવસનું ઉજળું મેરું ચિત્ર આલેખે છે.

* * *

નિર્જન વેરાન. ખળખળ વહેતી નદી. જાણે અનંતના સુધી સીમાઓ વિસ્તારતી વગડાની નીરસ અને નિયમહીણી વિશાલતા. ચોમેરથી સ્વચ્છંદે ઘુમતા વાયુના વેગીલા સુસવાટ.

નદીતીરે તારી છેલ્લી શય્યાને વીંટળાઇને આજ સુધીના બંધુજનોએ છે. તેમનો પહેરવેશ પરિજનાનું વાતાવરણ સરજે છે; તેમનો કોલાહલ કંટાળો આણે છે; તેમાં કોઇ કોઇની બનાવટી ગંભીરતા દયા ઉપજાવે છે.

પણ શય્યા તો એમણે કલા ને કાળજીથી રચી છે. એક લાકડું આડું કે અણુસરખું નથી રાખ્યું; એક તણખલું અસ્વચ્છ કે લાંબુંટુંકું ન રહે એ જોયું છે; એક અવળ વાંકો કે ચૂંક રહેવા દીધો નથી...



# છેલ્લો મેળાપ

લેખક:
રા. શાંતિનાથ કૃપાશંકર મહેતા
ચિત્રકાર:
રા. છોટાલાલ અંબાશંકર જોશી

ફાટેલા ચીંથરાની અંદર પણ તેનું ભવ્ય કપાલ તેજ મારી રહ્યું હતું. ચંદ્રમાની શીતલતાએ તેના અંગેઅંગમાં પ્રવેશ કર્યો હતો. કામદેવનાં બાણ તેને સ્પર્શ્યાં હશે કે કેમ, પણ બીજાના હૃદયમાં તે ઉત્પાત કરાવે તેવું તેનું રૂપ હતું. તેના મોઢા ઉપર પડેલી દુઃખની રેખાઓ તેના દુઃખની યાદ આપતી હતી.

ભુખ અને થાકથી થાકેલો તે ધર્મશાળામાં બેઠો હતો. પથ્થરના સુલા ઉપર બેઠોબેઠો તે રોટલા શેકતો હતો. તેનું ધ્યાન રોટલામાં બરાબર રીતે ન હતું. લગાણે હાથ દઇને તે વિચાર કરવા બેઠો. મહું જોવા અનુપસિંહની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તેને મહારાજાનો પૂર્ણ પ્રેમ સાંભર્યો. સાથે રમેલા, સાથે જમેલા, સાથે બેસીનેજ મનમ વાતો મંત્રણા કરેલી. બંને નાનપણના મિત્રો. પ્રજાને શી રીતે ઉંચે ચઢાવવી તેના વિચારોમાં તેમણે ઉજાગરા કરેલા. આજે તેમાંનું કશુંજ નહીં. તેજ મહારાજાની અવકૃપાથી આજે તે ભીખારીની અવસ્થામાં હતો. સેનાપતિની આંખમાં આંસુની ધાર હતી.

સામેના રસ્તા ઉપર ધુળ ઉડતી હતી. એક ઘોડેસ્વાર વેગથી આવતો હતો. તે ધર્મશાળા પાસે આવ્યો. અનુપસિંહે હાથ ધોયા. આવેલા સ્વારે તેને નમન કર્યું. ખીસામાંથી તેણે એક લખોટો કાઢ્યો. અનુપસિંહે તે લઇ લીધો. તેને આશ્ચર્ય થયું. સહજ વારમાં થએલો ફેરફાર તે જાણી શક્યો નહીં. સહસા તે બોલી ઉઠ્યો: "મહારાજાને સમજ આવી?"

"હાજી. તેથી જ આપને તેઓ ઝંખે છે. આપના વિના તેમને ગમતું નથી. મંત્રીની દુષ્ટતાથી તેઓ માહીતગાર થયા છે. આપના વિના તેમનું તંત્ર અસ્તવ્યસ્ત બની ગયું છે." સૈનિક બોલ્યો.

અનુપને લાગ્યું કે સૈનિક મશ્કરી કરે છે. જે રાજાએ પોતાનાં ઘરબાર લુંટ્યાં, જમીન લઇ લીધી અને છેવટે પોતાને દેશનીકાલ કર્યો તે રાજાનો વિશ્વાસ શો? પ્રજાની વ્હારે જતાં તેને આટલું બધું

કરવા ધાર્યો. આવું રત્ન કચરામાં પડયું રહે એ તેને ઠીક જણાયું નહી.

સૈનિક જુવાનીમાં પ્રવેશ કરવા માંડયો હતો. તેના મોઢા ઉપર હજી મુછનો દોરો ફુટયો ન હતો. તેનું ગોળ ઘાટીલું મોં સૂર્યના પ્રકાશમાં વધારે તેજસ્વી લાગતું હતું. તેની આંખોનું નુર સામાને આંજી દે તેવું હતું. તેનો દરેક બોલ સામાને મુગ્ધ કરે તેવો હતો. અનુપસિંહથી ન રહેવાયું. તેણે તે જુવાનને પુછયું:

"તમે મહારાજાના સૈનિક હોવા છતાં મેં તમને આજેજ જોયા."

"એમજ છે. હું હમણાં નવોજ દાખલ થયો છું."

"ને પહેલાં શું કરતા હતા?"

"તીર ફેંકવાનું શીખતો હતો" કહી તેણે આંખનો મચકારો કર્યો. અનુપને આથી નવાઇ લાગી. આની બોલવાની છબ, હાવભાવ અને આંખનો મરોડ મુગ્ધ કરે એવાં હતાં.

"તમારી ફોઈબાએ તમારું નામ શું પાડેલું વારુ?" ટોળ કરતાં કરતાં અનુપે પુછ્યું.

"મારું નામ?" કહી સૈનિક જરા અટકયો. પાછું સાંભર્યું હોય તેમ બોલ્યો: "મારું નામ મારી માએ પાડેલું—ફોઇએ નહી. તેમણે મારું નામ લાડમાં પદ્મસિંહ રાખ્યું છે."

"તમને હવે મહારાજાની વર્તણૂક સારી લાગે છે?"

"જરા પણ નહી. પણ શું કરું? આ પાપી પેટ જ તેની વેઠ કરાવે છે" કહી બીચારાએ પેટ ઉપર હાથ ફેરવ્યો.

"નહીં નહીં, તમે જુઠું બોલો છો. તમારા ચોનાના ઉપરથી તો તેમ લાગતું નથી. તમે કોઇ હેતુ સાધવા આમ કર્યું લાગે છે." ચતુર અનુપસિંહે શંકા લાવી પ્રશ્ન પુછ્યો.

"થાય ત્યાંસુધી કરીશું":કહીને જુવાન સૈનિક જવાબ ખાઇ ગયો. ધીરેધીરે સાંજે તેઓ અર્ધે રસ્તે આવી પહોંચ્યાં. પદ્મસિંહ મુખીને પોતાની ઓળખાણ આપી અનુપ સાથે ઉતારામાં ગયો. બંને ત્યાં સુતા.

પદ્મસિંહ વીશે તેને ખુબ વિચાર આવ્યા. તે પોતાનો ખાટલો ખસડી પદ્મસિંહ પાસે લાવ્યો. તેણે નીખાલસ દીલે પુછયું:

"આટલા થોડા સહવાસથી પણ તમને હું જાણી શકયો છું. મને જો કે કશાનો ભય નથી, છતાં જાણવા ખાતર પુછું છું કે રાજાનું આમાં કંઇ કાવત્રું તો નથીને?"

"મહારાજ, ત્યારે આપે મને જુઠ્ઠો માન્યો ને?"

"અનુપસિંહને પાકી ખાત્રી થઇ. તેને વધારે ચોકસાઇ કરવી હતી. કસોટી કર્યા વિના તે લાગમાં આવેલાને જવા દેતો નહોતો. તેણે આસપાસ નજર નાંખી પુછયું:

"એવું વખતે થાય તો તમે શું કરો?"

"બીજું શું કરું? મારા વચન ઉપર નિશ્ચલ રહું."

"કયું વચન?"

"એ કે તમને મારે કારાવાસમાં ન રહેવા દેવા. ક્ષત્રિયને તમે જાણતા હશો. વચન આપવામાં તેમણે પોતાનાં માથાં ખોયાં છે."

અનુપસિંહ તેનો વાંસો થાબડયો. એક રત્ન તેના હાથમાં આવ્યું જાણી તેની છાતી ઉછળવા લાગી. તેઓને થાક લાગ્યો હતો એટલે તેઓ ઉંઘી ગયા. અનુપસિંહને સોનેરી કલ્યાણનાં સ્વપ્ન આવતાં હતાં.

૨

આ તરફ સેનાપતિને પકડવાથી લોકોમાં હોહાકાર મચ્યો હતો. સૈનિકોનાં દીલ ઉંચાં થયાં હતાં. તેણે નાનપણથી અત્યાર સુધી રાજ્ય અને રૈયતની અપૂર્વ સેવા કરી હતી. સેવાનો બદલો આવો મળે એ લોકોથી સંખાયું નહીં. રાજા કરણસિંહે જ્યારે પોતાની વિષય-લાલસાને છુટી મુકી દીધી ત્યારે અનુપસિંહ-થી ન રહેવાયું. તેણે મહારાજાના કાનમાં ગુસ્સા શબ્દો મુક્યા. નવા મંત્રીએ મહારાજાને કહ્યું: "વાઘને હાથ ચાટવા ન અપાય આખું શરીર લઇ જાય." સત્યવચની અનુપનું ઘરબાર લુંટી તેને દેશનીકાલ કર્યો. લોકો હડતાળ પાડી બેઠા. લશ્કરના સીપાહીઓ અનુપ પાછળ ગાંડા બની ગયા હતા. તેઓ રાજ્ય અને અનુપને વફાદાર રહેવા માટે રાજીનામાં આપવા મંડ્યા. લોકોની ઇચ્છા તૃપ્ત કરવા તેણે પોતાના ખાનગી માણસને રવાના કર્યો.

જ્યારે લોકોએ સાંભળ્યું કે, અનુપસિંહ પાધરમાં જ બેઠા છે ત્યારે તેઓ ઘેલાઘેલા બની ગયા. લોકોનું પુર ઉલટ્યું. દર્શનઘેલી પ્રજા તેના દર્શનાર્થે દોડી. સૌ કોઇ તેના ચરણની રજ લેવા લાગ્યાં. બધાંની આંખમાં પ્રેમાશ્રુ હતાં, કારણ કે આજે તેમના હૃદયનો અધિષ્ઠાતા આવ્યો હતો. નિશ્ચલ મનના અનુપસિંહની આંખમાંથી પણ આ દૃશ્ય જોઇ આંસુનું ટીપું ખર્યું. આ હર્ષમાં ભાગ લેવાને માટે તે પોતાના મિત્ર પદ્મસિંહને ખોળે છે તો ત્યાં પદ્મસિંહ ન હતો.

થોડી વાર પછી મહારાજા આવ્યા. લોકો ભયના માર્યા એક તરફ ખસી ગયા. અનુપસિંહ તેના અન્નદાતાના ચરણમાં આળોટી પડ્યો. કરણદેવ અવાક્ બની ગયો. તેને જુની મિત્રતા સાંભરી. ક્ષણભર પશ્ચાત્તાપની ભઠ્ઠીમાં તેનું હૃદય બળવા લાગ્યું.

"મારા મિત્ર! મારા અવિચારીપણાએ તને બહું દુઃખ દીધું." કરણદેવ ગળગળો બની ગયો. બધાં માણસો તેની તરફ અમીની નજ-રથી જોઇ રહ્યાં.

"મહારાજ, એવું કહી મને દુભવો નહીં. હું તો આપનો આજ્ઞાધારક સેવક જ છું. મારે દુઃખ શું? સુખ શું? આપના પ્રજા-પાલકપણાથી મને સુખ જ છે."

લોકોનું ટોળું હર્ષનાદ કરતું કરતું વીખ-રાઇ ગયું. અનુપસિંહે સૈનિકોને જણાવી દીધું: "હું હમણાં થોડા દિવસ મારે વતન જઇ આવીશ, ત્યાં સુધી તમે શાંતિથી રાજ્યની સેવા કરજો."

બધા રાજદરબારમાં આવ્યા. અનુપસિંહને આજે ત્યાં જમવાનું હતું. જમીને આરામ લેવા માટે તે બીજા ઓરડામાં સુતો. રાત્રે ખુબ ઉંઘવા છતાં આજે તેની આંખોમાં ખુબ નીંદ ભરાઇ હતી.

૩

અનુપસિંહ નિદ્રામાંથી ઉઠ્યો. જાગૃત થઇને જુએ છે તો પોતે રાજમહેલમાં નથી. પોતે અંધારી જેલમાં હતો. તેણે પોતાના પોંચા કરડ્યા. કરણદેવનો દુષ્ટ ઇરાદો તેને સમજાયો. આ દગા વાસ્તેજ તેને અહીં લાવવામાં આવ્યો છે જાણી તેનાં રોમેરોમમાં ઝાળ લાગી.

રૈયતને શાંત પાડવા અને સૈનિકોને ઠગવા ખાતર તેણે આ કારસ્થાન રચ્યું હતું. પ્રજાને દેખાડ્યા વિના છુટકો ન હતો તેટલોજ તેને વેર વાળ્યા વિના છુટકો ન હતો. બધો મામલો શાંત પડી ગયો. પોતે વેર વાળ્યું તેના ગર્વમાં તે મલકાતો હતો.

ગાંડા જેવો બની ગયો. તેના હૃદયને ભારે વ્યથા થવા લાગી. રડની આંખોએ તે ક્યાં સુધી પડ્યો રહ્યો. "હવે તે મને શી રીતે મળે! મેં સર્વ આશા મુકી છે."

"ત્યારે તમને મેળવી આપું તો?"

"નહીં. મારા મિત્ર, હવે તને હું જરા પણ જોખમમાં નહીં નાખું. તું ગયા પછી મારું કોણ?" કહી તે પદ્મસિંહને ભેટી પડ્યો. બંને જણ આજે હૃદય ઠાલવીને રડ્યા.

થોડી વારે બ્રાહ્મસૈનિકે પોતાના માથા ઉપરની પાઘડી ઉતારી નાખી. પોતાની સાથે આણેલું પોટલું છોડ્યું. શરીર ઉપરનાં બધાં વસ્ત્રે કાઢી નાખી નવાં વસ્ત્રો સજ્યાં. અનૂપસિંહ ગાંડાની માફક તેની તરફ જોઇ રહ્યો. તે ઉભો થઇ ગયો.

"કોણ મારી પદ્મા?"

"હા. મારા નાથ!"

બંને પ્રેમી ભેટ્યાં. અધરામૃતનું પાન કર્યાં ત્યાં તેઓ ધરાયાં નહીં. તેઓ સ્વર્લોકનો સુખાનુભવ કરતાં હતાં.

પશ્ચિમ દિશામાંથી સૂર્ય ભગવાન્ પ્રસન્ન વદને જોઇ રહ્યા હતા. સંધ્યા ધીમેધીમે કુંકુમ પગલાંથી આવી આવકાર દઇ ગઇ. પવન મંદમંદ ગતિથી આવી શુભાશીર્વાદ વરસાવ્યા. પાસેના જંગલનો વેણુનાદ મુક્તકંઠે પશોગાન ગાઇ રહ્યો હતો. બંને પ્રેમીનાં હૃદય પ્રેમના આવેશમાં જોરથી ધડકી રહ્યાં હતાં.

રાત પડી ગઇ. અંધારી રાત્રિ એટલે આગળ જવાનો વિચાર માંડી વાળ્યો. સાથે લાવેલાં હથીઆરોનું ઓશીકું કરી રાત્રિ કાઢી. સવારે બંને ઉઠ્યાં. ફરીને જુએ છે તો પોતે આવ્યાં હતાં તે રસ્તા તરફ ધુળના ગોટેગોટા દેખાયા. બંને સાવધ થયાં. શસ્ત્ર સજી તેઓ તૈયાર થયાં. હવે નાસવું એ તેમને મન વીરત્વ લાગી. બંને ફરીને ભેટ્યાં. છેલ્લા ચુંબન કર્યાં. આજે તેમના મિલનનો છેલ્લો દિવસ હતો.

કરણદેવ અને તેના સ્વારો આવી પહોંચ્યા. કરણદેવની આંખમાંથી અગ્નિ ઝરતો હતો. તેનું વેર બેવડું થયું. કરથી તેણે જોરથી ત્રાડ મારી:

"દુષ્ટ! છેવટે મારા ઘરમાં જ ધાડ પાડી? તેનું ફળ હવે તારે ભોગવ્યા વિના છુટકો નથી."

"મેં તમારું અનાજ ખાધું છે એટલે હું સામે આવવા ખુશી નથી, પણ એ તો ચોક્કસ કે, આવું રત્ન તમારા જેવા પાપીને ત્યાં ન શોભે" કહી તેણે હથીઆર મુકી દીધાં. પદ્માએ પણ તેનું અનુકરણ કર્યું. કરણદેવે તેને બાંધી લીધો. પદ્મા તરફ જોઇને તે બોલ્યો:

"કુલટા! તું મારી પુત્રી થવાને યોગ્ય નથી."

"હા બાપુજી. છેવટે આ સ્થિતિ જ મને સારી લાગી." કહી તે ઘોડા ઉપર સ્વાર થઇ. બંદીવાન થયેલો અનૂપસિંહ અને બધું સૈન્ય રાજનગર તરફ ચાલ્યું.

શહેરના મધ્યભાગમાં બંનેને લાવવામાં આવ્યાં. લોકો આક્રંદ કરવા લાગ્યા. રાજાની આંખો લાલચોળ હતી. લોકોને ઉદ્દેશીને તેણે કહ્યું:

"આ પાપીએ મારો મોટો ગુનો કર્યો છે. મારી કુંવરીને ભોળવીને છાનામાના લઇ જવી એ ભયંકર રાજદ્રોહ છે. આવા નરાધમો આ દુનીઆમાં ન હોય એજ સારું છે. માટે આજ લોકો મારા હાથે હું તેનો વધ કરું છું."

અનૂપસિંહનું મોં મલક્યું. તેણે સ્મિત સાથે કરણ તરફ જોયું. લોકો તરફ તેણે નજર નાખી. છેલ્લા શબ્દો તેણે લોકસમૂહને સંભળાવ્યા:

"આજનો ધન્ય દિવસ છે કે, મહારાજાને હાથે આજ મારો વધ થાય છે. મને મારી પદ્મા વીશે ચિંતા નથી. પણ આ અંધ બનેલા




લેખક:

**રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,**

બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્યસંસદ.

## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે આપેલી ઓળખાણ બસ છે.

જયસિંહદેવ સોલંકી ... અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ.
**મીનળદેવી** ... ... રાજમાતા.
મુંજાલ ... ... મહા અમાત્ય.
ઉદા ... ... મંત્રી અને ખંભાતનો સત્તાધીશ.
દાદાક ... ... મંત્રી: * કર્ણાવતીનો સત્તાધીશ.
શાંતુ ... ... મંત્રી.
ત્રિભુવનપાલ ... ... રાજાનો ભત્રીજો ને † લાટનો દંડનાયક. ‡
કાશ્મીરાદેવી ... ... ત્રિભુવનપાલની પત્ની ને મીનળદેવીની ભત્રીજી.
કાક ... ... ત્રિભુવનપાલનો મિત્ર ને ભટરાજ.
મંજરી ... ... તેની પત્ની.
સજ્જન ... ... સોરઠનો દંડનાયક.
પરશુરામ ... ... તેનો પુત્ર.
રા'ખેંગાર ... ... જુનાગઢનો રાજા.
રાણકદેવી ... ... તેની રાણી.

---

* આમદાવાદ. † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ. ‡ સુબો.

આંબડ પાસે શસ્ત્રવિદ્યા શીખે છે. એક સાંજે મણુથી આંબડ મંત્રી સાથે કાકના ભવિષ્યનો વિચાર કરે છે. બીજી બાજુ રાજા જયસિંહદેવ યુદ્ધની તૈયારી કરે છે. પરણુવાની આશાવાળી સમર્થ દ્વારા કાક હવે તે એ વાત દરબારગઢમાં પ્રસિદ્ધ થતાં રાજા વાઘડને બોલાવી, ખાત્રી કરી, તેને કાકને છોડવવા જુનાગઢ મોકલે છે. બીજી બાજુ જુનાગઢમાં દેશળદેવ રાજા થવાના વિચારોમાં તલ્લીન થઈ દાદુ નાયકને મળવા બોલાવે છે. વાઘડ દેશળદેવને કાકને લઈને વંથળી આવવા જયસિંહદેવનો સંદેશો કહે છે. દેશળદેવ વાઘડને સોરઠિ સ્થાને મળવાનું કહી પોતે રા'ની પાસે જાય છે અને કેટલીક અઘટિત વાર્તાઓ કરે છે, જેથી ખીજવાઈ રા' દેશળને દરપાર કરે છે. પતિમિત્રા દેવની રાને યુદ્ધનો ઉત્સાહ આપે છે. રા' સામંત ચાલુકાર અને જનેસંગ નાયકને બોલાવી યુદ્ધની તૈયારી કરવાનું કહે છે, એટલામાં ઉપરકોટ ભરાવાના સમાચાર આવે છે. રાણીના પ્રભાવથી ઉપરકોટ ભરાવો થાય છે. રાને તથા રાણીને પોતાના ભાવિ વિનાશનું સૂચન થતાં રા' કાકને રાણી વગેરેનું રક્ષાકર્તવ્ય સોંપી સ્ત્રીઓના રક્ષણ માટે ચાલ્યો જાય છે. બીજી બાજુ જયસિંહદેવ મહારાજને દેવપાટે લાટ લીધાના સમાચાર સોમેશ્વર આપે છે. એટલામાં વાઘડ દેશળવિશળને તેડી આવે છે પણ તે કાકને ન તેડી લાવ્યા હોવાથી રાજા તેને કાઢી મુકે છે. ત્યાર પછી દેશળ સાથે મસલત કરી રાજા ઉદા તથા પરશુરામને બોલાવી ચઢાઈની તૈયારી કરવાનું કહે છે.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૨૯ મું

—◦◦◦—

### જેમાં સોમેશ્વર પોતાની યોજના ઘડે છે

સોમેશ્વર જયસિંહદેવ પાસેથી આવ્યો ત્યારે ગાંડા જેવો થઇ ગયો હતો.

જ્યારે જુનાકરજથી તે નીકળ્યો ત્યારે તેના હૃદયને ગુજરાતના ધર્મમાં શ્રદ્ધા હતી. વંથળીમાં તે અનાથનો નાથ જેવો હતો; ત્યાં તેનો મહાપ્રતાપી ગુરુ પણ હતો. અને જ્યાં પોતે જુનાકરજની દશાની વાત જઇને કરશે કે તેની મદદે એક મોટું પરૂણી સૈન્ય રવાના કરવામાં આવશે, અને તેના મદારથી ગુરુ ઘાસ ખાધા વિના પોતાની પત્નીની અને પોતાના ગામની વારે ધાશે.

આ મદાથી તેણે અનેક દુઃખો વેઠ્યાં, ભુખને ઉવ સહ્યાં. તેણે રોકને પગે મજલ કાપી. ભુખે મરતાં મંજરી ને તેનાં છોકરાંના રક્ષણ માટે કે કે તેણે ત્યાં આને આખરે તે વંથળી આવી પહોંચ્યો.

ત્યાં આવ્યો ત્યારપછી જેમ તેમ કરી તે રાજની સન્મુખ જઇ શક્યો, પણ આખરે તેના ગુરુનો પત્તો નહીં; તેના દેશની જોડને દાઝ નહીં; ને તેના રાજને કરાની લેશ માત્ર પણ પડી નહીં. આ જયસિંહદેવ સોલંકી? આને માટે બધા પ્રાણ અર્પતા હતા! આને બધા અર્વાચીન વિક્રમાદિત્ય માનતા હતા? આને માટે કાક ભટરાજ પોતાનાં તન, મન, ધન ને પત્ની બધું સમર્પણ કરવા બેઠા હતા? તેનું માથું ધમધમી ગયું હતું. તેને આ જગત પર વેર લેવાનું ઝનુન થઇ આવ્યું હતું. પણ તેનો દમનું ઓલવ્યું. એ ઝનુન નકામું હતું. તે પ્રાણ પડે તો પણ આ પ્રમાદ રાજ્ય-સત્તાનો કાંકરો ખરે એમ નહોતો. કાદમાં પરમેશ્વરની માફક જે પુજાતા હતા તે ત્રિભુવન-પાલ દંડનાયક અહીંઆં વંથળીમાં નહોતા

કેટલીક વિધવા બાઈઓએ ત્યાંના કલેક્ટરની કાપંડસ ને સહાનુભૂતિવાળી બાનુને પત્ર લખેલા તે મારા વાંચવામાં આવેલા. મેં સાંભળ્યું છે ને પ્રમાણે મહાત્મા ગાંધીજીના વાંચવામાં પણ

" પ્રિય મહાશય,

ત્રીસ વર્ષથી વિશેષ તમે તમારી નજર પાછી ફેરવો. ગુજરાતના એક નાનકડા ગામડા ની હું વતની આ દુ:ખી દુનીઆના દુ:ખના બોજામાં ઉમેરો કરવા જન્મી. મારા પિતા મામલતદાર હતા. હું ઉંચી જાતમાં પેદા થઈ એટલું કહીશ તો ચાલશે. ઘરમાં અમે સુખી હતાં, પણ વાહલા ઘેરાયું ને મારા પિતા ચાલતા થયા. આ વેળા ઘરમાં મારા મોટા કાકાની વિધવા સ્ત્રી, મારી માતા ને હું એટલાંજ હતાં. મારી ઉમર આઠેક વર્ષની હશે. સખ્ય ગ્યોટયાદ છે. મારી માતા



હું રસ્તામાં પડી હતી. ઈસા આવ્યું મને લઈ ને હું તેની સાથે ગઈ.

એ પત્રો આવ્યા હતા અહીં નીચે લખ્યું છે તે કલ્પનાત્મક નથી, સત્યનો તાણો ને સત્યનો વાણો ને જ્યાં માંડી લંબાયી છે તે કચરેલા હૈયાંની ઝાંખી.

છત્રીસ વર્ષની પણ ન હતી. પિતા ગયા પછી એને પાછી ઉપર રહેવાનો શો હક હતો? પછી છવવું ને પ્રાયશ્ચિત કરવા આનંદ–કે કાય–કસ્ત મારે ખાનર ને અતિશય સુકુમાર ને સુંદર હતી.

હતી! એમ કાકી કહેતાં, તો પછી હું પોતીકી બત્રીછ—ના ના! નાની વહુ દેરાણીને પોતાની સંતતિ પોતાની કહેવાનો હક શો છે? હું તેમનીજ પુત્રી. એને તો બીજાં થશે, પોતાને કે એમાંનું છે? તેથી હું તો એમનીજ પુત્રી. કાકીજી તેજ બા! મારે બા કોઇ હતી નહીં. મારી માતા તે તો 'ભાભી' કહેવાતી. ખેર! કાકીએ ગ્રહ જેવડાવ્યા—ગ્રહ સારા, પણ મંગળ ઠીક નથી. એની દશાનો પ્રતીકાર કરવા સામે પણ એવીજ દશા જેઇએ એવો વર ખોળાયો. ઘર સારું જેવાયું. નવમે વર્ષે—બાપ ગર્ભે વર્ષ તો વીત્યું નથી એ અરસામાં—કન્યાદાન દેવામાં પુણ્ય છે એમ કહી પીત્રાઇ કાકાએ મને હોમી દીધી. એ રાત્રિ મને યાદ આવે છે. વૈશાખ મહીનો હતો. પ્રકૃતિ પ્રફુલ્લ હતી. હું પ્રફુલ હતી. વય-સ્તંભ તરફ લઇ જવાતી વછેરી પણ 'મદમકાયિતા' થાય તે પહેલાં પ્રફુલ હોય છે. લગ્ન થયાં ને એથેજ મહીને શીતળામાં મારા પતિ દેવલોક પામ્યા. હું નવ વર્ષની હતી, તે ૧૩ વર્ષના હતા. લગ્નવિધિ વખતે મારા પતિને જેયા—ત્યાર પહેલાં કે ત્યાર બાદ કદાપી નહીં જેએલા. લાકડે લાકડું ભવસાગરમાં પળભર એકઠું થયું ને પાછું જુદું પડયું. અરે નિષ્ઠુર દૈવ! અરે રૂઢિ રાક્ષસી! હું વિધવા બની. હું તો એટલી ભયવ્યાકુલ થઇ ગએલી કે મારાથી રડાયું નહીં. મારી કાકી કહે: "મેંજ અભાગણીએ મારા નસીબમાં ભળીને એનું નસીબ બગાડયું." મારી માતા તો એટલું રોઇ ને એટલું શોક કલ્પાંત કર્યું કે એની આંખે જુવાનીમાં પડળ આવવા લાગ્યાં ને છ એક મહીનામાં તેને ઝાંખ વળવા માંડી. ખેર! વર્ષ વીત્યું ને હું તો કુરુક્ષેત્ર ગામડામાં ફરતી રહેલી ને મારો કુંવાર કેં દબાયો ન હતો એટલે મને 'ઓલશો' કહી લોકો પોકારતા. "જરા છેડો તો ઠીક રાખ. રખે માથું ઉઘાડી જશે. જરાએ લાજ નથી?" મારી કાકીનો પક્ષપાત મારા ઉપર વધ્યો. મારી માતા માનતી કે તે તો બે દિનની મહેમાન છે તેથી તેણે મારા ઉપરથી જાહેર મમતા ઉઠાવી લીધી હતી. હું બીજી છોકરી માફક ઘુઘરાં લગાં પહેરતી. એક ચુડો પહેરવા ન મળતો કે લાકડો ચાંલ્લો કપાળે ન કરી શકતી. મારી સહીઅર કદી અજાણમાં કેં બોલી ઉઠતી ને હું હાજર જવાબ આપતી ત્યારે ચટ વેણ નીકળતું કે "બળ્યું જાણતી નથી તું 'રાંડ' તે." કહદાડે બધું થાય, ખવાય, પહેરાય, ઓઢાય, પણ ટાંકણે મારે જાડું ખાવાનું ને સાદું પહેરવાનું. ટાંકણાને દહાડે તપ! આથીજ રૂઢિ મને શીખવે છે કે: 'સાડો નહીં, તમારી તો આજ વલે છે.' દહાડા વીત્યા ને હું મુગ્ધા બાળા બની-ખાનપાનમાં કસર ન થએલી તેથી મારો ઘાટ ફાલ્યો. બાર વર્ષ થયાં. આ ગીકો અવસર! આ મનોહર ટાંકણું! યુવાવસ્થા ડોકીયું કરી રહી હતી. જ્યારે આંગણે રમવાનો અવસર આવ્યો, જ્યારે ગોરવમાં મહાલેવાનું આવવા લાગ્યું ને સામસામાં મહેણાં ને વેણ સુણાવવામાં વાક્ચાતુર્ય વાપરવા વારો આવ્યો ત્યારે મને કહેવામાં આવ્યું: "હળાઇને ચાલ, તું તો રાંડીરાંડ છે" રાંડ શબ્દ મલીન મ્લેચ્છ થએલો ને પાનરને લગાડવામાં આવેલો તે મારી તપસ્વિની કાકી—મારી કનકલતિકા માતાને પણ! મારો તનગનાટ માયો સમાયો નહીં. કહદી જેવો સીધો મારો ઘાટ ટળ્યો. હવે તેમાં ઉંચાં નીચાં દેખાયાં. મારા કેંક ખીંટણીઆળા કેશ મારી કમર લગી લટકતા. સીકાકાઇના અધુમાં એને ધોઇ જ્યારે કોરા કરવા હું ખુલ્લા મુકતી

[વધુ માટે જુઓ પ્રષ્ઠ ૩૨૫]

અમને કૈં ગમ્યાં નહીં. અને આ સ્વતંત્ર લોકો આપણને નિર્બળ રાખવા મથે છે અને આપણી અશક્તિ પર એમની મહત્તાના પાયા રચે છે એ વિચારે એમની મહત્તાની નીશાનીઓ જોતાંજોતાં શક્તિ, સુંદરતા કે મહત્તાને જોઇ થતો સ્વાભાવિક આનંદ અમને કદી થતો નહીં.

પણ લંડન હવે ઘણું થયું. એને આપણે પાછળજ મુકીએ તો કેમ?

એક સવારે દસેક વાગતાં અમે લંડનથી પારીસ ઉડવા હેંડલે-પેજના ઉડવાના સ્ટેશન તરફ રવાના થયાં. લંડન વહેલું છોડવું પડવાથી મારા નિષ્ફળ થએલા મનોરથોના આકારો મોટરને લીધે દોડતાં જણાતાં વૃક્ષોમાં જણાતા હોય એવું લાગતું. શું શું કરવાનું રહી ગયું તેની યાદીના મણકા તુટેલી માળા માફક વેરાઇ જતા હતા. ત્યાં રસ્તામાં એક કુતરું મોટર તળે આવી ગયું તેની હૃદયભેદક ચીસે મને જગાડી. મારો અહિંસાધર્મી આત્મા દુખાયો. પણ મોટર તો સુસવાટ કરતી ચાલીજ ગઇ અને ડ્રાઇવરે એકવાર પાછું વાળીને જોયું એ નહીં.

એરોપ્લેનના સ્ટેશન આગળની બધી વિધિ પુરી કર્યા પછી અમે એરોપ્લેન તરફ જવા અમારા પગ ઉપાડયા. પણ તેટલામાં થએલી આતુરતાની કૈં સીમા! પુષ્પક વિમાનમાં બેસીને રામ ખરેખર આમજ ઉડયા હશે! પણ એમનું વિમાન આપી જરા વધારે ડાહ્યું હશે તેથી તે "વિમાનરાજ! આ માર્ગે, આમ" એવું કહેતાંમાંજ એમને જોઇએ ત્યાં જાય. અને આ તો યંત્રોથી ધમધમી રહે ને એને કાબુમાં રાખવાને તો કળા અને બળ બન્ને જોઇએ. ને નોએ એ તો પવન કે ધુમ્મસમાં અટવાઇ જાય ને અગ્નિથી બળી જાય. અરેરે! આપણે કલિયુગમાં જન્મ્યાં ત્યારે કની?

વિમાનમાં ઉડતાં પહેલો ભાર તો જાણે ધરણી ડોલતી હોય એવોજ થાય છે. તેમાં થોડું આશ્ચર્ય, થોડી ગભરામણ, થોડો આનંદઃ એવી એવી બધી વૃત્તિઓ ભળે છે. પણ થોડી વારે વિમાન ઉંચે ને ઉંચે ચડતું જાય છે અને સ્થિર થઇને ઉડવા માંડે છે ત્યારે આસપાસની રચના જોવાની કુતૂહલવૃત્તિ પ્રધાન પદે હોય છે. કેડીઓ જેવા રાજમાર્ગો અને વાડીઓ જેવાં જંગલો જોઇ ત્યાં રમવા ઉતરી પડવાનું મન થાય છે. રમકડાં જેવી ગાયો ને ઘેટાં, કાર્ડબોર્ડ પર ચીરા કાઢયાં હોય એવાં ખેતરો, રમતમાં ઢગલીઓ કરી મુકી હોય તેવી ટેકરીઓ ને કીંડરગાર્ટનનાં બનાવેલાં હોય એવાં નાનાં લાગતાં ઘરો જોઇ બાલક થઇ એ બધાનો ઉપયોગ કરવાનું, તેને તોડવાનુ ને ફરી ગોઠવવાનું મન થયા વિના રહેતું નથી. આ બધાંને બનાવનારો કોઇ હોય તો તે પણ મોટા કદનો ને પ્રમાણનો કોઇ બાળકજ હોવો જોઇએ.

પણ ઇંગ્લીશ ચેનલ પરથી ઉડતાં સૌથી સરસ તો દરીઓજ લાગે છે. તોફાની સાગરને બદલે જાણે ભુરા કાચનો સ્થિર અરીસો પથરાયો હોય ને મોટીમોટી સ્ટીમરોને બદલે છોકરાંને રમવાની સ્ટીમરો થોડેથોડે અંતરે ગોઠવી હોય એવુંજ કૈં લાગતું. એની આસપાસ બન્ને કીનારા દેખાતા અને રેતીમાં પથ્થરની કાળી ભાત પણ શ્વેત ચિત્રફલક પર કાળી આકૃતિઓ ઉપજાવની હોય તેવી અતિ રમ્ય લાગતી.

એકધારી ગતિએ જવા છતાં જાણે દરેક વખતે જુદાજુદા પ્રદેશમાં વિચરતાં હોઇએ એમ લાગતું. ઘડીમાં અમે ભાનુના પ્રકાશથી પાવન થએલા માર્ગમાં વિહરતાં ને ઘડીમાં ઝઝુમતા ઘનના પ્રદેશમાંથી પસાર થતાં હોઇ-

ન જોઈ શકે, (૩) અથવા તો ચરખાને આર્થિક બળ માની રાજકીય બળ ન માની શકે તો ઉપર કહેલા ત્રણ નિયમો સચવાતા નથી, શ્રદ્ધા પ્રગટતી નથી અને કર્તવ્યની પ્રેરણા થતી નથી.

આજ પ્રમાણે ભાવ અને ભાવના વ્યક્ત કરવાને આ નિયમોની જરુર પડે છે. 'લાઓકુન' જેવી શિલ્પકૃતિથી વેદનાનો ભાવ, કે મીલાનના દેવાલય જેવી સ્થાપત્યની કૃતિમાં ભાવનાનું કથન સચોટ રીતે થાય છે તે પણ આ નિયમો તેમાં જળવાયા છે તેથીજ. સાહિત્યમાં એનાં દૃષ્ટાંતોની આગળ નોંધ લેવાશે.

---

## પ્રકરણ ૭ મું



### રસિકતા અને તેનાં અંગ

સરલતા માટે કલાનાં બે લક્ષણો સચોટતા અને સરસતા નીરાળાં ગણ્યાં છે. જેમ એકલી સચોટતાનું પૃથક્કરણ કરવાનો પ્રયત્ન કર્યો તેમ એકલી સરસતાનું કરીએ.

જે જે વસ્તુની માણસ પર સચોટ અસર થાય છે તેમાંની ઘણી વસ્તુમાં એક લક્ષણ હોય છે તે સરસતા. આ લક્ષણ માટે એક શક્તિ ઝંખે છે: અને તે લક્ષણ પારખ્યા પછી તે શક્તિ સંતોષાય છે. તે શક્તિ તે રસિકતા. જ્યારે કલ્પનાશક્તિ કલ્પનાચિત્ર ખડું કરવા જાય છે ત્યારે રસવૃત્તિ અપૂર્વતાનો અંશ ઉમેરી ચિત્રને કલાત્મક બનાવે છે. આ ચિત્રને માણસ જ્યારે વ્યક્ત કરે છે ત્યારે કૃતિમાં તે અપૂર્વતાનો અંશ આણવાનો પ્રયત્ન કરે છે. જ્યારે આ પ્રયત્ન સરસ નીવડે છે ત્યારે ઉચ્ચ પ્રકારની કલા પ્રગટે છે. સરસ કૃતિ જ્યારે સચોટતા સાધે છે એટલે સામાને સરસતાનો અનુભવ કરાવે છે અને તેની રસિકતા સંતોષે છે ત્યારે તે કલાત્મક કૃતિ કહેવાય છે.

પહેલાં રસિકતા લઈએ. સરસતા એટલે જે રસિકતા સંતોષે તે લક્ષણ; રસિકતા એટલે સરસતા જોઈ ખીલે તે શક્તિ

આ રસિકતા કલાની કસોટી છે: જે કૃતિ તેને ન સંતોષે તે કલાત્મક કહેવાય નહીં. આ રસિકતા માત્ર અમુક નિયમોથી રચાતી નથી. એરીસ્ટોટલના એકતાનતાના નિયમો ને ભરતમુનિના નાટ્યકલાના નિયમો પાળીને ઘણાએ સાહિત્ય રચ્યું: પણ તેના મોટા ભાગથી રસિકતા પોષાઈ નહીં અને આજે તેનું નામનીશાન પણ રહ્યું નથી. તેજ પ્રમાણે આ જમાનામાં છપવાની સુલભતાથી સાહિત્યને નામે ઘણું કથન બહાર પડે છે: અને સામાન્ય જનો અંગમની વસ્તુનો આસ્વાદ લેવાની જે પોતાની વૃત્તિને રસિકતાને નામે ઓળખે

નથી, પણ પાંચે શક્તિની પાછળ રહી તેને કેળવે છે અને ઉત્તેજે છે અને તે શક્તિઓ દ્વારા મેળવેલા આનંદની કસોટી કરે છે. આ શક્તિનાં ત્રણ જુદાં જુદાં અંગ છે:

૧. સરસતાનો આસ્વાદ લેવાની ઉત્કંઠા.

૨. સરસતા પારખવાની શક્તિ.

૩. સરસતાથી આનંદ મેળવવાની શક્તિ.

રસિક માણસના સ્વભાવમાં કલ્પના અને જીવનનાં વૈવિધ્ય અને સમૃદ્ધિ ભોગવવાની શક્તિનું પ્રાધાન્ય હોય છે. સરસતાનો આસ્વાદ ચાખવાની ખરી ઉત્કંઠા જે રસિકતાનું ખરું અંગ છે તેનો આધાર આ શક્તિ પર છે, અને છતાં આ શક્તિથી એ ઉત્કંઠા નીરાળી છે.

ઉત્કંઠા ઇચ્છા નથી. ઇચ્છા થાય તે વસ્તુ મેળવવા માટે, રાખવા માટે અને તે વડે તૃપ્તિ અનુભવવા માટે. આ ઉત્કંઠા થાય છે તે સરસતા પારખવા માટે અને એ પરીક્ષામાંજ રહેલો આનંદ મેળવવા માટે. એને અંતે તૃપ્તિ નથી. પણ સાત્વિક અને નિસ્પૃહ આનંદ છે; અને તૃપ્તિ પછીથી આવતો કંટાળો નથી. ઇચ્છા રજોગુણી છે, અકળાવે છે, સંમોહ આણે છે. આ ઉત્કંઠા સત્વગુણી છે, શુદ્ધ કરે છે, ભાવના પ્રબલ કરે છે. ઇચ્છાને પરિણામે દ્વંદ્વ–સુખ કે દુઃખ, સંતોષ કે અસંતોષ છે; આ ઉત્કંઠાને પરિણામે–યોગને પરિણામે મળે એવાં–આનંદ અને શાંતિ છે.

વિષયલાલસા એક પ્રબલ ઇચ્છા છે. તેનું લક્ષ્ય માત્ર એજ નથી, તૃપ્તિ છે. તે માણસને અકળાવે છે, મુંઝવે છે, તેનું ખાવાનું ઝેર કરે છે, તેની ઉંઘ ગમાડે છે અને તેને કામ, ક્રોધ, સંમોહ, સ્મૃતિવિભ્રમ અને બુદ્ધિનાશની ઉતરતી અને ઉતરતી પગથી પર લઇ જાય છે;(¹) નહીં તો જ્યારે તૃપ્તિ થાય ત્યારે ક્ષણિક સુખ આપે છે. આ સુખ પછી થોડા વખત એ ઇચ્છા અકારી થઇ પડે છે. અનેક વખત તૃપ્તિ મેળવ્યા પછી ઇચ્છા ઘટી જાય છે અને તૃપ્તિથી મળતું સુખ જતું રહે છે. કલ્પના નિર્મિત બને છે અને ધીમેધીમે માણસ જડ, સ્થૂલ અને અધમ બની રહે છે.

પણ મનુષ્યની શરીરરેખામાં રહેલી સરસતા અનુભવવાની ઉત્કંઠા તદ્દન જુદા પ્રકારની છે. તેનું લક્ષ્ય એવી સરસતાની પારખ અને તે ક્રિયાથી મળતા આનંદનો અનુભવ છે. એ પારખ વિના પણ તે શાંત છે. અનેક વાર એવો આનંદ અનુભવતાં પણ તે અકારો થતો નથી. વીનસ ડી મીલો કે એપોલો બેલ્વીડીઅર કે તાજમહેલ જો- કદી રસિક

¹ ભગવદ્ગીતા અ. ૨ ૬૨.

૧. રસિકતા જે ધોરણ નક્કી કરે તે બધા સમયમાં અચલ અને એકજ હોઇ શકે.

૨. સરસતા મેળવવાની ઉત્કંઠા સંતોષાય ત્યારે જે આનંદ થાય તેજ એ પરીક્ષાનું અને સરસતાનું અંતિમ ધોરણ.

૩. અને આ આનંદ તૃપ્તિ વિનાનો, સાત્ત્વિક અને નિસ્પૃહ હોય છે.

હવે આ આનંદ કેમ મળે છે તે જોઇએ. વીનસ ડી મીલો આંખે જોઇ કે લાગ્યું કે આ સ્ત્રીનું પુતળું જ્યાં એ પુતળું દૃષ્ટિગોચર થયું કે પાછળ રહેલી રસિકતાએ રેખાએ રેખા તપાસવા માંડી. શા માટે? એ પુતળું છે તે ચોકકસ. સ્ત્રીનું છે તે પણ ચોકકસ. કેવી સ્ત્રીનું છે તે જિજ્ઞાસા સંતોષવા પણ નહીં. ત્યારે શા માટે? એટલાજ માટે કે એનું રૂપ ને રેખાઓ આની જે ભાવના રસિકતાએ મનમાં ઘડી છે તેનાં રૂપ ને રેખા જેવાં છે કે નહીં. એનો અર્થ એ કે દરેક વસ્તુની ભાવના રસિકતા રચી રાખે છે અને તેની સાથે ખરી વસ્તુને સરખાવે છે.

આ ભાવના શી વસ્તુ છે? દરેક માણસને—સંપૂર્ણ માણસને પણ—ભાવના હોય છે; તે છે તેનાથી નીરાળો અને અપૂર્વ થવા મથે છે. આ અપૂર્વતા શામાં સમાઈ છે તે સમજાતું ભલે ન હોય, જ્યાં તેની નજર આગળ એ જાગ્રત્ સ્વપ્ન તર્યાંજ કરે છે, કોઇક પ્રસંગે એણે એ ભાવના સિદ્ધ કરી એમ લાગે છે. કોઇક વખતે એ ભાવના હાથમાંથી સરી જાય છે. ભાવના એટલે અપૂર્વતા મેળવ્યે માણસ પોતે કેવો થઇ શકે એનું પોતાના મગજમાં ઉપજાવેલું સ્વરૂપ. એ ભાવના હંમેશાં સ્પષ્ટ હોતી નથી, તે કદી તેની તે રહેતી નથી. તે સદા વધ્યાજ કરે છે. સદાય ભાવના તો સિદ્ધ કરવાની હોય છે. સિદ્ધ થઇ હોતીજ નથી.

ભગવાન્ બુદ્ધ સીવાય કોઇ એવો પુરુષ ઇતિહાસમાં જાણવામાં નથી કે જેના મનમાં હંમેશાં પોતાની અપૂર્વતા એક દુષ્પ્રાપ્ય સ્વપ્નારૂપે નહીં, પણ સિદ્ધ કરેલી વસ્તુ તરીકે રહી હોય. પણ ઘણા માણસને કોઇક વખત એ ભાવના સિદ્ધ થઇ હોય એમ લાગે છે. તે અને તેનો આદર્શ પરસ્પર સમવિસ્તારી થઇ જાય છે. તેનું સ્થૂલ વ્યક્તિત્વ અને સ્વપ્નવત સૂક્ષ્મ ભાવનાત્મક વ્યક્તિત્વ એક થાય છે અને તે પળે પરમ આનંદ ઝરે છે. તત્ત્વજ્ઞાની કહે છે કે આત્મા બ્રહ્મમાં લીન થાય છે, યોગી કહે છે કે ચિત્તવૃત્તિનો નિરોધ થાય અને નિર્વિકલ્પ સમાધિ થાય ત્યારે આ પરમાનંદની પ્રાપ્તિ થાય છે. આ સિદ્ધાંતો માત્ર તત્ત્વજ્ઞાનનાં નથી. દેશભક્ત દેશ માટે પ્રાણ ખુએ છે ત્યારે આ આનંદ પ્રાપ્ત કરે છે. કવિ, પોતાના હૃદયમાં આલેખેલી પ્રિયતમાને મળે છે ત્યારે પણ આ આનંદ મેળવે છે. દરેક વખતે એકજ પ્રકારની ક્રિયા થાય

હાથ લાગ્યાં છે તેમાંનાં કોઇમાં જે ગૌરવ હોમરની બુદ્ધિએ જોયું તે જણાતું નથી. પણ એપોલો બેલ્વેડીઅરના સ્વરૂપમાં બધા દેવોનું વિશિષ્ટ સૌંદર્ય ભેગું મળ્યું લાગે છે. કપાળ જુપીટરનું છે ને તેમાં સરસ્વતી દેવીનો નિવાસ છે; ભવાં, તેની ગતિથી તેની પ્રૌઢ ઇચ્છાશક્તિ દેખાડે છે; મોટી આંખો દેવોની સમ્રાજ્ઞીના જેવી છે, ગૌરવશીલ છે; અને જ્યાં વિલાસ સદા શોભે છે એવા મુખ પર બેકસની પ્રતિમા છે. વેલો પર મૃદુ ફણગા જાણે ભરતના શ્વાસથી હાલતા હોય તેમ તેના રુપાળા વાળ તેના શીશની આસપાસ વીંટાયા છે. તેમાં દેવોને પ્રિય સુવાસ છે અને કલાદેવીઓએ તેને સુંદર રીતે સમાર્યા છે. આ કલાત્મક કૃતિનો ચમત્કાર જોઇ હું બધું ભુલી જાઉં છું. મારું મગજ એની તુલના ગૌરવથી કરવાને યોગ્ય એવા સૂક્ષ્મ સ્વભાવ સ્વીકારે છે. હું પ્રશંસા કરતાં આનંદ અનુભવું છું. ભવિષ્યવેત્તાઓના જેવી પ્રેરણાથી હોય તેમ મારુ હૈયું ઉભરાય છે. ડેલોસમાં, લીસીઆની પુનિત કુંજોમાં, જ્યાં એપોલો વિહરતા ત્યાં હું વિચરું છું, અને પુરાણા પીગમેલીઅન જેવું સૌંદર્ય અર્પતા એવું સૌંદર્ય આ મૂર્તિને સચેતન બનાવે છે. ઓ અપ્રતિમ અને પરમ કૃતિ! હું તારું કેમ વર્ણન કરું? એ માટે મારી લેખિનીને કલાની પ્રેરણા જોઇએ. પણ જે લક્ષણો મેં વર્ણવ્યાં છે તે તારે ચરણે ધરું છું. જે દેવોને તાજ પહેરાવવા આવે તેને તો તે ચરણ આગળ જ રાખવો પડે છે, કારણ તેમને માથે તો તેનાથી પહોંચાતુંજ નથી." (૧)

એકજ કલાત્મક કૃતિથી દરેક રસિક જનને આનંદ થતો હોવાથી કેટલાક તત્ત્વજ્ઞાનીઓ માને છે કે મનુષ્યના મગજમાં અપૂર્વતા કે સરસતાનું એક સંપૂર્ણ ધોરણ છે અને તેજ સરસતાની કસોટી કરે છે. આ માન્યતા સાકાર ઇશ્વરની માન્યતાની માફક ઘણા જનોને પ્રિય થઇ પડી છે, પણ તે સકારણ લાગતી નથી. પહેલાં તો માનવસમૂહનાં જે મોટા વિભાગો છે તેમાં આ ધોરણ એક નથી. આર્યો, મોંગોલો અને હબસીઓની સરસતા એક પ્રકારની નથી. વળી ભાવનાની રેખાઓ સદાએ વધતી ને વધતીજ જતી હોય છે એટલે સંપૂર્ણ અપૂર્વતા કોને કહેવી એ જરા મુશ્કેલ થઇ પડે છે.

પણ આટલું તો કહી શકાય: દરેક જણમાં એવી એક વૃત્તિ છે કે જે દરેક વસ્તુની ભાવના ઉત્પન્ન કરે છે અને સમૃદ્ધ સ્વભાવના માણસોની મૌલિક માનવતામાં તેનું બીજ હોવાથી આ વૃત્તિ એકજ પ્રકારે રચના રચે છે. જેમ ઉકળતા પાણીમાંથી વરાળ નીકળ્યા કરે તેમ આ વૃત્તિને લીધે વાસ્તવિક વસ્તુના ઇંદ્રિય દ્વારા જે સંસ્કારો પડ્યા હોય છે તેમાંથી તે વસ્તુની ભાવનાત્મક

(૧) ગ્રીસોમાં કલાનો ઇતિહાસ: વીંકલમેન— History of Art among the Ancients Vol. II. Bk. IV. Chat. VI Winklemann.

જેણે સૌંદર્યનો જરા પણ અભ્યાસ કર્યો હશે તેને આ વર્ગીકરણ અપૂર્ણ લાગ્યા વિના રહેવાનું નથી. આમાંનાં ઘણાં લક્ષણો સૌંદર્યની સાથે કોઈક વખત રહે છે, પણ તેનાથી કે તે ભેગાં કરે સૌંદર્ય થતું નથી. ઘણાં બીજાં વિરોધી લક્ષણો પણ સૌંદર્યની સાથે રહેલાં જોઈએ છીએ, અને આ કોઈપણ લક્ષણને લીધે વસ્તુ સરસતા પ્રાપ્ત કરતી નથી.

એકતાનતા હોય ત્યાં તે ઘણી વખત જણાય છે; છતાં રંગ કે રૂપના વૈવિધ્યમાં પણ તે જડે છે. સજીવતા પણ સરસતા નથી; કારણ કે ક્રોસ પર ચઢેલા ખ્રીસ્ત જેવાના નિશ્ચેતન મુખ પર પણ તે દેખાય છે.

આ બધાંમાં સરસતા નજરે ચઢે છે, છતાં બધાંથી એ લક્ષણ તો નીરાળું છે. આ બધાં લક્ષણો સરસતા વિના રસિકતા સંતોષી શકતાં નથી; માત્ર સરસતાજ ગમે તે સ્વરૂપે એ કસોટી પર ચઢે છે.

ત્યારે એ સરસતા શાને કહેવાય?

કેટલાક તત્ત્વવેત્તાઓ માને છે કે સરસતાનું અંતિમ ધોરણ–એક, આદર્શમય અને સંપૂર્ણ સરસતાનું તત્ત્વ સૃષ્ટિભરમાં પ્રસરી રહ્યું છે. જે આનંદ રસિકતા અનુભવે છે તે વેદાંતે વર્ણવેલો પરમ આનંદ છે એમ માનીએ તો આ આદર્શ સરસતા એજ બ્રહ્મ એ સહેલાઈથી માની શકાય. તેવાજ કૈં ખ્યાલથી પ્લેટો ડાયોટીમસ પાસે આ આદર્શ સરસતાને સુંદર શબ્દોમાં આ પ્રમાણે વર્ણવે છેઃ

"શાશ્વત સરસતા—અનાદિ અને અનંત; અક્ષય્ય અને અવર્ધનીમ; સર્વાંગ સરસ; દિશા, કાલ અને સંબંધથી સ્વતંત્ર રીતે અને સર્વ માટે સરસ; નિરાકાર, નીરંગ ને અશરીરઃ જે નથી વિચાર અને નથી શાસ્ત્ર; જેની પરમા સ્થિતિ નથી ભેળી સ્વયંભૂ ને સ્વસ્થ; જેમાં બધા પ્રકારની સરસતા સમાઇ શકે છે છતાં જેનાં ઉત્પત્તિ કે લયથી જે નથી વધતી, ઘટતી કે ટળતી. આ સંપૂર્ણ સરસતા અનુભવવા પાર્થિવ સરસતાથી શરુ કરવું; અને આ પરમ સરસતા પર દૃષ્ટિ ઠેરવી તેને પામવાના નિરંતર પ્રયત્ન કરતાં એક સરસ વસ્તુ પરથી અનેક સરસ વસ્તુનું ધ્યાન કરવું. અનેક પરથી સર્વ સુરસ વસ્તુ પર ચિત્ત ચોંટાડવું. સરસ વસ્તુથી સરસ ભાવ તરફ દોરાવું. સરસ ભાવથી સરસ વિચાર પર જતાં આખરે એક એવા પરમ વિચાર પર આવવું કે જેનું ધ્યેય માત્ર સરસતાજ હોય. આમ કરતાં આખરે એ સ્વસ્થ સરસતાના શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. હે પ્રિય સોક્રેટીસ! આવા શાશ્વત સરસતાના દર્શનથીજ જીવન કીંમતી લાગે છે. માનવતાનાં રૂપ અને રંગથી વીખુટી અને નાશવંત શોભાથી વેગળી પરમ વિશુદ્ધ

# પ્રકરણ ૧૦ મું

## રસવૃત્તિ

સરસના જોઇ રસિકતા કેમ સંતોષાય અને આનંદ કેમ પ્રાપ્ત થયો તે આપણે જોયું. જો માણસમાં માત્ર રસિકતાજ હોય તો તે આનંદ લઇ બેસી રહે છે; જો તેનો સ્વભાવ સમૃદ્ધ હોય તો તેની રસવૃત્તિ જાગે છે.

રસવૃત્તિ એટલે વસ્તુનું ભાવનાત્મક અપૂર્વ કાલ્પનિક ચિત્ર દોરવાની અને સર્જક શક્તિ એ કલ્પના ચિત્ર વ્યક્ત કરે તો તેને સરસ બનાવવાની શક્તિ. જો સર્જક શક્તિ ન હોય તો રસવૃત્તિ પહેલાજ પ્રકારનું પરિણામ લાવી બેસી રહે છે. જો બે શક્તિઓ ભેગી મળે તો માણસ દ્રષ્ટા થઇ કલાત્મક કૃતિ બહાર પાડે છે.

રસિકતા સરસના પારખી, વખાણી ને આનંદ માણે છે. ત્યાર પછી રસવૃત્તિ જાગે છે. તે સંવાદિતા વગેરે પોતાના ગુણોનું આરોપણ કરી ખરી વસ્તુનાં સ્મરણોમાં રહેલી અપૂર્ણતા દૂર કરે છે; અને દરેક પ્રકારની સરસતાની આસપાસ ભાવનાત્મક અપૂર્વતાનું વર્તુલ રચે છે. આથી કલ્પના જ્યારે ચિત્ર રચે છે ત્યારે તે વધારે સરસ બને છે. વસ્તુ હોય તો તેનું વધારે નિર્મળ, સુંદર અને સપ્રમાણ ચિત્ર બને છે; વિચાર હોય તો તે વધારે સ્પષ્ટ, સંવાદી અને સંબદ્ધ બને છે; ભાવ હોય તો તે વિશુદ્ધ, સૂક્ષ્મ અને સમૃદ્ધ બને છે; અને ભાવના હોય તો તે વધારે સંપૂર્ણ અને સંવાદી બને છે.

આવું ચિત્ર દોરતાં રસવૃત્તિ આનંદ લે છે; અને કેટલી રહીને પણ ખરી વસ્તુ કરતાં તેમાં વધારે રસ લે છે. કલ્પનાના ચિત્રમાં એવી મોહકતા અને અપૂર્વતા હોય છે કે ખરી વસ્તુ કરતાં હમેશાં તેનાથી રસિકતા વધારે સંતોષાય છે.

ઘણી વખત કલ્પના ચિત્ર દોરતી નથી, પણ ચિત્ર દોર્યા વિના જે જાતની અસર સરસ કલ્પનાચિત્રથી થાય છે એવીજ અસર અસલ વસ્તુ જોઇનેજ પેદા કરે છે; અને તરતજ રસવૃત્તિ સરસના વ્યક્ત કરવામાં ગુંથાય છે. સુંદર બાગ, રમણીય સંધ્યા અને ચેરાયલું ગગન રસિકતાને રીઝવે છે, આનંદ આપાવે છે; અને કોઇ પણ પ્રકારના ચિત્ર વિના જાણે પ્રકૃતિની સામગ્રીમાંજ અપૂર્વતા હોય તેમ કલાત્મક કૃતિ-સંગીત કે કાવ્ય બહાર પડે છે. એક ક્રિયા ઓછી થઇ જાય છે. કલ્પનાચિત્ર દોરાતું નથી એ વાત ખરી. પણ રસવૃત્તિનું પ્રાબલ્ય ઓછું થતું નથી પણ વધે છે. માત્ર સર્જનના ઉત્સાહમાં કલ્પના એ ચિત્રના અંશો અસલ વસ્તુમાંજ ઉમેરી એ ક્રિયાને એક કરે છે.[1]

1. શબ્દો કલ્પનાચિત્ર દોર્યા વિના અસર કરે છે એવો બર્કનો અભિપ્રાય ઘણી જગ્યાએ ખરો લાગે છે પણ તેનું કારણ ઉપર આપેલું તેજ છે. બ્યુ અને સુંદર પર્ક. ૫ ૫'

જો ! જો ! આકાશે પેલી દોડે વાદળી ગજગામિની;
પ્રિય મેઘની પાછળ જાય જગતકલ્યાણિની. ૫

તારી ચાલ એણે ચોરી લીધી કે તું શાહુકાર છે ?
મારી મોડી મેઘલી ઓ ! સ્નેહાળ ! તારી સમ મુજ દે. ૬

સખી ! ભવ્ય કેવો અહીં એકાંત વિશ્વનો થાટ છે !
હું તું સંગમાં સૌંદર્યપાન કરી રમીએ રમે ! ૭

કરે ઓંજને સૌમ્ય અનેક રીતે રસતાન જો !
રોણી ઉધેથી રસનો પ્રવાહ શાળો મહિ સામટો ! ૮

ચાલ, ઝીલીએ કરે, મુખે, હાથથી રસની ઝીલ એ;
ઝીલી ગાતી નદી જો ! આ વહે લચાવતી દેહને ! ૯

તારા જેવી એની દેહવેલ છે વાંકડી પાતળી;
એનો નિર્મળ ચાલુ પ્રવાહ તારી જાણે પ્રીતડી ! ૧૦

એના પ્રેમવારિથી જો ! પોષ્યાં તટે ઉભાં પ્રેમી શાં
વૃક્ષ, વેલ ને છોડવા રમ્ય ઋણેથી ઝુકી પડ્યાં ! ૧૧

પ્રેમવારિ નદી કેરું કેવું સખી ! છે પ્રેમે પુર્યું;
એને સેવે જળી પાકી પ્રીત જીવનભર મત્સ્ય શું ! ૧૨

પ્રેમલ પંખીનાં જોડલાં. આવી સુહાવે છે કડ જો !
આપણા જેવાં જીવનગીત નીરંગે ગાય જો ! ૧૩

પેલી સારસજોડલી લુબ્ધ શી ગોષ્ઠીમાં પ્રેમની !
કેવી કરતી જો ! રસના સંવાદ મીઠીમીઠી હોંસથી ! ૧૪

એનું નાનકડું પેલું બાલ જો ટેકડા મારતું !
કેવું નિર્દોષતાનું પાત્ર ! યુગલપ્રેમપુતળું ! ૧૫

જો ! જો ! કેવાં કલાવે એ બાલને ઉરશું ચાંપીને !
સખી ! ધન્ય બાલુડાંથી લગ્ન પંખીમાં કે માનવે ! ૧૬

# કોયલને

રચનાર:
બ્હેન જ્યોત્સ્ના શુક્લ

ઉભી રહે ચોર! દીઠી તને મે,
શાને લપાતી તરુપત્ર માંહે?
ક્યાંથી પધારી કુમળી સવારે,
સંદેશ ક્યાંના અલી! તું સુણાવે? ૧

નિદ્રા ત્યજાવી ઉર એ જગાવ્યું,
ગાજી ગજાવ્યું ગૃહ-દ્વાર મારું;
'કુહૂક' મીઠું ટહુકી ટહુકી,
રે! તું ઠગારી! મુજ ચિત્ત ચોર્યું. ૨

તું પ્રેમપંથી, દૂતી દેવ કેરી,
નિસર્ગ સંગે નીત ન્હાલનારી;
ક્યાં પુણ્ય ધામે વસતી સખી! તું?
ઉડીઉડી ક્યાં-દૂર ક્યાં જતી તું? ૩

એ માર્ગ જાવા દીલ ચાહ્ય મારું,
અશક્ત કિંતુ-ન ઉડી શકું હું;
લઇ મને જા તુજ પાંખ આપી,
શીળા પ્રભાતે બનશું પ્રવાસી. ૪

શીખાડજે કયું મધુર પેલો,
'કુહૂ-કુહૂઉ' ટહુકો જ તારો;
કો વૃક્ષડાળે જઇ હું ટહુકું,
ને 'પત્રપત્રે તુજ શી લપાઉં! ૫



# કાશ્મીરની મારી નોંધપોથી

લેખક

સૌ. બહેન લીલાવતી

તા. ૯–૫–૨૦.

આજે નીશાતબાગ જોયો. પાણીની ચાદર પણ જોઈ. ફુવારાનો દેખાવ બહુ સરસ લાગે છે.

નીશાતબાગ જોવા અમે હોડીમાં ગયાં હતાં. ડાલનાં પાણી ઘણુંજ સ્વચ્છ અને કાચ જેવાં હતાં. નીચે કમળના વેલાઓ સ્પષ્ટ દેખાતા હતા અને તડકામાં પાણી ઘણુંજ સરસ ચળકતાં હતાં. મેં આજે પહેલવહેલાં હલેસું હાથમાં લીધું અને હું એ ચલાવવામાં છેક નકામી નથી એમ મને લાગ્યું.

આવતી વખતે પ્રકૃતિનું સ્વરૂપ ઘણુંજ રૌદ્ર હતું. નીશાતબાગમાં હતાં ત્યારથીજ પવન અને વરસાદનું જોર પુષ્કળ હતું. જોતજોતામાં બે હોડીઓ ડુબી ગઇ.

આવતી વખતે ટપકતો વરસાદ, પવન અને તોફાની પાણીથી પ્રકૃતિ ઘણી રૌદ્ર લાગતી હતી. આસપાસ ઉભેલા સાદા અને બરફવાળા પહાડ પણ ગંભીર લાગતા હતા. અને દૂરદૂર સુધીનાં ઝાડો અને ખેતરોની લીલોતરી પણ શોકાતુર લાગતી હતી. પણ આમાંએ એક જાતનું આકર્ષણ હતુ. અને આ સુંદરતામાં પણ કંઈ અનુપમતા હતી.

તા. ૧૪–૫–૨૦.

આજે સવારે તખ્તે સુલેમાન ઉપર હું એકલી એક માણસ સાથે ગઇ હતી. તખ્તે સુલેમાન એ પ્રથમ મુસલમાનોનું સ્થાનક હતું. પણ હાલ હીંદુઓનું છે અને ત્યાં એક શિવનું મોટું લિંગ છે.

પહાડ ઉપર ચડતાં ચડતાં શ્રીનગરની આસપાસનો બધો દેખાવ દેખાતો હતો અને છેક ઉપરથી તો બધી તરફ બરાબર દેખાતું હતું. નીચે શ્રીનગર શહેર અને તેમાંનાં નાનાં મોટાં ઘર, સફેદાનાં ઉંચાં વૃક્ષોની દરેક રસ્તા પરની હારો ને હારો, વચ્ચે જેહલમનાં વાંકાંચુંકાં પાણી અને તેની નહેર, બીજી બાજુ પર ડાલ સરોવરનાં પાણી અને દરેક બાજુએ હારબંધ બાગો અને શીકારાની લાઇનો, સ્વચ્છ સપાટ રસ્તા અને આસપાસ બરફવાળાં અને સાદાં શિખરોથી દેખાવ ઘણોજ સરસ લાગતો હતો. તખ્તે સુલેમાનની ચારે બાજુના સપાટ ઓટલા પરથી બધો દેખાવ ફરીફરીને નીહાળ્યો. કંઇક સંતોષી અને અસંતોષી વિચારોનાં મિશ્રણ અનુભવતી હું પાછી ફરી.

ઘેર આવી જમી પરવારીને અમે સરબંન જોવા નીકળ્યાં. આજે દિવસ ઘણોજ સરસ હતો. સૂર્ય આજે વાદળાંથી બીલકુલ ઢંકાયો નહોતો. સરબન એ પાણી પુરું પાડવાની જગ્યા છે. પહાડની નજીક ત્યાં પાણી એકઠું કરેલું છે અને ત્યાંથી બાગોમાં, જમીનદારોને અને શ્રીનગરમાં પીવાનું પાણી ત્રણ જુદી નહેરો વાટે પુરું પાડવામાં આવે છે. ત્યાં એક સરકારી બંગલો છે અને રાજ્યના પરવાનાથી ત્યાં ઉતરવાનું મળે છે. પાસે સ્થનું જંગલ છે અને ત્યાં ઘણું‘બર’ સાહેબ લોકો કે રાજ્યના મહેમાનો શીકાર કરવા જાય છે. પહાડમાં ને પહાડમાં એક નાનો પગ રસ્તો છે અને તે જ પહાડ સુધીનો કાંઠો છે. શ્રીનગરનું પીવાનું પાણી ત્યાંથી ગળાઇને શહેરમાં આવે છે. ઉપર પગરસ્તે એક નહેર પણ આવે છે અને નીચેના પાણીમાં તેનો એક મોટો ધોધ પડે છે.

રસ્તામાં નહેરોમાંથી આવતું પાણી ઝરણા રૂપે વહેતું હતું અને ખેતરોમાં જતું હતું. પાણી તડકામાં બહુજ ચળકતું હતું. પાણી ભરેલાં ખેતરો, નજર પહોંચે ત્યાંસુધી પ્રસરી રહેલી લીલોતરી અને આજુબાજુ બરફવાળા

ખાસ કલ્પના નથી. ઉપર જુનાં સડેલાં પાટીઆં હોય એમ લાગ્યું. ઉપરની ગેલેરીમાંથી શ્રીનગર શહેરનો દેખાવ જોયો. શ્રીનગર શહેરમાં શહેર તરીકેની કલ્પના જરાએ નથી. જ્યાં જુઓ ત્યાં જુનાં અને સડેલાં ઘરોનો જથ્થો માલમ પડે છે અને ઉપરથી જોતાં કુદરત અને માનવજીવનના ભેદ બહુ સ્પષ્ટતાથી દેખાય છે. ક્યાં આ કુદરતનું સૌંદર્ય અને માનવજીવનની ક્ષુદ્રતા? અહીંથી અમે કીલ્લો જોવાને ઉપર ચડ્યાં. ટેકરાના રસ્તામાં પથ્થર કરતાં માટી વધારે હતી. ખરી રીતે રસ્તો જ નહોતો. અથવા અમે ખોટે રસ્તે ચડ્યાં હતાં. ચઢાવ સીધો હતો અને અધુરામાં પુરું મેં ચંપલ પહેરી હતી. જેમ તેમ કરીને એટલો ઢોળાવ ચઢી ગયાં, પણ મારી પાસે પાસ ન હતો. પાસ વિના જોવા દેતા નથી એમ અમે પહેલેથી જાણતાં હતાં, પણ માનવીની વૃત્તિ ઉપર આધાર રાખીને ચડ્યાં. ઉપરથી બે સીપાઈઓ અમને ચડતા જોતા હતા. મારો વિચાર નેકભેર કામ લેવાનો હતો, પણ મુસલમાને પહેલાંજ સવાલ પુછી નાંખ્યો કે, અમને કીલ્લો જોવા દેશો કે નહીં? પાસ વિના જોવાનો હુકમ નથી એવો જવાબ મળ્યો. પછી એ લોકોએ ખાનગીમાં કંઈ વાત કરી. મુસલમાને બે ચાર દમ એમના હુક્કામાંથી માર્યા. એમણે સુચવ્યું કે કોઈ પુછે તો અમે દર્શન કરવા આવ્યાં છીએ એમ કહેવું.

ત્યાંથી અમે આગળ વધ્યાં ને કીલ્લાના મોટા દરવાજા આગળ ગયાં. ત્યાંના સીપાઈએ પુછ્યું કે પાસ છે કે નહીં? દર્શન કરવાનું બહાનું કાઢીને હું અંદર ગઈ. ખરી રીતે આ કીલ્લામાં ખાસ જોવા જેવું કંઈએ નથી. એમાં ઓરડીઓ બાંધેલી છે ને ચાલીસેક ખાખીઓ રહે છે. બાજુના ઓરડામાં રાજ્યનો 'સ્ટોર' રહે છે. અંદરના ચોગાનમાં એક દેવીનું મંદિર છે. અંદર એક પંડિત દેવીને પ્રક્ષાલન કરતો હતો અને કંઈ બબડતો હતો. દેવીના કેટલા હાથ હતા એ બરાબર નહીં ગણાયું અને એ નાની ઓરડીના બધા સામાનનું નિરીક્ષણ પણ બરાબર ન થયું. આજે દિવસ સ્વચ્છ હતો. સૂર્ય ભગવાન બરાબર તપતા હતા અને સવાદશ તો અહીં-આંજ થઈ ગયા હતા. ત્યાંથી બહાર નીકળી દર્શન કરવાનું પતું કરે માટે મેં ઘંટ વગાડ્યો. થોડા ઘણા સવાલ સીપાઈને પુછ્યા અને નીચે ઉતરવા માંડ્યું.

અહીંથી બરફના ડુંગર બહુજ સરસ લાગે છે. આજે દિવસ ખુલ્લો હોવાથી તડકામાં બરફ બહુજ ચમકતો હતો. છુટાં છવાયાં રુપેરી વાદળાં પણ સરસ લાગતાં હતાં અને શહેર બરાબર દેખાતું હતું. નીચે ઉતરતાં પેલા બે સીપાઈઓ ફરી મળ્યા અને ત્યાં પડેલી તોપો જોવાનું કહ્યું. એ તોપો તો માત્ર શોભાનીજ હતી. વખત બહુ થઈ ગયો હોવાથી હું બહુ જોવા ન રહી. હાથમાં છત્રી, પગમાં ચંપલ અને આ કાંકરીવાળો પથ્થર અને માટીનો ઢોળાવ ઉતરવાનો. આવતી વખતે મેં ઘણીજ ઝડપ કરી તોએ ઘેરથી સાડાઆઠની નીકળેલી હું સાડાઅગીઆરે ઘેર આવી.

—તા. ૧૭-૫-૨૦

જીંદગી એ શું હશે! સુંદરતા ભરી અને અનુભવી એવોજ 'જીવનનાં બધાં સ્વપ્નાં પુરાં થતાં હશે?

મને સંતોષ કેમ નથી થતો? ક્યારેમાં વધારે મેં શાની આશા રાખી છે? જ્ઞાન એટલે શું? કુદરત એટલે શું? કર્તવ્ય શાને માટે કરવાં!

નથી, જ્યાં બંધન નથી એવા પ્રદેશમાં ક્યારે વિચરાશે?

જીવનના ઉદ્દેશ કે જડે? આ અંધારામાં કેટલા કાળ કાઢવા પડશે?

તા. ૧૮-૫-૨૦.

કાલે અહીંનું મ્યુઝીઅમ જોયું. એમાં ખાસ જોવા જેવા અહીંના શાલોના ને ભરતના નમુના હતા. અસલના કારીગરો કેવું બારીક કામ કરી શકતા તથા કેવી નવીનતી ડીઝાઇનો કાઢી શકતા તેનો એ પુરાવો છે. કોતરેલા લાકડાના નમુના પણ સારા હતા. બીજું કે ખાસ જોવા જેવું નહોતું.

[આ લેખનો વિશેષ ભાગ આવતા અંકમાં.]

---

## સાવધાન

લેખક:

રા. મસ્તાન

**જીવનમાં** કેટલાં પૃષ્ઠ લખાયાં, બીજાં કોરાં પૃષ્ઠ કેટલાં રહ્યાં છે?
ખુલ્લાં બીજાં પૃષ્ઠ કેટલાં અને કેવાં ઉમેરીએ છીએ? તે તે પૃષ્ઠમાં
શું શું લખ્યું? લખાય છે? લખવાનું છે?

* * * *

જીવનસરવૈયું ખેંચી "નફોતોટો" તપાસો!







નાની બહેનને હાથે કુંકુમનું વિજયચિહ્ન
કરાવી તે બહાર પડ્યો.

—પૃષ્ઠ ૩૬૦

—રાજાધિરાજ




લેખક
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
બી. એ. એલએલ. બી. એડવોકેટ
પ્રમુખ સાહિત્યસંસદ

---

## નોંધ

જેણે મારી "પાટણની પ્રભુતા" કે "ગુજરાતનો નાથ" વાંચી હશે તેને આ વાર્તાનાં કેટલાંક પાત્રોની ઓળખાણ પડશે. જેણે એ પુસ્તકો ન વાંચ્યાં હોય તેને માટે નીચે થોડી ઓળખાણ આપું છું.

| | |
|---|---|
| જયસિંહદેવ સોલંકી | અણહીલવાડ પાટણનો રાજા અને ગુજરાતનો નાથ |
| મીનળદેવી | રાજમાતા |
| મુંજાલ | મહા અમાત્ય |
| ઉદો | મંત્રી અને ખંભાતનો સત્તાધીશ |
| દાદાક | મંત્રી * કર્ણાવતીનો સત્તાધીશ |
| શાંતુ | મંત્રી |
| ત્રિભુવનપાળ | રાજાનો ભત્રીજો ને લાટનો † દંડનાયક ‡ |
| કાશ્મીરાદેવી | ત્રિભુવનપાળની પત્ની ને મીનળદેવીની ભત્રીજી |
| કાક | ત્રિભુવનપાળનો મિત્ર ને ભટરાજ |
| મંજરી | તેની પત્ની |
| સજ્જન | સોરઠના દંડનાયક |
| પરશુરામ | તેના પુત્ર |
| રા'ખેંગાર | જુનાગઢનો રાજા |
| રાણકદેવી | તેની રાણી |

* અમદાવાદ  † ભરૂચથી દમણ સુધીનો પ્રદેશ  ‡ સૂબો

તેણે પ્રચંડ રણોત્સવ ખેલવાની તૈયારી કરી. ગઢ દુર્જય હતો, અને તેમાં વધારે માણસની જરૂર નહોતી એટલે ચોકીએ ચોકીએ તેણે માણસો મોકલ્યા; કેકાણે કેકાણે જુની ચોકીઓથી આગળ ધસી નવી બીજી ચોકીઓ સ્થાપવાની તેણે રચનાઓ કરી; અને ચુનંદા માણસો લઇ પોતેજ એભલ નાયકની ચોકી પાછી હાથ કરવાની તેણે તૈયારી કરવા માંડી.

આ ઉત્સાહમાં ગઇ રાતની ચિંતા ને આગાહી તે વીસરી ગયો. સાંજે ઉંચા જુનાગઢના કાંગરા પર ગર્વથી ફરતાં તેનું હૈયું ઉછળી રહ્યું. જાણે પોતે ગીરનારનું સચેતન સ્વરૂપ હોય તેમ ચારે તરફ ઉલ્લાસથી તે જોઇ રહ્યો. આ ગઢમાં રહી એના પૂર્વજોએ સદીઓ થયાં વિજયઘોષણા કર્યાં કરી હતી. આજે પોતે પણ તેવી ઘોષણા કરી, અનંત કાળને પોતાની વીરતા જોવાનો લહાવો આપવાનો હતો.

તેણે ફરીફરી વંથળી સામે જોયા કર્યું. વર્ષો થયાં ત્યાં રહી પાટણ, હરામખોરી, ક્રૂરતા ને નીચતા તેના ટેકને હંફાવી રહી હતી. રામે રાવણની સામે જે પુણ્યપ્રકોપથી શસ્ત્ર છોડયાં હતાં તે પ્રકોપ તેના હૃદયને જ્વલંત કરી રહ્યો.

સૂર્યાસ્ત સમયે તેણે ગોરઠની ઉજ્જડ થએલી ભૂમિ તરફ નજર નાંખી. દૂર સાગરના તરંગોની ચમકતી માળા જોઇ. જાણે સોમનાથ પાટણનું ગગનવિહારી દેવાલય તેની નજર આગળ તરી રહ્યું. એના તે દેવને એના પૂર્વજ ગ્રહરિપુ પાસેથી મૂળરાજ સોલંકી લઇ ગયો હતો. “મહાદેવ! શંભો! પાછા મારી પાસે નહીં આવો?” તેણે કરગરીને પ્રાર્થના કરી.

વિચાર કરતાં યાદવશ્રેષ્ઠ શ્રીકૃષ્ણનું તેને સ્મરણ થયું. નાનપણથી તે પોતાને પણ યાદવશ્રેષ્ઠ માનતો હતો. બાળપણમાં ઘણી વખત તે પુરુષોત્તમની કીર્તિને ઝાંખી કરવાનાં સ્વપ્નાં તેણે સેવ્યાં હતાં; પોતે તેના કુલનો હોઇ, આર્યાવર્તના અધિષ્ઠાતા થવાનો પોતાનો દાવો તેણે ઘણી વખત આગળ ધર્યો હતો; અને આ ગઢમાં ભરાઇ રહેતાં, છુટાછવાયા વિગ્રહ કરતાં, અનેક વર્ષની વિપત્તિ વેઠતાં પણ વાસુદેવ મધુસૂદનનો આદર્શ તેના વીર હૈયામાંથી દૂર થયો નહોતો.

સોમનાથ પાટણ યાદ આવતાં તેને દેહોત્સર્ગનું પુનિત સ્થલ યાદ આવ્યું. તે તરફ જોતાં તેને જાણે વાસુદેવની મૂર્તિ દેખાઇ.

વિશાલ પીપળાની શીતલ છાયા નીચે યાદવોના નાથ ઘવાયલા પડયા હતા. તેમના મુખ પર દુ:ખની રેખા નહોતી, પણ જે ભવ્યતાએ દુર્યોધન ડર્યો હતો તે પ્રસરી રહી હતી. વર્ષો પર રીઝવેલી ગોપીઓનું સ્મરણ આવતું હોય તેમ તેમના હોઠ પર મંદ પણ મધુરું હાસ્ય હતું. તેમનાં વિશાલ નેત્રોની ગહનતામાં પ્રેમ, શૌર્ય ને કરુણા જેવાં અર્જુનને દેખાયાં હતાં તેવાં દેખાયાં. તેણે તે પરમ પુરુષોત્તમને પોતાના પગમાં વાગેલા તીર તરફ જોઇ રહેતાં જોયા–ધીમેથી નેત્રો ફેરવી તેના તરફ મમતાભરી દૃષ્ટિથી જોઇ રહેતાં જોયા. તે હરખ–પુત્રના તરફ પિતા હસે તેમ. રા'એ તેમના તરફ ભક્તિભાવે હાથ લંબાવ્યા.

તે દર્શન અદૃષ્ટ થયું–એંગારે અકળાઇ ચારે તરફ જોયું. તેણે નિ:શ્વાસ મુકયો. દેવના દેવ ગોવર્ધનધારીના સૌમ્ય સ્વરૂપના તેણે સાક્ષાત્કાર કર્યો જોઇ તેના હૈયામાં હર્ષ માયો નહીં. “યાદવશ્રેષ્ઠ!” તે બબડયો “હું પણ

ચઢાવવા તું તો કંઈ કહેતીજ નથી?"

અંદ ને મ્લાન હાસ્ય રાણકના મુખ પર છવાયું. "મારા રા'! તમારે શરે તો સોરઠ ઝુઝે છે, ને તમને કોણ પાણી ચઢાવે?"

"આનું નામ પાણી ચઢાવવાનું નહીં કે?" નાના છોકરાની માફક હસતાં રા'ખેંગારે કહ્યું ને તેણે રાણકના ખભા પર હાથ મુકી તેને પાસે ખેંચી. દેવડીએ પોતાનું માથું રા'ના ખભા પર મુકયું ને એક નિઃશ્વાસ મુકયો. થોડી વાર કોઇ બોલ્યું નહીં.

"દેવડી!" રા'નો અવાજ ગળગળો થઇ ગયો "મને કંઈ થાય તો છોકરાઓને જોજે."

"મારા રા'!" રાણકે હીમતથી ઉચું જોયું. "એ કામ મારું નહીં. તમારે બીજી ત્રણ રાણીઓ છે તેને તે કામ સોંપો"

"પણ છોકરા તારા—"

"પણ પહેલાં મારા રા'—પછી છોકરા. પણ એ વિચાર અત્યારે તમારે શા માટે કરવો? હું વિજયમાળ લઇને બેઠી છું. તમે વહેલા પાછા ફરોને." રાણકે કહ્યું.

રા'ને આગલી રાતની ભવિષ્યવાણી યાદ આવી ને તેણે નીસાસો મુકયો.

"દેવડી! મને મારા પૂર્વજ શ્રીકૃષ્ણ યાદવના આજે દર્શન થયાં."

દેવડીએ ઉચુ જોયુ "હે! ચાલો આપણાં ધન્યભાગ્ય!"

"મેં તેમને કેહોરસર આગળ પડેલા જોયા. તે નીચુ જોઇ મરાયલા પગ સામે જોઇ રહ્યા હતા. તેમણે મને જોઇ ઉચુ જોયું ને આશીર્વાદમાં જરાક હસ્યા" નાના છોકરાની શ્રદ્ધાથી રા'એ કહ્યું.

"મારા રા'! જ્યારે દ્વારકાધીશની તમને ઓથ છે ત્યારે પાખર તમને શું કરવાનો હતો?"

રાણકે ઉત્સાહથી કહ્યું ને નીચા વળેલા રા'ના ગાત્ર સાથે પોતાનો ગાલ દાબ્યો.

તરત બંનેએ ચમકી ઉચું જોયું. જાણે આ સવાલના જવાબમાં હોય તેમ દુરથી ડંકાનો ગડગડાટ સંભળાયો.

"મેંદરડેથી કટક ચઢયું લાગે છે" ડોળા કાઢી રા'એ કહ્યું "તું તૈયારી કર. હું ઉપર જઇ જોઇ આવું" રા' એકદમ ઉપર ગયો.

રા' ઉપર ગયો ને મેંદરડા તરફથી આવતો અવાજ સાંભળી રહ્યો. એટલામાં વજેસંગ, કાક અને રા'ના બે કુંવરો આવી પહોંચ્યા.

"મારા બાપા! જેસંગ સોલંકી પણ આજેજ રણે ચડયો લાગે છે" વજેસંગે કહ્યું.

"એથી રહ્યું શું કાકા? કાક! ગઢ જોયો?"

"હા બાપુ! ગઢ પડે એવો તો નથી. જરાએ ચિંતા કરશો નહીં."

"કાકા! આ ગઢમાં મારી રજા વગર એક પંખીડું પણ પેસે એમ નથી."

"ગઢવી તો બધા વિશ્વાસુ છેને?"

"બધા ચચ્ચાર પેઢીના છે," રા'એ ખાત્રી આપી.

"હવે તૈયાર થા મારા ધણી!" વજેસંગે કહ્યું.

"કાકા! જરાક ધ્યાનથી જોવા દો. વખત છેને મેંદરડા આગળની મોટી ચોકીની વહારે પણ ધાવું પડે." ખેંગારે ચારે તરફ જોતાં કહ્યું.

"મેંદરડાની મોટી ચોકી તો મજબુત છે. ત્યાં સોલંકી ફાવે એમ નથી. જો થોડો વખત ન ફાવે તો પછી હું એકદમ નાખરી ઓળા પર છાપો મારી તેને ફનાફ કરી પાડી

હાથે કુંકુમનું વિજયચિહ્ન કરાવી તે બહાર પડ્યો.

રાણકદેવી જતા રાજને બારીવાટે જોઈ રહી. એકાગ્ર ને ખિન્નતાભર્યાં નયને તે તેજસ્વી નમૂતિને નીરખી રહી. ને સ્વરૂપવાન્ મુખની રે જરેલી રેખાઓની પીછાન તેણે તાજી કરી. તે આવાજના છટાદાર મરોડ પર ફરીથી તે મોહી રહી. દૂર જતા તે સ્વજનનાં સુરેખ શરીરના, ગર્વથી મોહક બનેલી લટકને ફરીથી તેણે હૃદયમાં ઉતારી. જ્યારે રસ્તો વળ્યાથી રા' અદૃષ્ટ થયો ત્યારે તેણે તે પરિચિત અવાજના પ્રતિશબ્દો હૃદયમાં પાડી આખા જીવનના સ્નેહભીના સંસ્મરણો જગવ્યા. અવાજ આવતો બંધ થયો. આખરે તે પ્રતિશબ્દો પણ બંધ થયા. તેની આંખોમાંથી આંસુની ધાર વહી રહી. એક દેવાકાર શૂન્ય જેણે ખાધું ને તે ત્યાંથી પાછી ફરી.

તેણે આખી હાથની ચૂડીઓ કાઢી નાંખી. જૂનાગઢની સ્ત્રીઓ આ જોઈ સ્તબ્ધ બની ગઈ.

---

## પ્રકરણ ૨૩ મું

---

### જયસિંહદેવ મહારાજ કેમ યુદ્ધમાં ભળ્યા?

ગૌર્વથી હારને દેરી જયસિંહદેવે જુનાગઢમાં પગ મૂક્યો. વર્ષો સુધી જુનાગઢ તેના જીવનનું પરમ લક્ષ હતું; આજે તે લેવાયું.

તે અંદર ગયા ત્યારે માત્ર ત્રીશ ચાલીશ માણસ ત્યાં હતા. પરશુરામ અને બાઈના મહેલમાંની ગેરહાજરી જોઈ મહારાજ વિસ્મય થયા.

"દેશળદેવજી!" તેણે ધીમેથી પોકાર કર્યો.

"બાપુ! આ રહ્યો" દેશળદેવે કહ્યું.

"પરશુરામ ક્યાં ગયા?"

"બાપુ! એમને આપની વાટ જોવાનું ઠીક લાગ્યું નહીં. ખેંગાર ગઢ છોડી જવાની તૈયારી કરે છે એમ સાંભળ્યું એટલે એ તેની પાછળ ગયા. થોડાક માણસો મોટે દરવાજે, થોડાક ગીરનારી બારી તરફ ને થોડાક રાજમહેલની ચોકી કરવા મોકલ્યા છે. આપને માટે આ રહેવા દીધા છે."

"શાબાશ રે મારા પરશુરામ!" રાજાએ કહ્યું, "પણ ખેંગારને એટલામાં ખબર પડી તે નહિ?"

"ના બાપુ! પણ અત્યારે તો એભલ નાયકની ચોકી લેવા તે બહાર પડવાનો હતો."

"એમ! તો ચોકી હવે મગદૂર હોય તો!" મહારાજ કૃતાર્થી બબડ્યા, "સોલંકી આવી પહોંચ્યો છે. દેશળદેવજી! આમ આવો તો."

"જી." કહી દેશળદેવ મહારાજ પાસે જરાક દૂર ગયા.

"બોલો હવે તમારા બીજા વચનનું શું?" ચમકતી આંખે જયસિંહદેવે પુછ્યું.

"હું મારો બોલ પાળવા તૈયાર છું."

"કયા રીતે?"

"આપ ચાલો. રાણક મહેલમાં છે. આપ જોઈએ તે કરો."

"પણ ના પાડે તો—" રાજાને સંશય થયો.

"બાપુ! એ છોકરી તો છે જીદ્દી. પણ આપ સમર્થ છો ને મેં એક બીજો રસ્તો તૈયાર રાખ્યો છે."

"શો?"

"વધુ વખત લાગે તો એને અહીંઆંથી ઉપાડી જજો. પછી થઈ રહેશે."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૧૩]



# ધી યુનીવર્સલ કવિતા મેન્યુફેક્ચરીંગ કંપની

(કવિતાઓ તૈયાર કરનારી એક ધરખમ કંપની)


લેખક

ડૉ. નાગરદાસ હ. પટેલ

ચિત્રકાર

રા. ડી. સી. જોગળેકર

એ. એમ.


આજકાલ ઘણા મનુષ્યોને કવિ બનવાનો તથા મહાકાવ્ય લખવાના તેમજ સાહિત્યમાં ઝળકવાનો અભરખો થઇ આવે છે પરંતુ તેમાં ઘણી અનિવાર્ય અડચણો નડે છે. મહાકાવ્ય લખવું હોય તો તેમાં નાયકનાયિકાના વર્ણન બાગબગીચાના વર્ણન વગેરે પ્રસંગો જરૂરજ આવવા જોઇએ અને તે તૈયાર કરતાં અરધા કરતાં વધારે વખત વહી જાય છે આથી ઘણા માણસોને નિરાશ થવું પડે છે અને પોતાની મહત્ત્વાકાંક્ષાની ઇતિશ્રી કરવી પડે છે. ઘણાએક ઉગતા કવિઓ કવિવરો તથા કવિશિરોમણિઓ તરફથી કવિતા તૈયાર છુટક તથા જથ્થાબંધ મળે એવી વ્યવસ્થા કરવાની અમારા તરફ માગણીઓ આવવાથી અમે તે બધાની શુભેચ્છાઓને માન આપીને ઉપરની કંપની ઉભી કરી છે અને તેમાં દરેક જાતનો સામાન છુટક તથા જથ્થાબંધ કીફાયત ભાવે અમારી આજ

ક્રાસ કાગળો, શાહી, હોલ્ડર, હોલ્ડરની સ્ટીલો, પ્રાસ, અનુપ્રાસ, રસ, અલંકાર વગેરેની મોંઘવારી છે છતાં અમે તે જથાબંધ તૈયાર કરતા અને સ્ટોકમાં રાખતા હોવાથી અમે છાતી ઠોકીને કહીએ છીએ કે-ખાત્રી આપીએ છીએ કે-અમારા જેટલી સસ્તી કીંમતે બીજે કોઇ પણ ઠેકાણેથી-આખા કવિતા બજારમાંથી-અમારા જેવો સુંદર માલ મળશે નહીં. અમે અમારા ભાવ ઘણા-ઘણાજ કીફાયત રાખ્યા છે.

**પ્રાસઃ-**

નર્મદદલપતશાહી જોડના ... ... ૦-૧-૦
દીવેટીઆશાહી „ ... ... ૦-૦-૬
નાનાલાલશાહી બે જાતના
ઉચ્ચામોનાં કાવ્યોમાં વપરાતા જોડના ૦-૨-૦
નીચા વર્ગનાં આંદોલનો માટે „ ૦-૦-૩
ફુટકળ ડઝનના... ... ... ૦-૦-૬

મફત—નાનાલાલશાહી ઉંચા તથા નર્મદદલપતશાહી પ્રાસની જોડ નંગ ૧) લેનારને ફુટકળ અર્ધો ડઝન પ્રાસ મફત.

**અલંકારઃ-**

ઉંચામાંના નંગ ૧) ના ... ૦-૪-૦
વચલા વાંધાના „ ... ૦-૨-૦
નીચલા વર્ગના „ ... ૦-૧-૦

વિશેષ માટે આગળ જુઓ.

લાલિત્યપદોઃ-ડઝનના ... ... ૦-૬-૦

દલપતશાહી, નર્મદશાહી, કલાપીશાહી, મસ્તશાહી, લલિતશાહી, નાનાલાલશાહી, દીવેટીઆશાહી, ધ્રુવશાહી વગેરે જેવાં જોઇએ તેવાં ભાતભાતનાં તથા જુદાજુદા રંગનાં મળશે.

**નવો સ્ટોકઃ—**

લલિતશાહી, નાનાલાલશાહી, દીવેટીઆશાહી, ધ્રુવશાહી વગેરેનો તદ્દન નવો સ્ટોક ખાસ તૈયાર કરાવ્યો છે.

પધારો ને પરખો!

## મહાકાવ્યની સામગ્રી.

**નાયિકાવર્ણનઃ—**

સુંદરમાં સુંદર પદલાલિત્યથી રસાલંકાર તથા ઝડઝમકથી છલકાતું અમારા શિલ્પીઓ પાસે ખાસ દરેક પ્રસંગને અનુકૂલ થાય એવી રીતે તૈયાર કરાવ્યું છે.

કીંમત ... રૂ. ૨-૦-૦.

જોઇએ તે રાગરાગણીઓમાં મળશે. વાનગી નીચે આપીએ છીએ. કયા રાગમાં જોઇએ તે ઑર્ડર આપતી વખતે જણાવવા ચૂકવું નહીં.

**(૧) નાનાલાલશાહી આંદોલનો.**

" યૌવનમદઘેલડી,
" ચંપાકળી સમોવડી,
" પુષ્પે નમેલ માલતીના લતામંડપે,
" ત્યારે ઝીણી ઝીણી-
" પગલી પાડી મ્હાલતી હતી.

**(૨) વસંતતિલકા.**

ઘેલી પ્રમત્ત મદ યૌવનને ભરેલી,
ચંપાકળી સમ; સુમંડપે એ ફરેલી,
પુષ્પે નમેલ મનહારિણી માલતીના,
ત્યારે લલિતપદ એ હતી મ્હાલતી હા!

**(૩) ગીતગોવિંદના પ્રબંધ.**

ઘેલી પ્રમત્ત યૌવનમદભર, ચંપકકળી સમ દેહ.
મનહારિણી માલતીને મંડપ મ્હાલતી ત્યારે એહ.

**(૪) દોહરા.**

યૌવનમદભર ઘેલડી ચંપકળી શી દેહ;
મનહર માલતીમંડપે મ્હાલતી ત્યારે એહ.

**(૫) ચોપાઈ.**

એ યૌવનમદભર ઘેલડી, ચંપા કળી જેવી દેહડી;
મનહર શો મંડપ માલતી, ત્યારે ત્યાં એ હતી મ્હાલતી!

**(૬) શાર્દૂલવિક્રીડિત.**

ઘેલી યૌવનના પ્રમત્ત મદ ને ભારે ભરેલી હતી,
ચંપાની કળીના સમાન વપુએ શોભી રહેલી રતિ
ભારે પુષ્પ તણે નમેલ લલિતા, એ માલતીમંડપે,
પાડીને પદ એ ધરંતી રસિકને મ્હાલતી તે સમે.

(ઠ) મિથરાન અથવા ખીડચલી વૃત્ત

લૌવનમહાલયે,
ચંપકની સમીરે,
પુષ્પે નમેલી માલતીના મંડપે
મહાલતી આનન્દથી-
લલિત પગલી ના ભરી

નાયકવર્ણન —

નાયિકાવર્ણન જેવું જ કન્યપ્રતિનુ made in Muse land ના આ તનાં વખાણ કરવાની જેમ જરૂર નથી તેવીજ રીતે અમારા આ પ્રસંગના વખાણ જેટલા કરીએ તેટલા ઓછાજ છે

કીંમત ૦ ૨ ૦ ૦

બીજા વર્ણનો—

નગરવર્ણન કાનનવર્ણન, વનવર્ણન ક્રીડાવર્ણન, સખીઓની ગોષ્ઠીવર્ણન સૌંદર્ય વર્ણન, મેઘવર્ણન વસંતવિહારવર્ણન વગેરે અનેક જુદીજુદી જાતના વર્ણનોવાળા પ્રસંગો જાતજાતના રાગોમાં જથાબંધ તૈયાર રાખવા મા આવ્યા છે **અમારી ઑફીસમાં એક વખત આપનો ઑર્ડર મોકલી આપો કે પુરતો સંતોષ તમને મળશેજ મળશે.**

દરેકની ફી ૦–૯–૦ ડઝનના ૬–૯–૦

અટકાવ્યા—

જુદાજુદા પ્રસંગોના ખડકા નામા પણ નાયકનાયિકાના મિલનનો, તારામૈત્રકનો, રતુ નો, પ્રેમનો, આનંદનો વસંતવુના પ્રથમ મેળાપનો, નવલ રજનીનો પુનર્જન્મનો, વીરતા નો વગેરે અનેક પ્રસંગોને અનુસરીને ઉચ્ચ પ્રતિની સુંદર કવિતા જાતજાતના રાગ વૃત્ત અને અંદાજોમા તૈયાર કરાવી છે

કીંમત એકના ૦–૯–૦ ડઝનના ૨ ૪–૦

છુટક કાવ્યો— –

માસિકોમા, છાપામાં અને બીજે બીજે કવિતા લખનારાઓના ખાસ આગ્રહથી તેમની કડાકુટ ઓછી કરવાના હેતુથી અમે જુદીજુદી જાતના કાવ્યો ખાસ તૈયાર કરાવ્યા છે નીચેના પ્રસંગોના કાવ્યો ઘણાજ હૃદયંગમ થયા છે એમ તમારે જોતાવેંતજ કબુલ કરવુ પડશે

'સનમને', વહાલીને, વહાલુડાને વેવડીને 'વહાલે ફરીને મને આજ દર્શન દીધા', વહાલે ઉઠીને મને આજ માન આપ્યા', એ સખીઆ ગાજતો રહી માજ હું નીહાળી' વગેરે વગેરે

એક આગીઆને ચંદન, કબુતરને કલિને, ભમરાને, કાગડીને બેનને વગેરે વગેરે

તેમજ મરણપ્રસંગના, લગ્નપ્રસંગના, મુબારકબાદીના, મેસના વાના માવઓના શાદીમુબારકના દફનખાનના વગેરે પ્રસંગના

તથા જાતજાતના ચગરવાના 'વીર ઉઠો ચલો ઝાના તરવાર કરો કેસરીઆ' શું કાવ્યમાં પહેરો આજે? પગરખાં

અમે સૌ દેશને કાજે, અસહયોગ, ધન્ય શ્રીગીરા જય થજો જય થજો શ્રીગીરા મહારાજ્યના 'રામભાર્ગવ અને મોહને દીપવીર ગુર્જરી ગાજજો આજ જગે' ખુરાકમીના વિજય વગેરે વગેરે પ્રસંગોના અતિસુંદર મનહર અને પ્રતિભાશાળી કાવ્યો તૈયાર મળશે આ જાતના કાવ્યો ઓર્ડરથી પણ તૈયાર કરી આપીશુ ભાવ નીચે આપ્યા છે

જાત જાતના ટુચકાઓ દોહરાઓ સાખીઓ, સનકાઓ, સમસ્યાઓ વગેરે જથાબંધ રાખીએ છીએ ।

દેવાષ્ટક, અષ્ટાષ્ટક, મહી–અનંત મંગળાષ્ટક સ્તોત્રો, ચરબીઓ, ગરબાઓ, રામડાઓ રાસો, આરતીઓ, પ્રભાતીઓ બપોરીઆઓ, ભજનો, દુહાઓ, ગીતો વગેરે વગેરે ઘણાજ મોગ જથામાં તૈયાર છે

કીંમત એકના ૦–૬–૦ ડઝનન ૩–૯–૦

એક વખત પ્રસંગ પાડી ખાત્રી કરો

અલંકાર.

અલંકારો અમારી કંપની જેવા બીજે કશાથી માપુ પડતાએ તમને મળી શકશે નહીં દરેક પ્રસંગને બંધ બેસે એવા જાતજાતના અલંકાર સાહિત્યના પેના સિદ્ધાંથ 'નવરસ્વરી' થીએ ચડે એવા તૈયાર રાખીએ છીએ તમારુ ભેજુ પણ કશુ ન કરે એવા સુંદર અલંકારો અમારી કંપનીમા તૈયાર થાય છે નમુનો નીચે મફત આપીએ છીએ

સુપીમ ટોળીમાં કુના હુતી,
આસપીત્યા તવ આવીઆ પતિ
લઇ પમ કૈંજ પદ્મિની,
બી તા મદ સહીશુ ત્યા હસી

(ટીકા—પદ્મ બીડાના રૂપ અને હાસ્ય રૂપ ક્રિયાએ કરીને જણાવ્યુ કે આ મળવાનો કે ગોષ્ઠીવિનોદનો અવસર નથી તે તો જ્યારે પક્ષી બીડાશે અને ચન્દ્રની સ્વચ્છ નિર્મલ ચંદ્રિકા પ્રકાશશે ત્યારે)

ઓહો, તમારા ભેજામા આ ઉતર્યું હતુ કે? હું એ?

આના કરનાર અપ્રતિમ શબ્દશાસ્ત્રિથી ચમકાતા અને ઝગઝગી ઉતરી જાય એવા ચાવે તોજ પચે એવા મગદડીઆ લાડુ જેવા પચવામાં ભારે નાળમપાક જેવા ખાતા ખાતા અને પચાવતા પચાવતા ભારે પડે એવા કેરીના રસ જેવા (જ્યારે ખાઓ ત્યારે અભાવ ન થાય એવા) વગેરે જાત જાતના અલંકાર મોટા જથ્થામા તૈયાર રાખીએ છીએ કીંમત ઉપર આપીએ

ખાસ કાવ્યો

ખાસ કાવ્યો જેમાં તૈયાર કરાવવા હશે તેમને નીચેના ભાવથી કરી આપીશુ પહેલી ત્રણ લાઇનના ત્રણ પૈસા ને ત્રણ લાઇને ચોથી લાઇન મફત

## રીપેરીંગ ડીપાર્ટમેંટ.

કવિઓને:—

અમારા રીપેરીંગ ડીપાર્ટમેંટમા દરેક જાતની કવિતા સુધારીને સાગમા સારી તદ્દન નવીન (નવા જેવી નહીં પણ નવીજ સમજવાની) કરી આપવામા આવશે ગમે તેવી જુની, જુસ્સાવાળી કવિતા પણ ગાડ ગડા વગરની સીધી અને સરલ કરી આપીશુ

તંત્રીસ્થાનેથી પાછી ફરેલી, અગ્રાહ્ય, ભુતવાળી નકામી કચરા જેવી કવિતાઓને પણ સરસમા સરસ અને ઝટ ગળે ઉતરે તેવી રામબાણ-ઝંડુભટ્ટની દવા જેવી—ચમત્કારક કરી આપીશુ

તંત્રીઓને —

તંત્રીઓ પાસ આવેલી કવિતાઓ પણ અમે સુધારી આપીશુ અમે આશા રાખીએ છીએ કે હવે કોઇપણ કવિતાને સ્વર્ગની ગપ લીને સ્વાધીન થવા વખત આવશેજ નહીં દરેક છાપાવાળા, માસિકવાળા, પાક્ષિકવાળા, સાપ્તાહિકવાળા, ત્રૈમાસિકવાળા, છ માસિકવાળા તેમજ વાર્ષિક વાળાઓએ અમારી સાથે ગોઠવણ કરી લેવી અને તેમના સસ્તા દામે રાચ્છ કામ અમે કરી આપીશુ

સરતો —

અમારી કંપની બીનહરીફ હોઇ અમે ચાહ તેવી અઘરી શરતો નાખી શકીએ છીએ, પરંતુ ગુજરાતી આલમ ઉપર અનેરો ઉપકાર કરવાની અમારા હૃદયમા જ્વલંત ભાવના હોવાથી સૈઆખુ માટે નીચેની જુજ સરતો રાખીએ છીએ

---

## પ્રણય-કીર્તિ

લેખક:

રા. મંજુલાલ દવે.

**પ્ર**ણયના એકજ અશ્રુબિંદુને અમિતાથી હરવાની તારી અપ્રતિમ વાંછના કાજ સારી પૃથ્વીની તારી રાજવી સત્તા તેં નહિવત્ થવા દીધી—નહીં ? ઓ જહાંપનાહ !

માનવહૃદય પ્રતિ ઘૃણા આદરતો ને તેના સ્મરણ-આયાસને હસતો કાલ—તેને વળી તેં બંદી બનાવી દીધો, સૌંદર્ય ને સારપ પ્રતિ તાટસ્થ્ય આદરતો ને તેના ભવ્ય-દિવ્ય મનોરથોને ફેંકતો મૃત્યુરૂપ મહાકાલ—તેને પણ તેં અમર સ્વરૂપ વડે મઢી લીધો—નહીં ? ઓ શહેનશાહ !

એકાદી કો શાંતિમતી રાત્રિમાં તારા પ્રણયને દ્વાર અજબ એ રસરહસ્ય પ્રસંગ બન્યો, નશ્વર શું નર્તી રહ્યું, ને તાજ સમા અલૌકિક મૌન સમું સુસુંદર પ્રકટી રહ્યું.

નગરો ને રાજ્યો, છો સૌ ધૂસરવતાં થઇ રહો, વર્ષો ને યુગો, છો સૌ અંધારપટ્ટામાં છવાઇ રહો, કિન્તુ અપારસ્ફુરી આ તારી સૌંદર્યકલાલીલા ઓ શાહજહાં ! સદાસર્વદા એકજ નિજ પ્રણયજાપ જપી રહેશે. એકજ નિજ નિશ્ચલ સ્મરણમાલ મુગ્ધ તારાઓને સુણાવી રહેશેઃ

—ભવની ભાવટભરી ભુલભુલામણીમાં એજ એક અણમુલું તત્ત્વ સ્થળકાળના અમર્યાદ ઓજસથી નિજ શાશ્વત વર્ણ, ઘાટ ને ફોરમ પ્રકાશી રહેશેઃ અશ્રુકાન્તિની એકજ એ બિંદુપ્રતિમા અખુટ ને અનંત નિજ પ્રણયપારાવાર "જગતમાં જગત્" સમક્ષ નિત્ય પ્રકાશી રહેશે.*

---

* ટાગોરને આધારે.

ભયથી, દુઃખથી, ભુખમરાથી ભયાનક થઇ ગયો હતો. એક હાથ ધરીને તે આર્તનાદે બોલ્યા કરતો હતોઃ "શેઠ સાહેબો, કોઇ દયા કરો,' કોઇ દયા કરો ! ... ... દાતાર !" આ દયા યાચનો અવાજ બીજા ઘોંઘાટમાં પુરો સંભળાતો પણ નહોતો એટલો ધીમો હતો.

તેની પાસે તેવોજ કંગાલ એક કુતરો હતો. પોતાની પુંછડી હલાવતાં હલાવતાં ભસવાનો યત્ન કરતાં તે ધ્રુજતો હતો. દીન પુરુષ અટક્યો. પોતાના જેવાજ કંગાલ દીન પુરુષને જોઇને કુતરાએ કંઇક વધુ જોરથી ભસવા માંડ્યું અને પોતાનું નાક એ પુરુષને પગે ઘસ્યું.

દીન પુરુષે તે ભીખારીની સામે, તેના ચીથરાં સામે, તેના તદ્દન ફાટી ગએલા જોડા સામે, ટાઢથી ધ્રુજતા તેના હાથ સામે, શૂન્યતાથી ભરપૂર તેના જર્જરિત ને દુઃખી વદન સામે અને ગળામાં 'આંધળો' એવા શબ્દવાળા ટીંગાડેલા કાગળના પાટીઆ સામે ધ્યાનપૂર્વક જોયું.

પોતાની પાસેજ કોઇ પુરુષ ઉભો છે એનું ભાન થતાં આંધળાએ પોતાની યાચના પુનઃ શરૂ કરી:

"કોઇ દયા કરો, શેઠ સાહેબ, કોઇ આંધળા ઉપર દયા કરો, દાતાર !"

દીન પુરુષ ચાલતો અટકી ગયો. બીજા ચાલનારાઓએ પોતાની ગતિ ત્વરિત કરી. પાસેના ભવ્ય મકાનમાંથી, એક પૈસાદાર ને સૌંદર્યના મદથી છલકાતી સ્ત્રી અનેક પ્રકારનાં આભૂષણો અને વસ્ત્રાલંકારથી સજ્જિત થઇ નીકળી. ચાકરે પાછળ છત્રી ધરી રાખી હતી. રખેને બહારનું અપવિત્ર વાતાવરણ પોતાને સ્પર્શે એમ ડરતી એ રૂપવાન સ્ત્રીએ પોતાનો અત્તરથી ભરપૂર રુમાલ નાક ઉપર દાબેલો હતો. ઝડપથી ચાલીને તે પાસેજ તૈયાર ઉભેલી મોટરકારમાં બેસી ગઇ.

આંધળાએ પોતાની યાચના પાછી ઉચ્ચારી:

"કોઇ દયા કરો, શેઠ સાહેબ, આંધળા ઉપર દયા કરો, દાતાર !"

કોઇપણ મનુષ્યે તે પ્રત્યે ધ્યાન આપ્યું નહીં. અલ્પ સમય વીત્યા બાદ પેલા દીન મનુષ્યે પોતાના ગજવામાંથી થોડાક પૈસા કાઢી પેલા આંધળાને આપવા ધર્યા. આ ક્રિયા જોઇ કુતરાએ આનંદથી ભસવા માંડ્યું. આંધળાએ પોતાની ધ્રુજતી આંગળીઓથી પૈસા લીધા અને કહ્યું:

"શેઠજી, ગરીબ પર દયા કરી તે માટે પ્રભુ તમારું ભલું કરો !"

પોતાને "શેઠજી" ના ઉપનામથી સંબોધવાનો જોઇ, દીન મનુષ્ય કહેવાજ જતો હતો કે, "ભાઇ, હું શેઠ નથી, પણ તારા જેવોજ ભીખારી છું."

પણ આ ઇચ્છા તેણે દબાવી અને પૈસાદાર ગરીબ પ્રત્યે જેવી રીતે બોલે તેવીજ રીતે પોતે આ આંધળાને કહ્યું: "મેં બહુ નથી આપ્યું. પણ તને તો ઠીક કામમાં આવશે. કેમ ખરુંને ?"

"દાતાર ! તમે બહુ દયાળુ લાગો છો ! આવા વરસાદમાં પલળતા રહીને ગજવામાંથી પૈસા કાઢવા અને મારા જેવા આંધળાને આપવા કોણ નવરું હોય છે !......પ્રભુ તમારું કલ્યાણ કરો......આવી મોસમ અમારા જેવા આપંગનાં તો મોતજ છે છે...એમની દયા આનાર તો આપ જેવ દાનેશ્વરી કોઇકજ !"

દીન મનુષ્યના હૃદયમાં દયાના ભાવ પ્રકટયા. ને બોલ્યોઃ "હશે, હશે !"

આ વધુ તીવ્ર દુઃખ સમયે પોતે

જેમજેમ આ કરુણ કથની સાંભળતો ગયો તેમતેમ પેલો દીન પુરુષ પોતાના ગજવામાંના પૈસા મસળતો ગયો. બધા મળીને સાડા અગિયાર આના થયા–પોતાની આખી પુંજી આ સાડા અગીઆર આનામાંજ સમાઇ જતી હતી. તે બોલ્યો:

"ચાલ ભાઇ, ચાલ મારી સાથે. અહીં તો બહુ શરદી છે. તને મોટું જમ્યાએથી સારું ખાવાનું આપાવું."

આંધળો આથી આનંદ પામતો પ્રફુલ્લિત થઇ ગયો. તે લાગણીઓથી ધ્રુજતો બોલ્યો:

"શેઠજી! તમે–આપ બહુ માયાળુ છો..."

"ચાલ!"

પોતાનાં કપડાં તેના કોટલાંજ ચીથરેહાલ અને જીર્ણ થએલાં છે એ હકીકત આંધળો જાણી ન જાય એવા કાળજીથી તે દીન પુરુષે આંધળાનો હાથ પકડ્યો અને તેને દોર્યો. કુતરો બહુ ધીમુંધીમુ ભસતો, મનુષ્યોના ટોળામાંથી પાછળ ચાલ્યા આવતા બે માણસોને માટે કેડા પાડતો આગળ વધતો જતો હતો. આ પ્રમાણે થોડો વખત ચાલ્યા પછી એક છાણ રેસ્ટોરાં આવ્યું તેમાં પેલા દીન મનુષ્ય તે આંધળાને લઇ જઇને એક ખુરશી ઉપર બેસાડ્યો ને છોકરાને બોલાવીને ગરમાગરમ ખાવાનું મંગાવ્યું. આંધળો સ્વર્ગનાં સુખ અનુભવતો હોય તેમ ખાવા લાગ્યો. દીન મનુષ્ય વચમાં વચમાં કુતરાને પણ નાખતો જતો હતો અને આંધળાના મુખ ઉપર રમી રહેલા અપૂર્વ સંતોષને કોમળ દૃષ્ટિઓથી જોતો હતો.

આંધળો ખાઇ રહ્યો એટલે આ મંગાવી અને તે પણ પાઇ. બીલનું પુછ્યું. કિંતરમાં અગીઆર આના થયા. ગજવામાં રહ્યા માત્ર બે પૈસા. આ પૈસાની પણ બે પાનપટ્ટી લઇ તેણે આંધળાના હાથમાં મુકી.

બંને પાછા રસ્તા ઉપર આવ્યા.

"અહીંથી કેટલે છેટે તું રહે છે?" દીન પુરુષે પુછ્યું.

"આપણે ક્યાં છીએ?"

"ચોટા આગળ."

"ત્યારે તો હું જરા છેટે રહું છું. નદીની પેલી પાર બધાં ખાલી ઝુંપડાં છે એમાં હું પડ્યો રહું છું."

"ચાલ, થોડે સુધી હું તારી સાથે આવું છું." દીન પુરુષ બોલ્યો.

આંધળો ઉપકાર માનતો જતો હતો. દીન પુરુષ જવાબ દેતો: "નારે...એમાં શું? એમાં કે નહીં."

કારણ જાણતો ન હતો છતાં પણ કોણ જાણે શાથી દીન પુરુષના હૃદયમાં કોઇ અદ્ભુત આનંદ ઉછળી રહ્યો હતો–જીવનમાં કોઇ દિવસ નહીં અનુભવેલો એવો દિવ્ય આનંદ તે આજ અનુભવી રહ્યો હતો. ચાલતાં ચાલતાં આવાં સુખમય સ્વપ્નો પોતે નીરખી રહ્યો હતો એથી દીન પુરુષ, પોતે સવારથી કંઇ ખાધું નથી, પોતાને તો સુવાનું સ્થાન પણ નથી–તે ભુલી ગયો. પોતાનાં દુઃખ, પોતાનાં ચીથરેહાલ વસ્ત્રો અને પોતે પણ ભીખારીજ છે એ વાતોનું તેને વિસ્મરણ થયું.

થોડીથોડી વારે તે પેલા આંધળાને સ્નેહભર્યો સાદે પુછતો: "હું ઉતાવળો તો નથી ચાલતો ને? તું થાકી તો નથી જતોને?"

આંધળો ઉપકારથી દબાતો, દીનતાથી પ્રત્યુત્તર આપતો: "ના રે ના, શેઠજી, ના."

પોતાને કોઇ પણ દિવસ કોઇએ જે મોટાં નામોથી સંબોધેલો નહીં તે નામો સાંભળીને, આંધળાને પોતે જે સુખમય ઉપ

કર્યો હતો એથી અને પોતે લક્ષાધિપતિ દાનવીર છે એવી સ્વપ્નસૃષ્ટિથી અનેરા હર્ષનો ઉપભોગ કરતો દીન પુરુષ મંદમંદ હસ્યો

નદીની નજદીક આવતા તેની ઠંડી પવનની લહરીઓ જાણી લઈને આંધળો બોલ્યો શેઠજી, હવે હુ મારો રસ્તો શોધી લઈશ મારો કુતરો સાથે છે ને

"હા, હુ પણ હવે જઈશ" દીન પુરુષે ગભીર અવાજે કહ્યુ

દીન પુરુષના હૃદયમા એક વિચિત્ર વિચારે પ્રવેશ કર્યો હતો લક્ષાધિપતિ થવાના—અનન્ય સુખ અનુભવવાના જે દિવ્ય સ્વપ્ન માટે તે દીવાનો થઈ જતો હતો જે સ્વપ્નની તે ચોવીસે કલાક કલ્પના કર્યા કરતો હતો તે સ્વપ્ન શુ સાચુ ન પડ્યુ ? શુ આ પ્રસગથી તેણે જીવનમા એક વાર પણ ન પૂર્ણ સુખના અનુભવ નહીં કર્યો ? અઢળક દોલત પૈસાની મીઠાશમા મીઠી વાતોમા અને પ્રેમના જે માત્ર સ્વપ્ના તેણે હૃદયમા સેવ્યા હતા તેના કરતા પણ આ છેલ્લા કલાકમા તેને વધુ સતોષ નહોતો થયો ? પોતે તેના જેવો જ ગરીબ ભૂખ મરતો પુરુષ છે તે વાત આંધળાને ક્યારે ખબર પડી ન હતી પોતે પણ કેટલા સ્વપ્ન પોતાને પૈસાદાર જ ધાર્યો હતો ને ! આ સમયે જેવો અવર્ણનીય આનદ તેને થયો તેવો આનદ કોઈપણ બીજી પળે તેને મળશે ખરો ?

પરતુ આ ઉત્સાહ ઝાઝીવાર ટક્યો નહીં સત્યતાનુ ભાન તેને થયુ તે પુન બોલ્યો

"બસ, હવે હુ જઈશ

તેઓ પુલના મધ્ય ભાગે પહોંચ્યા હતા દીન પુરુષ અટક્યો, તેણે પોતાના ગજવા તપાસ્યા એક પણ પૈસો નહીં મળી તેણે આંધળાનો હાથ મોહથી દાબ્યો આંધળાએ ગદ્ગદિત કંઠે કહ્યુ "શેઠજી, ઘણો ઉપકાર થયો આપ આપનુ નામ કહેશો ? ભગવાનની પાસે આપને માટે હુ દુવા માગતો રહીશ

'ના રે ના, કે જરૂર નથી જોજે સભાળજે—ઝટ શેરડીમાથી ચાલ્યો જા હુ તો બહુ સુખી છુ ચાલો—જે ગોપાળ'

આટલુ કહીને તે જરા પાછો ગયો અટક્યો અને પુલની નીચે ખળખળ વહેતા ઉંડા પાણીનો ઘેરો પટ જોઈ રહ્યો તે પુન બોલ્યો 'જે ગોપાળ "

અને ક્ષણમા તે પુલના કઠેરા ઉપર ચઢીને કુદી પડ્યો

મોટો ધબાકો પછી બુમો "દોડો ! દોડો કોઈ પાણીમા પડ્યુ સામે કિનારે જાઓ ઝટ કરો !"

આમતેમ દોડતા મનુષ્યોના ધસારા જોઈ આંધળાએ પુછ્યુ "શુ છે ? શુ થયુ ?"

જવાબમા કોઈના આંધળાને ધક્કો મારીને આગળ જતા એક નાના છોકરાએ અટક્યા વિના જવાબ વાળ્યો અરે કોઈ ભીખારીએ નદીમા પડીને આપઘાત કર્યો !

કકળેલા હૃદયે દીર્ઘ નિશ્વાસ નાખી આંધળો બોલ્યો પ્રભુ તેના આત્માને શાંતિ અર્પો ! તેને એવી તો હીમત હતી

આટલુ બોલી, પોતાના કુતરાને આગળ ચાલવાની નિશાની કરીને લાકડી જમીન પર ઠોકતો ઠોકતો આકાશ ભણી શૂન્ય દૃષ્ટિ ફેરવતો આંધળો આગળ ચાલ્યો



યોગીશ્વર શ્રીકૃષ્ણ

# ભગવાન્ શ્રીકૃષ્ણનું યોગીશ્વરપણું



લેખક :
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
સભ્ય, સાહિત્યસંસદ્.

શ્રીમદ્ભગવદ્ગીતાના મહાન્ ઉપદેશક ભગવાન્ શ્રીકૃષ્ણ ક્રમક્રમે પોતાના અનુયાયીઓની ભક્તિના જોરથી વિષ્ણુના અવતાર અને પૂર્ણ પુરુષોત્તમ થયા, પણ એમનું યોગીશ્વરપણું એ ભક્તિના પ્રવાહમાંજ તણાઇ ગયું. પરંતુ મહાભારતમાં શ્રીકૃષ્ણનું યોગીશ્વરપણું વધારે દેખાય છે. નારાયણાવતાર કે વિષ્ણુના અવતાર તરીકે કૃષ્ણને ઓળખાવનાર મહાભારતના ભાગો પાછલા વખતના છે એમ ઘણા મહાભારતના અભ્યાસી વિદ્વાનોનો મત છે. ભગવદ્ગીતામાંએ અંતે 'यत्र योगीश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः' એમ અર્જુનને વીર પુરુષ અને કૃષ્ણને યોગીશ્વર કહ્યા છે. ભગવદ્ગીતામાં તથા મહાભારતના ઘણા ભાગોમાં કૃષ્ણનું યોગીપણું સ્વાભાવિક રીતે ઝળકી રહે છે. પણ એક વર્ગ શ્રીકૃષ્ણને સાક્ષાત્ પુરુષોત્તમ માને છે એટલે એમના યોગીપણામાં એમને કંઇ નવાઇ રહેતી નથી. અને બીજો વર્ગ યોગનેજ માનતો નથી એટલે કૃષ્ણચરિતના યોગિત્વસૂચક દાખલાઓમાં રસ લેતો નથી. આ રીતે એક વખત જેની પૂજા જ્ઞાની તથા યોગી તરીકે થતી હતી તેની પૂજા અત્યારે કેવળ ભક્તિભાજન ઇશ્વર તરીકેજ થાય છે. નવા જમાનાના નવા વિચારવાળાઓને પોતાના દેશના ગયા જમાનાના એક મહાન્ પુરુષ તરીકે શ્રીકૃષ્ણ માન્ય છે, પણ એ પુરુષવરનું ગોપીવલ્લભપણું જેટલું આ જમાનાને જાણીતું છે તેટલું યોગીશ્વરપણું જાણીતું નથી. મધ્વ, ચૈતન્ય, વલ્લભ વગેરે આચાર્યોએ તથા જયદેવ, નરસિંહ મહેતો, મીરાંબાઇ વગેરે અનેક ભક્ત કવિજનોએ જેવી રીતે ભક્તિદષ્ટિથી શ્રીકૃષ્ણચરિત્રનો અભ્યાસ કર્યો, એનો મહિમા ગાયો અને આ દેશનાં લાખો સ્ત્રીપુરુષોનાં હૃદયમાં કૃષ્ણભક્તિનો પ્રચાર કર્યો તેવી રીતે કોઇ યોગીઓએ યોગદષ્ટિથી શ્રીકૃષ્ણચરિત્રનો અભ્યાસ કે પ્રચાર કર્યો નથી.

વૈષ્ણવ સંપ્રદાયોના પહેલા આચાર્ય શ્રીરામાનુજ જો કે મોક્ષના સાધન તરીકે ભક્તિ અને પ્રપત્તિનો ઉપદેશ કરે છે, પણ એ મહાન્ આચાર્યે ઉપદેશેલી ભક્તિના સ્વરૂપમાં

યોગ એટલો બધો જોરી છે કે એમને યોગ ભક્તિને વારસો મળ્યો હશે એમ લાગે છે. ગુપ્તસમયમાં આ દેશમાં ભક્તિધર્મના નવા જોરથી વધેલો હતો. એ વખતે વૈષ્ણવ અને શૈવ ધર્મ બહુ જોરમાં હતા. સ્થળે સ્થળે વૈષ્ણવ અને શૈવ મંદિરો ઉભાં થતાં હતાં. હજારો વૈષ્ણવ તથા શૈવ સાધુઓ આ દેશના દૂરદૂરના ભાગોમાં તથા અન્ય દેશોમાં પણ પોતપોતાના ધર્મના પ્રચાર કરતા હતા. એ વખતના શૈવો તો યોગિઓ માં હતા. પણ વૈષ્ણવો? એ પણ યોગિ ભક્તો હોવા જોઇએ.



શ્રીકૃષ્ણના પરમભક્ત ભક્તકવિ નરસિંહ મહેતા.

એ પ્રાચીન વખતમાં — આજથી લગભગ ૧૪૦૦ વર્ષ પહેલાં વૈષ્ણવો—ભાગવતો ક્યા ધર્મગ્રંથોમાંથી એ વખતના વૈષ્ણવધર્મના રહસ્યો શીખતા હશે? રામાનુજાદિ આચાર્યો તો પછી થયા, પણ મહાભારત ભાગ્યે-લાખ શ્લોકનું એ વખતના હીંદુઓના જાણવામાં હતું એમ અનેક જુના લેખોથી સાબીત થાય છે. બધાં નહીં તો કેટલાક પુરાણો એ વખતે વિદ્યમાન હશે, બીજા તૈયાર થતાં હતાં. એટલે એમ કહી શકાય કે મહાભારત અને જુના પુરાણ—વિષ્ણુપુરાણ, હરિવંશ વગેરેમાંથી ગુપ્તસમયના વૈષ્ણવો વૈષ્ણવધર્મના રહસ્યો શીખતા હશે અને પોતના ચરિત્રમાં ઉતારતા હશે. અલબત પ્રતિભાશાલી આક્ષર પ્રકાર જાતેજ ભક્તિમાર્ગનું નવું સાહિત્ય ઉત્પન્ન કરતા હશે (અલવારોએ એ સમયથી જ ભક્તિમાર્ગનું તામીલ સાહિત્ય ઉત્પન્ન કરવા માંડ્યું છે).

ગુપ્તસમયના વૈષ્ણવોએ જ મહાભારતને કૃષ્ણવેદ કહ્યો હશે. એ વખતે હજી પુરાણો વીશે બહુ માન બંધાયું ન હતું. વેદથી ઉતરતે દરજ્જે પણ વેદ જેવી પ્રતિષ્ઠા હજી મહાભારતને જ મળી હતી. ગુપ્તકાલીન વૈષ્ણવોનો મુખ્ય આધાર મહાભારત પરજ હતો. મહા

ભારતમાંએ ભગવદ્ગીતા તો વૈષ્ણવોનો આદિ ગ્રંથ.

ભગવાન્ વાસુદેવે પોતાના ઉપદેશમાં જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ, યોગમાર્ગ અને કર્મમાર્ગ ચારેનો અતિ ઉચ્ચ ભૂમિકા ઉપરથી સમન્વય કર્યો છે. પણ આ દેશની પ્રજાના જીવનમાં આ સમન્વય ઉતર્યો નહીં. પ્રજાએ તો જુદાજુદા યુગમાં જુદા માર્ગે પ્રયાણ કર્યું. જ્ઞાનમાર્ગનું પરિશીલન તો ભગવદ્ગીતોપનિષદ્ રચાયું ત્યારેજ આર્યોએ લગભગ પુરું કર્યું હતું. બૃહદારણ્યક ઉપનિષદમાં ઉપદેશેલા 'નેતિ નેતિ' વાદમાં જ્ઞાનમાર્ગના ઉચ્ચતમ શિખર ઉપર આર્યબુદ્ધિ પ્રકાશે છે. એ ઔપનિષદ તત્ત્વજ્ઞાનથી ઉચ્ચતર કોટિનું તત્ત્વજ્ઞાન આ દેશમાં તો શું પણ કોઇ અન્ય દેશમાંએ માનવબુદ્ધિને હજી મળ્યું નથી. પણ ભગવદ્ગીતા રચાઇ તે વખતે તો જ્ઞાનમાર્ગના શિખર ઉપરથી આ દેશની બુદ્ધિ ઉતરવા માંડી હતી. બીજા પ્રદેશોમાં હજી પ્રખર બુદ્ધિનું રાજ્ય ચાલુ રહ્યું હતું, પણ ઈશ્વર સંબંધમાં તો જ્ઞાને યોગને તથા ભક્તિને માર્ગ આપ્યો હતો. યોગમાર્ગમાં કદાચ ગુપ્તસમય પહેલાંજ આર્યોએ પરમ ઉન્નતિ પ્રાપ્ત કરી હશે. ભારતવર્ષની આ યોગારૂઢ અવસ્થા વખતે મહાભારતમાં શ્રીકૃષ્ણનું ચરિત્ર યોગીશ્વર તરીકે આલેખાયું લાગે છે. પાતંજલ યોગસૂત્ર પણ કદાચ આ અરસામાંજ લખાયું હશે. પછી ગુપ્તસમયમાં યોગમિશ્ર ભક્તિ અને છેવટ તો શુદ્ધ (પુષ્ટ) ભક્તિનું સામ્રાજ્ય જામ્યું તે છેક હાલના સમય સુધી ચાલુ રહ્યું. ભક્તિ—ખરી ભક્તિનું જોર હવે મોળું પડી ગયું છે. હાલમાં લોકમાન્ય તિલક વગેરે અનેક વિદ્વાનો ગીતામાંથી કર્મયોગનું રહસ્ય ઉપદેશે છે. કર્મયોગ આપણા લોહીમાં કેટલો ઉતરશે તે તો પ્રભુ જાણે, પણ ગીતાનો ઉપદેશ જુદાજુદા યુગમાં જુદેજુદે રૂપે વહેંચાઇ ગયો છે અને એને અનુસરી ગીતાના ઉપદેશકનું ચરિત્ર પણ જુદેજુદે રૂપે કલ્પાયું છે. ભગવાન્ કૃષ્ણ પહેલાં વીર, પછી જ્ઞાની, પછી યોગીશ્વર, પછી વિષ્ણુના અવતાર અને છેવટ પૂર્ણ પુરુષોત્તમ મનાયા છે. (કૃષ્ણના કે કૃષ્ણભક્તિના વિરોધીઓએ આ મહાપુરુષને છેક મહાભારત (સભાપર્વ) ના વખતથી ગાળો દીધી છે. એ પ્રવાહ આજ સુધી ચાલુ છે. જુના કે નવા કૃષ્ણભક્તોનાં કૃત્યો કે વચનોનો આરોપ કૃષ્ણ ઉપર આવીને તેઓ અનીતિમાન્ ને વ્યભિચારી પણ કહેવાયા છે.)

આ યુગમાં ભક્તિનાં બંધનો તુટતાં જાય છે; ભણેલા વર્ગમાંથી તો લગભગ તુટી ગયાં છે. યોગની સાધક વૃત્તિ નથી; કુતૂહલવૃત્તિ છે, યોગનો મોહ છે. આ પરિસ્થિતિમાં યોગીશ્વર કૃષ્ણની યોગભક્તિનો અથવા કેવળ યોગમાર્ગનો આપણા લોકમાં ઉદય થાય એ કૈં સંભવિત લાગતું નથી. પણ યોગની ઘણી વાતો આ વિજ્ઞાનના જમાનામાં વિજ્ઞાનના ખોટા મોહથી ખોટી મનાઇ ગઇ છે. આપણી બુદ્ધિમાં વિજ્ઞાનના જોરદાર સંસ્કારો તો કૈં ઉતર્યા નથી, પણ આપણેએ યોગની, જીવની, પરલોકની, સૂક્ષ્મ આધ્યાત્મિક શક્તિઓના ચમત્કારોની બધી વાતોને એકદમ હસી કાઢી અને ફેંકી દીધી છે. આજે પશ્ચિમના અનેક વિજ્ઞાનશાસ્ત્રીઓ સર ઓલીવર લોજ, મહાન ક્રુક્સ, ફ્રેંચ ખગોળશાસ્ત્રી ફ્લેમેરીઅન વગેરે આધ્યાત્મિક ચમત્કારોને યથાર્થ માને છે અને એ વીશે શાસ્ત્રીય રીતે શોધખોળ કરે છે. આપણો શાસ્ત્રીય શોધખોળનો

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૨૦ ]



# આર્યજીવનની ઉષા *

( કેટલાક વિદ્વાનોની શોધને આધારે )

લેખક
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ. એલએલ. બી. એડવોકેટ
પ્રમુખ સાહિત્યસંસદ

૧

પૃથ્વીની ચારે તરફ આર્ય જાતિ પ્રસરી તે પહેલાં તે એક પ્રદેશમાં રહેતી હતી. ત્યાં તે નીશાને વધી ગઈ, વ્યક્તિત્વ પામી, સંસ્કૃતિના સંસ્કારો ખીલવવા શક્તિમાન થઈ અને તેણે પૃથ્વીની ભાવી પ્રગતિનો પાયો નાંખ્યો. આ પ્રદેશ—આ સમય આર્યનિવાસન ઝંદ એવેસ્તા એહરીઆના વએજીઓ—આર્યવર્ત—ને નામે ઓળખે છે. આ પ્રદેશ ક્યાં હતો એ સવાલ શાસ્ત્રજ્ઞ વિદ્વાનોની કલ્પનાશક્તિને સૈકાઓથી કસી રહ્યો છે.

આ સમય દશ હજારથી વધારે વર્ષ પર થઈ ગયો. હિમકાળના સપાટા ત્યાં હજુ આવ્યા ન હતા; ત્યાં નહોતો સમુદ્ર, ત્યાં નહોતો ઠંડી કે ગરમીનો અસહ્ય જુલમ, ત્યાં નહોતો દુનીઆની બીજી પ્રજાને મળવા જવાનો માર્ગ. માત્ર આત્મસંતોષી અને ઉચ્ચાભિલાષી લોકની ઉત્ક્રાન્તિ સંભવે એવું ત્યાં સ્વાસ્થ્ય હતું.

આ પ્રદેશ ઓકસસને કીનારે નહોતો, કારણ કે ત્યાં તે વખતે દરીઓ હતો. સપ્તસિન્ધુ કે ઉત્તર યુરોપમાં નહોતો, કારણ કે હિમકાલ પછી જ એ બંને જગ્યાએ આર્ય વસી આવે છે—તે પહેલાં નહીં. પણ આર્યો તે પહેલાં એવા એક પ્રદેશમાં હતા કે જ્યાંથી નીકળી થોડા ઉત્તર યુરોપ અને થોડા મધ્યએશીઆમાં જઈ શકે, કે જ્યાંથી નીકળી પંજાબમાં આવતાં બીજા જનસમૂહો વચ્ચે આવવું ન આવે. હિમકાળ પહેલાંના ઉત્તરધ્રુવની આસપાસ આવેલા ખંડમાં આ પ્રદેશ હતો એ માન્યતા મને ખરી લાગે છે.

ત્યાં વર્ષમાં એક વખત પશ્ચિમથી

* કથામાળામાંથી ઉદ્ધૃત

સૂર્ય ઉગી છ મહીના સુધી અસ્ત થયા વિના પોતાના અખંડ તેજે ભૂમિને તપાવતો. બે મહીના 'ઉત્તર અરુણ'ની 'સુંદર, તેજસ્વી ને દિવ્યરંગી' ઉષાનો અનેરો ઉત્તમ મોહક વાતાવરણ પ્રસારતો અને બાકીના ચાર મહીના અંધકારમય વ્યોમને માથે સપ્તર્ષિનું તેજસ્વી મંડલ નિશ્ચલ તારાની પ્રદક્ષિણા કરતું. બારે માસ ત્યાં વસંતની બહાર રહેતી: અને પરિસ્થિતિની મહેરથી માનવવિકાસને બુદ્ધિ-પ્રધાન થવાનો પંથ સહેલો થઈ પડ્યો.

આ અદ્ભુત પ્રદેશ પૃથ્વીના બીજા પ્રદેશો-થી નીરાળો હતો; અને ચારે તરફથી એવી રીતે ઘેરાએલો હતો કે બીજા પ્રદેશોમાં વસતા માણસો જોડે જરા પણ સંસર્ગ સંભવેજ નહીં. સૈબીરીઆમાં આવેલા પર્વતો ને ગોબીનું રણ મોંગોલ જાતિથી ને પ્રદેશને અસંબદ્ધ રાખતાં. જ્યાં આ પર્વતો પુરા થતા ત્યાંથી તે હાલ ડેન્માર્ક છે ત્યાંસુધી એક અનંત કુન્છનો વિસ્તાર હતો; તેની દક્ષિણે બાલકશ સરોવરથી કાળા સમુદ્ર સુધી એક દુસ્તર સમુદ્ર આવી રહ્યો હતો; અને ઉત્તર આફ્રીકા અને અરબસ્તાનની સેમીટીક વસ્તીથી શરુ થતા અને દક્ષિણ હીંદથી આસ્ટ્રેલીઆ સુધી પહોંચતા દ્રવિડ મહાખંડની વસ્તી જોડે કોઇ પણ પ્રકારનો સંબંધ અશક્ય હતો.

આ ભૌગોલિક ને આર્થિક સ્વાતંત્ર્યથી ત્યાં વસતા જનસમૂહને વ્યક્તિત્વ ઘણી જ સહેલાઇથી પ્રાપ્ત થયું લાગે છે. અને વ્યક્તિત્વની છાપ એવી ઉંડી અને પાકા રંગની પડી કે યુગોની પરંપરા વહી ગઇ છતાં, બીજા જનસમૂહો જોડે અનેક સૈકાનાં મિશ્રણ છતાં આર્યોનું વ્યક્તિત્વ નીરાળું ને સર્વોપરિ જ્યાં જોઇએ ત્યાં દેખાય છે. આ પ્રદેશ ફલદ્રૂપ તેમજ વિશાલ હતો; અને જંગલ, પર્વતો ને ખીણોથી ભરપૂર હતો. ત્યાં પાસે સમુદ્ર હોય એમ લાગતું નથી.

૨

આ સુંદર ને સુરક્ષિત પ્રદેશમાં વસતાં સ્ત્રીપુરુષો ઉંચાં ને સશક્ત હતાં; સુઘટિત, શ્વેત ને સુકેશી હતાં. તેમનાં અણીઆળાં નાકમાં છટા હતી: તેમની આંખોમાં કાળી ને ભુરી ઝભક ઓપતી; મરદોમાં શક્તિ ને તેજસ્વિતા હતી; સ્ત્રીઓમાં સૌંદર્ય ને છટા હતાં. આ આર્યોના ગ્રીક વંશજોએ હજારો વર્ષો પછી પથ્થરમાંથી સરજાવેલી મનુષ્યની શરીરરેખામાં આ અપૂર્વતા હજુ નજરે ચઢે છે.

તેઓ ગુફામાં, ઝાડની પાનની ઝુંપડીમાં ને બારણાંવાળાં લાકડાંનાં નાનાં ઘરોમાં રહેતા. ઘણાખરા ખુલ્લામાં જ રહેતા. ગાયો, ઘેટાં ને કુતરાંનાં ટોળાં તેઓ પાળતા અને જંગલી ઘોડાં ગધેડાંને કામમાં લેતાં શીખ્યા હતા. જ્યાં જ્યાં એમનાં ઢોરોને ચારો મળતો ત્યાં ત્યાં કુટુંબકબીલા સાથે તે વિચરતા.

એક ભૃગુ નામના આર્યે અગ્નિ ઉપજાવ્યો ને તેના સંરક્ષણ અર્થે રહેલા પુરુષો અથર્વણ નામથી ઓળખાયા.

આ આર્યોનું જીવન સાદું ને સરલ હતું. તે ઢોરનું માંસ અને વધુ ભાગે ફલ, જવ અને દૂધ ખાવામાં લેતા. બીકથી તે તદ્દન અજાણ હતા. તે ઘણે ભાગે નગ્ન ફરતા, પણ સમૃદ્ધિવાન ઉનનાં કપડાં કે જાનવરનાં ચામડાં પહેરતા.

અગ્નિને પ્રતાપે એ સોનું, ચાંદી, તાંબુ ને કાંસાનો ઉપયોગ કરતા; અને યુદ્ધમાં ફરસી, ધનુષ્ય ને બાણ, ભાલા ને ઢાલ વાપરતા.

હોડીઓમાં બેસી તે નદી ઓળંગતા: અને ઝાડના થડમાંથી સળંગ કોરી કાઢેલી

ભાષાની ખીલવણી એ એમના અદ્ભુત માનસિક વિકાસનું પહેલું પરિણામ હતું.

બોલવું એ આજે એટલું તો સરલ લાગે છે કે ચીસોથી જ પોતાના ભાવ દર્શાવતાં માનવ પ્રાણીને શબ્દોમાં મનોદશા વ્યક્ત કરતાં કેટલી મહેનત પડી હશે, કેટલા યુગો નિષ્ફળ પ્રયત્નોમાં ગાળવા પડ્યા હશે તેનો ખ્યાલ આણવો એ મુશ્કેલીનું કામ છે.

ભાવ અને વિષય દર્શાવવાની ચીસ; તે ને તે ભાવ અને વિષય માટે એક જ પ્રકારની ચીસ; આવી ચીસોનો એક જ ભાવ કે વિષય જોડેનો સબંધ; શબ્દનું ઉચ્ચારણ ને સ્પષ્ટીકરણ; શબ્દરચના માટેની બુદ્ધિનો આવિર્ભાવ; અને શબ્દરચનાનું બંધારણ અને વ્યાકરણના નિયમોની શરૂઆત—આ દરેક ભૂમિકા વચ્ચેના અંતરનું માપ યુગોની ગણત્રીથી જ કાઢી શકાય એમ છે.

જ્યાં જ્યારે સેમીટીક અને દ્રવિડ જનસમૂહ માત્ર ચીસોથી મનોદશા દેખાડવાની પ્રાથમિક સ્થિતિમાં હતો ત્યારે આર્યાવર્તમાં આર્યોએ વરુણ અને ઉષાની પ્રશંસા કરતા પ્રતાપી ભાષા અને સાહિત્યનો પાયો નાખ્યો. તેમણે એ જે પાયો નાખ્યો તે એવો મંગીન હતો કે હજારો વર્ષો પછી પણ, જ્યાં જ્યાં આર્ય ગયો ત્યાં ત્યાં—જુદી દુનીઆમાં, અલ્પસંસ્કારી જનસમૂહોના સંસર્ગમાં, સદીઓના પરાધીનતામાં પણ તે આ ભાષાની રચના અને સમૃદ્ધિ જાળવી શક્યો. જ્યાં પણ આર્ય ગયો ત્યાં આ વાક્પટુતાને સાથે લઇ ગયો, પોતે તે ખીલવતો ગયો ને બીજાને રસ લગાડતો ગયો. એણે જાનવરને જંગલી, જંગલીને સુધરેલા, સુધરેલાને શિષ્ટ વચ્ચેનો ભેદ વાક્પટુતા પરજ રચ્યો. એને પ્રતાપે શબ્દબ્રહ્મની પૂજા એ સર્વશ્રેષ્ઠ ધર્મ થઇ રહ્યો; એ પૂજાથી જ સમાજ, રાજ્યતંત્ર, જ્ઞાન આજે શક્ય થયાં છે. દરેક દેશમાં, દરેક યુગમાં આર્યોની વાક્પટુતાના પરિપાકરૂપ—વિશ્વામિત્રો, પાણિનિઓ, કાલિદાસો, હોમરો, સોફોક્લીસો, શેક્સપીઅરો અને ગીટીઓએ દુનીઆમાં એ 'શબ્દબ્રહ્મ' ની સિદ્ધિ કરી આર્યાવર્તનું અપૂર્વ વાતાવરણ અમર કર્યું.

૪

આર્યોએ આ સમયમાં સામાજિક સિદ્ધાંતો પણ ખીલવ્યા હોય એમ લાગે છે. એમાંનો મુખ્ય તો એ હતો કે બાહ્યાભ્યંતર તમામ વ્યવહારમાં લોહીસબંધે સાથે વળગી રહેલાં બાળક—સ્ત્રીપુરુષના દરેક ટોળામાં નાયક અને કેંદ્ર અને એકલો કર્તાહર્તા તે ટોળાનો વડીલ પુરુષ, તે કુળનો કુલપિતા.

સંસારની ઘટના પિતૃમૂલ છે એ આર્યસંસ્કૃતિએ ઘણી જ સ્વાભાવિક માન્યતા બનાવી દીધી છે, પણ સેમીટીક ને દ્રવિડ જનસમૂહોનો સંસાર માતૃમૂલ હતો. આજે એવા સંસાર આફ્રીકાની અને હીંદમાં મદ્રાસ ઇલાકાની કેટલીક જાતોમાં હજી જોવામાં આવે છે. જનેતાનો સબંધ તેજ સગપણનો આધાર ગણાય છે. માતા કુટુંબની કર્તા હોય છે; અને મામો પાસેમાં પાસેનો પુરુષ સંબંધી મનાય છે. જાનવરની દૃષ્ટિએ તો આજ ધોરણ સ્વાભાવિક છે; અને પાશવ સ્થિતિમાંથી નીકળવાનો પ્રયાસ કરતા જનસમૂહને પિતૃમૂલ રચનાનો કૃત્રિમ ખ્યાલ અશક્ય લાગેજ.

પણ આર્યાવર્તમાં હિમકાળની પૂર્વે આ ખ્યાલ આપણા આર્યસમૂહના મનમાં મજબુત ચોટ્યો હતો. તેઓએ પિતા, માતા, પુત્ર અને દુહિતાનાં સગપણ સ્વીકાર્યાં હતાં; અને સમાજબળનું કેંદ્રસ્થાન પિતાનેજ આપવામાં આવ્યું હતું.



# મોહન માયા



(હાસ્યરસપ્રધાન ત્રિઅંકી નાટક)

લેખક:
પ્રોફેસર ખુશાલ તલકશી શાહ
બી. એ. બી. એસ. સી. બારીસ્ટર-એટ-લૉ,
સભ્ય, સાહિત્યસંસદ.

ચિત્રકાર:
રા. શિવરાવ સઝીપ,
એ. એમ.

## મુખ્ય, પાત્રો

### પુરુષવર્ગ

અંબાલાલ શેઠ... ... અમદાવાદમાં રહેતા મુંબાઇના એક ગાંધીઘેલછામાં ગરકાવ થયેલા વિધુર ધનાઢ્ય.
નરોત્તમદાસ ... ... અંબાલાલ શેઠનો જમાઇ, મધુરીનો વર.
સારાભાઇ ... ... ... અંબાલાલ શેઠનો તદ્દન યુરોપીઅન થઇ ગએલો પુત્ર.
મોહનદાસ ... ... નરોત્તમદાસનો બાલમિત્ર.
જીવરાજ ... ... ... અમદાવાદના સુપ્રસિદ્ધ વૈદ્યરાજ, નરોત્તમનો સહાધ્યાયી.
સરદાર હીરાસિંહ ... પંજાબનો એક અગ્રેસર તાલુકદાર.
શીવાય નાનાલાલ કવિ, રવીંદ્રનાથ ટાગોર, સી. એફ. એન્ડ્રુઝ, મોહનદાસ ગાંધી, અનુપરાય બેરમીઓ.

### સ્ત્રીવર્ગ

માયાવતી... ... ... અંબાલાલશેઠની બહેન–કવિકલાઘેલી ભામિની.
મધુરી ... ... ... અંબાલાલશેઠની મોટી દીકરી, નરોત્તમની પત્ની.
પુષ્પા ... ... ... તેની નાની બહેન.
નોકર, ચાકર ઇત્યાદિ.

ટાગોરે તેની બુદ્ધિ છની, હવે તેનું મન હર્યું લાગે છે. મધુએ કદીએ જોયો નથી, છતાં તેને દેવાંશી, મહાનુભાવી, પરમજ્યોતિરૂપ પરમાત્મા તુલ્ય માને છે. એની પાસે મારી શી ગણત્રી? પહેલાં મધુએ મારી અવગણના કરી, હવે મને તુચ્છકારે છે. હું તો નથી ધારતો કે હવે એ મારો ખ્યાલ પણ કરતી હોય, અને કરતી હશે તો મારી વિરુદ્ધ તોડ લાવવા મુકાબલો કરીને.

મોહન

[ગંભીર બની] રજનું ગજ નથી કરતો તું?

નરોત્તમ

તને એમ લાગે છે?

મોહન

મને તો તારી વાત પરથી એમજ લાગે છે કે તારી પત્નીને ક્ષણિક મોહ લાગ્યો છે, તે આપ મેળેજ નષ્ટ થશે. એક જાતની છોકરવાદી, બીજું શું?

નરોત્તમ

તું પણ મારા સસરાની માફક મને બાળક સમજવા લાગ્યો.

મોહન

[હસે છે] અજાણ્યે પણ મહાપુરુષોના એકજ વિચાર હોય છે તેનો પુરાવો સમજ: *सतां हि संदेहपदेषु वस्तुष्वन्तःकरणमेव प्रमाणम् !*

નરોત્તમ

મને તો મધુરીમાં નાહાનીપન—છોકરવાદી—રજ માત્ર પણ દેખાતી નથી. મારી સ્ત્રીને હું ચાહું છું એટલું કોઈ સ્ત્રીને ચાહતું હશે, અને છતાં તેની જોડ સર્વદા અહિત તરીકે રહેવું? આપણાં વચ્ચે સાંકળની એકેએક કડી તુટેલી લાગે, આપણાં હૃદયના તાર તુટેલા લાગે. આપણને વિચારમાં, આશામાં, ઉમેદમાં, આદર્શમાં કે પણ સામાન્ય ન હોય; ભાવ ભિન્ન, બુદ્ધિભિન્ન, ઉદ્દેશ ભિન્ન ત્યાં સુખ કેમ સાંપડે? અને છતાં તું તો તેને માત્ર છોકરવાદી કહે છે! અફસોસ! મને તો એ કાતીલ છરીના ઘોસ હૃદયવણ સમ સાલે છે.

મોહન

મેં ધાર્યું તે કરતાં વધારે ગંભીર બાબત જણાય છે. અને હવે મને તારા પ્રતિ દીલસોજી થાય છે. પણ આમ નબળો થઇ જા મા! દુનીઆમાં કે પણ અશક્ય જેવી ચીજ નથી. ટાગોર કે એની સોડમાં નથી અને... ...

નરોત્તમ

હોય તો તો બજાર દરજ્જે સહેલું! હું નથી ધારતો કે ટાગોર પોતે આવી ઘેલછાને ઉત્તેજન આપે. [મોહન હસે છે] તું હસ. ભલે, પણ હું તો એને પરસ્ત્રીહૃદયનો ચોર નથી માનતો.

મોહન

આજકાલની આ જાતની લોકભક્તિ એવા દરેક મહાપુરુષને વહાલી છે. એ જાતની ઘેલછાને ઉત્તેજે—જાણ્યે કે અજાણ્યે—તેથીજ તેઓ પૂજાય છે. અને ટાગોરને મેં અમેરીકામાં જોયો છે, ઇંગ્લંડમાં જોયો છે, ફ્રાન્સમાં જોયો છે, એને તો આવી ભક્તિ બીલકુલ અપ્રિય નથી.

નરોત્તમ

અસ્તુ. તો પછી એ અંહીં હાજર હોય તો મારાથી એની જોડે વાસ્તવિક મુલાકાત કરી શકાય. જો હું હારું તો પણ આ અકળામણનો તો અંત આવે! પણ આ તો ખાલી પ્રેત સાથે લડવાનું, માયાવી મૂર્તિને ફુસલાવવી—કેમ બને? છુટાછેડા નહીં થાય, પણ નાશી તો જવાશે.

**નરોત્તમ**

અશક્ય. મેં પથ્થર એટલા હેત કર્યો છે–એનું આ ભૂત ટાળવા માટે.

**મોહન**

તારી ચિકિત્સા ખોટી હોય તો પછી ઉપચાર પણ કેમ ઉંધા ન હોય ?

**નરોત્તમ**

એમ કે ! ભગવાન્ કરે ને તું મારે સ્થળે હોય તો ખબર પડે.

**મોહન**

જો; સાંભળ અત્યારે તને લાગ મળે તો ટાગોરને ઠાર મારવા પણ તું તૈયાર છે, નહીં વારુ ?

**નરોત્તમ**

બેશક.

**મોહન**

પણ એ તો અશક્ય.

**નરોત્તમ**

તો પછી ?

**મોહન**

તો પછી એના સ્થૂલ દેહને મુકી સૂક્ષ્મ દેહને મહાત કર.

**નરોત્તમ**

સૂક્ષ્મ દેહ !

**મોહન**

હા–કે જેની મૂર્તિ ઘડી તારી પત્નીએ હૃદય મંદિરમાં જડી દીધી છે. એ મૂર્તિ ભાંગી નાંખ–એનો પાયો ઊખેડી નાંખ.

**નરોત્તમ**

પણ તે કેમ થાય ?

**મોહન**

શ્રીમતી નરોત્તમની ખાત્રી કરી દે કે એનો માનેલો મહાપુરુષ વાસ્તવિક તો બીજા સામાન્ય મનુષ્યજંતુમાંનો એક છે–અરે સામાન્યથી પણ વધારે ક્ષુદ્ર, ક્ષુલ્લક છે. બીજા તો બીચારા દુનીઆને સારાનરસી જોઈ યથાશક્તિ તેમાં રૂપાંતર કર્યા વિના ગોટવાઈ જઈ ચુપચુપ જીવનયાત્રા કર્યા જાય છે; પણ વિધાતાએ આને અહીં તહુ મોટો કર્યો એટલે જરાક એને દુઃખ થાય, લેશ પણ એને ક્લેશ થાય તો દુનીઆ આખી એના વિલાપથી ભડકી ઉઠે. પ્રીન્સ ઑફ વેલ્સ ઘોડેથી પડી ઠાંબલી ભાગે તેમાં ટૅલીગ્રાફ જગેજગ નરૂ મોકલાવે, તેમ ટાગોરની આંગળી દુખે તો આખી દુનિઆ મુગ્ધાઓ પ્રલયકાળ આવ્યો સમજતી હશે. જેને જન્મથીજ સુખસામગ્રીમાં મણા નથી રહી; જીવનમાર્ગમાં પદેપદ પુષ્પવૃષ્ટિ થઈ છે; તેને લોકોની–ખાસ કરીને ક્ષુદ્ર, અલ્પસા વર્ગની–દીલસોજી ન્ભોગવવાની અહુજ ટેવ પડી જાય છે. મને ચોક્કસ ખબર નથી કે ટાગોરમાં આ દુર્ગુણ દાખલ થયો છે કે નહીં. પણ તું તારી સ્ત્રીની ખાત્રી કરી દે એટલે એની માનસિક પૂજા નષ્ટ થાય.

**નરોત્તમ**

એ સૌ કહેવું સહેલું–કરવું અશક્ય છે.

**મોહન**

અશક્ય કેમ ?

**નરોત્તમ**

મધુ એનું વાંકું એક વચન પણ નહીં માને

**મોહન**

ન માને શું ? હું મનાવી દઉં.

**નરોત્તમ**

તું મનાવે ?

**મોહન**

હા–અને તે પણ એક દિવસમાં. મેં ટાગોરને જોયો છે. હું એના સમાગમમાં આવ્યો છું. એનાં લખાણનાં વખાણ કરીશ, પણ એનું મનુષ્યત્વ–એટલે કે પામરત્વ–પણ સાથે સિદ્ધ કરી દઈશ...

છે. એ એક ભવ્ય દરબારમાં જોસફાઈનનું ગૌરવ, બુદ્ધિ, શાંતિ અને મનોહર અપૂર્વ શોભા આપે છે.

૧૮૦૦ માં નેપોલીયને આલ્પસ પર્વત ઓળંગવાનું અદ્ભુત પરાક્રમ કરી મેરેંગોના રણક્ષેત્ર પર ઓસ્ટ્રીયન સેનાનો ફરીથી વિનાશ કર્યો. મેરેંગોનું યુદ્ધ એ નેપોલીયનના નામ સાથે હંમેશને માટે જડાઇ રહ્યું છે. એ રણક્ષેત્ર પરથી લખેલો તેનો એક પત્ર લઇએ:

(મેરેંગોના યુદ્ધ દરમીયાન, ૧૮૦૦)

લોસેન, ૧૩ મી મે ૧૮૦૦.

ગઇ કાલનો લોસેન આવ્યો છું; કાલે જઇશ. મારી તંદુરસ્તી જોઇએ તેવી છે. આ પ્રદેશ અતિ હવાઆરમણો છે, માત્ર દશ પંદર દિવસમાંજ તું હવે મળવા આવે એમાં કંઇ પણ અંતરાય હું જોતો નથી. પણ તારે માણસોએ જણાવ્યા વિના છુપી રીતે મુસાફરી કરવી પડશે, કારણ કે મારી હીલચાલ કોઇને એ જણાવવા હું ઇચ્છતો નથી. પ્લોમ્બીરે જાઉં છું એમ તું કહી શકે છે. ગઇ કાલે મુરે (પહેલા કોન્સલનો સ્વારી કામદાર) આવ્યો છે તેને મોકલીશ. હોર્ટેન્સને મારા હજારો સ્નેહાદર હો! યુજીન આઠ દિવસમાં અહીં આવશે. તે નીકળી ચુક્યો છે.

બોનાપાર્ટ.

આ ભાગ્યદેવીના લાડકાંએ ચારે તરફ પોતાની સત્તા ફેલાવવા માંડી. ફ્રાંસને અદ્ભુત શક્તિ આપી. તેને જીંદગી સુધી પહેલો કોન્સલ નીમવામાં આવ્યો. ૨ જી ડીસેંબર ૧૮૦૪ને દિવસે તે ફ્રેંચ પ્રજાનો સમ્રાટ બન્યો. તેણે પોતાને હાથે જોસફાઇનને માથે સમ્રાજ્ઞીનો મુગટ પહેરાવ્યો. પછી તેણે ઇટલી જીતી પોતાના સામ્રાજ્યમાં ભેળવ્યું. ફરીથી ઓસ્ટ્રીયાનો કચ્ચરઘાણ કાઢ્યો.

૧૮૦૫ માં તેણે લખેલો પત્ર નીચે પ્રમાણે છે:

સુનીચ પ્રત્યે, મહારાણીશ્રીને.

૧૯ મી ડીસેંબર ૧૮૦૫.

મહારાણીજી! સ્ટ્રેસબર્ગથી ગયા પછી તમારો એક પણ પત્ર નથી. બેડન, સ્ટગાર્ટ, મ્યુનીચ વગેરે સ્થળેથી એક શબ્દ સરખો એ લખ્યા વિના તમે પસાર થયાં તે તમારી મૃદુતાને શોભે એવું કે પ્રશંસાને પાત્ર નથી. હું હજી બ્રુન છું. રશીઅનો ગયા છે. થોડે વખત લડાઇ બંધ રાખી છે. શાં પગલાં લેવાં તે થોડા દિવસમાં નક્કી કરીશ. તમારે મહત્તાના શિખર પરથી તમારી જાતને તમારા સેવકને ખાતર જરાક મોકલવા કૃપાવંત થશો.

નેપોલીઅન.

મહારાણીને—મેયેન્સમાં. (૧૮૦૬)

૬ ઠ્ઠી નવેંબર રાતના ૯—૦.

તમારો પત્ર મળ્યો. સ્ત્રીઓ પ્રત્યેની મારી ટીકાઓથી ચીડાયાં હોય એમ તેમાં જણાય છે. હા. સ્ત્રીઓ દરેકમાં ભાગ્યું ચાહે તે હું ધિક્કારું છું. હું કોમળ, મધુર અને મનમોહક સ્ત્રીઓના પરિચયમાં આવ્યો છું અને તેમને માટે મને ભાવ છે. તેઓએ મને બગાડ્યો હોય તો મારો વાંક નથી, તમારો છે. ઉપરાંત તમને જણાશે કે લાગણીવાળી કોમળ મેડમ ડી હેઝફેલ્ડ તરફ મેં બહુ દયા દાખવી છે. જ્યારે મેં તેને તેના પતિનો પત્ર દેખાડ્યો ત્યારે તેણે ડુસકાં ખાતાં, ગળગળાં થઇ, સરલ ભાવે કહ્યું: "હા, એજ—આ એમનાજ હસ્તાક્ષર!" જ્યારે તે વાંચતી ત્યારે તેનો સ્વરોચ્ચાર હૃદયમાં પેસતો હતો; મને તેને સારું દુઃખ થતું. મેં તેને કહ્યું: "ઠીક, જુઓ બાઇ! આ પત્રને અગ્નિને સ્વાહા કરો; તમારા પતિને શિક્ષા કરવાને હવે હું સમર્થ નથી." તેણે પત્ર બાળી નાંખ્યો અને તે બહુ સુખી જણાઇ. ત્યારથી તેનો ધણી ખુબ સંતોષી અને શાંત જણાય છે. બે કલાક પછી તો તે હતો ન હતો થાત. એટલે તમે સમજી શકશો કે હું કોમળ, મધુર

અને સરલ સુંદરીઓને ચહાઉં છું; પણ માત્ર કારણ એકજ છે કે તેઓ તમને મળતાં છે.

નેપોલીઅન.

મહારાણીને—પેરીસમાં.

હોં! તમારા ૨૯ મી જાન્યુઆરીના પત્રથી મને દુઃખ થયું છે—બહુજ દીલગીરી-ભરેલા પત્ર છે. જુઓ. થોડું ઘણું પણ માર્મિક નથું એ ઉણપ છે. તમે કહેશો કે "હું પારકાના સુખે મારા કીર્તિના કોટ રચું છું" પણ તે આપણાં લગ્નજીવનને શોભે તેવું નથી; તમે કહો કે "મારા પતિનાં સુખથી કીર્તિ સંપાદન કરે છું" પણ તેએ માતૃપ્રેમ નથી; તમે કહો કે "મારાં બાલબચ્ચાંના આનંદમાં મને કીર્તિ મળે છે." પ્રજાઓની જેમ તારો પતિ, તારાં છોકરાંઓની થોડી ઘણી કીર્તિ વિના તો નહીં સુખી થાય, પણ તેનાં તું આટલાં ખણગાં ન ફુંકે તો સારૂં. જોસફાઇન! તારૂં હૃદય સર્વોત્કૃષ્ટ છે, પણ બુદ્ધિ મંદ છે. તું અદ્‌ભુત રીતે લાગણીઓ અનુભવી શકે છે, પણ તરકું સારૂં તારાથી વિચારાતું નથી. બસ, બહુ થયું: હવે તકરાર બંધ કરું છું. તારી સ્થિતિમાં તું સંતોષ માને અને પ્રફુલ્લિત બને અને બનતાં, 'રડતેરડતે નહીં, પણ અંતરના ઉલ્લાસથી અને સુખના ભાન સાથે આનંદિત થાય એ ઇચ્છું છું.

સલામ પ્રિયે!

મારી આગલી છાવણીનું નિરીક્ષણ કરવા આજે રાત્રે ઉપડું છું.

નેપોલીઅન.

જોસફાઇનને.

ટીલસીટ, ૭ મી જુલાઇ ૧૮૦૭.

મારો મિત્ર પ્રુશીઆના રાણી ગઇ કાલે મારી સાથે જમ્યાં. તેમના ધણીને વધારે છુટછાટ અપાવવા આગ્રહએ વખત તે મને પ્રેરતાં તેથી મારે બહુ ચોક્કસ રહેવું પડતું; પણ મેં તેમનું સન્માન જાળવ્યું અને મારી રાજનીતિ પણ રાખી. તે બહુ સુશીલ દેખાય છે, ટુંકાણમાં કહી શકાય તેમ નથી એટલે વિગતવાર આગળ ઉપર કહીશ. જ્યારે આ કાગળ તમે વાંચતાં હશો ત્યારે તો પ્રુશીઆ અને રુશીઆની સંધિ થઇ ગઇ હશે, અને જેરોમને ત્રણ કરોડની પ્રજાવાળા વેસ્ટફાલીઆ-નો રાજા સ્વીકારવામાં આવેલ હશે. આ સમાચાર માત્ર તમારે માટેજ છે.

સલામ, પ્રિયસખી! તમને ચાહું છું; તમે સંતોષ અને આનંદમાં છો એમ જાણવાની ઇચ્છા છે.

નેપોલીઅન.

પણ જોસફાઇનને નેપોલીઅનથી કૈં આરો રહ્યો નહીં. દુશ્મનો ચારે તરફથી ઉભરાતા હતા અને સામ્રાજ્યને સારા પાયા પર રચવા માટે નેપોલીઅનને વંશજની જરૂર હતી. નેપોલીઅન ગર્વ અને મહત્ત્વાકાંક્ષાનો અવતાર હતો. સત્તાના લોભીન એવા તેના હૃદયમાં પ્રેમને માટે સ્થાન નહોતું—હતું પણ ઘણુંજ થોડું. તેના મુત્સદ્દી મગજે નિશ્ચય કર્યો કે ઓસ્ટ્રીઆના સમ્રાટની કુંવરી પરણ્યા સિવાય ચિરસ્થાયી મટે.

નવેંબર ૧૮૦૯ માં જે સ્ત્રી તેની સાથે તેના કારકીર્દીની શરૂઆતથી અડગ રીતે રહી હતી તેને તેણે ક્રાંસ ખાતર,—મુત્સદ્દીપણાને માટે—મહત્ત્વાકાંક્ષાને ખાતર—ત્યાગવાનું ઘોર કર્મ કર્યું. મુત્સદ્દીઓમાં આવી વર્તણૂક સામાન્ય છે, સંતવ્ય પણ ગણી શકે. જેમને હૃદયના બંધનોની પવિત્રતાને માટે માન છે તેમને મન તો આ નેપોલીઅનની કારકીર્દીમાં કલંક રહેવાનું.

છતાં પણ એ એક હકીકત છે આશ્ચર્ય હતું તે હૃદયનું નહીં અને ઓસ્ટ્રીયાની કુંવરીને પરણ્યા પછી પણ બન્નેનો પત્રવ્યવહાર ચાલુ રહ્યો. તેના બે નમુના લઇએ:





શરમાળ મુગ્ધા સાડલાનો છેડો આંગળીથી
એક તરફ ખેંચી ઉભી રહેતી.

બીજો અર્થ સંભળાય છે: 'જન્મોજન્મ આ ઘરમાંજ મા પાછાં આવશે ખરાં?...'

અને માતાની મૂર્તિ પાસેજ એક શરમાળ મુગ્ધા, નવી દુલ્હનની લાજ કાઢી સાડલાનો એક છેડો એક આંગળીથી એક તરફ ખેંચી, મારી તરફ ખોટો રોષ દેખાડતી, સ્નેહભરેલી સાચી આંખો ફેરવતી ઉભી રહેલી તે દિવસ યાદ આવે છે. તે વાત આમ બની ગઈ:

અમારા ઘર પાસે જ શાસ્ત્રી ગંગાપ્રસાદ રહેતા. શાસ્ત્રીજી અનેક રીતે ઇશ્વરનું માણસ હતા. સવારથી સાંજ સુધી તે કર્મકાંડમાં જ મશગુલ રહેતા. સવારે ઉઠે ત્યારે 'હરિ: ૐ' કરતા ને પોતાની ચાખડી પર ચઢી ફળીઆમાં આંટા મારે, ઉગતા સૂર્યને અર્ધ્ય આપવા સ્નાનાદિ ક્રિયા કરે ને છેક બાર ઉપર બે વાગે મિતાહાર લે. જરાક આડે પડખે થાય, શાસ્ત્રીજી બેઠા થાય ત્યાં પાડોશમાંથી અનેક સ્ત્રીઓ હાજર થઇ હોય. ...શાસ્ત્રીજી પોતાની મધુર ભાષામાં 'શિવમાહાત્મ્ય' કે 'વિષ્ણુપુરાણ' વાંચે ને એ બધો સમાજ—જાણે ભૂતકાળનો એક માનવસંઘ વર્તમાનકાળની ધમાલો વચ્ચે જીવવા માટે છેલ્લો શ્વાસ ખેંચતો હોય તેવો—એ કલાક ભગવત્સ્મરણમાં તલ્લીન રહેતો.

શાસ્ત્રીજીનું શરીર સુદામા જેવું હતું તો ઘરમાં પણ તાંદુલની કોથળી જ મોટી સમૃદ્ધિ મનાય તેમ હતું. શાસ્ત્રીજી પણ કાલની ફીકર ન કરતાં આજનું આજ વાપરી નાંખતા ને કોણ-જાણે કેમ હજી કાલની સવાર ન પડે ત્યાં કોઇ ને કોઇ ભાવિક જન સીધાસામાન સાથે શાસ્ત્રીજીના દ્વાર પાસે ખડું હોય.

તે શેરીમાં પણ શાસ્ત્રીજીની ભારે મર્યાદા જળવાતી. ને હમણાં હમણાં કોલેજમાંથી આવેલા નવા જુવાનો પણ તેમના સંસ્કૃતના જુની ઢબના જ્ઞાનને વખાણતા ને માર્ગમાં મળે તો બે હાથ જોડવા ચુકતા નહીં.

શાસ્ત્રીજીનાં પત્ની મૃત્યુ પામ્યા પછી તો તેમનો સ્વભાવ મુળ તો વૈરાગ્યવાન્ હતોજ તેમાં પણ હવે એકલી વૈરાગ્યની જ ભરતી થતી લાગી. પોતાની એકની એક પુત્રીને ઠેકાણે પાડવાનીજ ચિંતા માત્ર રહી. મારાં મા શાસ્ત્રીજીના ભાવિક જનોમાં લેખાતાં ને શાસ્ત્રીજીની પુત્રીનું શ્રદ્ધાભર્યું મોઢું મેં એમની આંખોને ભારે ભાવી ગયું હતું. એક દિવસે મારાં મા કથા સાંભળીને પાછાં આવ્યાં ત્યારે શાસ્ત્રીજીની પુત્રી સાવિત્રી તેમની સાથે હતી. પછી તો સાવિત્રી વારંવાર અમારે ત્યાં આવતી ને એ વખતની મારી ઉગતી જુવાનીમાં એનું સુંદર મોં કલ્પનાના ને સૌંદર્યના તરંગ ભરતું. માને ઠીક લાગ્યું ને શેરીમાં તો ઘેરઘેર એ વાત પ્રશંસાપાત્ર બની રહી, કે 'સાવિત્રીનું સગપણ ગંગાના નાના પુત્ર સાથે થવાનું છે.' ત્યાર પછી ધરતીકંપ જેવા અનેક ફેરફારો અમારા નાના ફળીઆમાંજ બની ગયા. અમે ત્રણ ભાંડુ હતાં તેને બદલે હું એકલોજ થઇ રહ્યો. મારાં માનાં જુનાં મિત્ર નર્મદા ડોશી મૃત્યુ પામ્યાં. પણ એ બધા ધરતીકંપો વચ્ચે અમારું અનેરું જીવન નવાનવા અંકુરોથી શણગારાતું ચાલ્યું. સાવિત્રી હવે સામે મળે તો નીચુંજ જોઇ રાખે ને હું તેને બોલાવ્યા વિના રહુંજ નહીં. શાસ્ત્રીજીને ત્યાં કંઇ કામ હોય તો હું દોડીનેજ જાઉં. ને મારાં માને મારો . આ ફરેલો સ્વભાવ—એકદમ આટલો ઉતાવળાનો—જરાક વિચિત્ર તો લાગ્યો, પણ તે પોતે વારંવાર સાવિત્રીને જરાજરામાં અમારે ઘેર તેડી લાવતાં એટલે પોતે બધુંજ સમજતાં ને મીઠું હસતાં!

શાસ્ત્રીજીએ સાવિત્રીનું સગપણ મારી સાથે કરવાનું નક્કી કર્યું. મંગલપ્રસંગને આજનો કાલ કરવામાં એ જમાનામાં તો હૃદય ધડકતાં.

ગામનો જુનોપુરાણો આત્મા ચાલ્યો જાય તેમ શાસ્ત્રીજી ચાલ્યા ગયા. તે હતા ત્યાંસુધી તોફાનીમાં તોફાની માણસને એમની આંખની શરમ આવતી ને પોલીસને પણ ગાંઠ્યું ખવરાવી દેનાર અહંગ ઉદ્ધતવીર પણ તેમને જોતાં નરમ બની જતો. ...... ગામના જીવંત ધર્માસન જેવા શાસ્ત્રીજી ચાલ્યા ગયા ને જાણે આ જમાનામાં હવે જુની મંગલમૂર્તિઓને પણ દૂરે ચઢાવવાનો પવન વાયો તેની ગંધ આવી કે ગમે તેમ પણ તે પાછા ફર્યો નહીં. મને સાંભરે છે કે ઘણા ઘરના ટંકુના સાથિયા પુરી પુરી ભીંતો પર એમના જાત્રાના દિવસ મઢાતા ને ચોરે બોળા-કણબી ભેગા થાય ત્યારે તે શાસ્ત્રીબાવાએ એક વખત કહેલી સાદી સાદી નીતિની વાતો સંભારતા ને આનંદ પામતા.

ગામમા ફરતો નવો પવન પણ શાસ્ત્રીજી-ના નામને સ્પર્શ કરી આવતો. ને ઉઘાડાં માથાં મુકી બંગાળી જેવા...નવજુવાનો સડક પર ફરતા હતા ત્યારે શાસ્ત્રીજીએ એક વખત 'ગૉય'નું 'ઑય' કરી શી રમુજ કરી હતી તે વાત યાદ કરતા.

એક વખત એવું બન્યું કે એક નરન અંગ્રેજી હમણો જુવાન પોતાના ઘરના બારણા પાસે બેઠો બેઠો ચાકરને બોલાવવા 'ગૉય! બૉય!' કરે, ને ત્યા શાસ્ત્રીજી તેની મા પાસે 'એકાદશીમાહાત્મ્ય' વાંચવા બહારથી અંદર આવે. શાસ્ત્રીજીને લાગ્યું કે છોકરાને પેટમાં દુખવા આવ્યું છે માટે 'ઑય' 'ઑય' કરે છે. એટલે પોતાના સ્વભાવ પ્રમાણે તે બોલી ઉઠયાઃ "બેટા નાનુ! જરાક અજમો ફાકી લે ને! પેટમાં દુખતુ તરત મટી જશે." નાનુને લાગ્યું કે મારી ને મારા જમાનાની આ જુનો 'સ્પીરીટ' મશ્કરી કરે છે. તે જરાક રાતો પીળો થયો ત્યા બારણામાં વૃદ્ધ માતા દેખાયાં. "નાનુ! બેટા! શાસ્ત્રીજી ઉભા છે ને તું ખુરશી પર બેઠો છે?" એટલા કોમળ ઠપકા સાથે ડોશી મા શાસ્ત્રી-ના ધુળવાળા પગ પાસે નમી પડ્યાં ને વ ત્યાંથીજ અટકી ગઇ. પણ નવા મંડળમાં વાત ભારે રમુજ આપે છે.

શાસ્ત્રીજી ગયા પણ શ્રદ્ધાની મૂર્તિ જે સાવિત્રીનું મોં મારી માને સોંપતા ગયા જેમ પુત્રી ઉપર માતા વહાલભર્યો હાથ ફેરવે તેમ સાવિત્રીના વાંસા પર માથા પર હાથ ફેરવતાં મારાં મા વારંવાર સાવિત્રી પાસે ઉભાં રહેતાં ને ... "મારી દીકરી તો બહુ ડાહી છે!" એ કેલવું ઉમળકાભર્યું વાક્ય બોલી કહેવા લાગતાં, ને અમારી વચ્ચે ના મતભેદમાં મને ધમકાવીને સાવિત્રીનો એવો પક્ષ ખેંચતાં કે સાવિત્રી પણ જરા જરા બેશરમ બનીને પોતાની તોફાની આંખો મારા તરફ ફેરવ્યા વિના રહી શકતી નહીં. એની આંખો પણ બોલી ઉઠતીઃ "કાં? કેના બનીઓ! માજીએ કેવા બનાવ્યા છે? ..." એની તોફાની આંખો આ શબ્દો કહેતી હતી એવી ખબર જ્યાં અમે એકાંતમાં મળતાં કે તરત પડી જતી. કારણ કે હજી તો હું પુરો ઓરડામાં ન આવું ત્યાં હસતી હસતી સાવિત્રી મારી સામે અંગુઠો નમાવીને ભારે લટકાં કરતી બોલી ઉઠતીઃ "હાં છ! આજે માજીએ કેવા બનાવ્યા છે!..." હું જો રીસાયું મોઢું કરી બેસું તો તો સાવિત્રી ચોક્કસ જ આ વાત સંભારવાની, ને કાં અમારામાંથી કોઇનાં આંસુ ઝરે ત્યારે કે કાં હસી હસીને પેટ દુખે ત્યારે જ એને નીરાંત થાય. સાવિત્રી ઘણી વાર મારી વિરુદ્ધ માજીનો પક્ષ પણ ઉપાડે લોક સૌની ને ક્યારેક તો બધાં 'મા દીકરી' મને મખ્ખર દાર આપતી.

[ વધુ માટે જુઓ પાન ૪૩૦ ]

ઉમંગથી દોડાદોડ કરતાં? ને બા તમને સારાં કપડાં પહેરવાનાં આપે તો તો તમારા આનંદનો પાર જ ન રહેતો.

નાટકમાં રાજારાણી સારાંસારાં કપડાં પહેરી વાતો કરી જાય ને ગાયન ગાઇ જાય તે તમે ખુબ આતુરતાથી જોતાં. તમે પણ મોટાં થશો ત્યારે તમારા વર જોડે એમ જ વાત કરવાનાં. પણ બા ને બાપા તો એમ કંઈ કરતાં નથી. પણ જો એ 'નાટકમાં જ રહેવાનું' મળી જાય તો તમને કેવી મઝાહ પડે! પછી તો પુછવાની વાત જ નહીં. તમે રોજ ગાયન ગાયા કરો ને સરસ કપડાં પહેર્યા જ કરો. ને નીશાળે જવાની બધી વેઠ પણ ઉતરી જાય.



તમારું પ્રતિબિંબ જોતાં જળદેવીઓ તમારાથી વધારે સુંદર છે એવું તમે માન્યું હોત ખરું?

બીજે દિવસે સવારે તમે ઉઠો ત્યારે પણ નાટકનાં સ્વપ્નાં તો તમને આવ્યા જ કરે. મેં આ વડે એવી પેલી બેચાર છોડીઓએ છાની છાની ફરતાં ફરતાં તમે ગણગણ્યા જ કરો. ને કોઇ ન જોતું હોય ત્યારે આરસા આગળ જઇ તમારા કલ્પનાના રાજકુમારને ત્યાં ઉભેલો કલ્પી આગલી રાતે જોયલો અભિનય પણ તમે કરવા મંડી પડો. પણ અરે! પેલી નાની ભાભી તડમાંથી ઓહને હસે છે તેનું તમને ક્યાં ભાન છે?

ભાભી મોટાભાઇને માટે રોજ ફુલ ચુંટે છે. પણ પેલું સરસ ગુલાબ તો તમે ક્યારનુંએ વહેલાં વહેલાં જઇને ચોરી લીધું છે. એ તોડતાં હતાં ત્યારે તમને એવો કેવો સરસ

માફક ફુલની છાબ લઈને જતી હોય તેમ. તમે છબીમાં કેવી રીતે શોભશો? કોઈ ન જુએ તેમ બેસવાની થોડી ઘણી ઢબ અજમાવી જોઈ હોય તો કેમ? પણ બા જાણે તો શું?

એકવાર તમારી બહેનપણીએ એના વરને કાગળ લખ્યો. ને તમે કહ્યું કે મને એનાથીએ સરસ કાગળ લખતાં આવડે છે. નીશાળની નોટબુકમાં તમે એને કાગળ લખી બતાવ્યો. પણ બાપા એક દહાડો ભુલેચુકે એ કાગળ જોઈ ગયા ત્યારે તમે કેવાં શરમાઈ ગયાં હતાં તે યાદ છે?

હવે તો બા કહેતી કે "છોકરી મોટી થઈ છે" તમનેય એમ લાગતું કે હું મોટી થઈ છું. હવે સુરેશ આવે છે ત્યારે તમે પહેલા જેટલું એની સાથે તોફાન કરતાં નથી, પણ તમને એણે લખી આપેલી કવિતા વાંચવામાં ઘણો જ રસ આવે છે. પણ તે તો એ કવિતા સરસ હતી તેમાં. પણ એનું નાક બહુ જ લાંબું છે. તમને એ ખેંચી કાઢવાનું મન થયા વગર રહેતું નથી. અને એને એક ચીબી વહુ મળવાની છે એવું જોષી મહારાજ થઈ કહેતાંએ, તમે થાકતાં નથી. ને કાળી પણ ખરી જ. એવું કહેતાં તમે મોટાં થયાં છો એ વાત ભૂલી જાઓ છો ને જરા આંખો નચાવી હસી લઈ સુરેશ ખીજવાય તે પહેલાં તો તમે નાસી જાઓ છો.

પણ પેલી અંધારી રાત યાદ છે? નાનો બાબુ મરી ગયો ત્યારે તમે બાની કોટે વળગી કેટલુંએ રડયાં હતાં તે? તમને પણ તે દિવસે મરી જવાની કેટલી બીક લાગી હતી? મરી ગયા પછી શું શું થતું હશે? સારાં કામ કરે તે સ્વર્ગમાં જાય ને નઠારાં કરે તે નરકમાં જાય એવું બા કહેતી હતી. બાબુ સ્વર્ગમાં ગયો હશે કે નરકમાં? બાબુ સારો છોકરો હતો, પણ તમે એની સાથે બરાબર વર્તતાં ન હતાં. એક વાર તમારી નોટ એણે ફાડી નાંખી ત્યારે તમે એને ગુસ્સામાં એક તમાચો ચોડી કાઢયો હતો. ને એકવાર તમારી બહેનપણીને ત્યાં જતાં એ પાછળ પડયો ત્યારે તમે એને ધમકાવી કાઢયો હતો. તમને આ બધું એ રાતે કેટલું સાલતું હતું? બાબુ ફરી જીવતો થાય તો તમે એને કેવી સારી રીતે રાખો? તે દિવસે સારા થવાના કેટલા બધા નિશ્ચયો તમે કર્યા હતા? બાબુ ફરી એક જ વાર જીવતો થાય તો ?...

પણ તે વખતે તમે બાળક હતાં તેથી આ શોક તમારા મનમાં બહુ ટકયો નહીં, ને થોડા દિવસમાં માસીને ત્યાં રમાનાં લગ્ન વખતે તો ફરી પાછાં તમે આનંદમાં આવી ગયાં; ને રમા ઘરેણાં પહેરી શોભતી પાસે બેઠી હતી ત્યારે ને લગ્ન પછી એની એની રમતી હતી ત્યારે તમે શા વિચાર કર્યા ને કહી દઉં કે? જાઓ નથી કહેતી.

હવે તમે કોઈ મળવા આવે તો પહેલાંની માફક બહારના ખંડમાં એકદમ દોડી નથી જતાં, પણ આયનામાં એક છુપી દૃષ્ટિ ફેંકી જરા વાળને ઠીક કરી લ્યો છો. ને તમે જરા સારાં દેખાઓ છો તે જોઈ થોડું મનમાં જ હસી લ્યો છો. ન્યાતમાં સરલા રુપાળી કહેવાય છે પણ તમેય કંઈ એનાથી ઉતરતાં નથી. ને તમે હસો છો ત્યારે તો તમે એનાથીએ વધારે સારાં લાગો છો. ન્યાતમાં કેટલા વર તમારી વાટ જોઈને કુંવારા રહ્યા હતા? પણ તમને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૧ ]

પરિણામ પામ્યો. રાજુભાઈના રસિક અને આનંદી સ્વભાવથી મણિભાઈ ઘણા રંજિત થતા અને એ મિત્રનાં અનેક વખત અમારી પાસે વખાણ કરતા. એ સ્નેહમાં મણિભાઈએ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો ત્યારે આંચ આવી, પરંતુ જીવનનાં છેલ્લાં વર્ષોમાં મણિભાઈ રાજુભાઈને અગાઉ માફક ચાહવા માંડ્યા હતા.

મણિભાઈના જીવનમાં મિત્ર તરીકે પ્રથમ સ્થાન પામનાર તો હું જાણું છું ત્યાંસુધી પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. શિક્ષણના ઇતિહાસની પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવનામાં બલુભાઈની સહાય માટે મણિભાઈએ યોગ્ય સ્તુતિવાક્યો લખેલાં છે. એ બંને મિત્રોએ જીવનમાં એકબીજાને ઘણી સહાય કરી અને એ મિત્રતા કેટલોક વખત તુટી હતી તે ન તુટી હોત તો આપણા સાહિત્યને ઘણી પોષક નીવડત. હું મણિભાઈને જ્યારે પ્રથમ મળ્યો ત્યારે બલુભાઈનો સંબંધ તુટેલો હતો. એમનું નામ સુદ્ધાં ઘરમાં કોઈથી લેવાતું નહીં—એ વાતજ કોઈથી કરાય નહીં તો પછી એમની સાથે પત્રવ્યવહાર કે એમના ખબરઅંતર પુછવાનું તો એમના ઘરના કોઈ પણ માણસથી શી રીતેજ બની શકે? આ વિરોધ પણ મણિભાઈ ખ્રીસ્તી થયા એ કારણથી થયો હતો. તોપણ બલુભાઈના સાચા ગુણો માટે પણ મણિભાઈની આસપાસ બેસનાર કોઈ નિંદા કરે અને મણિભાઈ એ સાંભળ્યા કરતા એ તો વાતજ નહોતીજ. એમનામાં એ નિર્મલતા હતી કે બીજાઓને તે પ્રમાણે બોલતા અટકાવી ન શકતા. પહેલાં બલુભાઈનું નામ ન લેવાતું; પછી સ્થિતિ એવી આવી કે બલુભાઈની નિંદા થવા માંડી. (મણિભાઈ આવે પ્રસંગે મૌનજ રહેતા—બીજાએ બોલે તે સાંભળે, પરંતુ એ પણ ઓછો દોષ નહોતો.) ત્યારપછી કેટલાક મિત્રો અને કુટુંબીઓના આગ્રહથી બંને મળ્યા અને પાછો સંબંધ શરૂ થયો. એકબીજાએ એકબીજાને ક્ષમા આપી-ક્ષમા માગવાનો કે આપવાનો આવા સ્નેહમાં અવકાશ હોય તો—અને બનેએ આ નવા સંબંધ કુદરતને ખોળે મુક્યો ને તે કુદરતી રીતે વધતો ગયો.

મણિભાઈની કવિતાઓમાંની કેટલીક જેમ તેમનાં પત્નીને ઉદ્દેશીને લખાએલી છે તેમ તેમના આ મિત્રને ઉદ્દેશીને પણ થોડી કવિતા લખાયલી છે. પૃથ્વીસાપનો ઉપહાર જે હમણાં પ્રકટ થએલો છે તે કાવ્ય લગભગ ત્રીસ વર્ષ અગાઉ લખાયું હતું અને જ્ઞાનદર્શન નામના તે સમયના એક માસિકમાં છપાયું પણ હતું.

મણિભાઈના સાક્ષર મિત્રોમાં રા. બલુભાઈ ઉપરાંત સ્વ. કલાપી અને રા. નાનાલાલ કવિનાં મુખ્ય સ્થાન છે. કલાપી સાથેનો એમનો વિશુદ્ધ સ્નેહ થોડો કાળજ લંબાયો અને કલાપીના અકાળ અવસાનથી એ મિત્રતા તુટી પડી. એ સ્નેહસંબંધ ચારેક વર્ષજ રહેલો, પરંતુ કલાપી ઉપર મણિભાઈના વ્યક્તિત્વની અસાધારણ છાપ પડી હતી, અને એ હૃદય મણિભાઈ પાસે કોઈ અજબ રીતે ખુલી ગયું હતું. મણિભાઈએ જે થોડા પત્રો પ્રકટ કરેલા છે તે ઉપરથી આ વાત સ્પષ્ટ થશે. બીજા અનેક પત્રો મણિભાઈ પાસે પ્રકટ કરવા જેવા હતા અને છે. શૈલીને માટે તેમજ વસ્તુને માટે એ બધા ગુજરાત સમક્ષ ધરવા જેવા છે. મણિભાઈના બધા મિત્રોમાં કલાપીએ તેમને ઘટતી સહાય કરી હતી. મણિભાઈએ ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો તે વાતથી જ્ઞાતિના તેમજ બીજા સ્નેહીઓએ તેમનો જ્યારે ત્યાગ કર્યો હતો ત્યારે આ રાજવી મિત્રે તેમને આશ્રય આપ્યો હતો. તેમના તરફ પ્રીતિભાવ અને

# સર આશુતોષ મુકરજી

લેખક:
રા. એરચ જહાંગીર સોરાબજી તારાપોરવાલા
સભ્ય, સાહિત્યસંસદ.



[નોંધઃ— આ લેખ લખવા મને રા. કનૈયાલાલ મુનશીએ ઘણા વખતથી કહેલું હતું, પણ છેક દેશ-થી એ માટે મને અત્યાર સુધી ફુરસદ મળીજ શકી નહીં. અને હવે અસહ્ય શોકથી આ મહાપુરુષને આ ટૂંક લેખરૂપી અંજલિ અર્પું છું.]

રવિવાર તા. ૨૫ મી મે ૧૯૨૪ ઇસ્વીસનની તારીખ બંગાળ માટે અને ભારતવર્ષ માટે ઘણી દુર્ભાગી ગણાય. તે તારીખે સાંજે પોણાસાત વાગે પટનામાં એક હીરલાનું અવસાન થયું. બંગાળના સર્વશ્રેષ્ઠ પુત્ર, વિદ્વાનોમાં શિરોમણિ, સરસ્વતીના લાડીલા અને ભારતના પરમભક્ત—એવા સર આશુતોષ મુખોપાધ્યાય તે દિવસે આ દેહ છોડી ચાલ્યા ગયા. એવાં નરરત્નો જે દેશમાં પાકે તે દેશ કેમ નબળો કહી શકાય? એવા નરવીરની માતા 'અબલા' કેમ કહેવાય?*

એમના જીવનચરિત્રનો વિસ્તારથી હેવાલ આપવાનો મારો અહીં ઉદ્દેશ નથી. માત્ર ટૂંકમાં એમના જીવનની રૂપરેખા દોરી એમના જે ગુણો હતા, એમની જે મહત્તા હતી તેનો કંઈક ખ્યાલ આપવા હું ધારું છું. સાત વર્ષ સુધી એ મહાન વ્યક્તિ સાથે ગાઢ સંબંધ ધરાવવાનું મને સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું. એ મારો અનુભવ હું ગુજરાતનાં વાચકો સમક્ષ મુકવા ઇચ્છું છું.

કલકત્તા ભવાનીપુરમાં ડા. ગંગાપ્રસાદ મુખોપાધ્યાયના આ પુત્રનો જન્મ તા. ૨૯ મી જુન ઇ. સ. ૧૮૬૪ માં થયો હતો. એમને એક બીજા પુત્ર પણ હતા, પણ તે યુવાવસ્થા-માંજ ગુજરી ગયા હતા. આશુતોષ નાનપણ-થીજ ચંચળ હતા અને ભવાનીપુરની 'સાઉથ સબરબન સ્કુલ'માંથી મેટ્રીક પાસ કરી પ્રેસીડેંસી કોલેજમાં જોડાયા. પોતાની આ સ્કુલ પ્રત્યે એમનો ઘણો પ્રેમ હતો અને એની કારોબારી કમીટીના અધ્યક્ષ એ મરણ પર્યંત રહ્યા હતા. એ મેટ્રીકમાં આખી યુની-વર્સીટીમાં બીજે નંબરે આવ્યા હતા. કોલેજમાં પણ એજ પ્રમાણે ઊંચે નંબરે પરીક્ષાઓ પસાર કરી ૧૮૮૪ માં એમ. એ. માં પહેલે

* સ્વ. બંકીમચંદ્ર પોતાના "વંદે માતરમ્"ના ગાયનમાં ભારત માતાને સંબોધી કહે છે: "કે બોલે મા તુમી અબલે?" (કોણ કહેશે કે "હે મા, તું અબલા છે?")

રા. ધૂમકેતુ પોતાનો શબ્દપ્રવાહ અસ્ખલિત રીતે વહેવડાવી શકે છે. ઘણે સ્થળે એ પ્રવાહ પોતાના પટની મર્યાદા ઉલ્લંઘી નાંખી છાજરો અને પોતાનું બળ ગુમાવી નાંખે છે. અતિ સ્ફૂલતાથી પાત્રોના આત્મા કે સ્વરૂપો ઉલ્લતાં ઇનાં ઝાંખાં થઇ જાય છે અને સચોટતા તાનું લક્ષ્ય ચુકી જાય છે. નવીનતા આછી ઇ જાય છે ને રસિકતાના વાખા પડે છે. તેમની નવલકથાકારની કારકીર્દિ માટે અમને ઘી આશા પડે છે અને એમનું વ્યક્તિત્વ તે એ વિશેષ બળ અને વ્યાપકતાથી વિકસાવતા જો તો આ નવલકથા કરતાં વિશેષ સફળ વલકથાઓથી એમના પ્રિય ભૂમિને વિશેષ વલંત રીતે એ સાહિત્યમા સાકાર કરી શકશે એમ અમને શ્રદ્ધા છે.

શ્રીસુબોધિની: સંશોધનકાર અને પ્રકાશક: રા. મૂલચંદ તુલસીદાસ તેલીવાળા અને રા. ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆ, મુંબઇ. મૂલ્ય: રૂ. ૩—૦—૦.

સિદ્ધાન્તરહસ્યમ્: સંશોધનકાર અને પ્રકાશક: ઉપર મુજબ, મૂલ્ય: રૂ. ૧—૦—૦

વૈષ્ણવ સંપ્રદાયના ધુરંધર અને અમૂલ્ય સંસ્કૃત પુસ્તકોનું પુરા ભક્તિભાવ અને સ્નેહશ્રમથી સંશોધન કરી, તેમનાં અને તેટલાં ટીકા અને વિવરણો આપી, ગુજરાતી ભાષાંતર અને વિદ્વતાભર્યા ઉપોદ્ઘાતો સહિત છેલ્લાં અનેક વર્ષોથી જે સતત સાંપ્રદાયિક સેવા રા. મૂલચંદ તેલીવાળા અને રા. ધીરજલાલ સાંકળીઆ કરતા રહ્યા છે તે માટે ખાસ કરીને એ રસિક અને ભક્તિમાર્ગીય સંપ્રદાયના અનુયાયીઓ અને અન્ય ગુજરાતવાસીઓ એમના સદાના ઋણી રહેશે. પોતપોતાના સંપ્રદાયના ધાર્મિક વારસાને આવી ઉચ્ચ કોટિના સાહિત્યકારની શ્રમસાધક જવાબદારી અને એકાગ્રતાથી સંસ્કારી ને સમસ્ત ગુજરાત આગળ રજુ કરવાના આવા દૃષ્ટાંતનું અનુકરણ અન્ય સંપ્રદાયના વિદ્વાનો અવશ્ય કરે એમ અમે ઇચ્છીએ છીએ. આપણા જુદાજુદા સંપ્રદાયોનું સંસ્કૃત, પ્રાકૃત, વ્રજ અને ગુજરાતી સાહિત્યનું હજીએ ઘણુંએક ધન પોતાની અમરતાનો ભંડારોના કે અજ્ઞાનના અંધારામાં વિનાશ કરી રહ્યું છે. આ સાહિત્યને બચાવી એનો પુનરુદ્ધાર કરી છુટે હાથે પ્રજા આગળ મુકવાથી આપણો પુરાણો આત્મા પુરો જાગી શકશે અને એનું નવયૌવન પુનઃ પાછું આણશે. વૈષ્ણવ સંપ્રદાયને અને આવાં કીમતી પુસ્તકોને માહાત્મ્ય આપી પ્રચલિત કરાવનાર એના ધનિકોને અમે અંતઃકરણથી અભિનંદન આપ્યા વગર રહી શકતા નથી.

શ્રી સુબોધિની એ શ્રીમદ્ભાગવત ઉપર શ્રીમદ્વલ્લભાચાર્યની રસિક ટીકા છે. સંશોધનકારોએ સંવત્ ૧૭૦૩ જેટલી જુની પ્રત સુધી શ્રમ લીધો છે અને એક વિદ્વતાપૂર્ણ સંસ્કૃત ઉપોદ્ઘાત આપ્યો છે. 'સિદ્ધાંતરહસ્ય' પણ એજ આચાર્યશ્રીની કૃતિ છે. અગીઆર વિવરણો અને ગુજરાતી ભાષાંતર સાથે એ પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. એનો ઉપોદ્ઘાત અંગ્રેજીમાં લખવામાં આવ્યો છે. એની વિદ્વત્તા અને ઉપયોગિતા જોતાં એનું ગુજરાતી ભાષાંતર થવું જોઇતું હતું.

[ સ્વીકાર માટે જુઓ પૃષ્ઠ ૪૮૬ ]

પુરુષો ઝરૂખાઓ મેડીઓ પર ગયા હતા. આખો દહાડો આ પુરુષોને વળાવવાનો ઉત્સાહ પહોંચ્યો હતો; અને સાંજના ખેંગારની જવાની તૈયારીનો ઉત્સાહ પહોંચ્યો હતો. એટલે અત્યારે ગામલોક નીંદને ઉંઘતા હતા. શેરીઓ નિર્જન હતી; કોઈક કોઈક ઓટલા પર વૃદ્ધ પુરુષો સુતેલા દેખાતા.

છાનામાના તેઓ ગીરનારી બારી તરફ ગયા.

પરશુરામ આશરે નવસોએક માણસ લઇ તેજ બારી તરફ આવ્યો હતો. આ માણસો ચુનંદા હતા એટલે સાવચેતીથી ને શાંતિથી આગળ વધતા હતા. તેમને છાનામાનાં, ધાંધલ વગર કતલ ચલાવવાનો હુકમ મળ્યો હતો અને તે અમલમાં મુકવા તેઓ તૈયાર હતા.

ગીરનારી બારી જ્યાં હાલ અડીકડી વાવ છે ત્યાં આગળ આવી હતી. બાજુમાં ખેંગારના પિતા નવઘણના નામથી અમર થએલો વિશાલ કુવો આવેલો હતો.

જ્યારે પરશુરામના માણસો ત્યાં આવી પહોંચ્યા ત્યારે ખેંગાર સાથે બહાર પડનાર બધા માણસો ગઢની બહાર ગયા નહોતા. ખેંગાર ગઢની બહાર વજેસંગ વગેરે સામંતો જોડે વાત કરતો હતો; થોડાક માણસો બારીમાંથી બહાર નીકળતા હતા; થોડાક બારી આગળ ઉભા હતા. બધા વિજયના ઉત્સાહમાં હતા.

એકદમ જેમ એક કાળું વાદળ ગીરનારના તેજસ્વી શૃંગને ઘેરી લે તેમ કાળા, પાસે આવતા સમુદ્રે ઓતજોતામાં તેમને વીંટી નાંખ્યા; અને ઉભેલા માણસો બુમ પાડે ને પહેલાં તો તેમના પ્રાણ ગયા ને તે ધરણીએ ઢળ્યા. કોઇને કંઇ સ્પષ્ટ દેખાયું નહીં; કોઇને કંઇ સમજાયું નહીં. મોટી યોદ્ધા આ દૈવોપમ જેવી સર્વગ્રાહી વિનાશક શક્તિ જોઇ ગભરાઇ ગયા.

એકે બુમ મારી: "ઓ બાપરે!" બીજાએ પુછ્યું: "કોણ છે?" પણ આ શબ્દો અવાજ બહાર પડ્યા:– અને બોલનારા મરણને શરણ થયા.

બહાર ખેંગાર હોંસથી વાત કરી રહ્યો હતો. તે ધાંધલનો અસ્પષ્ટ અવાજ સાંભળી અટક્યો. "એ શું છે?"

બારીમાં ઉભેલો એક સૈનિક દોડતો આવ્યો "બાપુ! સોલંકીનું સૈન્ય ગામમાં કતલ ચલાવી રહ્યું છે."

"શું કહે છે?"

એટલામાં "બાપરે—"ની બુમ સંભળાઇ ને મરતા સૈનિકની ચીસ સંભળાઇ. ખેંગારે માથું ઉંચું કર્યું. તેની આંખોમાંથી તેજ ખર્યું. હોઠ પર હોઠ પીસી તે પાછો ફર્યો.

"પાછા જઇ જોઇએ શું છે!"

એક સામંત આગળ આવ્યો. "બાપા! આ રસ્તે ઉતરતા જાઓ. હું તપાસ કરી આવું છું. સોલંકીએ ગઢ લીધો લાગે છે."

"શું કહે છે! કે વાત!"

એટલામાં કે ઝપાઝપીનો અવાજ સંભળાયો. "ગાદી ધણી!" એક સામંતે કહ્યું, "આપ ગીરનાર પર જાઓ. આપ છુટના હશો તો બધું ઠીક થશે."

"ચોરની માફક સોલંકી આવે, એટલે ચોરની માફક હું નાસી જઉં! જ્યાં જુનાગઢ ત્યાં તેનો રા'. સોરઠીઆ, પાછા આવો" તેણે હુકમ કર્યો ને તે બારી પાસે આવ્યો.

બારીમાંથી થોડાક સૈનિકો ગભરાતા બહાર નીકળતા હતા. ખેંગારે ગુસ્સામાં પુછ્યું: "બાયલાઓ! નાસવા કેમ માંડ્યું? તમારા હાથ ક્યાં ગયા? પાછા ફરો!" "મારતો

બંને તરફનું બળ 'માપવું' અશક્ય હતું; એમાંથી એકેયથી પાછળ હઠાય તેમ હતું નહીં.

એકદમ પટ્ટણીઓની પાછળથી એક અવાજે ઘોષ કર્યો: "જય સોમનાથ!" ને કોઈએ મનુષ્યોના ઉછળતા તરંગોમાં ઝંપલાવ્યું. અવાજ સ્પષ્ટ ને ગર્વભર્યો હતો. પટ્ટણીઓએ અવાજ પારખ્યો ને તેમની છાતીમાં અદ્ભુત ફેરાયું. તેમણે અવાજ પારખ્યો ને પ્રતિશબ્દ દીધો: "જયસિંહદેવ મહારાજની જય!"

ખેંગારે કોઈ કને આવતું જોયું અને પણ સાંભળી. તેને લાગ્યું કે જયસિંહદેવ લંકી આવ્યો. તેના જોમભર્યા શરીરમાં રોમેરોમે આગ ઉઠી. તેણે ઉંચી સાદ માર્યો: "સોલંકી! ક્યાં છે?"

સોરઠીઓમાં ફરી જોર આવ્યું અને બંને પક્ષે શ્વાસ ઘેરી એકેક પર વિનાશ નોંધ્યો.

જયસિંહદેવની ઘોષણા પછી શાંતિ જળવાઈ નહીં. બંને પક્ષના યોદ્ધાઓએ ગર્જના કરવા માંડી. મરેલા ને ઘવાયેલાની ચીસો પણ સંભળાવા માંડી. તુમુલ યુદ્ધની ખેંચાખેંચીમાં સોરઠીઓ રાજમહેલ તરફ આગળ વધતા હતા.

યોદ્ધાઓને અંધકાર નડવા માંડ્યો. કયા પક્ષના યોદ્ધા સાથે પોતે લડે છે તેનું ભાન રહ્યું નહીં; માત્ર યોદ્ધો રાજમહેલ તરફ જવા મથે છે કે વાવ તરફ જવા મથે છે તે પરથી જ તેનો પક્ષ પરખાતો.

અંધકારમાં પણ જયસિંહદેવ પટ્ટણીઓને મોખરે આવ્યા. એને દરેક ઘાએ અકેકો પ્રાણ જતો હોય એમ લાગ્યું. પરશુરામ તેની પડખે પડખે તેને મદદ આપવા કે જરૂર પડે તેને બચાવવા ઝઝુમ્યા. ખેંગાર ને જયદેવ એકમેકને સૈન્યમાં હોમવા શોધતા હતા; પણ સાંકડી જગ્યા, અને અંધકારમાં કોઈની શોધ સફલ થાય એમ નહોતું.

યુદ્ધના નાદમાં જરાક શાંતિ થઈ એટલે ખેંગારનો અવાજ ફરી સંભળાયો: "સોરઠીઓ! રાજમહેલ પર ધસો." જયસિંહદેવ એ અવાજ સાંભળી તે તરફ ધસ્યા.

ચંદ્ર નીચો ઉતર્યો અને ચારે તરફ અંધકાર પ્રસર્યો. પરશુરામને આજનું સાહસ મુર્ખાઈભર્યું લાગ્યું. અત્યારે આ યુદ્ધનું શું પરિણામ આવશે?

એકદમ સોરઠીઓ પાછળ પડયા ને પટ્ટણીઓ જયઘોષ કરી આગળ વધ્યા. કયા પક્ષના કેટલા રહ્યા હતા તેનું કોઈને ભાન નહોતું. બાકી રહેલી રાત પુરી થયે કોણ વિજયી નીવડશે એ પ્રશ્ન બધાના હૃદયમાં રમી રહ્યો.

પરશુરામને જેમ વખત જતો હતો તેમ ચિંતા થતી હતી. તેણે જયસિંહદેવને પાછા જવા સૂચના કરવા માંડી, પણ રણે ચડેલો સોલંકી કોઈનું સાંભળે એમ નહોતો.

એકદમ વાંવ તરફ વિજયમાં આગળ વધતા પટ્ટણીઓ પર રાજમહેલ તરફથી હુમલો આવ્યો. "સોરઠીઓ! પટ્ટણીઓને કાપી નાંખો."

હુમલો લાવનારનો અવાજ સંભળાયો.

જયસિંહદેવ ને પરશુરામ બંનેને આ હુમલાનો અર્થ સમજાયો. ખેંગાર કોઈ જાણીતે રસ્તે આડો જઈ પાછળ હુમલો લઈ આવ્યો હતો. કેટલા માણસ તેની સાથે હતા તે કહેવાય એમ નહોતું. પણ પટ્ટણીઓ ચૂડી વચ્ચે આવી રહ્યા હોય એમ લાગ્યું. જયસિંહદેવ ને પરશુરામે ઉછળી ઉછળી ઘા કરવા માંડયા "જય સોમનાથ!"ની ઘોષણા ચારે તરફ પ્રસરી રહી.

યુદ્ધની ધમાચકડી છતાં પણ ચારેગમ સંભળાઈ. જયસિંહદેવ, પરશુરામ ને કેટલાક સૈનિકોએ આ પ્રચંડ અવાજ ઓળખ્યો ને જવાબ દીધો: "જય સોમનાથ! મુંજાલ મહેતાની જય!"

મુંજાલ મહેતાના નામથી પટ્ટણીઓમાં નવું શૌર્ય પ્રગટ્યું. અને મુંજાલ ને તેના માણસો તદ્દન તાજા હોવાથી તેમનો ધસારો પણ એવો સખત હતો કે થોડા વખત માણસોની હારોએ વગર સમજે આમ ને તેમ ઝોલા ખાવાજ કર્યાં: હવે તો જુદા પક્ષની હાર કે દિશા જેવું કે રહ્યું જ નહોતું. "જય સોમનાથ!" ને "જયસિંહદેવની જય!" કે 'જય અંબાભવાની!' ને "રા' ખેંગારની જય!"થીજ દુશ્મનો ઓળખાતા.

મુંજાલનું અદ્દ્ભુત બલ ને તેના ધસારાના જોશની તરત અસર થઈ. નિરાશ થવા માંડેલા પટ્ટણીઓમાં વિજયની શ્રદ્ધા પ્રગટી. પરશુરામને પોતાની જોખમદારી ગઈ લાગી. જયસિંહદેવના હાથમાં બમણું જોર આવ્યું.

પણ સોરઠીઓ એમ હાર ખાય એમ નહોતા. "ખેંગારની જય!" એ શિયળા પલે-પલે ગાજતી; અને ધીમેધીમે તેઓ રાજ-મહેલ તરફ સંગ્રામસ્થાન લઈ જતા હતા. આમમાં રહેલા કેટલાક માણસો પણ એકએક આવી પહોંચતા હતા અને બધા વચ્ચે ખેંગાર ઘુમતો-હતો. થોડીથોડી વારે તે જુદી દિશામાં જતો, સોરઠીઓને ગર્જનાથી હકારતો અને પટ્ટણીઓનો ઘાણ કાઢતો. એ ક્યાં હતો તે દિશા માત્ર સોરઠીઓની જયઘોષણા ક્યાં વધારે થાય છે તે પરથી કહી શકાતી; પણ ત્યાં કોઈ પટ્ટણી મહારથી જાય તે પહેલાં તો બીજી દિશામાં તેની હાંકલો જણાતી.

ખેંગારને રાજમહેલ પહોંચવાની ફિકર હતી. ત્યાં તેના પૂર્વજોના જયસ્તંભ આગળ તેને પોતાનો કીર્તિસ્તંભ રોપવો હતો. તેને એમ પણ આશા હતી કે સોરઠીઓના ઝનુનથી પટ્ટણીઓ હારે; અથવા કોઈએ ચોકી પરથી પાછી ફરતી સોરઠી ટુકડી મદદે આવી પહોંચે. સવાર પડ્યા શિવાય કોણ જીત્યું તે નક્કી થાય એમ ન હતું; ને જ્યાંસુધી તે જીવતો હતો ત્યાંસુધી કેમ તે વિજય નહીં નીવડે?

તે ધીમેધીમે મરણીઓ થતો ગયો. તેને જીતવાની કે જીવવાની આશા રહી નહીં. તે મૂર્તિમાન્ વિનાશકશક્તિ થઈ રહ્યો. તેની આંખમાંથી તણખા ખરતા; તેના ગળામાંથી ગર્જના બહાર પડતી. તેના હાથમાંની તલવાર સુદર્શન ચક્ર સરખી ચારે તરફ ફરતી; તેના બીજા હાથમાંની ઢાલ તેના શરીરને અભેદ્ય બખ્તર અર્પતી. તેને થાક નહોતો લાગતો; મહેનત પડતી નહોતી. તુમુલ નાદ કે સસ્ત્રોનું સંઘર્ષણ તેને ડારતું નહોતું. શસ્ત્રભેદન સમો વિકરાળ તે તો માત્ર વિનાશકાંડજ કરી રહ્યો હતો.

જયસિંહદેવ પણ કુદીકુદીને લડતા હતા, પણ તેને કંટાળો આવવા લાગ્યો. આ અંધારામાં ખેંગારને શોધીને મારવો તે બને એમ નહોતું. તો પછી આ યુદ્ધ ક્યાંસુ ચાલે તેમાં શો ફાયદો?

એટલામાં એક દિશામાંથી મજબુત અવાજ આવ્યો. મધુર આકાશવાણી ખરી ગયા જાણે આ ધમાલની છેલી જયસિંહદેવ મહારાજ સંગ્રામને ક્ષીનારે ફેંકાયા. બાબર રાજમહેલ આવ્યો હતો તે તેણે જોયો ને શબ્દ સાંભળી; અને રા' ખેંગાર આ અંધકારમાં જડે એમ નહોતું એટલે તેને યુદ્ધ શોધી

# ભગવાન્ શ્રીકૃષ્ણનું યોગીશ્વરપણું

[ અનુસંધાન પૃષ્ઠ ૩૭૪ થી ]

સ્વભાવ નથી, આપણી નજર આગળ બનતા બનાવો પણ બરાબર ચોકસાઈથી નોંધી રાખી એમાંથી સત્યો તારવવાનું કામ હાલમાં આપણે નથી કરી શકતા; પણ આપણા પ્રાચીન સાહિત્યમાં જે હકીકતો અને સત્યો નોંધાયેલ રહ્યાં છે તેનો અભ્યાસ કરવામાં તો કંઈ મુશ્કેલી નથી.

ભગવદ્ગીતામાં ઉપદેશેલો યોગ અને પાતંજલ યોગસૂત્રનો યોગ એક નથી, પણ અભ્યાસ અને વૈરાગ્યથી મનનો નિરોધ અને મનનિરોધ થતાં આત્માની સ્વરૂપમાં સ્થિતિ બંને એને માન્ય છે. અલબત્ત સ્વરૂપસ્થ આત્મા અંતે કૈવલ્યને નહીં પણ પરમાત્માને પ્રાપ્ત કરે છે એટલું ગીતા વધારે બતાવે છે એ વાત ખરી. ગીતામાં કહેલા યોગનું વિશેષ વિવરણ મહાભારતના બીજા ભાગોમાં (શાંતિપર્વમાં) મળે છે. પાતંજલ યોગસૂત્રની વિભૂતિઓની વાત ગીતામાં નથી, પણ વિભૂતિપાદમાં કહેલી અનેક સિદ્ધિઓના દાખલા શ્રીકૃષ્ણના જીવનચરિત્રમાં વર્ણવાયા છે.

કૃષ્ણના શ્રીમદ્ભાગવતોક્ત બાલચરિત્રમાં ચમત્કારિક બનાવો છે, પણ એમાંના કેટલાક તો આલંકારિક છે. પૂતનાના વધથી આરંભી કંસના વધ સુધીની અનેક વધોની કથાઓ કયા પ્રયોજનથી લખાઈ હશે એ વિચારવાનો આ પ્રસંગ નથી, પણ એમાં યોગસિદ્ધિની વાત તો નથી જ. નંદયશોદાના વાત્સલ્યપ્રેમની અને ગોપીઓની રાસલીલા તથા વિરહ-પીડાની કથાઓને ભક્તિપોષક માની છે. પાછળના ભક્તિમાર્ગના આચાર્યો તથા કવિઓએ ભક્તિપોષક તરીકે આ કથાઓનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. કાળે કરી એમાં નવા ઉમેરા થતા ગયા છે. પણ શ્રીકૃષ્ણના આ બાલચરિત્રમાંએ એક બે દાખલા યોગસિદ્ધિના મળે છે. ત્રીજો સાદો દાખલો નોંધેલો છે.

અક્રૂર મથુરાથી શ્રીકૃષ્ણને તેડવા ગોકુલ આવે છે. કૃષ્ણને સાથે લઈને ગોકુલથી પાછા ફરતાં રસ્તામાં અક્રૂરજી યમુનામાં નહાવા ઉતરે છે. કૃષ્ણ બળદેવ રથમાં જ બેઠા રહે છે. નહાતાં નહાતાં અક્રૂરને પાણીમાં કૃષ્ણનાં દર્શન થાય છે (પ્રતિબિંબરૂપે નહીં) એટલે એ નદીમાંથી બહાર મોઢું કાઢીને જુએ છે તો ત્યાં કૃષ્ણને રથમાં બેઠેલા જુએ છે. અક્રૂર આ દર્શનથી કૃષ્ણને ઈશ્વર માની તેના ભક્ત બની જાય છે. આ પ્રમાણે ભાગવત વગેરેમાં કથા છે. હવે આમાં કશું નવું નથી. આ રીતે એક માણસ જીવતું આપણી સામે બેઠું હોય અને એના શરીરની જીવતી જ આકૃતિ એ જ વખતે બીજે સ્થળે દેખાય એ બનાવ ઘણી વાર બને છે. જો કે એમાં દેખાવ સિવાય બીજું કશું હોતું નથી. અનેક મનુષ્યોએ આવા દેખાવો એક સાથે જોયા છે. એમાં ભ્રાંતિનો કે આભાસનો પ્રશ્ન જ નથી. મનુષ્ય પ્રયત્નપૂર્વક પણ આ રીતે પોતાનું બીજું શરીર (પ્રાણમય કોષ—astral body double) બહાર કાઢી શકે છે, પોતે જોઈ શકે છે તથા બીજાને બતાવી શકે છે એ હવે સિદ્ધ થયું છે (જુઓ—Death and its mystery by Camille Flammarion).

આ નાની સિદ્ધિને અનેક પ્રસંગોએ મોટું રૂપ અપાયું છે. કૃષ્ણે પોતાનાં આત્મવિસ્તાર

કવિભાઈઓનાં અહીં માત્ર નામ ઉમેરી લઉં છું—(૧) સ્વ. કવિ ત્રિભુવન પ્રેમશંકર. (૨) રા. રા. હરગોવિંદ પ્રેમશંકર.

## સાહિત્યસેવા

મણિભાઈની એક અસાધારણ વિદ્વાન્ તરીકેની છાપ મારા મગજ ઉપર પડી રહી છે. ધર્મ સંબંધી સાહિત્ય તો એમના જેટલું વાંચનાર ભાગ્યેજ બીજા હશે. પરંતુ શુદ્ધ સાહિત્યના પણ એ તો પરમ ઉપાસક હતા. વર્ડઝવર્થ, ટેનીસન, મીલ્ટન, શેલી, બાયરન, કીટ્સ, બર્ન્સ, રોબર્ટ, બ્રાઉનીંગ અને મીસીસ બ્રાઉનીંગ એ એમના માનીતા કવિઓ. એમાંથી એક અથવા બીજા કવિનો અભ્યાસ ચાલુ જ હોય. એમની વિદ્વત્તા શિષ્ટ લેખકોમાંજ સમાપ્ત થતી. ન્યુસપેપર વાંચવા તરફ એમને કદી આકર્ષણ નહોતું. કોઇ એ સંબંધે વાત કહે એટલે માત્ર સાંભળે; પણ એ કોલાહલવાળા સાહિત્યથી તો એ દૂરજ રહેતા. ઇ. સ. ૧૯૦૪ની આખરમાં જ્યારે "હીંદ અને બ્રીટીશ વિકમ" પત્ર એમણે ચલાવવા માંડ્યું ત્યારથીજ તેમણે ટાઇમ્સ અને ક્રોનીકલ વાંચવા માંડ્યાં. અંગ્રેજી સાહિત્યના જેમ તેઓ ઉપાસક હતા તેમ સંસ્કૃતના પણ હતા. કોઈ સારા શાસ્ત્રી કે પંડિત મળવા આવે તેની સાથે તેઓ સંસ્કૃતમાં વાત કરતા. અંગ્રેજીનું ગુજરાતી ભાષાંતર એમના જેટલી સરલતાથી કરનાર થોડાજ હશે. કોઇ અંગ્રેજી ગ્રંથ પોતે વાંચતા હોય અને બીજાઓને સંભળાવવાનો હોય તો જેમ વાંચતા હોય તેમ પુસ્તક તરફ, નજર જાય અને ગુજરાતી બોલતા જાય. સાંભળનાર માણસને ગ્રંથ અંગ્રેજીમાં લખેલો છે કે ગુજરાતીમાં એની ખબર ન પડે. અંગ્રેજી એક શબ્દ પણ આવ્યા સિવાય ગુજરાતીની જ ધારા ચાલે !

આવા વિદ્વાન્ તેમજ તેજ લેખકને સાહિત્યની રણભૂમિ ઉપર યુદ્ધોના પ્રસંગ આવેલા હતા. એ યુદ્ધોમાં મણિભાઈએ કેટલીક વાર અસાધારણ પાણી બતાવ્યું હતું. થોડી મોટા ચાર પાંચ પ્રસંગો મને સ્મરણમાં આવે છે:

(૧) પ્રથમ પ્રસંગ રા. જટિલ સાથે. જટિલ એક વિવેચક હતા. કવિતાઓ પણ પોતે સારી લખતા. 'ચંદ્ર' માસિક અસ્તિત્વમાં આવ્યા પછીથી એમણે રસચર્ચા મોટે ભાગે શરુ કરી. રા. કેશવલાલ ધ્રુવનું અમરુશતકનું ભાષાંતર સારું છે તેની કોઇ ના પાડે તેમ નથી, પરંતુ અવાસ્તવિક પ્રશંસાથી તો કંટાળો આવે. જટિલે લાંબીલાંબી પ્રશસ્તિ લખેલી તેમાં "અમરુની ભારતી આકાશમાં ઉડવાની" વાતો હતી. વાક્યોમાં કંઈ અર્થ નહોતો એટલે મણિભાઈએ સખ્ત ચર્ચાપત્ર 'સુદર્શન'માં લખી મોકલાવ્યું. જવાબ શો હોય ! છાપનારની ભુલ અને કંઈ બીજાં બે ચાર બહાનાં બતલાવ્યાં.

(૨) બીજો પ્રસંગ 'સિદ્ધાંતસાર'ના અવલોકનનો. કુદરતી રીતે મણિભાઈનું સ્થાન સુધારક લેખકોમાં આવી ગયું હતું. નરસિંહરાવ, રમણભાઇ વગેરે એ મંડળના નાયકો સાથે તેઓ હાથ મીલાવી શકે એટલી શક્તિવાળા હતા. મણિભાઈએ એ અવલોકન પત્રરૂપે 'જ્ઞાનસુધા'માં શરુ કર્યું અને કેટલાક પત્રો ઘણા સરસ લખાયા; કેટલાક આક્ષેપો અત્યંત માર્મિક અને સચોટ થવા માંડ્યા. અવલોકન ચાલુ હોય ત્યાં સુધી સામા પક્ષ તરફથી જવાબ શી રીતે મળે? છતાં 'સુદર્શન'માં ગ્રંથાવલોકનના વિભાગમાં આ અવલોકનનું અવલોકન આવ્યું. તેના લેખક સ્વ. મણિલાલ તો નહોતા. એમાં લાંબી ટીકાને અંતે નીચેના અર્થનું

એમને કંઈ વિરોધ નહોતો, ઉલટો આદર હતો. પહેલીજ પરિષદમાં હાજર રહી લેખ વાંચ્યો હતો. બીજીમાં પણ હાજરજ હતા. ચોથી પરિષદ વખતે રણજીતરામભાઈએ કહ્યું અને મણિભાઈએ હાજરી આપી.

મણિભાઈએ લખેલાં બધાં પુસ્તકો પ્રસિદ્ધ થઈ ગયાં છે. ભાષાંતરના કેટલાક ભાગો અને એકાદ નાટક અપ્રસિદ્ધ છે. પરંતુ એમના નામ વિના એમની ઘણી કૃતિઓ છપાઈ ચુકી છે. સ્વ. મહારાજા ભાવસિંહજીએ હોરેશીઅસ, ઇલીઅડ અને ગીતાંજલિ મણિભાઈ પાસેજ તૈયાર કરાવ્યાં હતાં. તેમજ સંગીત નીતિવિનોદ નામનું એક પુસ્તક રાજકુમાર કોલેજમાં પાઠ્યપુસ્તક તરીકે ઉપયોગમાં લેવાય એ હેતુથી તેમની પાસેજ કરાવેલું હતું. સ્વ. મહારાજાને સંગીતનો ઘણો શોખ હતો. તેથી નવી નવી તરજો ગાયકો પાસે તૈયાર કરાવી એ તરજોમાં મણિભાઈ પાસે કવિતા રચાવતા. મણિભાઈ શીઘ્ર કવિ હતા, છતાં શક્તિનો આવી રીતે ઉપયોગ થતાં નવીનતા જતી રહેતી અને ઘણી વખત એક સાધારણ કૃતિઓ બનતી.

પણ મહારાજાના બંધનમાંથી છુટી શકાય તેમ નહોતું અને મહારાજાનો સાહિત્ય તરફનો પ્રેમ હતો તેથી વધારે ઉચ્ચ ભૂમિકાએ જઈ શકે તેમ નહોતું તેથી આ પરાધીન જેવી સ્થિતિ આવી રહેતી. પરિણામે મણિભાઈ શુદ્ધ સાહિત્યની સેવા ન કરી શકતા.

પત્રોલાપ હાલ પ્રગટ થએલો છે. એ પ્રગટ કરવાની વૃત્તિ અગાઉ એમને એકથી વધારે વાર થઈ હતી; પરંતુ એ કામ હાથમાં લેતાં અને વિઘ્ન આવતાં અટકતું. ઉપર પણ પુરત પ્રકારે તો એ જોઈએ ન શકાય. વિધિની એ પણ ઈચ્છા. ઘણાને પુસ્તકના નાના કદથી અસંતોષ થાય છે. એમની માહીતી માટે જણાવવું જોઈએ કે મણિભાઈએ પોતાની બધી કવિતાઓ એમાં નથી સંગ્રહી. એક પ્રસંગે વાત કરતાં એમણે કહેલું કે, "જ્યારે મેં સૌથી પ્રથમ ડેન્ટી વાંચ્યો ત્યારે મેં મારી લખેલી પાંચસો સાતસો લીટીઓ કવિતાની હતી તેનો નાશ કર્યો. મને એમજ લાગ્યું કે આપણે તો માત્ર જોડકણાંજ જોડનારા છીએ. ખરેખર કવિ તો ડેન્ટી જેવાજ ગણાય."

મણિભાઈની સ્મરણશક્તિ ઘણી તીવ્ર હતી આ ફાડી નાખેલી કવિતાઓમાંથી પણ કેટલીક પ્રસંગોપાત્ત એ બોલતા ત્યારે મને તો લાગે જે એમની પ્રસિદ્ધ કૃતિઓ છે તેનાથી કંઈ ઉતરતી ન લાગતી. એકાદ વખત એઓ બોલવા માંડયા અને મેં ઉતારવા માંડયું, પણ એ વખત 'પ્રિયા કવિતાને' એ નામની માત્ર એક જ કવિતા લખાણી અને તે પણ ફાડી નાંખી.

એમના પત્રો તો લેખ જેવા છે. એ પત્રો એક બે સ્થળે બહુ જતનપૂર્વક સચવાઈ રહ્યા છે. જ્યારે એ છપાશે ત્યારે ઉચ્ચ સાહિત્યમાં વિરલ સ્થાન ભોગવશે.

મણિભાઈ સ્વભાવથી જેમ કવિ હતા તેમ વક્તા પણ હતા. પોતાનું વક્તવ્ય એટલી સ્પષ્ટતાથી શિષ્ટ શૈલીમાં મુકતા કે સાંભળનાર એમના વાણીના પ્રવાહમાં તરબોળ રહે. એમનાં ઘણાં ભાષણો મેં તો સાંભળ્યાં છે. આક્ષેપો કરવાની એમને ટેવ હતી તેથી ઘણી વખત શ્રોતાઓમાં ખળભળાટ થતો. પરંતુ જ્યારે વિષય ચર્ચાસ્પદ ન હોય ત્યારે તેઓ આખા શ્રોતાગણને મધુર વાણીથી મુગ્ધ કરી દેતા. ગુજરાતી ભાષામાં એટલી મીઠાશવાળાં ભાષણ કરનારા વિરલ છે.

પડ્યું એ કેટલું અસહ્ય થઇ પડતું તે જોવાનો જેને પ્રસંગ આવેલો છે તે જ જાણે છે.

જ્ઞાતિથી બહિષ્કાર પામેલા હોવાથી મણિભાઇ ક્યાંય જ્ઞાતિના સમૂહમાં જઇ ન શકતા. એમના મોટા પુત્રના યજ્ઞોપવીતનો પ્રસંગ આવ્યો તે વખતે તેમના સ્નેહી સંબધીઓએ મણિભાઇને ઓછું ન આવે એમ ધારી હાજરી આપી હતી. આ પ્રસંગે જ્ઞાતિભોજન વખતે પંક્તિ જમવા બેસતી ત્યારે મણિભાઇ સામે દૂર ખુરસી ઉપર બેસતા. એક દિવસે શ્લોક બોલતી વખતે સૌએ મણિભાઇને બોલવા કહ્યું કે આપ શ્લોક બોલો, એટલે પંક્તિમાં પોતાના બાલપણના સ્નેહીઓ જે બેઠા હતા તેમને સંબોધીને કહ્યું હોય કે પોતાની સ્થિતિ પ્રત્યક્ષ થતાં કહ્યું હોય, પણ:

पुरा सरसि मानसे विकचसारसालिस्खलत्-  
परागसुरभीकृते पयसि यस्य यातं वयः।  
स पल्वलजलेऽधुना मिलदनेकभेकाकुले  
मरालकुलनायकः कथय रे कथं वर्ततास्॥

એ શ્લોક બોલ્યા અને બોલતાં બોલતાં કંઠ ગદ્ગદિત થયો. એમને પોતાની સ્થિતિ કેટલી અસહ્ય લાગતી તે આ ઉપરથી પ્રત્યક્ષ થશે.

મણિભાઇનો દેખાવ રુઆબદાર હતો. શારીરિક બલ પણ સારું હતું. એ બલ કોઇક ઉપર અજમાવાતું પણ ખરું. એમને ઘેર એક રસોઇઆને ઘણી ખરાબ આદત હતી–રસોઇ કરતાં કરતાં ખાવાની ટેવ હતી. મણિભાઇને કોઇએ વાત કહી. બેચાર દિવસ વીત્યા અને એ ક્રિયા કરતાં રસોઇઓ પકડાયો. કંઇ પણ પુછ્યા કર્યા શિવાય મણિભાઇએ રસોઇઆનો કાન પકડી એવો તમાચો મારી દીધો કે તે વખતે તો રસોઇઓ રાંધી ન શક્યો અને વસ્તીથી ચાલ્યો ગયો.

ભાવનગરમાં ઘણાં વર્ષો અગાઉ એક મુંગા બાવા હતા. તે બોલતા નહીં. કામકાજ સ્લેટ ઉપર લખીને આપે. દેદ તો મદ્રાસીનો હતો, પણ ગુજરાતી ભાષા ઉપર સારું પ્રભુત્વ હતું. તેઓ નીડર હતા તેમ બહારવટી પણ હતા. એમને મણિભાઇ સાથે સંબંધ બંધાયો. બનતાં સુધી સાધુ સંત તરફ મણિભાઇ ચાહના રાખતા–એમની અપાત્રતા ન જણાય ત્યાં સુધી. આ બાવાજી જરા વિચિત્ર હતા. મણિભાઇની ગેરહાજરીમાં એમની પેટીમાંના ખાનગી કાગળો વાંચતાં મહારાજ પકડાયા. કે જવાબ માગ્યા શિવાય જ મણિભાઇએ તમાચો મારી હાથમાં લાકડી આપી મહારાજને પાછળને બારણેથી પીઠાય કરી દીધા. ફરી વખત મહારાજ દેખાયા નહીં. કેટલીક ગુજરાતી ચોપડીઓ વાંચવા લઇ ગયા હતા તે પાછી લેવા હું એકાદ વખત ગયો હતો પણ મહારાજે આપી નહીં.

સામાન્ય રીતે મણિભાઇ કોઇ જાતનો શારીરિક શ્રમ ન લેતા. ફરવા જવાની ટેવ જુવાનીમાં હતી, પછીથી એ બંધ થઇ ગઇ. દિવસોના દિવસો સુધી ઘરમાં પણ બેસી રહેતા. કેળવણી ખાતામાંથી દીવાન ઓફીસમાં નીમણુક થયા પછીથી રાજ્યનું કામ ઓછું રહેતું. મહારાજા સાહેબનું અંગત કામ રહેતું અને તે માટે સવારમાં અથવા રાત્રે મહારાજાની હજુરમાં હાજર થવું પડતું. આવી બેસારુ પ્રકૃતિ હોવાથી એમના શરીરમાં મેદ વધી ગયો હતો અને તેને અંગે સ્ફુર્તિ ઓછી રહેતી.

વાચન અને સંગીતના શોખ ઉપરાંત બીજા ખાસ શોખો તેમને નહોતા. કોઇ જાતની રમત રમતા તો મેં તેમને કદી જોયા નથી. શેતરંજ સારી રમતા એમ સાંભળ્યું છે. ઘણા આનંદમાં હોય તો માત્ર મધુર કંઠથી ગાતા હોય.

## અખંડ જ્યોત

[અનુસંધાન પૃષ્ઠ ૩૯૬ થી.]

આમ અમારું નાનું ઘર સુખી હતું. લીમડાની શીતળ છાયા જેવી શાંતિ ફેલાઇ ગઇ હતી ને સાવિત્રીનાં રમુજી તોફાનોની અને મારી વચ્ચે ન્યાયાધીશના જેવી ગંભીરતાથી બેસીને બાજી જે ચુકાદો આપતાં તેમાં સાવિત્રી તરફ હમેશાં પક્ષપાત હોયજ. પણ એ મીઠા વાતાવરણમાંથી તો અમારી બનેની જીવનગાંઠ એકજ બની રહેતી હતી. સાવિત્રીના મોં પરનો નાનો સરખો તલ મારે મન કાલિદાસના કાવ્ય જેવો રસભર્યો હતો. ને મારી ઉગતી મુછ સાવિત્રીને મન પ્રેમાનંદના ઓખાહરણ જેવી–ધનુષની પણછરૂપ–હતી. અમે એ અવસ્થામાં હતાં કે જ્યારે જીવનમાં તોફાન એજ પ્રેમ મનાય છે.

મને સાંભરે છે કે એક દિવસ હું નહાવા બેઠો ત્યારે સાવિત્રી ઉનું પાણી લાવી ને તેમાં ટાઢું પાણી ઉમેરતા પહેલા ઉના પાણીનો એક પ્યાલો ભરી રાખ્યો. બાજી જરા નજર ચુકમાં ત્યાં તો તેણે મારા વાંસા ઉપર પાણી રેડયું. મારાથી "ઓગ વોય!" થઇ ગયું ને બાજી બુમ પાડી ઉઠયા. "શું છે? શું છે?" પણ સાવિત્રી તો એની હમેશની ટેવ મુજબ તોબડી લાજને એક આંગળીથી ઝાલી રાખીને ઉભી રહી. એની આંખ તો હસતી હતી અને હું "પણ મા! આ નમાણી તો "એ વાક્ય બોલવા જતો હતો ત્યાં તો ફરી ટાઢા પાણીનો કળશીઓ મારા પર રેડયો ને ઉતાવળમાં "હવે હવે સમાધાન થઇ ગયું છે. બોલતા નહીં"–એટલું બોલીને સાવિત્રી એવા ઠપકાભરેલી આંખે મારા તરફ જોઇ રહી કે જાણે હવે તે અબોલા લેશે...ટાઢા પાણીનો કળશીઓ રેડયો એ તો બાજી પણ જોઇ ગયાં હતાં, એટલે આવું જોઇને "દીકરા! તું પણ એવજ લાગનો છે!..." એટલું બોલી ઘરમાં ખખડાટ થયો કે તરતજ "બીચારી!" કહીને બાજી જરાક હસતાં ચાલ્યાં અને પેલી અબોલા લેનારી તો તરતજ ખડખડ હસી પડી. "એમાં શું 'ઓયવોય' કરો છો? જેટલું ઉનું પાણી રેડયું તેટલુંજ ટાઢું પાણી રેડયું છે ને?......"

અમારો વિનોદ લખતાં આખું જીવન પુરું થાય ને આખું જીવન આંસુડામાં સરી જાય એટલે હવે આગળજ ચલાવું છું.

હા. અમારો નિર્દોષ આનંદ લાંબો વખત ટકી શકયો નહીં. થોડા વખત પછી મારે પણ કોલેજમાં જવાનો વારો આવ્યો. વેકેશનમાં જ્યારે પાછો આવું ત્યારે સાવિત્રી–તે દિવસે ખાસ કરી–મારી પાસેજ બેસી રહે. ન કામ હોય તો કામ કાઢે ને કે ન મળે તો મારી પાસે ગીતા વાંચવા બેસે. એને ખબર હતી કે હું એની રાહ જોતો હતો એટલે ઉપર આટલું પણ તોફાન કર્યા વિના સાવિત્રી રહી શકે નહીં.

છેવટ અમે જુદાં પડયાં ત્યારે મને સાંભરે છે કે કોઇ દિવસ નહીં ને તે દિવસ સાવિત્રી ભારે ગંભીર બની ગઇ હતી. તે મને છેવટ મળવા આવી ત્યારે મારા પગ પાસે નમી પડી ને–જરાક વિચિત્ર તો લાગશે પણ–જાણે કે હું એનો મોટો ગુરૂદેવ હોઉં તેમ મારી પાસે એક રેશમી કાપડ પર કંકુભરેલા બે પગલાં કરાવ્યાં ને એક નાની સરખી છબી પણ માગી લીધી. ...મારું આ મહત્વ નવાઇભરેલું લાગશે. પણ નાના માણસને એકલા નિર્મળ પ્રેમે તો ઇશ્વર જેટલા મહાન કર્યા છે ને તેથી તે મહાન બન્યા છે પણ ખરા.

જ્યોતિ જેવો એકજ શબ્દ આવ્યો: "भूयो यथा मे जन्मान्तरेऽपि त्वमेव भर्ता न च विप्रयोगः"

એ દૃષ્ટિ ભ્રમણા હતી, પણ શબ્દો બીજા જીવનની શરૂઆત જેવા હતા.

* * *

સાવિત્રીની વાત થઈ રહી. આજ હવે બીજા ધંધાને અભાવે આકાશમાંથી ઉતરતા અંધારપછેડા હું જોયા કરું છું ત્યારે જન્મોજન્મ આ ઘર માગનાર માતાની મૂર્તિ પાસે સાવિત્રીનું–તે આવી ત્યારે જેવું હતું તેવું–શરમાળ મોં 'त्वमेव भर्ता न च विप्रयोगः' કહેતું ખડું થાય છે. પછી કલ્પનામાં બધાં જુદાંજુદાં દશ્યો ખડાં થઈ ચાલ્યા જાય છે ને છેવટે એ બધાંમાંથી જાગી હું મારા ખંડમાં જઈ સુતોસુતો જાગ્યા કરું છું!... એમ ને એમ આજે પંદર વર્ષ વહી ગયાં છે.

એક દિવસ આ પ્રમાણે હું મારી અગાશી-માં બેઠો હતો. વાંચનાર! ક્રોધ ન કરે તો હું ખાત્રી આપું છું કે આ બનેલી બીના છે, જોડી કાઢેલી વાર્તા નથી. હું બેઠો હતો ને મારી સામે ગીરનારનાં લીલાં ઝાડવાં વધારે ને વધારે ઝાંખાં થતાં હતાં. સૂર્યની લાલી શમી ગઈ હતી ને આછા અંધારપછેડાથી પૃથ્વી ઢંકાતી હતી. રાત્રિ પહેલાંની થોડીક પળો એવી હોય છે કે જ્યારે ઝાંખી ઝાંખી પૃથ્વીમાં જુદા રંગનો ઘુમસ જેવો આછો અંધારપછેડો ચારે તરફ વીંટાઈ રહે છે. આ પળ એવી હતી ને એ ઘડીમાં જ અનેક અર્થપૂર્ણ અગમ્ય ગાથાઓ ભરેલી હોય છે. હું બેઠો હતો ત્યાંથી થોડે દૂર–વાદળથી ઘણે નીચે પણ પૃથ્વીથી ઠીક ઠીક ઉંચે–આછું આછું વાદળું ફેલાતું લાગ્યું. મેં આંખો ચોળી ને ચોખ્ખું જોવા મહેનત કરી. આછા આસમાની રંગની એક મૂર્તિ–પવન જેવી પાતળી ને પાણી જેવી પારદર્શક, પણ પૃથ્વી જેવી ઘન–ત્યાં ઉભી હતી. આંખે ઝાંઝવાં વળે છે એમ ધારી મેં ફરી આંખ ચોળી. પેલી મૂર્તિ ત્યાં જ હતી, પણ આકાશ જેવી સ્પષ્ટ હતી ને અગ્નિ જેવી તેજસ્વી હતી. હું આંખ ખેંચીને એ તરફ જોઈ રહ્યો ત્યાં મૂર્તિમાં–આહ! શું જોયું? સાવિત્રીના મોંની સ્પષ્ટ રેખાઓ દેખાઈ. એ જ તોફાની આંખ, મસ્તીભરેલો પ્રેમ ને એમની સાથે વિરલ એવી શ્રદ્ધાની સ્પષ્ટ રેખાઓ!

હું બેઠો હતો ત્યાંજ સડક થઈ ગયો. જીવતાં જેને પૂજ્યાં હોય તેને મૃત્યુ પછી કેવા ડરથી આપણે જોઈએ છીએ? પણ સાવિત્રી તો નિર્મલ હતી. એનાથી ડરવાનું શું!

એક પળમાં સાવિત્રી તરફથી સુગંધી પવન આવતો લાગ્યો. અજાયબી પર અજાયબી હું અનુભવું છું ત્યાં સાવિત્રીના મીઠા શબ્દો મેં સાંભળ્યા: "त्वमेव भर्ता न च विप्रयोगः" હવે ખરેખર આ ભ્રમ છે એમ ધારી હું ઉઠ્યો, પણ ત્યાં "વહાલા પ્રિયતમ! હું તારી રાહ જોઉં છું......ને ત્યાં...ગામમાં તપાસ કરજો!"

તેજ ક્ષણે આકાશમાં કંઈ હતું નહીં.

હું કલ્પનાના ભૂત પર હસતોહસતો ચાલ્યો ગયો.

* * *

બીજે દિવસે સવારે હું ઉઠ્યો ત્યારે રાત્રિની વાત તાજી હતી ને શબ્દો તો સ્પષ્ટ સાંભળ્યા હતા. આ નવાઈ શું? મેં એ

એમના શબને કલકત્તા લાવી કાલીઘાટ પર અગ્નિસંસ્કાર કર્યો. તે વખતે હાવરાના સ્ટેશન પર જે લોકોની ઠઠ મળી હતી તેવી કલકત્તામાં પહેલાં ભાગ્યેજ દેખાઈ હશે. બંગાલના દરેક મનુષ્યને એમના જવાથી આઘાત લાગ્યો. ઘણાકે તો એ ખબર માનવાજ ના પાડી. ઘણાકો તો સમજ્યા કે એમનાથી બે દિવસ આગળ ગુજરેલા બીજા બંગાળી વીરલા સર આશુતોષ ચૌધરી માટે એ વાત હશે. પણ અંતે ખબર તો સાચીજ ઠરી. શબ લઈને હાવરાથી લોકો યુનીવર્સીટી હૉલમાં આવ્યા. અને જે હૉલ માત્ર એકજ અઠવાડીઆ અગાઉ એ વીરે ગજાવ્યો હતો ત્યાંજ હજારો વિદ્યાર્થીઓએ એમનાં છેલ્લાં દર્શન કર્યાં ને છેલ્લા પ્રણામ કર્યા.

એ મહાપુરૂષમાં આશ્ચર્યકારક શક્તિએ હતી. મગજશક્તિમાં એમની બરોબરી બંગાળામાં શું, ભારતવર્ષમાં શું, પણ પૃથ્વીમાં પણ કોઈકજ કરી શકે. યુનીવર્સીટીમાં જુદાજુદા લગભગ બે ડઝન વિષયો માટે કમીટીઓ છે તેમાં માત્ર એક (હીબ્રુ ને સીરીયાક ભાષાઓ) સીવાય દરેકના એ પ્રમુખ હતા; અને તે માત્ર નામનાજ નહીં. પ્રત્યેક વિષયમાં એમનું જ્ઞાન ઉંડું અને કોઈ સાધારણ પ્રોફેસરને કોરે બેસાડે તેવું હતું. ઈંગ્લીશ, બંગાળી, સંસ્કૃત, પાલી, અરબીક, ઇતિહાસ, ગણિત, કાયદાશાસ્ત્ર, અર્થશાસ્ત્ર (Economics), ફીલસુફી, એ વિષયોમાં તો એમનું જ્ઞાન અગાધ ગણાય. અને એ બધું છતાંય એમને પોતાના જ્ઞાન સંબંધી જરાએ દંભ ન હતો. પ્રત્યેક વિષયમાં શીખાડવાની કે પુસ્તકોની ચર્ચા (Academic discussion) થાય ત્યારે બધું તે વિષયના વડા અધ્યાપક પર છોડતા, પણ કોઈ કોઈ વાર એકાદ એવી સૂચના કરતા અથવા અમુક લેખકનું નામ બતાવતા કે અમો વર્ષોના અભ્યાસીઓ ચકિત થઈ જતા.

પણ એમના સૌથી મોટા ગુણ એમની દીર્ઘદૃષ્ટિ તથા એમની કાર્યદક્ષતા (Organising power) ગણાય. ભારતમાતાના ભવિષ્ય માટે એ નિઃસંદેહ હતા. કોઈપણ કાર્ય ભારતવાસીઓથી ન બને એ તો એ માની શકતા જ નહીં. મરણના બે ચાર માસ અગાઉથી જ એમણે અમને ફ્રેન્ચ અને જર્મન ભાષાઓનો અભ્યાસક્રમ તૈયાર કરવા કહ્યો હતો, અને ત્યારે એમના કહેલા શબ્દો હજી મારા કાનમાં અથડાયા કરે છેઃ "યુરોપીઅનો ધારે છે જે આપણે એમની ભાષાઓ સારી રીતે ગ્રહણ કરી શકીએ નહીં; તમે એવો અભ્યાસક્રમ યોજવો જેથી એઓની પણ ખાત્રી થાય જે આપણે ભારતવાસીઓ એમની પોતાની ભાષાઓ પણ શીખી શકીએ છીએ."

સર્વથી ઉચ્ચ સ્થાન એમના હૃદયમાં ભારતના ઇતિહાસ અને ભારતની ભાષાઓ માટે હતું. પોતાની માતૃભાષા માટે એમનો પ્રેમ અનહદ હતો. અને દેશી ભાષાઓની કેળવણી માટે હમેશં એ ઉત્સુક રહેતા. અત્યારે આપણા દેશમાં માત્ર કલકત્તા જ એવી વિદ્યાપીઠ છે જ્યાં આપણા દેશની દરેક ભાષા શીખવવામાં આવે છે. વળી દરેક ભાષા માટેનાં પાઠ્ય પુસ્તકો પણ તૈયાર થાય છે. દેશી સાહિત્યમાંથી જાણીના પ્રાચીન તથા અર્વાચીન લેખકોમાંથી ઉતારાઓ (Selections) ના સંગ્રહો તૈયાર કરવામાં આવે છે. બંગાલી, ઉડીઆ, આસામી તથા હીંદીનાં તો Selections નાં કેટલાંક પુસ્તકો પ્રગટ થઇ ચુક્યાં છે અને ગુજરાતીનું પહેલું પુસ્તક આવતા માસ સુધીમાં બહાર પડવાની

એવા મહાજ્ઞાની, મહાવીર, કર્મયોગીનું અવસાન શા માટે થયું હશે ! ઈશ્વરની લીલાને કોણ સમજી શકે ? એમનું કાર્ય ભારત-વર્ષનું કાર્ય છે, મનુષ્યજાતિના ઉદ્ધારના સાધન-રૂપ છે. ઈશ્વરનું પોતાનું કાર્ય છે. આપણે એમને માટે શાંતિની પ્રાર્થના કરીશું અને ઈશ્વર પાસે એ માગી લઈશું કે એવા પુરુષા-ત્મા જેમણે પોતાની શક્તિઓનો પુરેપુરો સદુપયોગ કર્યો, જેમણે પોતાનું જીવન પુરે પુરું સાર્થક કર્યું તે આત્માને હજી વધુ શક્તિ, વધુ પ્રભાવ, વધુ જ્ઞાન આપી વહેલો પાછો આપણે માટે પૃથ્વી પર મોકલી આપે. તથાસ્તુ.



કોરાં ઝીલતાં ત્યારે સુરેશે પાછળ આવી "આ ઝીલેલાં અમૃત કોને દેશે વાસંતી?" એમ પુછ્યું ત્યારે શરમ અને ગભરાટથી તમારા હાથ છુટી ગયા. એ છુટેલા હાથમાંથી જળ વેરાઇ જાય પહેલાં તો સુરેશે તે ઝીલી લીધાં. ને પછી.........? કૈં નહીં. ... ... ... ... ... ... ...ને પછી તમે પરણ્યાં.

× × ×

જીવનમાં તમને સુખ મળ્યુ હોય કે નિરાશાના ઝંઝાવાત તમારે ખમવા પડ્યા હોય, પણ કોઇ એકલી ઘડીમાં આ બધાં ચિત્રો ઘડી વાર તો તમારી રોજની દુનીઆથી દૂર તમને જરુર લઇ જતાં હશે. સારાં અને સૃજનજુનાં છતાં જે શ્રદ્ધા અને આશાથી એ બધાં જીવનભરનાં અમૃત બને છે તેટલો રસ પછીનાં ચિત્રોમાં કદી આવતો હશે?

હરિસિંહજી ગોહેલનું ભાષણ.

અનાદિ કાળથી ઇશ્વરે જીવનું સંરક્ષક તેજ ક્ષત્રિયમાં રાખેલું છે. પરંતુ કાળબળે તેનો શોચનીય ફેરો થયો અને તેનું પરિણામ આજે આપણાથી અપ્રત્યક્ષ નથી. ઉપરનાં બે ભાષણો જો સમજવામાં આવે તો ક્ષત્રિયમાં ક્ષત્રિયત્વનું અનાદિકાલનું ચેતન્ય લાવવા માટે તે પુરતાં છે, અને શુદ્ધ ક્ષત્રિય સ્ત્રીપુરુષનાં શરીરમાં આજન્મ જેમ અક્ષરો જેવાં છે પરંતુ આજકાલ કેટલાંક ભાષણો જેમ કાગળ પર છપાયલાં રહે છે તેમ ન રહે તો. આશા છે કે વીરક્ષત્રિય જાતિ તે વાંચી તેનો સદુપયોગ કરી પોતાની જાતિવિષયક ભૂત કીર્તિને પુનર્ જીવન્ત કરવા પ્રયત્ન કરશે.

કન્યા-રીડર્સ (નં. ૧ થી ૬): પ્રકાશક. રા. સુખલાલ નાથાલાલ શાહ બુકસેલર રીચીરોડ, અમદાવાદ. મૂલ્ય: દરેકનો રૂ. ૦-૬-૬.

ગુજરાતથી માંડી બાળક અને કન્યાઓને સામાન્ય શિક્ષણ મળે તેવી રીતે ત્રણ નંબર સુધી અને ત્યારપછી ચાર થી છ નંબર સુધીમાં કન્યાઓને કન્યા શિક્ષણ મળે તેવી રીતનાં અર્વાચીન સ્ત્રીવિષયક પાઠો આપવામાં આવેલાં છે. કન્યાઓના શિક્ષણ માટે એ રીડર્સ ઉપયોગી થાય તેવી છે.

**શ્રી** જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક બોર્ડીંગનો (સને ૧૯૨૩ ની સાલનો અઢારમા વર્ષનો) રીપોર્ટ: પ્રકાશક: વકીલ મ. કાળીદાસ મોહનલાલ. ગાંધી. અમદાવાદ.

**શ્રી** બાલસુધારક જૈન વ્યાયામશાળાનો તૃતીય વાર્ષિક રીપોર્ટ: પ્રકાશક: ચોક્સી રા. પ્રેમચંદ મગનલાલ. ભરુચ.

ચરોતર એજ્યુકેશન સોસાયટીનો (આઠમા વર્ષનો સન ૧૯૨૩-૨૪) નો અહેવાલ; પ્રકાશક: રા. ભીખાભાઈ કુબેરભાઈ પટેલ સેક્રેટરી, આણંદ.

**શ્રી** લાલન-નિકેતન-મંડળ અને તેની શાખા-પ્રશાખા: પ્રકાશક શાહ શિવજી દેવશી. મંત્રી-લાલન-નિકેતન-મંડળ.

જૈન સાહિત્યપરિષદ-સુરત પત્રિકા ૨ જી અને ૩ જી: લેખક: રા. ડુલ્લભચંદ સાકરચંદ ઝવેરી, સુરત.



આ "ગુજરાત" પત્ર સાહિત્યપ્રકાશક કંપની લીમિટેડ માટે શામળશંકર પ્રભુરામ ભટ્ટે "શ્રી સાહિત્ય પ્રેસ"માં નં. ૨૨, સેન્ડહર્સ્ટ લેન, કોટ મધ્યે છાપ્યું અને નં. ૫૬, મેડોઝ સ્ટ્રીટમાં આવેલી ધી સાહિત્યપ્રકાશક કંપની લીમિટેડ તરફથી શામળશંકર પ્રભુરામ ભટ્ટે પ્રગટ કર્યું છે

શબ્દો ઉપરાંત કથનની ખરી સામગ્રી શબ્દચિત્રો પૂરી પાડે છે. શબ્દ વસ્તુનો નિર્દેશ કરે છે; પણ તેના ગુણ, સંબંધ કે સ્વરૂપનો ખ્યાલ આબેહુબ રીતે આપી શકતા નથી. એ તો કલ્પનાજ જુદીજુદી વસ્તુઓ વચ્ચે એવો સંબંધ બાંધે છે કે તેથી એક વસ્તુના કથન માટે અનેક સમભાગી, સહચારી, કે સંબદ્ધ ચિત્રો શબ્દો વડે ખડાં થઈ શકે છે. શબ્દચિત્રો મૂલ વસ્તુનો અસરકારક ચિતાર આપે તોજ તે સાહિત્યની સામગ્રીમાં ગણાય.

બધા અલંકારો શબ્દચિત્ર રચવા જતાં પ્રગટે છે. એ શબ્દચિત્રોનું વર્ગીકરણ એ અલંકારનું શાસ્ત્ર.

માણસ માત્રને એકલો "નર" શબ્દ સચોટ નથી લાગ્યો. ગોપાલ આર્યના સમયમાં તેની કલ્પના આગળ શક્તિનો આદર્શ ખડો હતો એટલે તેણે કલ્પનાચિત્ર ખડું કર્યું: "નરપુંગવ": જ્યારે ચપલતા અને વિનાશક શક્તિની મૂર્તિનું ચિત્ર આલેખવાની જરૂર પડી ત્યારે તેણે ચિત્ર રચ્યું: "નરશાર્દૂલ": જ્યારે પ્રભાવ અને સત્તાના રંગ પૂરવાની જરૂર જણાઈ ત્યારે સુધારો કર્યો: "નરસિંહ": જ્યારે તેમાં તેજ, ઔદાર્ય અને સમૃદ્ધિ દર્શાવવાની જરૂર જણાઈ ત્યારે ફરી ચિત્ર ચીતર્યું: "નરેંદ્ર."

આ ઉપરાંત શબ્દચિત્ર રચવા કથનમાં વાસ્તવિકતા જોઈએ. તેમજ અપૂર્વતાની આકર્ષકતા જોઈએ. ચિત્ર જો વાસ્તવિક ન હોય તો ખરી અસર કરી શકે નહીં; ચિત્ર જો આકર્ષક ન હોય તો ધ્યાન ચોંટે નહીં. શબ્દચિત્રોથી સચોટતા કેમ સધાય એ નક્કી કરવું સહેલ નથી; અને છતાં કેટલાક ઉપયોગી સિદ્ધાંતો નક્કી થઈ શકે છે.

શબ્દચિત્રનું સ્વરૂપ એવું જોઈએ કે કથનમાંથી વગર પ્રયત્ને–એટલે સ્વાભાવિક રીતે–તે તરી આવે. કથનને અનુરૂપ નહીં એવું ચિત્ર ગમે તેવું સારું હોય તો પણ કંઈ અસર કરતું નથી.

શબ્દચિત્ર જેમ થોડાં વપરાય તેમ તેની સ્પષ્ટતા વધે છે; અને તેની છાપ પણ વધારે આબેહુબ પડતી દેખાય છે. પણ ઘણી વખત શબ્દના કે શબ્દચિત્રના ભારોભારથી સચોટતા સાધવાના પ્રયત્નો સાહિત્યમાં જોવામાં આવે છે. ફેશરાની સામગ્રીના મેદાનથી પ્રશંસા ભલે મળે, પણ સચોટતા સધાતી નથી. દરેક સાહિત્યક શરૂઆતના પ્રયાસોમાં સચોટતા સાધવા શબ્દાડંબર રચે છે, પણ તેનામાં ખરા કલાકારની શક્તિ ખીલતાં, તે ગણ્યાગાંઠ્યા ચિત્રોથીજ સચોટતા સાધે છે. શેક્સપીઅર અને ભવભૂતિની કૃતિઓ આ નિયમનાં દૃષ્ટાંતરૂપ છે.

"કેટલાક લેખકો અર્થ વગરના શબ્દોનો સમુચ્ચય રચે છે; અને સામાન્ય રીતે કથન કરતાં એટલા ડરે છે અને ભપકાના દેખાવથી એટલા આસક્ત છે કે દરેક વસ્તુને ઉજાસની વાષ્પપુંજમાં વીંટી દે છે."[1]

૧. ક્વીંટીલીઅન.

ગદ્યમાં સચોટ શબ્દચિત્રોમાં સચોટતા લાવવાની શક્તિ અર્થાંતરોમાં કાર્લાઈલમાં સંપૂર્ણ કલાએ ખીલેલી દેખાય છે. મીરાબોના શરીર ને શક્તિનું ટૂંકું પણ સચોટ વર્ણન નમુના તરીકે લઈએ.

"ભિડેલી ટોપી નીચે દેખાતાં કાળાં રેશમશનસમાં ઝુલ્ફાંથી શોભતો, જ્વલંત અને અસુંદર તે ચાલ્યો આવ્યો. અગ્નિગર્ભ અને બાજુએ કંઈ એવો સમુચ્ચય તે હતો, જે ન ઓળખાય કે ન સળગતો ભડકાય...પણ આખા ફ્રાંસને ભૂમિથી ભરી દઈ શકે."[1]

સચોટ શબ્દચિત્રો વિના કાવ્ય સંભવતું નથી. કલ્પનાચિત્રો સરજવાની શક્તિ એ કવિસ્વભાવનું પ્રથમ લક્ષણ છે. અને તેથી મહાકવિઓની કૃતિઓ શબ્દચિત્રોથી ભરપૂર દેખાય છે. પણ પદ્યમાં કલ્પનાને વધારે સ્વાતંત્ર્ય હોવાથી તેમાં ચિત્રો જેવી સરલતાથી ઉપજાવી શકાય છે, તેવી રીતે ગદ્યમાં સંભવતું નથી. ગદ્યમાં વાસ્તવિકતાનું પ્રાબલ્ય વધારે હોય છે; અને પરિણામે વાસ્તવિક અને આબેહૂબ ચિત્રો ઉભા કરવા માટે વધારે મહેનત પડે છે. ગદ્યમાં અદ્ભુત શબ્દચિત્રો આલેખવાની શક્તિ ઉપર વક્તાનું સામર્થ્ય સ્થાપ્યું છે: અને વિશ્વવિખ્યાત વક્તાઓનાં ભાષણોનો પ્રભાવ તેમાં આલેખેલાં ચિત્રો પરજ રચ્યો હોય છે.

વક્તાઓએ રચેલા શબ્દચિત્રના નમુના દાખલ વૉરન હેસ્ટીંગ્સના મુકદમામાં શેરીડનના અપ્રતિમ ભાષણમાંથી દાખલો લઈએ.

"સુલ્તાન-ઉ-દૌલા જંગલી હૃદયનો પણ ચારિત્ર્યવાન હતો; અને પોતે યુદ્ધમાં ક્રૂર હતો છતાં તેણે સાનુકૂલ આકાશ ને રસાળ જમીનને પરિણામે એના દેશને મળેલી સમૃદ્ધિ મહેનતથી સાચવી રાખી હતી. તેના મરણ પછી શું થયું છે તે જાણ્યા વિના કોઈ અજાણ્યો માણસ અવધ પ્રાંતમાં ગયો હોત તો ઉજ્જડ ને સુકાં ખેતરો; બળીને રાખ થએલી લીલોતરી; નિર્જન ને ખંડીએર થએલાં ગામો; તૂટેલાં ને છાપરાં વગરનાં મંદિરો; ભાંગેલા ને સુકાઈ ગએલા કુવા—આ વિશાલ ને સર્વગ્રાહી વિનાશ જોઈ તે પુછત કે, આ સુંદર ને સમૃદ્ધ દેશને કોણે ઉજ્જડ કર્યો છે? સર્વવ્યાપી વિગ્રહથી કયા રાક્ષસી ઝગડાએ—કયા વિનાશશીલ પરદેશી શત્રુએ—કયા આંતર વિગ્રહોએ—કયા ધાર્મિક ઝનુન-કયા રાજ્યના કૌટુંબિક વિગ્રહે—કથા દંતકથામાંજ મળતા એવા શસ્ત્રો ચારે તરફ વિચરી, મનુષ્ય તરફ દ્વેષ ને વેરથી પ્રેરાઈ પ્રકૃતિ ને મનુષ્યસ્વભાવના વિકાસનું દરેક સ્વરૂપ, આનંદનાં દરેક સાધનો અને જીવન માટે જોઈતી મૌલિક ને સાદી વસ્તુઓ પણ શત્રુ જેવા પાશથી નિર્જીવ કરી મુકી છે?"[2]

આ શબ્દચિત્ર જોઈએ તેનાથી વધારે ભભકભર્યું છે, પણ સચોટ છે. ડેમોસ્થનીસે આવું ચિત્ર થોડાક શબ્દોથી વધારે સચોટ બનાવ્યું હોત.

1. ફ્રેન્ચવિપ્લવ (French Revolution: Carlyle)





ઝાડની ડાળ પર ચડતો હોય તેમ તેમની
ડોકે તેણે હાથની ઝુડ ભેરવી

# આગલા પ્રવેશોનો ટૂંક સાર

ગાંધીભક્ત શેઠ અંબાલાલના બંગલામાં અનુભિમીઓ પ્રેક્ષકોને. ગાંધીજી, ટાગોર અને કવિ નાનાલાલની પ્રતિમાઓ રાખીને વિગત જણાવી રહ્યા છે. એટલામાં શેઠનો પુત્ર સારાભાઈ જે પારીસમાં ઝવેરીની પેઢીમાં મેનેજર તરીકે કામ કરે છે તે આવી પહોંચે છે. અને પોતાની નાની બહેન પુષ્પા સાથે વાતો કરી પિતાની પોતાના તરફ કેવી વૃત્તિ છે તે જાણવા પ્રયાસ કરે છે, અને મધુરી અને નરોત્તમના જીવનકલહની વાતચીત કરી પછી પોતાની મહત્તાનાં બણગાં ફૂંકી, ગુમ રહેવા ત્યાંથી ચાલ્યો જાય છે. અંબાલાલ પુષ્પા સાથે પ્રેક્ષકોના પોતાના તરફના સારા નરસા વિચારો માટે વાતચિત કરે છે ત્યાં પ્રેક્ષકોથી કંટાળેલી માયાવતી ખીજાય રહી આવે છે. વચમાં પ્રેક્ષકો આવતાં પુષ્પા ગભરાઈને ચાલી જાય છે, અને પાછળથી નરોત્તમ પણ ઉશ્કેરાઈને આવે છે અને માયાવતી અને નરોત્તમ બંને અંબાલાલ સાથે પ્રદર્શનથી થતા પ્રેક્ષકોના કંટાળા બાબત રસભરી ચર્ચા કરે છે; છતાં અંબાલાલ પોતાની ઉદારતાનો ડોળ છોડતો નથી, એટલામાં જીવરાજ વૈદ આવે છે. જીવરાજની રૂબરૂમાં નરોત્તમ અંબાલાલ તથા માયાવતીની પ્રવૃત્તીઓને પ્રબળ રીતે હાસ્યિક કરે છે અને જીવરાજ સહિત ચાલ્યો જાય છે. એટલામાં ગાંધીજી તથા રવિબાબુના વિરોધી હીરાસિંહ આવતાં તેમની વચ્ચે કેટલીક વાદવિવાદ થતાં ચાલે ને ખીજાઈને ચાલ્યો જાય છે. પુષ્પા ને મધુરી હાસ્ય-વિનોદ કરતાં હોય છે ત્યાં નરોત્તમ આવે છે. પુષ્પા જાય છે અને નરોત્તમ મધુરીને પરસ્પરની મનુષ્યશક્તિ દઢ કરવા સમજાવતો હોય છે, પણ વિચારની વિરુદ્ધતા પડતાં મધુરી નરોત્તમને તિરસ્કારી પુષ્પા સાથે ફરવા ચાલી જાય છે, એટલામાં નરોત્તમનો જુનો મિત્ર મોહન વિદેશની યાત્રા કરતો આવ્યો તેને મળે છે અને વાતચીતમાં નરોત્તમ તેને પોતાના જીવનની વાત કહેવા માંડે છે. તેમાં મધુરી તથા ટાગોર સંબંધી કેટલીક વાતચિત ચાલે છે એટલામાં ટાગોરના પત્ર તથા ફોટો આવતાં નરોત્તમ ખીજાય છે. છેવટે મોહનની યુક્તીથી બંને મધુરીને વશ કરવાની માર્મિક પેરવી રચે છે.

(હવે આગળ વાંચો)

નરોત્તમ

શાબાશ દોસ્ત! તું ટાગોર બનીજા, પછી ચિંતા નહીં.

મોહન

ચિંતા કેવી? નાટક તો કોલેજમાં અને કલબોમાં મેં ઘણાંએ કર્યાં છે—ઘણાંએ પાઠ ભજવ્યા છે, પણ જીવતાજાગતા માણસનાં રૂપ ધરવાનો આ પહેલોજ લહાવો થશે. (હાંસીમાં) તું જોજે તો ખરો કે ચાર ઘડીમા હું તારા હરીફને—એટલે કે મને પોતાને—પાને રવીંદ્રનાથ ટાગોરને—તારી પત્નીના ચિત્તમાંથી કેવો હડસેલી કાઢું છું. ચાર કલાકમાં જો તે મારાથી ત્રાસી ન ઉઠે તો મારું નામ મોહન નહીં.

નરોત્તમ

તો તો તેં મારા પર અથાગ ઉપકાર કર્યો ગણાશે. પણ જો એમ કરવું હોય તો તું હમણાં જ. એ લોકો બહાર ગયાં છે ત્યાંથી હમણાં આવતાં હશે. તું આવ્યો ત્યારે તને દાખલ કોણે કર્યો?

મોહન

કોઈએ નહીં. દરવાજા ખુલ્લા પડ્યા હતા, અને સેવક પાધરો દાખલ થઈ આવ્યો.

નરોત્તમ

એટલે તને કોઈએ જોયો નથી!

મોહન

ના, કોઈએ નહીં.

છત્રી, લાકડી, પાઘડી લઈ જાય છે.]

અંબાલાલ

ચાલો એ ક્રિયા પણ થઈ ગઈ!

પુષ્પા

[સ્મિત હાસ્યથી] આરતે બાપા! નરોત્તમભાઈ ઉઠે છે.

અંબાલાલ

[સૂક્ષ્મ નિઃશ્વાસ સાથે] હીરનાસ્વરાજ્યાકાંક્ષી વીરો આપણા રસાયણશાસ્ત્રીઓમાંથી જાદુ નહીં નીકળે.

મધુરી

એમને બીજી કઈ મહત્ત્વાકાંક્ષા છે! [ટેબલ પાસે જઈ ટપાલ તપાસે છે.] ટપાલ આવી ગઈ લાગે છે.

પુષ્પા

[બાજે છેડેથી સારાભાઈનો કાગળ છે કે નહીં તે તપાસતી મધુરીનો પત્ર શોધી કાઢે છે.] મધુબહેન! તમારો પત્ર છે. [તેને આપે છે.]

મધુરી

[કાગળ લઈ] કોણએ મારા પહેલાં તે ખોલ્યો લાગે છે. મારા વરનુંજ એ કારસ્તાન. મને એ કાગળ લખવા કે લેવાની છૂટ નથી આપતા. [પત્ર વાંચી] ઓહો!

માયાવતી

કેમ શું છે મધુ?

મધુરી

કાવરાજની તસ્વીર.

અંબાલાલ-પુષ્પા-માયાવતી

[સૌ મધુરીને ઘેરી વળે છે અને ચિત્ર જુએ છે.] ખરેખર!

પુષ્પા

કેવાં સોહામણો પુરુષ છે!

માયાવતી

અહા! કેવી ભવ્યતા, ગૌરવ, સૌંદર્ય! આંખમાં શું જાદુ ભર્યું છે!

અંબાલાલ

પણ આપણે ગયા રવિવારે ક્રાનીકલમાં છબી જોઇ હતી તેના જેવી સર્વાંશે આ છબી મને તો લાગતી નથી.

મધુરી

[તિરસ્કાર યુક્ત અવાજે] ક્રાનીકલની ફોટોગ્રાફ આપવાની સામગ્રી પર ઇતબાર કોને છે?

અંબાલાલ

[હજુ છબીજ નીહાળે છે.] છે તો ખરેખર મહાપુરુષ.

મધુરી

અંગે અંગ મેં ધાર્યો હતો તેવોજ-સાક્ષાત્ રતિપતિની નકલ છે.

અંબાલાલ

[નવી ચિંતામાં] પણ આ તસ્વીર તેં મંગાવી તેમાં તારો વર શું કહેશે?

મધુરી

[તિરસ્કારથી] ઓ! મારા વરની પરવા નહીં. એટ તો એ કે એમણે આપણા સૌથી પહેલાં ફોટોગ્રાફ જોયો લાગે છે, કારણ એમના વિના બીજું કોણ મારો પત્ર ખોલે?

અંબાલાલ

મને તો આમાં તોફાનનું બીજ ભાસે છે. [નરોત્તમ અર્ધજાગૃત અવસ્થા બતાવે છે.]

પુષ્પા

રહેવા દો, બાપા! નરોત્તમભાઈ જાગતા લાગે છે.

નરોત્તમ

[કંપમાંથી ઉઠ્યા હોય તેમ આળસ મરડી

### મધુરી

[અચાનક બુમ પાડે છે.] ઓ ! [કોચ પાસે ઉભી હતી ત્યાં ધબ-દઈ ઢળી પડે છે.]

### પુષ્પા–માયાવતી

[સફાળીજ] શું થયું બ્હેન ?

### મધુરી

[એક ક્ષણ પછી કળ વળી હોય તેમ] કૈં નહીં, સહજ જરા છાતીમાં ઓચીંતો દુખાવો થઇ આવ્યો.

### માયાવતી

[મોહનદાસને] કવિરાજ ! મારી આ ભત્રીજી મધુરી આપની અનન્ય કૃતિથી એવી મોહ પામી ગઇ છે અને આપને આજ અહીં અભ્યાગત જોઇ એટલી સંતુષ્ટ થઇ છે કે એના આનંદનો ભાર એ પોતે પણ ઝીલી શકતી નથી.

### મોહન

[નૈસર્ગિક કલ્પનામાં રોષ ક્યાંથી હોય] અજાણ્યે પણ હું મી–[સુધારે છે] મધુરી કુમારીને દુઃખકર્તા બન્યો હોઉં તો હું મને સહુનો હતભાગી સમજીશ.

### મધુરી

ના જી. કવીશ્વર, એમ સમજશો મા. ફોઇબા કહે છે તેમ આપની ચરણરજ-અભ્યાસિકાને આનંદ-ઊર્મિજ વ્યાપી છે. [તેના સામે અનિમિષ નેત્રને જોઇ રહે છે.]

### મોહન

[ઓળખાણ કરવામાં બાકી એક પુષ્પાજ રહી ગઇ છે. તેના સામે જોઇ] મારા પણ સદ્‌ભાગ્ય કે......

### અંબાલાલ

[તેના મનનો વિચાર પારખી] આ મારી નાની દીકરી પુષ્પાકુમારી. મધુરી–મીસીસ નરોત્તમ–મોટી છે. [મોહન પુષ્પાને નમે છે; પુષ્પા પણ સવિનય નમસ્કાર કરે છે.] આપ આસન લોને મહાશય !

[મોહન પુષ્પાની નજીક કોચ પર બેસે છે. પુષ્પા પણ તેજ કોચ પર ચુપચુપ બેસી જાય છે. મધુરી મોહનને બમણે પાસે ખુરશી લઇ બેસે છે. માયાવતીએ પ્રયાસ તો કર્યો. પણ ન બન્યું એટલે પુષ્પાની ડાબી બાજુએ ગોઠવાય છે. અંબાલાલ શેઠ સામે બેસે છે.]

### મોહન

[એક પલ મૌન રહે છે. કૈંક સમજુતીની જરુર જણાય છે.] વાયદાથી હું વહેલો આવી લાગ્યો તેનું કારણ આપને જણાવ્યું તેમ મને મારા પુરાણા મિત્રો, પરિચિત સ્થાન જોવાનો લોભ લાગ્યો હતો તેજ–પણ તેથી હું આપને કોઇ જાતને હરકતકર્તા થવા નથી ઇચ્છતો. તમને જણવ્યા પીછાણ્યા વિના હું તમારી સભ્યતા પર આધાર રાખીને આવ્યો છું. પણ અમે કવિલોક નિસર્ગતઃ અહંભાવ-થી ભરપૂર તો પણ મેં આવા, આટલા સ્વાગતની વકી નહોતી રાખી.

### મધુરી

[પુષ્પાને હળવેથી] કેવું મનહર બોલે છે !

### અંબાલાલ

કવિવર ! આપને મેં હમણાંજ જણાવ્યું તેમ આ ઘર આપનુંજ સમજશો તો અમે બહુ કૃતાર્થ થઇશું.

### મોહન

આપની આવી સજ્જનતાનો મારાથી અનાદર કેમ થાય ? જો આપ પરવાનગી આપો તો મારે અહીં વર્ષો પર સુણેલી એક મારી બાલનોંધપોથીની શોધ કરવી છે. એમાં એક નાટકમાની વસ્તુસંકલના છે, અને તે મારે મારાં પુસ્તક પ્રસિદ્ધ કરનાર

કરી પોથી ] પુનઃ એમને હવાલે કરીશ.

[બાગમાંથી વૈદરાજ જીવરાજ આવે છે.]

જીવરાજ

આજ તો આપનો બહુ અનુગ્રહ થયો છે અંબાલાલ શેઠ! પ્રયોગ પણ સફલ નીવડયો છે. હવે રજા લઈશ. [ જાણે ટાગોરને-મોહનદાસને-પહેલી જ વાર જોતો હોય તેમ ] અહો! આ કોણુ? મહાશય રવિબાબુ?

મોહન

[ સ્વગત ] આ ત્રીજી બલા! કોણુ છે! [ મોટેથી ] હાજી! એજ ગોવક...

જીવરાજ

[ મોહન સાથે હસ્ત મીલાવે છે અને તેમ નંત્રાથી સમજાવે છે ] કવિરાજ! મારા જેવા રંક વૈદ્યની અલ્પતમ સેવા આપના મગજમાં આટલું સ્થાન રાખી રહી હશે એવી આશા કેમ રખાય? સામાન્યતઃ મોટા માણસની સ્મરણશક્તિ અતિ નાની હોય છે. મારા મિત્ર નરોત્તમે મને કહ્યું ત્યારથી મારું કામમાંથી પણ ચિત્ત ઉઠી ગયું હતું.

મોહન

[ હવે સમજ્યો-હાશ. તરત તો વાદળ વીખરાયું ] તમને વીસરું? ડાક્તર! એ બનેજ કેમ?

[ એજ માર્ગે નરોત્તમ આવે છે. ]

માયાવતી

[ આસ્તેથી મધુરીને ] મધુરી! તારો વર આવ્યો. જોજે, એ કંઈ કાચું ન કાપે.

મધુરી

[ હસાશ ] ઓ પ્રભો!

માયાવતી

બે ડગલાં આઘું તેડું કરી વાત વણસાડે નહીં તોયણ સંતોષ.

[મધુરી સ્નાન કરી નરોત્તમને પોતા પાસે બોલાવે છે. ને તેને હળવેથી ભલામણ દેતી જણાય છે. એ બન્નુ જેમ વાત કરે છે તે દરમીઆન જીવરાજ અને મોહન પણ આસ્તેથી સમજુતી આપલે કરે છે.]

જીવરાજ

મને નરોત્તમે આપની તસ્વીર કહી બતાવી છે.

મોહન

સમજ્યો.

જીવરાજ

હું તમારી તેજિાનથી કંઈક ઇચ્છું છું-બીચારા નરોત્તમનું સુખ સાધવાના યત્નમાં. અને યથાશક્તિ સહાય પણ કરીશ.

નરોત્તમ

[ભલામણનો ઉત્તર વાળતો હોય તેમ. મોટેથી ] એટલો પણ વિશ્વાસ નથી? સામાન્ય સજ્યતા પણ વીસરી જઈશ? ગમે તેવા શત્રુ અતિથિ થઇ આવે તો મારાથી અતિથિધર્મ કેમ ચુકાય?

અંબાલાલ

[મોહનને] આ મારા જમાતા-પ્રોફેસર નરોત્તમદાસ-અહીંની ગુજરાત પાઠશાળાના રસાયણશાસ્ત્રના અધ્યાપક.

મોહન

આપની પીછાનથી પરમાનંદ થયો, નરોત્તમ શેઠ! [ હસ્તમેલાપ અને તારામૈત્રક. ]

નરોત્તમ

[ કરતાલીમાં ] આપની બહુ મહેર છે કવિરાજ!

નરોત્તમ

તમે અને હું-આપણે બંને વચ્ચે માનવસૃષ્ટિ સહજ સવિભક્ત થઇ જાય છે. આપને

### મોહન

આટલી માયાથી આમંત્રણ થાય તે તુચ્છકારું તો મારા જેવો કર્મચાંડાલ કોણ?

### નરોત્તમ

પધારો કવિરાજ, આપનો આવાસ બતાવું.

### માયાવતી

[આસ્તેથી મધુરીને] વાહ! આ વિવેક નરોત્તમને કયાંથી સુઝયો?

### મોહન

[જીવરાજ સાથે હસ્તમેલાપ કરી] ત્યારે લો વાત, વૈદરાજ!

### જીવરાજ

નમસ્કાર, મહાશય! [સૌને નમસ્કાર કરતો જાય છે. મોહનને લઇ નરોત્તમ જમણે દ્વારેથી જવા લાગે છે.]

### પુષ્પા

[નરોત્તમને પ્રસારત કરી બોલાવે છે.] કેવી ઢબે જમવા બેસવું છે? અંગ્રેજી કે દેશી? હું તેવી ગોઠવણ કરાવું.

### અંબાલાલ

દેશીરતો.

### નરોત્તમ

નાજી, ટાગોર કે ગાંધીજી નથી. એને તો અંગ્રેજીજ વધારે માફક આવશે. અને આપણો તો ધર્મ છે કે આવા પનોતા પરોણાને પસંદ પડે તેમજ કરવું.

### અંબાલાલ

[સખેદ] બહુ સારું, ત્યારે એમ કરો. [નરોત્તમ જાય છે.]

### માયાવતી

ત્યારે તો સૌને વસ્ત્રાલંકાર પણ રીતસર બદલવાં પડશે.

### મધુરી

હું કઇ સાડી પહેરું?

### અંબાલાલ

સૌને ફાવે તેમ કરો, હું તો ખાદીનું પહેરણ પહેરી બેસવાનો.

### માયાવતી

ખાદી! આજે!

## પ્રથમાંક સમાપ્ત.

[આ રસિક નાટકનો બીજો ભાગ આવતા અંકમાં]

હૃદયોદ્ગાર કરણુ રવ વેડનાં હશે! હશે. અમે આગળ ચાલ્યા.

મારી જોડે ચાલનાર વ્યક્તિએ જરા ઊભાં રહી મને પુછ્યું: "શું જોયું?"

"કંઈ નહીં. સંસારમાંના હર્ષ અને દુઃખનું ચિત્ર આ સ્થળે દેખાય છે." મેં કહ્યું.

"દુઃખ અને હર્ષનુંજ કે?" એણે પુનઃ પ્રશ્ન કર્યો.

"ત્યારે વિશેષ શાનું?" મેં પુછ્યું.

"ત્યાગનું" એણે કહી દીધું.

હું ચમક્યો. જે વસ્તુને શોધવા હું જંગલમાં જતો હતો તે વસ્તુને સંસારમાં જોઈ હું આશ્ચર્ય પામ્યો. તે અબલાને એકી ટશે જોતો જોતો હું વિચારોની તરંગાવલિમાં તણાયો.

"શું વિચાર કરો છો?" એણે ચલાવ્યું: "અબલાઓમાં ત્યાગ નથી જોતા કે શું?"

"અબલાઓમાં ત્યાગ! તમે કેવું બોલો છો! એ સંભવે પણ કેમ? જ્યારે સબલજનો ત્યાગ કરતાં બીએ છે ત્યારે અબલા ત્યાગ કરે! નહીંજ બને!" મેં કહી દીધું.

"સાચું પુછો તો ત્યાગ એક અબલાઓમાંજ છે. કહ્યું છે કે:—

"ત્યાગી ઘણા છે પણ ત્યાગ...
"પવિત્ર એ સર્વ ચીજો દીઠી, ક્યાં?
"જેને કહીએ-'તત્ત્વ' કરે તે
"ભોળી અજ્ઞાની કુમળી વનિતા."

મારાં નેત્રો તે દૂર પહોંચ્યાં ગયેલી દિવ્ય મૂર્તિને જોવા લાગ્યાં. તે અબલા સબલા જણાઈ. તેના ત્યાગનો મહિમા પ્રત્યક્ષ દેખાયો. એટલામાં એક કવિની રચના યાદ આવતાં તે ગાતો ગાતો હું ને વ્યક્તિ જરા આગળ વધ્યો.

"ત્યાગી સર્વે અચળ અબળા
    માત ને તાત, બંધુ
"હેતે હૈયે સતત ભરતી,
    પીયુનો પ્રેમસિંધુ
"પાણીપીંચા વિમળ મધુરાં,
    બાળુડાં વંશ વાળા!
"ચાલ્યું શું એ તપ તમ દીસે
    ભોળ બાળે તયારો"

ફરતાં ફરતાં અમે એક નિર્મળ નદી પાસે આવી પહોંચ્યા. તેનું શરીર શ્વેત હતું. તે મહાવેગે પ્રિય ઉદધિને મળવા જતી હતી. તેમાં સુવાર્નીના તરંગો પ્રતિક્ષણે આવતા હતા. તેની ગતિ ચપળ હોવા છતાં નવવધૂના ગંભીર ગમન જેવી હતી. જાણે રત્નાકર સાગરની પ્રિયા સાગરમતીજ* હોયને!

તે નદીના તટે એક આશ્રમ દેખાયો. જાણે પવિત્રતાજ આ સ્થળે તપ આચરવા આવી બેઠું હોય! મેં મારા મિત્રને પુછ્યું: "આ આશ્રમ કોનો?"

"એક ત્યાગીનો." એણે સ્મિત કરી કહ્યું.

"ત્યાગીનો! એમણે શાનો ત્યાગ કર્યો છે?" મેં કુતૂહલપૂર્વક પ્રશ્ન કર્યો.

"એ સર્વસ્વત્યાગી છે. ટૂંકમાં જેને તમે ત્યાગમાં નથી ઇચ્છતા તેનો એમણે ત્યાગ કર્યો છે."

"સ્વાર્થતાનો ત્યાગ? ધન્ય છે એવા વીર નરને! એમનું નામ?"

"મહાત્મા મોહન!"

"અહા! મનમોહક મોહન! કેવું સુંદર નામ ને કેવું સુંદર સ્થાન! ચાલો તે મહાત્માનાં દર્શન કરીએ."

* સાબરમતી નદી.

"આ આશ્રમ અનુપમ છે!"

"અનુપમ કેમ ન હોય? પૂર્વે મહર્ષિ દધીચિએ આજ સ્થળે દેહનો ભોગ આપેલો."

"દેહનો ભોગ! કોને માટે!"

"દેવોના હિતાર્થે!"

મારી ઇચ્છા હતી કે હું મહર્ષિ વીશે કૈંક પુછું, પણ ત્યાં ડ્રિમેલા એક જણે ઉત્સુકતાપૂર્વક પુછ્યું: "બાપુ! એ મહર્ષિ કોણ હતા?"

બાપુએ સમજાવ્યું: "પૂર્વે આ ખળખળ વહેતી નદીના તટે મહર્ષિ દધીચિ પોતાની પત્ની જોડે આશ્રમ બાંધીને રહ્યા અને રાજકવિ કલાપીના કથનાનુસાર–

"ૐકારના રટનમાં દિન જાય ચાલ્યા'
એકાગ્રચિત્તથી ભજે પરિબ્રહ્મ રાજ."

એમના દિવસો સુખમાં જવા લાગ્યા.

એક દિવસે પુરંદર જોડે સર્વ દેવો આવી પહોંચ્યા. એમણે મહર્ષિને જણાવ્યું કે: "મહર્ષે! 'વૃત્રાસુર નામના રાક્ષસથી ત્રસિત, દેવોને આપના અસ્થિઓની જરૂર છે માટે કૃપા કરી તમારાં અસ્થિ આપો તો ત્રણ લોકમાં ત્રસિત જનોનું ભલું થાય!" મહર્ષિએ હા કહી.

"યોગે યોજ્યા ચપળ મનને દેહકાન્તે સુખેથી"

અને થોડીક વારમાં તો–

"આત્મા છોડી શરીરને સ્વર્ગધામે સિધાવ્યો"

આટલું બોલતાં બોલતાં બાપુનાં નેત્રોમાં અશ્રુબિંદુ આવ્યાં અને તે વિશેષ બોલી શક્યા નહીં.

અહા! 'ત્યાગ'! તે ક્ષણે મેં ત્યાગને દીઠો! ત્યાગીઓના ત્યાગને સંભારી રુદન કરતા એક ત્યાગીને જોયો! મને તે ત્યાગીનાં દર્શન માત્રથીજ જ્ઞાન થયું કે આવા ત્યાગીઓ સંસારમાં પણ છે. હું જગતમાં જઇ નવેર ત્યાગ ક્યાંથી પ્રાપ્ત કરી શકત?



જોવાનું એને રહ્યું, કેવું કામ કરે છે એટલુંજ આપણે જોવાનું છે."

કારકુનનો લાંબો ચહેરો સહજજ નિસ્તેજ હતો તે વધારે નિસ્તેજ બન્યો. એનું હૃદય ઠીક નીખાલસ હતું. પંદર વર્ષનો હતો ત્યારથી તે કારકુન રહ્યો હતો. તેણે કાળાંધોળાં કરીને તો નહીં, પણ અનેક અધિકારીઓ નીચે અનેક સ્વભાવ ગુણીને શીરસ્તદારી મેળવી હતી. એટલે એનામાં પોતાનું તેજ કે પ્રભાવ પડે તેવી શક્તિ ન હતી. છતાં કુદરતી ગારો સ્વભાવ હોવાથી સારું કરવા તરફ વલણ રહેતું. સાહેબના હોદ્દાની સખ્તાઇ જોઇ એ વધારે નરમાશથી બોલ્યો:

"ભૈયો બદ્રીનાથ ત્યાં પચીસ વર્ષથી નોકરી કરે છે."

"એની ઉંમર કેવડી છે?"

"હશે આશરે સત્તાવન અઠ્ઠાવન."

"ત્યારે હવે એ કામને માટે નાલાયક છે!" સાહેબે જવાબ વાળ્યો. સાહેબના મગજમાં અત્યારે અધિકારનું તોફાન જાગ્યું છે એ ચતુર કારકુન સમજી ગયો અને તેથી બીજી વખત વાત કરી તે મૌન ધારી રહ્યો.

એવું બન્યું હતું કે રંગપુરના સ્ટેશનથી થોડે દૂર-આશરે બે એક માઇલ-રેલ્વેની સડક જાહેર સડકને કાપીને જતી હતી. એટલા માટે ત્યાં એક માણસ રાખવામાં આવ્યો હતો. બદ્રીનાથ ભૈયો આજે પચીસ વર્ષ થયાં, એનાએ જાડ જબરજસ્ત લાકડાને આડું હલાવતો ને ગાડી જાય એટલે ઉભું કરતો. પણ સંતસુકથી થોડા વખત પહેલાં અકસ્માત બનતાં રહી ગયો હતો. આજે રંગપુરના સ્ટેશન પર ટ્રાફીક સુપ્રીટેન્ડંટ, ટ્રાફીક ઇન્સ્પેક્ટર ને કારકુન એજ વાત કરી રહ્યા હતા.

સ્ટેશન પર ગાડી આવી ને સાહેબ પોતાના ડબ્બામાં ગોઠવાઇને બેઠા. બેસતાં બેસતાં પણ એના તુંડમીજાજી સ્વભાવને આનંદ આવતો હોય તેમ વારંવાર તે એની એ વાત કરતા હતા.

"એ જગ્યાએ કોઇ અનુભવી અથવા છોકરો ચપલ માણસ નીમજો!"

એવા છેલ્લા શબ્દો ગાડીની સીસોટીમાં ડુબી ગયા. બંને નીચલા અધિકારીઓએ સલામ કરી ને ગાડી રવાના થઇ ગઇ.

શીરસ્તદાર વિનાયકરાવ હમેશાં સીધી સડકે બે ત્રણ માઇલ ફરવા ચાલ્યો જતો. એની રૂપાળી હાથાવાળી લાકડી, દક્ષિણી પાઘડી ને જુનો જાળવી રાખેલો રેશમી દુપટ્ટો આ રસ્તા પર નિયમિત છેલ્લાં દશ વર્ષ થયાં મુસાફરી કરતાં. બદ્રીનાથની ઓરડીએ જાય તે બે ઘડી બેસે ને રાવસાહેબને આવેલા જોઇ ભૈયો પણ પોતાની નાનીશી વાડીમાંથી બહાર નીકળી, ચંબુ પાણી ભરી પાસે મુકે. પછી બંને પરદેશીઓ - સુખદુઃખની વાતો કરે ને એમ દિવસ ચાલ્યા જાય.

આજે વિનાયકરાવનાં મંદ પગલાં એ તરફ વળતાં હતાં. ધીમેધીમે એ ત્યાં પહોંચ્યો ને ભૈયાને ન જોતાં કંઇક આરામ પામી, પોતાના હમેશના ઓટલા પર બેઠો. ઉંડા વિચાર કરતો તે ભૈયાની સુંદર કૃતિ જોઇ રહ્યો. ભૈયાએ પોતાની ઓરડીની પાછળ વાડા જેવું કરી એમાં ગલ, ગલગોટા, કરેણ, કેળ ને પેપૈય વાવ્યાં હતાં. એક કારેલીનો માંડવો ને વાલોળનો માંડવો પણ બનાવ્યો હતો. ઓરડીના દ્વા પાસે થોડાંક મરચીનાં રોપ, ગજ મો કાશ્મીર ને તુલસીનાં ક્યારા હતા. તેમજ આગળના ભાગમાં બે ચાર નાનાંમોટ ઝાડવાં પર વેલની જુદીજુદી જાત ચડાવ

ભૈયાને આ જગ્યા પર કેટલો પ્યાર છે એનો ખરો ખ્યાલ આજેજ તેને આવ્યો. આસપાસ થોરની વાડ હોય, બાવળનું ઝાડ હોય કે બોરડીનો છોડ હોય, પણ દરેકે દરેક ઝાડને કલાનિધાનમાં પોતાનો ભાગ આપતું કરી ભૈયાએ એ ઘડી ઠરી જવાનું મન થાય એવી સુંદર નાનીશી વાડી બનાવી હતી.

પણ આજે વળી તેણે એક નવું દૃશ્ય જોયું. ભૈયાએ વળી કોઈક વાડીવાળાની છોકરીને પુત્રી જેવા લાડથી બોલાવી. વિનાયકને આ દૃશ્ય નવીન લાગ્યું, કારણકે પાનીને આજેજ તેણે જોઈ.

"આ છોકરી કોની ભૈયાદાદા?" આજે વિનાયકરાવ 'ભૈયા' એમ ન કહી શક્યો.

"આ વાડીવાળાની છે, બીચારી આઠ દિવસ થયાં બકરી દોહી દે છે. એનું ઈશ્વર કલ્યાણ કરે.!"

પાની હંસ પાણીનો ચળકતો લેહેરો લાવી હતી. નાની બાર વર્ષની છોકરીની આંખમાં કાજળ એવું સુરેખ આવી રહ્યું હતું કે વિનાયકરાવની દૃષ્ટિ ત્યાં જ એ કલાનિધાન પર ચોંટી ગઈ!

"ભૈયાદાદા! હવે હું જાઉં છું હો!"

"ટીલાળીને દોહી?"

ટીલાળી ભૈયાની બકરીનું નામ હતું. ભોળા વૃદ્ધ ભૈયાએ ટીલું જોઈને તેનું નામ ટીલાળી પાડ્યું હતું. એવાં નામ માણસનાં ધરતાં હોય તો માણસ પશુ કરતાં સારો લાગે! તેમજ यथा नाम तथा गुणः થાય.

"હા ભૈયાદાદા!"

"ઠીક બા. કાલે વહેલી આવજે હોં!"

પાની ચાલી ગઈ. પણ થોડી વાર ન થઈ ત્યાં પાછી ફરી: "ભૈયાદાદા! ચાર દિવસ પછી દીવાળી છે તમારે લાપસી ભરડાવવી નથી?"

વૃદ્ધ ભૈયાને જીવનમાં આનંદની છોળ આવી લાગી. તે હરખ્યો: "અરે! દીકરી! મારે લાપશી શી?"

"એમ કે હોય? ભૈયાદાદા! સૌ જમશે, જુદરી ને તમે કે નહીં કરો?"

વિનાયકરાવે નિઃશ્વાસ મુક્યો.

"ઠીક, લે થોડાક ઘઉં લેતી જા. પણ બહુ ઝાડા ભરડતી નહીં હોં!"

"ના દાદા! હું તો હવે ઝીણા ભરડું છું."

પાની ગઈ. કણબીની નાની છોકરી ભૈયાને આટલી મમતાથી ચાહી રહી હતી તે વિનાયકે આજે જ જાણ્યું. એણે ધીમેથી પુછ્યું:

"ભૈયાદાદા! આ નોકરી તો હવે તમે મુકો!"

"હવે મારે કેટલાં વર્ષ કાઢવાં છે?" ભૈયાએ જવાબ વાળ્યો, "બહુબહુ તો પાંચ."

"એટલે જ કહું છું કે હવે ભજન કરો!"

"હવે આજ આટલી અવસ્થાએ કોને આશરે જાઉં? છોકરો પ્લેગમાં ગયો, છોકરાની વહુ ભાગી ગઈ. હવે એકનું પેટ છે તે ભગવાન દેહ હાંકે ત્યાં સુધી કામ કરવું ને ખાવું." બદ્રીનાથે જવાબ વાળ્યો. વિનાયકરાવનું અંતઃકરણ ભૈયાના જવાબથી વધારે ને વધારે નરમ બનતું હતું.

તે સાંજે ઉઠ્યો ત્યારે એને ચોક્કસ લાગ્યું કે ભૈયાને એની વાડી પર ચાથી વધુ વધારે પ્રેમ હતો.

બીજે દિવસે પ્રાંતિક સુપ્રીન્ટેન્ડેંટ બરાબર નિયમસર ઑફીસમાં હાજર થયા હતા તે સામે પોતાનું શિર ઝુકાવીને વિનાયકરાવ ઉભો હતો.

"કેમ રાવ! તમે બેવા બદ્રીનાથની જગ્યાએ કોને ફેરવો છો? મેં જોયું એ ડોસો બધો વખત ઝાડવાં ખોદવામાં ગાળે છે!"

"જી હાં."

"તુમ બડા બુઢ્ઢા હુઆ. સરકારકી ખુબ નોકરી કીયા. અબ તો આરામ ચાહીએ!"

"જી હા. ધોળાં નોકરીમાંજ આવ્યાં!"

"અચ્છા."

અને સાહેબ બદ્રીનાથ તરફ જોઇ રહ્યો. બદ્રીનાથ એક ડગલું આગળ વધ્યો, "સાહેબ! હવે ઘરડે ઘડપણ શા માટે ભવ બગાડો છો? આજ હવે મને કોણ સંઘરે?"

"કોસા દીકરા છે ને?"

"જી ના. પ્રેમ....."બદ્રીનાથ વધારે બોલી શક્યો નહીં. "મારું ઝુંપડું ને ઝાડવાં એ જ છોકરાં છે. હવે બેચાર છેલ્લાં વર્ષ ત્યાં ગાળવા દો!"

"A fool sentimentalist (મુર્ખ! શેતલ!)" સાહેબે કોસાના શબ્દોને માનસશાસ્ત્રમાં જોખી જોયા.

"ઠીક. એ વીશે વિચાર કરીશું, જોશું. હમણાં જાઓ." સાહેબનું છેલ્લું ગોખેલું વાક્ય આવ્યું. આ શબ્દ બોલે ત્યારે એની મુત્સદ્દીગીરીની ટોચ આવતી.

ભૈયો બદ્રીનાથ ધીમે પગલે પોતાને ઝુંપડે ગયો. જે જમીન સાથે પચીસ વર્ષ બાળકના જેમ તે રમ્યો હતો તે જમીનને હવે થોડા દિવસ માટે છોડતાં એનું વૃદ્ધ હૃદય ધ્રુજતું હતું.

બીજે દિવસે વિનાયકરાવ ફરવા ગયો. બદ્રીનાથની નોકરીનો આ છેલ્લો દિવસ હતો. ભૈયો ઓટલા પરજ વિનાયકરાવની રાહ જોતો હતો.

"કાં કે શું થયું ખરું?" એણે વિનાયકરાવને આતુરતાથી પુછ્યું.

"તમારે જવું પડશે!"

બદ્રીનાથ ગળગળો થઇ ગયો, પણ તે હીંમતમાં આવીને બોલ્યો: "કાલે સવારે?"

"હા."

અને વિનાયકરાવ તરતજ ભૈયાના પગમાં પડ્યો!

"અરે! અરે! રાવસાહેબ! આ શું?"

"ભૈયાદાદા! અહીંથી પરભાર્યા કાલે મા ઘેર આવજો. મને તમારા છોકરા જેવો મા ત્યાં રહેજો."

"અરે રાવસાહેબ!" ભૈયો ફીક્કું હસ્યો "એ તમારી ઉદારતા છે, પણ હું આટલામાં જ આ જમીન પાસે રહીશ."

વિનાયકરાવે ધાર્યું કે બીજે દિવસે ભૈ દાદાને બરાબર સમજાવીશું. બંને ઉઠ્યા ભૈયો આંખમાં આંસુ સહિત વિનાયકરા ભેટી પડ્યો. બીલાડીનાં બે ત્રણ બચ્ચાં એના વૃદ્ધ શરીર પાસે અટવાતાં હતાં.

"રાવસાહેબ! આ તમને સોંપું છું" વૃદ્ધ એટલું જ બોલી શક્યો ને પછી ક છુટા પડ્યા.

બીજે દિવસે સવારમાં દિવસ ન ઉગે. વિનાયકરાવ આવ્યો હતો. પાની પણ બ ડોકી લેવા હાજર થઇ હતી. વિનાયક ઓટલા પર બેઠો, કારણ કે ભૈયો હજી આવ્યો નહીં હતો. અંતે થાકીને પા બારણું ખખડાવ્યું, પણ બારણું તો ખુલ્લું જ

"ભૈયાદાદા! ઓ ભૈયાદાદા!" કહ્યું છોકરીનો ચાયાણુ સ્વર સામેમાં ... હોવાથી બહુ સ્પષ્ટ અસર કરતો હતો.

"ભૈયાદાદા! ચાલો ચાલો, ટીકડી ... ભૈયાદાદાએ જવાબ આપ્યો નહીં:

# વિદ્વાનોને અર્પણ



લેખકઃ

ર. 'વિનોદકાંત'

ચિત્રકારઃ

ર. સુશીલ



એ આકૃતિ ચોપડી ડાબા હાથમાં ઝાલી પાનાં ફેરવતી કેટલીએ વાર ... આંકેલી.

લોકો મને 'વેદીઓ ઢોર' કહે છે પણ હું ખાત્રી આપી શકું છું કે મારામાં વેદીઆની ગોખણશક્તિ નથી તેમ ઢોરની વાગોળવાની, વેઠ કરવાની અથવા ઉપકાર ચઢાવવાની શક્તિ નથી. હું ઉપકારનો બદલો અપકારથી વાળનાર, આળસુનો પીર અને વેદોને માત્ર નામથીજ ઓળખનાર છું.

આ વાંચું દીવા જેવું સ્પષ્ટ છે, છતાં કાંઇ જોતું નથી. હું વેદીઓ 'ઢોર' ને કો મને. તેવા કહેતા હોય તો તો જરૂર સમજાય. આપણે મન વાળીએ કે-ખરી વાતનો વળી પાર શો? વેદીઆ ન કહેવાનું હોય તો બહુ વાંચવાંચ ન કરવું, ઘરસંસારમાં બરાબર ધ્યાન આપવું, સગાંસંબંધીઓ ગમે તેવાં ભલાં હોય-અકડચાળાં હોય, બહુ સ્વચ્છતાવાળાં ન હોય, કે બહુ નીતિમાન ન હોય-તોએ એમની જોડે સારાસારી રાખવી ને જીંદગીના પ્રપંચો સમજીને તેમાં ભાગ લેવા માંડવો ...

સમાગમ તમે જેમ વધુ રાખો તેમ તમારું હૃદય, મન, આત્મા, રસિકતા–બધું એ પરવાર-વાનીજ પંથે વીચરે. એક અથંગ અભ્યાસી ને ખાઉધરો વાચક તો આ વાત ચોખ્ખેચોખ્ખી કબુલ પણ કરી ગયો છેઃ "મારા દિવસો મુએલાંની સોબતમાં પસાર થાય છે; તેમના વિચાર તે મારા, તેમની



ઘરમાં પણ તેઓ પ્રિયતમા ચોપડીના પાશમાંથી છુટા થતા નહીં

આશાઓ તે મારી ... ... ..."* શી મુગ્ધતા! જીવતાંજીવત પરલોક સેવવાનો કેવો ગજબ પ્રયોગ! 'જીવને શ્વાસ તણી સગાઈ' હોય ત્યાં સુધી તો આ લોકમાંજ રહેવું વાજબ છે એ સૃષ્ટિકાર બ્રહ્માના નિયમનો કેવો નિર્લજ્જ ભંગ!

અને એ સજ્જને પંડિત તરીકે પંકાવાના લોભથી ખુબ વાંચ્યું અને અમર થવાની અભિલાષાથી ખુબ લખ્યું, તેનું પરિણામ શું? એટલુંજ કે આજે તેની એકાદ બે કવિતાઓ નીશાળીઆઓ ગોખે છે તે સીવાય તે કોઈને સાંભરતોએ નથી. મરેલા 'લોકે જીવવામાં ચમત્કાર હશે; મરેલાના વિચાર આપણા કરવામાં હુશીઆરી હશે; બ્રહ્માનો નિયમ તોડી તેનો ખોફ વહોરવો એ પરાક્રમની નીશાની હશે; પણ—પણ, એ બધાના બદલામાં કીર્તિની આવડી જબરી ખોટ ખમવાનો વેપાર, આદિકાલથીજ અનંત ને અક્ષય કીર્તિના ઉપાસક એવા મનુષ્યાત્માને ખેડવાનું મન ન થાય તો કોઈથી તેને દોષ દેવાય તેમ નથી.

મરેલાં માણસોના વિચાર વાંચ્યા કરવા સામે અને તેમાં રચ્યાપચ્યા રહીને જીવન ગાળવા સામે મારો સૌથી મોટો વાંધો એ છે કે એ ટેવ મારા વ્યક્તિત્વને વણસાડે છે. રાતદહાડો એમના વિચારો વાગોળ્યા કરવાને લીધે મને નવો વિચાર એકે સ્ફુરતો નથી તેમ તાજગીની એકે લાગણી અનુભવાતી નથી.

* My days amongst the dead are past........ —Southey.

પસંદ કરી આપે: વહુઓ રોજની તમારી રસોઈ ગોઠવે: આમ અને તે તમને મહેનતમાંથી મુક્ત કરવાની ચિંતા સારી આલમને થયા કરે છે. એ બધાનું કામ સંસ્થાઓ ને સંઘબળને જોરે ઘણાં વરસોથી ધીકે ને ધપે છે. એકેએકનું બજાર મંદી કરતાં તેજી તરફ વધારે ઢળે છે. આ સંજોગોમાં કોઈ ઉત્સાહી સંપ્રદાય-સ્થાપક બાંધે લે કે હરહંમેશ પુસ્તકોને આપણી વતી વિચાર કરવાનું સોંપવું, ને તેની રીતસર સંસ્થા યોજે તો સ્વાતંત્ર્ય અને આત્મનિર્ણયને નામે યતયતની રહેલો આ જમાનો પણ તેને હજારો અનુયાયીઓ પુરા પાડશે એ નિ:સંદેહ છે.

આ કાલનું ખરું વિદ્યાપીઠ તો પુસ્તકાલયજ છે એ મતલબની કાર્લાઈલની ઉક્તિ છે. મારે મને, આ કે કોઈ પણ કાલનું ખરું વિદ્યાપીઠ, જ્યાં સ્વભાવોનો પરિચય થાય, શક્તિઓ કસાય, લાયકાત મપાય ને અનુભવો સંઘરી શકાય—એવો સંસારવ્યવહાર છે. સજીવ રીતે જીંદગી ગાળનાર હોય તો સજીવ માણસો પાસેથીજ ખરું જ્ઞાન મેળવાય. એ વખતે ગોખેલાં ઉઠાપણોની મદદ નકામી નીવડે છે. અનુભવના રત્નાકરમાંથી જે મળે તે પંડીતાઇના ભોંયરામાં કદી મળ્યું જાણ્યું છે? અંધારું, ધુળધમાસા ને જાળાંબાયકાં એજ પંડિતમગજ, ને પંડિતહૃદયની મીલકત હોય છે તેની કોણ ના કહી શકશે? અલબત, એ ત્રણે ચીજોનું પણ સૃષ્ટિક્રમમાં સ્થાન છે એની ના નહીં. નહીં તો તો પ્લેટોના ગણરાજ્યમાં કવિઓના હાલ થયા હતા તેમ અત્યાર પહેલાંજ પંડિતો અને પુસ્તકપાનાંને આપણે દુનિયામાંથી બાતલ કર્યાં હોત.

પાંડિત્યના પ્રેમીઓને એક બીજી ચેતવણી એ આપવાની કે પંડિત થયા એટલે હમેશાં માનજ મળશે એવી ભ્રમણામાં રખે રહેતા. પંડિતો અપમાન પામ્યાના દાખલા જોઈએ તેટલા મળે છે. विद्वान् सर्वत्र पूज्यते । એ સૂત્રનો ઉચ્ચારનાર ત્રિકાલદર્શી નહોતો એમ જાણવું અઘરું નથી. તાંજોરનરેશના નાદાન વર્તનથી પંડિત જગન્નાથને ઓછું આવેલું ને તેમણે એ દેશ છોડેલો; 'ભોજપ્રબંધ'કારના કહેવા પ્રમાણે કાલિદાસના ચારિત્ર્યથી વહેમાઇને ભોજરાજાએ તેને સભાનીકાલ કર્યો હતો; ડાન્ટેને એના સમકાલીનોએ ફ્લોરેંસમાંથી કાઢી મુકવાની વાત જાણીતી છે અને મોંતેન તો પ્લુટાર્કને આધારે એટલે સુધી કહે છે કે રોમમાં એક કાલે વિદ્વાન્ ગણાવું એ ગાળ ખાવા બરાબર હતું; તેમજ રોમનો જ્યારે સૌથી ઓછા વિદ્યાસેવી હતા ત્યારેજ સૌથી વધારે બહાદુર ને હીંમતવાન હતા. આથી સચોટ દૃષ્ટાંતો પાંડિત્યની પામરતાના કયાં હોઈ શકે?

આજકાલ આતજાતનાં લખાણો ને ગ્રંથો મનને મુંઝવી નાંખે એટલી સંખ્યામાં ને એવી ઝડપથી બહાર પડે છે. તેમાં શું વાંચવું ને શું નહીં, કોનું કહ્યું માનવું ને કોની આગે પડવું, કોના આદેશને અનુસરવું ને કોને હૃદયાધાર કરી તેનું રટણ રાતદિવસ કરવું—એ કશાની સમજ પડતી નથી. મુશ્કેલીમાંથી બચવાનો એક માત્ર ઉપાય મને તો એ દેખાય છે કે ચોપડી જેવી ચીજનું અસ્તિત્વજ નકારવું. નિજ વિચાર ને નિજાનંદમાં આપણે જેટલા વધારે મસ્ત રહીશું તેટલી રસિકતા ને પ્રતિભા આપણામાં વધારે વિકસવાની એ ચોકસ ઉદાહરણથી આ વાત સાબીત કરવાની જરુર હોય તો કહીશ. કે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૨૨]



# રાજાધિરાજ

'ગુજરાતનો નાથ'નું અનુસંધાન

લેખક

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી

બી. એ., એલએલ. બી. એડવોકેટ

પ્રમુખ સાહિત્યસંસદ

---

## નોંધ

જેણે મારી પ્રથમની પ્રસ્તુત ? 'ગુજરાતનો નાથ' વાંચી હશે તેને આ વાર્તાના કેટલાક પાત્રો ઓળખાણ પડશે. જેણે એ વાર્તાઓ ન વાંચી હોય તેને માટે નીચે એ કેટલી ઓળખાણ કરાવું છું.

| | |
|---|---|
| **જયસિંહદેવ સોલંકી** | [illegible] પાટણનો રાજા ને ગુજરાતનો નાથ |
| **મીનળદેવી** | રાજમાતા |
| **મુંજાલ** | મહા અમાત્ય |
| **ઉદો** | મંત્રી અને ખંભાતનો સત્તાધીશ |
| **દાદાક** | મંત્રી * કર્ણાવતીનો સત્તાધીશ |
| **શોસ** | મંત્રી |
| **ત્રિભુવનપાલ** | રાજાનો ભત્રીજો ને લાટનો † દંડનાયક ‡ |
| **કાશ્મીરાદેવી** | ત્રિભુવનપાળની પત્ની ને મીનળદેવીની ભત્રીજી |
| **કાક** | ત્રિભુવનપાળનો મિત્ર ને ભટરાજ |
| **મંજરી** | તેની પત્ની |
| **સજ્જન** | સોરઠનો દંડનાયક |
| **પરશુરામ** | તેનો પુત્ર |
| **રા'ખેંગાર** | જુનાગઢનો રાજા |
| **રાણકદેવી** | તેની રાણી |

---

* અમદાવાદ † સાબરમતીથી દમણ સુધીનો પ્રદેશ

# આગલાં પ્રકરણોનો સાર

## વિભાગ પહેલો

**જયસિંહદેવે** મોકલેલા ફરમાન મુજબ કાક ઉદાના દીકરા આમ્રભટને ભૃગુકચ્છનું દુર્ગપાલત્વ સોંપી પાટણ તરફ જવા નીકળે છે. રાણી લીલાદેવીએ તેમજ રાણકદેવીએ પણ તેને તેડાવેલો છે. જતાં-જતાં તેને જૈન સાધુ હેમચંદ્રસૂરિનો પરિચય થાય છે, અને પોતે તેની પાસેથી એક સુભાષિત પૂછે છે. અહીં આમ્રભટ મંજરી ઉપર મુગ્ધ થઈને તેની ભાળ કાઢવાની પેરવીમાં પોતાના ભવિષ્યના સાળા અને પાટણે લાટ લેવાથી ખીજાઈ રહેલાં દેવપાલને કાકની ચેતવણી છતાં છંછેડે છે. કાકની ગેરહાજરીમાં બળવો ઉઠાવવાની દેવપાલ પેરવી રચતો હોય છે એટલામાં કાક જાતે આવી કેટલીક રકઝક પછી પોતાનું કુટુંબ તેના રક્ષણમાં સોંપી જાય છે. મંજરીના મોઢામાં પડેલ આમ્રભટથી અવગણના પામીને તેમજ મંજરીના પ્રભાવથી અંજાયા પછી હેમચંદ્રસૂરિ ખંભાત જાય છે. આ બાજુ દેવપાલ ગઢના કોઠારના વૃદ્ધ નાયક અને કાકભક્ત દેવાને ભોળવી કોઠાર ખાલી કરી આપવાનું તેની પાસે કબુલાવે છે—એવી શરતે કે કાક પાછો આવે તો દેવપાલ અનાજ ભરી આપે.

## વિભાગ બીજો

ભૃગુકચ્છથી પાટણ જતાં કાક સાઠી આગળ ઉતરી પડે છે અને પોતાનો વેષ ખેમાને પહેરાવે છે. ખેમો વહાણને પ્રભાસ આગળ ડુબાડી દે છે, કિનારે ઉભેલો વાગ્ભટ તેને કાક સમજી બચાવી બંધવી લઈ જાય છે. આ બાજુ કાક જુનાગઢ જાય છે અને સાંધિકનું ‘દોહ’ કદી નહીં તુટવા દેવાની પ્રતિજ્ઞા લઈ પાછો ફરે રસ્તામાં તે બાબરાભૂતને વશ કરી લે છે. પછી તે રાજગઢમાં રાણી લીલાદેવીને મળે છે અને જયસિંહનું મન દેવડી તરફ ન ખેંચાવાનું વચન આપે છે. પછી ત્યાંથી જયદેવ આગળ જઈ તેને જુનાગઢ લેવાનું વચન આપી જયદેવ આવતાં સંતાઈ જાય છે. પછી ઉદો ત્યાં આવી જુનાગઢ જોડે સાંધિની પેરવી બતાવે છે ત્યાં કાકને બદલે ખેમાને લઈ વાગ્ભટ આવે છે, પણ કાક આવી ભેદ ફોડી નાંખે છે. ઉદો, જયદેવ તથા કાકને સિદ્ધિ માટે જવાનું ઠરે છે. કાકને રક્ષવાનું વચન મુંજાલ લીલાદેવીને આ છે. વાગ્ભટને બનાવથી સમર્થ કાક પર ક્રુધે ભરાય છે. આજ્ઞાભંગ માટે પરમાર એક નોકરને કેદ કરી પોતે ધારેલી જગામાં ઉતરવાની ફરજ પાડવા કાકને મળવા જાય છે, ત્યાં તેને કાક સાથે ચકમક ઝરે છે, પણ સમાધાન થાય છે. નોકરને છોડી દેવા મુંજાલ પરમારને કહે છે ને તેમ કરવા જયસિંહદેવ તેને સમજાવે છે. પ્રેમકુંવર ને અગર્ય લીલાદેવીનો ખંડ સાગુગારે છે ત્યાં કાક રાણીને મળવા આવે છે અને રાજાને વશ કરવાની યુક્તિ સુઝાડે છે. બીજે દિવસે પોતાની આજ્ઞાનો ભંગ કરનાર સૈનિકને કાક ઘાયલ કરે છે એટલે જયસિંહદેવ તેને કેદ કરાવી, સાથે લઈ ચોકીઓ તપાસવા નીકળે છે. ત્યાંથી કાક રાજાને છુપે બીજી ગોકીઓ તરફ જાય છે અને આ બાજુ રાજાની ટોળી, ખેંગારનાયક અને તેના સૈનિકો વચ્ચે જબરું યુદ્ધ થાય છે. રાજા, પરમાર ને એ બધા સખત ઘાયલ થાય છે. ત્યાં રાણી વગેરે આવે છે અને બેભાન રાજાને લઈ જાય છે. કાક લડતાં પડ્યાનો વહેમ લોકોને પડે છે.

## વિભાગ ત્રીજો

ભરૂચમાં દેવપાલ લાટના સ્વાતંત્ર્યનો ઝુંડો ઉભો કરે છે અને તેજ દિવસે નર્મદાની આરતીના ઉત્સવ વખતે આંબડ છુપાઈને મંજરીને નાસે છે, મંજરી રક્ષણને માટે આંબડ વગેરે સાથે નવાગઢમાં જાય છે. નેશે ને સોમેશ્વર અનાજ લેવા ગામમાં જાય છે. પાછા ફરતાં નગમાં ચોકીદારો મળતાં તેમને ઠારી નેશે અને તેની ઠેરી અનાજ લઈ આવે છે ને સોમેશ્વર નદીમાં ઝંપલાવે છે. મંજરી આંબડ પાસે રજાવિધ શીખે છે. એક સાંજે મણુરી આંબડ મંજરી સાથે કાકના ભવિષ્યનો વિચાર કરે છે. બીજી બાજુ રાજા જયસિંહદેવ યુદ્ધની તૈયારી કરે છે. પરણવાની આશાવાળી સમર્થ દ્વારા કાક જીવે છે એ વાત દરબારગઢમાં પ્રસિદ્ધ થતાં રાજા વાહડને બોલાવી ખાત્રી કરી, તેને કાકને શોધવા જુનાગઢ મોકલે છે. બીજી બાજુ





ટેકરી પરથી જણાતું ઇસ્લામાબાદનું દૃશ્ય

કાશ્મીરની નોંધપોથી—



# કાશ્મીરની મારી નોંધપોથી

લેખક

તારા મહેન લીલાવતી
સભ્ય સહિયરસ.

[ગતાંક પૃ. ઉપર થી અનુસંધાન]

તા ૧૯-૫-૨૦

આજે ટરનામાંમાં ઉંડું અનંત નાગ જોવા નીકળ્યા સવારે અગીઆર વાગે બોટ આવવા માંડી હતી

બપોરના બાર વાગતા રપલની ખબર કાઢવા હું ફરી ટરનામાં સાથે આવતી શહેરમાં ૨૯ ચારે ત્યાં પહોંચી એક નવો અનુભવ ૭ વાગ્યા સુધી એક જણની દુકાનમાં બેઠી આઠ ઉપર ત્યાંથી ટપાલ લઈને નીકળ્યા ટાંગામાં સાતેક માઈલ આવ્યા ત્યાંથી નાગ દેખાતી હતી ખેતરો ને દેવળ ભરેલા અને સુંદર આડાઅવળા ફરતા અમે બોટમાં પહોંચ્યા રાત પડી ગઈ હતી સુખમાં રહેવું પડ્યું, રાત પાપોર જાગતી રહી

તા ૨૦-૫-૨૦

સવારના ઉઠી ત્યારે બોટ ચાલવા માંડી હતી બે કાંઠે ભરેલું જેલમનું ધીરેધીરે વહેતું પાણી અને બંને બાજુએ જેલમની હારો સામે ચારેપાસ દેખાતા બરફના શિખરો, લીલાછમ ખેતરો અને મેદાનો વચ્ચે ધીરેધીરે જતી મારી બોટ—એ બધું ગમે તેવા અશિક્ષિત હૃદયમાંએ આનંદ આપવા પુરતું હતું સવારના ૯ ને બાર બેખ ઉપર લીલાતરી મા થોડું ચાલ્યાં, પછી અમદાવાદથી આવેલા પપરો વાંચ્યા જ પા પછી થેડાંગ પા માથી

બપોરના નવેક વાગે હું ને ટરકાએ ઉતર્યા ત્યાંથી ખેતરો ખુંદતી અવંતીપુરના ખંડેરો જોયા હાલમાં એ જમીન તળેથી ખોદી કાઢેલા છે ભીંતો પરના કાંતરણની મૂર્તિઓ જોતા ઘડીભર વિચાર થયો આસન ના વખતની નીતિ હાલના કરતા વધારે સારી તો નહીંજ હોય દેવમંદિર જેવા લાગતા ખંડેરમાં જ્યારે આવા ચિત્રો હોય ત્યારે સામાન્ય જનસમૂહની નૈતિક ભાવના કેવી હશે? એ ઘડીભર વિચારનો પ્રશ્ન થઇ પડે છે ત્યાંથી જુના કાગળ, લોટ, નાનાનાના મારીના વાસણો મગીના પાપડો વગેરે અંદરથી નીકળેલો સામાન જોયો અને બોટ આવવાની વાર હોવાથી હું ચીનારના ઝાડ ઉપર જઈ બેઠી

બોટ સામા કીનારા પર આવતી હતી

એટલે એક શીકારો ભાડે કરી હું પેલે પાર ઉતરી. ત્યાં સુધીમાં બોટ આગળ ગઇ હતી. બોટ પાસે આવ્યાં છતાં પણ મેં ચાલવાનું કર્યું.

ચારે તરફ બરફનાં શિખરો ખુબ ચળકતાં હતાં. જેખડ ઉપર નાની પગથીમાં લીલોતરી. ઉપર ચાલવુ ઘણુંજ મઝાનું લાગતું હતું. વચ્ચે એક ગામ આવ્યું. બોટ ધીમેધીમે ચાલતી હોવાથી થોડુંક છેટું પડી ગયું. બહુ આગળ જવાથી બોટ આવતાં બહુ વખત લાગશે ધારી હું એક ખેતરમાં ઝાડ ઉપર જઇને બેઠી અને એક ડાળી સારી જોઇ નીરાંતે ગોઠવાઇને સુતી. ઉપર નીલું ભુરું આકાશ, માંહી તરતી રુપેરી વાદળીઓ, એક પાસ ચમકતાં બરફનાં શિખરોની હારો ને હારો અને સામે સાદા ડુંગરોની પંક્તિ, નીચે ઘુંટણભર ઉગેલું લીલુંછમ ખેતર, સામે ધીરી વહેતી નદીનો પટ અને ઝાડ પર સુવાનું-એ બધું જોયું હતું કે જીવનમાં ઘણી વખત યાદ આવશે. વળી પાછું અહીંઆં પણ મન વિચારમાં ચઢયું. પક્ષીઓનો ઝીણોઝીણો અવાજ મારા વિચારગીતમાં સુર પુરતો હતો.

આથી વધારે કૈં દુનીઆમાં હશે ખરું? પણ આવી સુખમય લાગતી તોએ નકામી જીંદગી ગાળવાથી જીવન જીવ્યું કહેવાય ખરું? બીજી રીતેએ શી રીતે જીવાય? જીવનનો બીજો શો આદર્શ હોઇ શકે? જીવનને ઘણા લોકો બહુ કીંમતી માને છે, પણ મને તેની કશીજ કીંમત લાગતી નથી.

આવા સ્વર્ગમાં આવી સ્વતંત્રતા એકદમ મળશે એ ખ્યાલમાંએ નહોતું. અહીં નથી લોકોની પરવા કે મોટાંનો ભય. અહીં માર્ગદર્શક થવાનો કે શીખામણ આપવાનો દાવો કોઇપણ કરી શકે તેમ નથી. સ્ત્રી તરીકેની ખોટી શરમ અહીં નડે તેમ નથી પણ 'રસના તે ચટકા હોય, કુંડાં ન હોય.' આનોએ પાછો અંત તો આવવાનોજ છે.

તા. ૨૧-૫-૨૦

આજે પણ સવારે હું ઉઠી ત્યારે બોટ ચાલુ થઇ ગઇ હતી. આજે પણ એનીએજ કુદરત વચ્ચેહું હતી. દિવસ આજે પણ સ્વચ્છ હતો. આજે એક ચીનારનું ઝાડ જરા કુદના ઘેરાવાવાળું જોયું.

ચાર વાગતાને સુમારે એકદમ પવન છુટયો અને આકાશ પણ થોડુંથોડું ઘેરાવા લાગ્યું. આવા પવનમાં બોટ ચાલી શકે તેમ ન હોવાથી કીનારે નાંગરી. હું કલાક ફરી આવી. પાછળથી ફરી બોટ ચલાવવાનો પ્રયત્ન કર્યો,..પણ અડધો કલાક પછી તે પણ મુકી દેવો પડયો. એટલે આજે છત્રાબાદને બદલે વચ્ચેજ પડી રહેવું પડયું.

અત્યારે તડકો ફરી નીકળ્યો છે, પણ પવન સુસવાટબંધ વાય છે. પાણીનો બોટ સાથે અથડાઇને અવાજ થાય છે. રાત્રિનો અંધકાર ધીરેધીરે આના પર પણ ફરી વળશે ... ...

સુંદરતા એ માનવીનો જન્મસિદ્ધ હક અને વારસો છે. પ્રકૃતિમાં સર્વત્ર સુંદરતા છે. માનવના સ્વભાવમાં એવી સુંદરતા હોય તો? પૃથ્વી અને કલ્પનાના સ્વર્ગ વચ્ચે અંતર આટલુંજ છે. માનવીના સ્વભાવ સરલ અને સુંદર હોય તો સ્વર્ગ બીજે શોધવા જવાં નથી.

સત્ય અને આદર્શ કયાં જુદાં પડે છે તે કોણ કહી શકશે? જીવન એ સત્ય છે કે આદર્શ? જીવન સત્ય અને અસત્ય બને છે. આદર્શરૂપ બનાવવાનું છે. પણ એ આદર્શ શા

લાંબો વિચાર કરવાની શક્તિ નથી. પણ હું આશા તો રાખી શકું, ધીરેધીરે એ સૌએ સુધરશે અને વિકાસ અધુરો નહીં રહે.

ખરી રીતે મેં હજુ કશા મત બાંધ્યાજ નથી. અને અત્યારથી બાંધવા પણ ન જોઇએ. હજુ ઘણા અભ્યાસની, અવલોકનની, મનનની અને વિવિધતાની જરુર છે. આ બધી કસોટી-માંથી કસાયા પછીજ વિચારોએ મતોનું શુદ્ધ સુવર્ણરૂપ ધારવું જોઇએ. મતો બાંધ્યા પછી એના ઉપર અન્ય વિચારો ગ્રહણ કરવા કરતાં મતો બાંધ્યા પહેલાંજ સાંભળવા એ સારું છે.

તા. ૨૪–૫–૨૦

આજે રાત્રે સ્વપ્નામાં મી. એંડ્રુસ મળ્યા. સામાજિક સેવા મારે માટે શક્ય છે કે નહીં તે વીશે વાત થઇ. મેં મારાં કારણો દર્શાવ્યાં. બીજી વખત મળવાનું ઠરાવી તે છુટા પડયા.

હમણાંથી સ્વપ્નામાં હું ઘણી વ્યક્તિઓ જોઉં છું અને પછી આશ્ચર્ય થાય છે કે આવી બુદ્ધિપુરઃસર વાત હું સ્વપ્નામાં કેમ કરી શકી!

આજે કાલના દિવસની માફક આખી રાત વરસાદ પડયો હતો. ત્રણ દિવસથી આકાશ ઘેરાયલું રહે છે. તેમાં બે દિવસથી તો બહુજ કટાણો આપે છે. સૂર્ય દેવનાં દર્શન પણ દુર્લભ થઇ પડયાં છે. ઠંડી પણ બહુ લાગે છે. કશા પણ કામના અભાવે દિવસ કેમે કર્યો પસાર થતો નથી. મન મનોરાજ્યમાં કેટલાક તરંગો ઘુમે છે... ...

વસ્તુમાત્રનો વિકાસ એ પરમ ધર્મ છે. જીવન આખું એમ જાય છે. માત્ર કોઇ ધન્યપળોર્થીજ એ સુભગ બને છે.

જ્ઞાન વધે છે તેમ શુંસવાદો પણ વધે છે. અનુત્તર પ્રશ્નો ચિત્તમાં ઉદ્ભવ્યાજ જાય છે, પણ તે અનુત્તર રહેવા માટેજ. નગરવાસી જનો નાનીનાની વસ્તુઓમાં પણ સુંદરતા શોધે છે અને તેને કૃત્રિમ સ્વરૂપે ધરાવી તેમ રસિકતાની પરાકાષ્ઠા માને છે. પણ સૌંદર્યનાં ઝરણો અરણ્યમાંજ વહી રહ્યાં છે; તેનું પાન કરવા કોઇ રખડોખાઉ પ્રવાસીએ નથી આવતો. સૌંદર્યના ભંડાર ગિરિશિખરો ને ઉંડીઉંડી ખીણોમાં ભરાઇ રહ્યા છે, તેના તરફ દૃષ્ટિપાત કરવાનોએ કોઇને સમય નથી મળતો. નાની પુષ્પકલિકાને પ્રશંસકની ખોટ નગરમાં નથી. વનલક્ષ્મીનાં લક્ષ્મીસ્વરૂપ અનેક સૌરભભર્યાં પુષ્પો જગતથી અજાણ્યાંજ કરમાઇ જાય છે. નગરમાં સુંદરીઓના સૌંદર્યની સ્પર્ધા ચાલે છે. કૃત્રિમ સાધનોથી એ પ્રયત્નો વધ્યાજ જાય છે. ગ્રામ્યગૌરીના સ્વાભાવિક લાલિત્યને ઝાંખી જોનારે કોઇ નથી. જગત્ એક વિચિત્ર પદાર્થ છે. પોતે પોતાનું પ્રદર્શન ન કર્યું હોય તો અમોલ ભંડારો ભર્યા છતાં જગત્ તેની કીંમત કરતું નથી......

સૌંદર્ય એ માત્ર આકારમાંજ નથી, વર્ણમાંએ તે નથી, પણ ખરું સૌંદર્ય ભાવમાં વસેલું છે.

પક્ષીસમુદાયનું આ મીઠું મધુરું ગાયન તે કોને માટે! પ્રકૃતિનું આ સ્વાભાવિક સૌંદર્ય તે કોને કાજે?

[આ મનોહર મવાસવર્ણનનો વિશેષ ભાગ આવતા અંકમાં.]



અને બીજો કરી શકે એટલી ત્રીજો ન કરી શકે: કોઇ માત્ર સાદાં ગાયનોથી તૃપ્ત થતો હોય તેને સર્વ નીરસ લાગે.

વળી આસ્વાદની તીવ્રતા ઉંચા પ્રકારની હોય છતાં તે એકદેશીય, કે અપૂર્ણ હોઇ શકે. આ વાત નીચેના ઉદાહરણથી સ્પષ્ટ થશે.

બાદશાહ પાસે એક અત્તારી નવું અત્તર લઇને આવ્યો. બે પરીક્ષકોએ પરીક્ષા કરી: એકે કહ્યું કે ગુલાબ, હીના, મોગરો અને જુઇ એમ ચાર અત્તર એકઠાં કરી આ નવું અત્તર બનાવવામાં આવ્યું છે; બીજાએ કહ્યું કે ચાર અત્તર તો ખરાં, પણ જુઇ નહીં પણ જાઇ છે. અત્તારીને પુછતાં તેણે જણાવ્યું કે ચાર નહી પણ ગુલાબ, હીના, મોગરો, જુઇ અને જાઇ એમ પાંચ અત્તરનું મિશ્રણ છે. આ ઉપરથી સહજ સમજાશે કે બંનેની ઘ્રાણેંદ્રિય ઘણી તીવ્ર પણ એકદેશીય–અપૂર્ણ. જેનામાં તે સંપૂર્ણ હોય તે પાંચેપાંચ પારખી શકે. આજ પ્રમાણે રસિકતાના સંબંધમાં પણ સમજવું.

આ આપણે સામાન્ય ભેદ ગણ્યા. પણ તે ઉપરાંત દેશ, કાલ, સંસ્કાર, અવસ્થા વગેરે કારણોને લીધે વિશેષ ભેદ ઉત્પન્ન થાય છે. અંગ્રેજી અને દેશી સંગીત વચ્ચેનો ભેદ આ પ્રકારનો છે. અંગ્રેજી સંગીત આપણને ન રુચે કે આપણું સંગીત અંગ્રેજોને ન રુચે માટે બંને નીરસ એવું કે નહીં. આપણે ચોપડીઆ નાટકની પ્રશંસા કરીએ છીએ, રોમન લોકો પણ તેમજ કરતા હતા, પણ ગ્રીકો અને હબસીઓની રસિકતા કંઇ અન્યજ પ્રકારની છે. ગ્રીક લોકોએ મનુષ્યની મૂર્તિ ઘડવાની કલાને સપૂર્ણતાના શિખરે ચઢાવી આનંદ માન્યો ત્યારે મુસલમાન લોકોએ તેનું ખંડન કરીને તૃપ્તિ મેળવી. આપણામાં એક વખતનાં લોકપ્રશસ્ત આંખનાં, અંજન અને સેંથાનાં સિંદુર ગયાં અને નાક પર ચશ્માં અને બાલનાં જુલ્ફાં આવ્યાં. યુવકોને શૃંગાર ગમે છે અને ડહાપણ અને જ્ઞાનની વાતોમાં ટાયલું લાગે છે, જ્યારે પીઢ માણસોની રુચિ તેથી ઉલટી હોય છે. વળી કોઇને કવિતા ગમે છે, કોઇને નાટક ગમે છે અને કોઇને નવલકથા પરજ વિશેષ ભાવ હોય છે. કોઇ વળી સાહિત્યના શોખીન નથી હોતા, પણ માત્ર સંગીત-નાજ ભોગી હોય છે અને કોઇ વળી માત્ર ચિત્રમાંજ રસ લે છે. કોઇને સાદું પ્રિય હોય છે ને કોઇને અલંકૃત પ્રિય હોય છે; કોઇને એક રંગ તરફ પક્ષપાત હોય છે અને કોઇને બીજા રંગ તરફ પક્ષપાત હોય છે. આ પ્રમાણે દેશ, કાલ આદિ કારણોને લઇને રુચિવૈવિધ્ય ઉત્પન્ન થાય છે.

ઉત્તમ રસિકને માટે તીવ્ર અને સંપૂર્ણ એટલે ઉચ્ચ આસ્વાદની જેટલી આવશ્યકતા છે તેટલીજ આવશ્યકતા આ શક્તિને અંકુશમાં રાખી તેને વાસ્તવિક ઉપયોગમાં લેવાને માટેની ઉચ્ચ બુદ્ધિની છે. રસિક જ્યારે પરીક્ષા કરવા બેસે ત્યારે પ્રથમ તો એણે પોતાનું હૃદય શુદ્ધ-પક્ષપાતરહિત રાખવું જોઇએ કે જેથી કરીને કોઇ પણ કૃતિને વિના કારણે અન્યાય ન થાય, કોઇ પણ અંકુર ઉગતાંજ દગ્ધ ન થાય, કોઇ મહારત્ન બાહ્યાવરણને લઇને ગુપ્ત હોવાના કારણે બહિષ્કૃત ન થાય. અમુક લેખકનું માટે નિર્માલ્ય, ઉત્કૃષ્ટ લેખકનું માટે ઉત્તમ ઠર્યું. નવીન ચિત્રકારનું માટે દમ વગરનું–આ પ્રકારની ભ્રમણાથી તેણે મુક્ત રહેવું જોઇએ. રુચિભેદ તેના લક્ષણબહાર ન રહેવા જોઇએ, કલાકારની વૃત્તિ સમજવી જોઇએ અને કોને ઉદ્દેશીને કૃતિની રચના થઇ છે તે તેણે ધ્યાનમાં

આના ઉત્તરમાં કહેવાનું કે એક એવું માપ, એવો કાંટો, એવો સિદ્ધાંત છે કે જે વડે કલાની કૃતિની પરીક્ષા થઇ શકે. લોકગત એમ કહે છે કે સાકર મીઠી છે તો તે સત્ય છે, ને કોઇ એવો નીકળે કે જેને સાકર મીઠી ન લાગે તો તે સ્વાદશૂન્ય કે સ્વાદભ્રષ્ટ. એ ન્યાયે જે કૃતિઓની સમસ્ત જગત્ પ્રાચીન કાલથી પ્રશંસા કરતું આવ્યું છે તે સરસ હોવીજ જોઇએ; અને તેથી એવી કૃતિઓ તપાસતાં આપણને જે પ્રમાણ, જે કાંટો, જે સિદ્ધાંત હાથ આવે તે સત્ય—એમાં કે શંકાસ્પદ હોયજ નહીં. આ પ્રમાણે વેદ, મહાભારત, રામાયણ, ઇલીયડ, પેરેડાઇઝ લોસ્ટ, તેમજ શેક્સપીયર, ડેન્ટી, પ્લેટો, એરીસ્ટોટલ વગેરે મહાન્ લેખકોની ઉત્તમ કૃતિઓ. ઉપરાંત તાજમહેલ સરખી આરામગાહો, દેલવાડા વગેરે સ્થલનાં મંદિરો, એલીફન્ટાની ગુફામાંનાં તથા યુરોપી ચિત્રકારોનાં જગપ્રસિદ્ધ ચિત્રો, લોકપ્રશસ્ત મૂર્તિઓ, ગાયનો વગેરે કૃતિઓનું અવલોકન કરતાં આપણે શા સિદ્ધાંત પર આવીએ છીએ તે જોઇએ.

આ આધિ, વ્યાધિ અને ઉપાધિયુક્ત જગતથી અને તેના નૈતિક શાસનથી ત્રાસ પામી પ્રભુની પરમ કૃપાલુ અને ન્યાયાસક્ત વૃત્તિ પર શ્રદ્ધા રાખતો મનુષ્ય જ્યારથી સમજણો થયો ત્યારથી એમ માનતો આવ્યો છે કે એક અજાણ્યે સ્થલે એક એવું જગત્ છે કે જે સર્વાંશે પરિપૂર્ણ છે. ત્યાં સતત શાંતિ, નીર્મળ સુખ અને અખંડ આનંદ લુટવાનો છે. આ ભૂમિને સ્વર્ભૂમિ, સ્વર્ગ, અમરભૂમિ, પ્રભુભૂમિ, દિવ્યભૂમિ, વૈકુંઠ, કૈલાસ, ળેલીસ્ન, હેવન વગેરે નામથી ઓળખવામાં આવે છે. ત્યાંના કાલને સત્યયુગ, કૃતયુગ, ગોલ્ડન એજ વગેરે નામથી જણાવવામાં આવે છે. આ ભૂમિનું નૈતિક-શાસન પણ સંતોષકારક છે. પ્રાકૃત સૃષ્ટિમાં સાધુ અગ્નિથી બળે છે, પણ પેલી દિવ્ય સૃષ્ટિમાં તપ્ત લોખંડના સ્તંભને બાઝતાં કે ઉકળતા તેલની કઢામાં નખાતાં છતાં તેને ઉની આંચ આવતી નથી. આ ભૂમિનું હું વર્ણન કરું તેના કરતાં જગન્માન્ય કવિઓએ કરેલાં વર્ણન ટાંકું તો વધારે યોગ્ય થશે.

વાલ્મીકિ કહે છે:

"સહુ તુષ્ટ, પુષ્ટ, મહૃષ્ટ ધાર્મિક મુદિત એના રાજ્યમાં,
દુર્ભિક્ષ, ભય વર્જિત સદા નિશ્ચિંત સર્વ સમાજમાં:
રોગો રહિત સહુ પુરુષ કદી નવ પુત્રમૃત્યુ દેખતા,
સૌભાગ્ય ભોગવતી અખંડ વસે સતી સુપતિવ્રતા.
જળ, અનળ કે વાયુ પ્રબળ કો લોકને પીડતા નહીં,
મળતા ન કોઇ ક્ષુધાર્ત કે તસ્કર ન કો વસતા તહીં:
એ નગર ને વળી રાષ્ટ્ર છે સંપૂર્ણ શુભ ધનધાન્યથી,
કૃતયુગ રામા વસતા સહુ સુખમાં સદા આનંદથી."

કાલિદાસ મેઘદૂતમાં આ ભૂમિનું અદ્ભુત દર્શન કરાવે છે. એમાંથી બે શ્લોક તો ટાંક્યા વગર નથીજ રહેવાતું:

"જ્યાં માતેલા મધુકર તણાં વૃંદથી ગાજ દેતાં,
આપે વૃક્ષો સકળ ઋતુમાં પુષ્પ તાજાં ખીલેલાં:
હંસશ્રેણી તણી ઝમકતી મેખલાથી ગુંથેલી,
અર્પે છે જ્યાં કમલિની કદા પદ્મ નિત્યે વિકાસી.

કેકા શબ્દે કરી કરી કલા ધારી નાચે મયૂરો,
જ્યાં જ્યોત્સ્નાથી તમ ટળી જતાં રમ્ય લાગે પ્રદોષ
આનંદાશ્રુ વગર નયને આંસુ લોપે ન બીજાં.
બીજો તાપ સ્મર વીણ નથી જે શમે પ્રેમી લેતાં.
જ્યાં છે માત્ર પ્રણયકલહે રુસણામાં વિયોગ,
યક્ષોને જ્યાં નથી વય બીજું માત્ર તારુણ્ય એક."

તુલસીદાસજી આ ભૂમિને નીચેના સ્વરૂપમાં જુએ છે:

દૈહિક દૈવિક ભૌતિક તાપા
રામરાજ નહિં કાહુ હિં વ્યાપા

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૧૮ ]

તે મકાન આગળ તે થોડી વાર ઉભો રહ્યો અને માંણ મચી રહેલા મોલાહલ પર તેણે એક દૃષ્ટિ નાખી; પરંતુ તે પણ તેને અરુચિકર જણાયું અને એક દીર્ઘ નિઃશ્વાસ નાખી તેણે આગળ ચલાવ્યું.

તરતજ તેણે તેનો માર્ગ બદલ્યો. મોટા રાજમાર્ગો છોડી નાની ગલીકુંચીઓ તેણે તપાસવા માંડી. શું તે આ પ્રમાણે પોતાને યોગ્ય કોઈ ઉતારો શોધતો હતો કે શું તે પોતાનો કોઈ રાજકીય, આર્થિક કે ભૌગિક ઉદ્દેશ સાધવા સારુ આમ ફરતો હતો? અથવા તો શું વેષ ધારણ કરી નગરચર્યા જોવા સારુ નીકળ્યો હતો? ના. ઉતારાની તેને જરુર ન હતી, કારણ તેને મન તો "शय्या भूमितलं दिशोपि वसनम्" હતું. રાજકીય, આર્થિક અને ભૌગિક ઉદ્દેશ પણ તેને ન હતા, કારણ સંસારને તો તેણે ક્યારનીએ તિલાંજલિ આપી હતી. નગરચર્યા જોવાની તેને ખાસ ઇચ્છા ન હતી. કારણ એવાં નગરો તેણે સારી રીતે અવલોકવાં હતાં, અને હવે તો તે તરફ તેને એવો અણગમો આવ્યો હતો કે જો તે નગરોથી દૂર રહી શકત તો જંગલનું શાંત નિવાસસ્થાન કદી પણ છોડત નહીં.

ત્યારે શું તે આમ નિષ્પ્રયોજન ફરતો હતો? ના. તેની મુખમુદ્રા પરથી જણાતું હતું કે તે કોઈ અગત્યના કામસર નીકળ્યો હશે, અને તે કામ પણ કુંદનપુરના રાજમાર્ગ પર નહીં, પરંતુ તેની ગલીકુંચીઓમાં હતું. તેના સ્વચ્છ અને સુઘડ લત્તાઓમાં નહીં, પરંતુ ગીચ અને ગલીચ ભાગોમાં હતું. સંસાર તો તેણે ત્યજેલો હતો, પરંતુ સમાજને તેણે છોડ્યો ન હતો; અને જે સમાજ તેને જોવાનો હતો, જેના સુખદુઃખનો તે ભાગીદાર હતો, જેનાં દુઃખનું નિવારણ કરવાનું કામ તેણે હાથ ધર્યું હતું તે સમાજ કંઈ ધનાઢ્યોના મહેલોમાં વસતો ન હતો, પરંતુ ગરીબોની મઢુલીમાં રહેતો હતો.

તે સાધુ ચાલતોચાલતો એક નાના ઘર આગળ આવી ઉભો રહ્યો. રાજાનો મહેલ, ધનાઢ્યોના આવાસો અને પેલા આનંદમગ્ન થએલા મકાનની માફક આ ઘર ઉપર પણ તેણે દૃષ્ટિ નાંખી. પરંતુ અહીંઆં તેણે એવું તે શું જોયું કે ત્યાંની માફક અહીંઆંથી ચાલ્યા જવાનું મન તેને ન થયું? ઘર બહુ નીચું હતું અને તેના પ્રથમ માળની બારી આગળ લાકડાના કઠેરા ઉપર હાથ મુકી તેના ઉપર પોતાનું માથું ટેકવી એક લલનાને તેણે વિચારમગ્ન ઉભેલી જોઈ. આટલી રાત સુધી આ લલના કોની વાટ જોતી ઉભી હશે? શું તેને નિદ્રા ન આવતી હશે! કે પછી આવે તો પણ એ નિદ્રાના સદુપયોગી વિના સુખ જેવું પસંદ ન પડવાથી તેની વાટ જોતી તે ઉભી હશે? ગમે તે હો, પરંતુ તે સાધુને એ લલનાના મુખ ઉપર દુઃખની છાયા જણાઈ તેનું શરીર કષ્ટથી કૃશ થએલું જણાયું, અને એ દરદીના દુઃખની તપાસ કરવાથી પોતાને કંઇક આનંદ થશે એમ તેને લાગ્યું.

એક પળ તેણે એમ વિચાર્યું અને બીજે પળે તો તેના યોગબળે તે એ લલનાની પાસે આવી ઉભો રહ્યો. એ સ્થળ તે લલનાનું શયનગૃહ હતું અને તે શયનગૃહની સમૃદ્ધિમાં એક ખાટલો, એક નાનું પણ સ્વચ્છ બીછાનું, એક પાણીનો લોટો, દીવાલ પર ટાંગેલી એક તસવીર અને એક ઝાંખા દીવા સીવાય બીજું કંઈ પણ ન હતું. એ સર્વ શયનસામગ્રી પર નજર નાંખી તે એ યુવતિ તરફ ફર્યો. પરંતુ તેને સામેથી જોતાં તેના મુખચંદ્ર પર ને

તેને લાગ્યું કે આ કોઇ ગરીબનો બેટી હશે.

"બેટા!" તે સંન્યાસી બોલ્યો, "આટલી રાત સુધી તું કોની તપશ્ચર્યા કરતી બેઠી છે?"

"મહારાજ! અમ સ્ત્રીજાતિને તે કોની તપશ્ચર્યા કરવાની હોય? મારા નાથ કદાચ હસીને મંદિર પધારે તેમની વાટ જોતી બેઠી છું."

"તે ક્યારે આવશે?"

"તે કંઈ કહેવાય નહીં. તેમની મરજી પડે તો આવે, નહીંતર ન આવે."

"તે ક્યાં ગયા છે?"

"મહારાજ! એ અહીં રહેતા નથી. મારા જેવી તેમને તો કેટલીય છે!"

"તારે ત્યાં એ ક્યારે આવે છે?"

"તેમનો નિયમ નથી. દશપંદર દિવસે એકાદ વાર આવે–તેમની મરજી પડે તો."

આ સાંભળી એ સંન્યાસીનું હૃદય એ રમણી માટે દયાથી ભરાઇ ગયું. પ્રભુએ આવો સૌંદર્યનો નમુનો સરજ્યો તે શું આવા નિર્જન સ્થાનમાં સડવા માટે? રાજના સભાસ્થાનને શોભાવવા સરજાએલી સુંદરી શું કુંદનપુરની એક ગલીચ ગલીમાં તેનું નોધારું જીવન વ્યતીત કરે! સરોવરમાં તરવા માટે અને ચંદ્ર સાથે ગેલ કરવા પોતાને હાથે ઉત્પન્ન કરેલા આ કમલને અકાલે કરમાતું જોઇ શું પ્રભુનો આત્મા દુભાતો નહિ હશે! એવા તે શું પાપો એણે કર્યાં હશે કે જેને માટે આવું દુષ્કર પ્રાયશ્ચિત હશે? તેના મોઢાની એકેએક રેખા કેવી તેના નિષ્પાપપણાની સાક્ષી પુરે છે! અને શું એ મોઢાની રેખા તેના આત્માનું પ્રતિબિંબ ન હશે? ત્યારે, તેનું દુઃખ તપાસી જોવાને કે શું તે અજાણતાંથી, છતાંથી કે પછી સંસારના મોહપાશથી પોતાનો માર્ગ ભુલી તો નથી, અને હજુ પણ તે પ્રભુના માર્ગ તરફ વળી શકે તેમ છે કે નહીં!

"બેટા! પ્રભુએ તને એક અનુપમ સુંદરી બનાવી તે આમ દુઃખી થવા માટે? તારે તો સંસારને ઉત્કૃષ્ટ કરી પ્રભુને રીઝવવો જોઇએ. સંસારના કેક પામર જીવોના જડ દેહમાં તું ચેતન આત્મા મુકી શકે તેમ છે; કેકને તેમના ભુલેલા માર્ગમાં માર્ગદર્શક થવાનો તારામાં પ્રભાવ છે; કેક દુઃખી હૃદયને તારી વાણીની સુધાથી તું શાંતિ બક્ષી શકે તેમ છે; કેક ગરીબોની ઝુંપડીમાં પ્રેમ અને પવિત્રતાના સંદેશ તું પહોંચાડી શકે તેમ છે; છતાં તું જ કેમ આમ દુઃખમાં, દરિદ્રતામાં અને અશાંતિમાં સડયા કરે છે? શું તારી કથા તું મને કહેશે?" સંન્યાસીએ પુછ્યું.

"મહારાજ! મારા જેવા પામર જીવની કથા સાંભળવાથી શો લાભ?" લલનાએ કહ્યું.

"વધુ નહીં તો એટલો તો ખરો કે આપણું દુઃખ બીજાને કહેવાથી તે ઓછું થાય." સંન્યાસી બોલ્યા.

"મહારાજ! મારી કથા હું કોઇને કહેતી નથી, પરંતુ તમારામાં કોણ જાણે મને કયાંયથી શ્રદ્ધા બેઠી છે અને તેથી તમે મારા ધર્મના પિતા હો તેવા લાગો છો એટલે મારી કહાની હું તમને કહું છું:

"આ કુંદનપુરનરેશના વિશ્રામપુર નામના એક ખંડીઆ રાજ્યના રાજાની હું પુત્રી થાઉં છું. મારું નામ શોભનાકુમારી છે અને નામ પ્રમાણે હું પહેલાંથી એટલી બધી સ્વરૂપવતી હતી કે નાનપણથી જ મારા રૂપની ખ્યાતિ ચોતરફ ફેલાઇ રહી હતી અને બધા મને સ્વર્ગની અપ્સરા જેવી જ ધારતા. બાપના લાડમાં ઉછરતી હું સોળ વર્ષની થઇ, યૌવનની મોજે કળાઓ મારામાં ખીલી રહી અને આપણા રાજ્યો તરફથી મારા હાથ

આકર્ષવાને શક્તિમાન થયો હોય તો તે તેનું અહોભાગ્ય માનશે. પરંતુ કુંવરી! એટલાથી એ લતા પર એ માળીનો અધિકાર ખરો કે?" કુમારે પુછ્યું.

"આ સવાલે તો હદ કરી. મેં ફરી નીચું જોયું. મારે ગાલે શરમના શેરડા પડયા અને કુમારને શો ઉત્તર આપવો તેની ગુંચવણમાં હું પડી. કુમાર તો ઉત્તરની રાહ જોતા મદભરી દૃષ્ટિથી મારી તરફ જોઈ રહ્યા અને મારામાં એ દૃષ્ટિને તરછોડવાની તાકાત ન રહી તેમજ તેના પાશમાંથી છુટી ત્યાંથી ચાલ્યા જવાનો માર્ગ પણ મને ન સુઝયો. યોગિરાજ! આ માયાવિશ્વ તરફ તમને કદાચ હસવું આવતું હશે, પરંતુ જે માયાથી તમે અલગ રહી શકો છો તે માયામાં અમે હંમેશનાં રચ્યાંપચ્યાં રહીએ છીએ. અમારી ચિત્તવૃત્તિ તમે કળી શકો નહીં અને તેમાં પણ જે આબોહવામાં અમે ઉછરીએ છીએ, વીચરીએ છીએ અને રમમાણ રહીએ છીએ તે આબોહવા અમને સુલભ વિચારોથી દૂર કરે છે, અને દુનીઆના જાદુઇ પ્રવાહમાં અમને ધકેલે છે. નહીંતર મહારાજ! એ પ્રસંગ પર વિચાર કરો. એક પાસ મનોહર પુષ્પમંડપ. તેમાં ઉડતા ફુવારાના શાંત શીકરો, પુષ્પો સાથે તેમજ અમારા વદનકમલ સાથે ગેલ કરતા સૂર્યનારાયણનાં સંધ્યાસમયના પૂર્વનાં આછાં કિરણો, અને બીજી બાજુ યૌવનદશાથી ઉન્મત્ત થએલા સૌંદર્યના પ્રિય ઉપાસકો! આવા સંયોગો તેની જાદુઇ અસર કોના પર નથી કરતા? અને અમે પણ તે પ્રસંગે ભાન ભુલ્યાં હોઇએ તો શું એ અપરાધ ક્ષમ્ય નથી? મેં નીચું મોં કરી હું પણ જવાબ આપ્યા વિના શરમીંદી હસી તેમ એ કુમાર ઉઠ્યા અને આવા પ્રસંગોમાં તે ટેવાઇ ગએલો હોવાથી બોલ્યો:

"સુંદરી! શરમાઓ છો શાને? તમારું હૃદય શું હું કળી શકતો નથી? પ્રેમીજનનો જવાબ ભલે શબ્દથી ન વળે, તોપણ તેના ગાલ પર પડતા શરમના શેરડા, ફુલાતાં નસકોરાં અને તેજથી ચમકતી આંખો એ શાનું સૂચન કરે છે? માટે અંતરને વધુ છુપાવ્યે શો ફાયદો? આમ આવો અને જુઓ કે આપણા સંયોગથી આ ઉદ્યાન કેવો દીપી રહ્યો છે?"

"એમ કહી તેણે એક હાથ મારા ગળામાં નાખ્યો અને બીજો હાથ મારા ખભા ઉપર મુકી મને તેની પાસે બાંક ઉપર બેસાડી. પ્રણયવિદ્યામાં એ પારંગત હતો એટલે ધીમેધીમે તેનો જાદુ મારા પર સંપૂર્ણ જામ્યો. કેટલીએ મધુરી વાતો તેણે મારી સાથે કરી, સંસારસુખનાં કેટલાંએ મનોહર સ્વપ્ન તેણે મારી આંખ આગળ ખડાં કર્યાં. કુંદનપુરના સૌથી વડા રાજ્યાધિકારીની પત્નીપદે અને કદાચ જો ત્યાંનો રાજા અપુત્ર મરણ પામે તો એ મહારાજ્યની સમ્રાજ્ઞીપદે સ્થપાવાનું ઉજ્જ્વલ ભવિષ્ય મારી આશાસૃષ્ટિમાં મુકાયું. અને એ સર્વ વાતની ખાતરીના પોતાના નહીં શાક્ષી તરીકે તેણે મારું માથું સહેજ પાસે ખેંચ્યું અને મારા ગુલાબી ગાલ પર એક મધુરું ચુંબન દીધું. બસ થઇ ચુક્યું. મહારાજ! તેજ ઘડીએ હૃદયદાન દેવાયાં. પ્રણયકોલ લેવાયા અને ગોઠીઓની કદી પણ ન છુટે તેવી ગ્રંથિ ગુંથાઇ. માત્ર એક વાત રહી ગઇ અને તે એ કે એ ગ્રંથિની યાદગીરીમાં અમારાં [illegible] મનજ રહ્યાં. તેથી વધુ કીમતી યાદગીરીની માગવાની અમને યાદ પણ ન આવી અને વર્ષો સુધી જરૂર પણ ન જણાઇ.

રાવ હરિ દેશમુખના બે પુત્રો, મોરેશ્વર દેશમુખ અને લક્ષ્મણરાવ દેશમુખ, સભામાં હાજર રહેતા હતા. હેવે એક પ્રસંગે—મ્હેં અંગ્રેજીમાં એક નિબંધ વાંચ્યો હતો;—બે એક પાનાંનો નિબન્ધ! આથા પાંચમા ધોરણના વિદ્યાર્થીના આ પરાક્રમ (?)નાં વખાણ દેશમુખ ભાઈયોએ, હરિલાલે, વગેરેએ ઉભા થઈને બોલીને કર્યાં, તે પ્રસંગ સાંભરતાં મ્હને બહુ જ હસવું આવેછે. 'નિબંધ' માં કશો પણ માલ ન્હોતો.

આ સભા પાછળથી હાઇસ્કૂલમાં મળતી. તે વખતે એકવાર હરિલાલના અંગતમિત્ર કેશવલાલ મોતીલાલ વકીલે 'જ્ઞાનચંદ્રોદયા' શબ્દ ઉપર શ્લેષયુક્ત રમત કરી તેથી હમે છક થઈ ગયા હતા; હવે નિઃસાર લાગી હસવું આવેછે. એ મીટિંગમાં બ્હારના કેટલાક પુરુષો આવ્યા હતા અને સંખ્યા પંદરેકની થઈ હતી. ઉત્સાહ હમારા બધાનો એ સમયમાં પુષ્કળ હતો. દેશાભિમાનનો પવન પણ બધાના મગજમાં ન્હાના ન્હાના વંટોળિયા રચાવતો હતો. એક એ મંડળમાંનો મિત્ર મ્હને એક વાર કહેઃ "જ્યહારે હરિલાલ તલવાર લઈને બ્હાર નીકળી પડશે, કેશવલાલ (વકીલ) યુદ્ધમાં ઉતરશે, લલ્લુભાઈ (એક લલ્લુભાઈ મહીપતરામ હતા તે) તલવાર લઈને ઉતરશે, ડાહ્યાભાઈ (ડાહ્યાભાઈ દેરાસરી) સમશેર લઈને ઘૂમશે, ત્યહારે હું પણ રણમાં રમવાને જઈશ." —આ મતલબનું વાક્ય સાંભળીને હું કાંઈક વિલક્ષણ ભાવ અનુભવવા લાગ્યો. કયા રણ-સંગ્રામમાં? ક્યહારે ?—ઇત્યાદિ અનિશ્ચિતતાં, અકલ્પના, મ્હને મૂંઝવવા લાગી. પણ મ્હને પણ હેનો રંગ લાગ્યો, અને એક કાગળમાં પંદરવીસ પંક્તિનું લાંબું, ભપકદાર, છટાદાર, અંગ્રેજી વાક્ય લખી નાંખ્યું—ને હેમાં આડંબર, દેશાભિમાનના ઉભરા, ઇત્યાદિ ભરીને, તે વાક્ય વાંચીવાંચીને હું ખુશ થવા લાગ્યો. હવે કોણ કહેશે કે "નરસિંહરાવ દેશભક્તિ શબ્દથી પણ ભડકી ઉઠેછે !"? *

આ સભાને અંગે—અંગે નહિ, પણ કાંઈક હેના આડકતરાં સંબન્ધમાં—હરિલાલે એક જુદો કાઢ્યોઃ દરેક મેમ્બરે બીજા મેમ્બરોની જોડે મિત્રતાસંબન્ધ શો છે તે દર્શાવવાને વર્ગ પાડવા; ફર્સ્ટ ક્લાસ, સેકંડ ક્લાસ, અને થર્ડ ક્લાસ friend (મિત્ર) એમ. થર્ડ ક્લાસ મિત્ર હોય તે પેલા મિત્રને ઘેર આવે ત્યહારે હેની પત્ની બોલેચાલે નહિ, પણ હાજર રહી શકે; સેકંડ ક્લાસ મિત્ર હોય તે મિત્રના દેખતાં ત્હેની પત્ની જોડે વાતચીત કરી શકે; અને ફર્સ્ટ ક્લાસ ફ્રેંડ મિત્રની ગેરહાજરીમાં પણ ત્હેની પત્ની જોડે વાતચીત કરી શકે. આ રમતથી મ્હારા મનમાં તો હસવું જ આવતું હતું, અને વળી આ યોજનાને પરિણામે માંહિ માંહિ અસંતોષ ઉત્પન્ન થયા તે જુદું. એક જણ મ્હને આવીને કહેવા લાગ્યોઃ "જુવો, નરસિંહરાવ, મ્હેં હરિલાલને ફર્સ્ટ ક્લાસ ફ્રેંડમાં મૂક્યાં, અને હેમણે મ્હને સેકંડ ક્લાસમાં જ મૂક્યો !" આ વળી વધારે રમૂજ ઉપજાવે હેવી સ્થિતિ હતી. એ યોજના પછી ક્યહાં સુધી રહી તે યાદ નથી આવતું.

પણ બીજો મુદ્દો વળી હરિલાલે કાઢ્યો હતોઃ દરેક મેમ્બરે બીજાને પ્રમાણપત્ર (સર્ટિફિકેટ) લખી આપવું, તો જ તે સભાનો મેમ્બર થાય. નવા મેમ્બર માટે તો ખરું જ, પણ જે મેમ્બરો

* મ્હારા ઉપર મૂકાતા આ આરોપ સદંતર એ મૂકનાર આપશે, તે હું ભાગું છું, અને કહું છું. ઉત્તર આપવાનું આ સ્થળ નથી. રા સંડુથી આરોપ.

હાનું પરિણામ "Battle of Kirkee (ખડકી)"–ખડકીના યુદ્ધમાં આવ્યું. ખાડિયામાંથી લાખા પટેલની પોળ્યમાં જવાના ટુંકા રસ્તાની ખડકીની બારી આગળ હમે ન્હાના ચોકડુંમાં બેઠા; હમારો લોહાનનો: કેશવલાલ વકીલ ત્યહાં થઈને જાય એટલે હેને ટોકવો !–(શી મૂર્ખાઈ! આજ હસુંસું–પસ્તાઉંછું). સ્હામા પક્ષને પણ આ વાતની ખબર પડી ગઈ હતી. એક 'ગજાનન ફોજદાર' એમ ઉપહાસનામ પાડેલો વાણિયો હમારામાંથી ફૂટ્યો હતો એમ વ્હેમ છે, અને સ્હામા પક્ષે પણ હમને ઠોકવાની તૈયારી રાખી હતી–એ બાબત પછીથી મ્હને ખબર મળી.–એક મ્હારી કલાસના મિત્રે મ્હને કહ્યું–કે મ્હને પણ હમને બધાને મારવા માટે એ લોકોએ બોલાવેલો, પણ મ્હેં ના કહી,–ત્હમે હો ત્યહાં હું મારવામાં ભાગ લઉં? કેશવલાલને બદલે હેમનો ન્હાનો ભાઈ, દસ વરસનો બાળક, હમારી આગળથી જતો હતો (scout) ચારરૂપે મોકલ્યો હશે):–પાછળ ગુપ્ત રહેલું દળ હતું તે હમને ખબર નહિં. મુકુંદરામ નિત્યારામ મહેતા હમારા મંડળમાં હતા; હેણે બૂમ પાડી: "કોણ જાયછે?"–"કોણ તે માણસ!–કેમ છે?" ઉત્તર મળ્યો. મુકુંદરામે છોકરાને હાથ ઝાલીને ઊભો રાખ્યો, ને બોલ્યા!–"કેમ, દુલ્હેરાય! હાને મારું?"–કહીને મારવા જાયછે એટલે તો બૂમ પડી, અને જોડેની ગલીમાંથી ગુપ્ત દળ આવ્યું, લાકડીઓ ઊડી, દડિયો ફેંકાઈ દુલ્હેરાય તો "વીંછી કરશે" કહીને ન્હાશી ગયો; માર મુકુંદરામને અને ભગવાનલાલ બાદશાહને સખત પડ્યો–બન્નેનાં માથાં ફૂટ્યાં. મ્હને કોઈએ હાથ ના અડકાડ્યો–હું મધ્યમાં ઊભો હતો છતાં. યુદ્ધ અટક્યું. દુલાભાઈ દેરાસરી આગળ આવ્યા; હમને ઉપદેશરૂપે ધમકાવ્યા. લાગ્યા; મ્હને કહે: ત્હમે હાવા લોકોની સોબતમાં હોયઓછો તે સારું કહેવાય?–યુદ્ધ શમ્યું. મુકુંદ અને ભગવાનલાલને કપાળમાં વાગેલું ત્હેનો રૂ દાબીને ઉપચાર કર્યો (દુલ્હેરાયના ઘરમાં જઈને). હું ઘેર રાત્રે મોડો પ્હોંચ્યો. ખરી હકીકત કહી: મ્હારા પિતાએ એક શબ્દ પણ ઠપકાનો કહ્યો નહિં; (એ જ મ્હને સજા):–દાક્તર ઉપરે દ્હામ દેવો નહિં એ ન્યાયે. બીજે દહાડે ફોજદારીમાં ફરિયાદ નોંધાઈ; ઇત્યાદિ વાત થઈ–પછી પતી ગયું. મહીપતરામભાઈએ 'જ્ઞાનસુધા'માં એક લેખમાં પ્રસંગ કાઢીને આ યુદ્ધને રૂપાન્તરે ઉલ્લેખ કર્યો,–ઇત્યાદિ ઇત્યાદિ. આ યુદ્ધના મૂળ પુરુષ હરિલાલ તો રણસંગ્રામમાં આવ્યા ન્હોતા; હેમના મિત્રો જ સેનાપતિ થઈને આવ્યા હતા.

આ પછી કેટલીક મુદત સુધી હમારે અબોલા રહ્યા–હરિલાલ અને હેમના મિત્રોને અને મ્હારે. વખત જતે તે વસાઈ ગયું.

હરિલાલમાં sense of humour (રમૂજની સમજશક્તિ) કાંઈક અલ્પ હશે. મિત્રોના વર્ગ, સર્ટિફિકેટો, વગેરે ઉપર કરેલા ઉલ્લેખથી તે જણાશે. આ વિશે બીજું દૃષ્ટાન્ત: હું એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયો; હરિલાલ બી. એ. કલાસમાં હતા. લાયબ્રરીમાં વાંચવાના મેજ ઉપર મ્હેં એક છાપેલું ચોપાનિયું દીઠું: હરિલાલે પોતાના પિતાને મળેલાં સર્ટિફિકેટોનો સંગ્રહ છપાવેલો હેમાં હતો. હેમાં એક અંગ્રેજ અમલદારે આપેલા સર્ટિફિકેટમાં હુંદરામને વિશે "he is a rare animal" એમ હતું. સ્પષ્ટ રીતે આ ઉપહાસગર્ભ વચન હતું, છતાં તે પણ હેમાં દાખલ કર્યું, તે ગમે તો પ્રમાણિકપણાનું દળ, કે ગમે તો sense of humour ની ખામી. હું ધારુંછું એ રમૂજની ગ્રહણશક્તિની ખામી જ. એ જ ખામીને

ભિક્ષુકોને ઊતરતી પંક્તિના ગણેછે અને કાંઈક રમૂજમિશ્ર, તિરસ્કારદષ્ટિથી જુવેછે, એ વાત જાણીતી છે. કાંઈક હાવા ભાવથી જ આ 'વેદમૂર્તિ' વિશેષણ મૂકાયલું હતું. એ વિશેષણ મૂકવાનું બીજું કાંઈ પ્રયોજન જ નહોતું.

'ચન્દ્ર' માસિકમાં હરિલાલના લેખોમાં, અને ખાસ કરીને કાવ્યોમાં ઉદ્ગાર ચિહ્નો અકારણ ખડકાતાં હતાં; !!!, !?!, ?!?, ઇત્યાદિ વિવિધરૂપ વિચિત્રતાએ મેંતી હતી. તે વિશે "ચન્દ્રનાં ચમત્કારચિહ્ન" કરીને મ્હેં એક અર્ધ ઉપહાસ ભરેલી ચર્ચા લખી હતી. તેનો ઉત્તર પણ હેમણે લખી પ્રગટ કર્યો હતો: "આ ચન્દ્રનાં ચિહ્ન કે જમાનાનાં ચિહ્ન?" એમ મથાળું આપ્યામાં હતું. આ પરસ્પર ચર્ચામાં હૃદયની કડુતા હમારા બેમાંથી એકેમાં નહોતી; મતભેદ અને રમૂજ એ જ સૂરનાં એ ગાન હતાં.

હરિલાલે પોતાની પત્નીનાં કેટલાંક કાવ્યો એ માસિકમાં પ્રગટ કર્યાં હતાં. કાવ્યોના કવિત્વગુણ નહિં પણ, પતિની પ્રેમભક્તિ, એ જ એ પ્રસિદ્ધિનું મૂળ હતુ. એ વાંચીને "એક અદ્ભુતનસ્ત્રી કવિ" એ મથાળાનો ઉપહાસલેખ મ્હેં પ્રગટ કર્યો. એ લેખ લખતી વખતે મ્હારી કલમ કાંઈક અણઘટ તેજાબી શાહીમાં બોળાઈ હતી. છતાં હરિલાલે મનમાં અણુમાત્ર કલુષભાવ રાખ્યો નહોતો. હેમણે મ્હને ક્ષમાથી જ શરમાવી નાંખ્યો.

હેમનું હૃદય પરિપૂર્ણ નિખાલસ, કોમળ, નિષ્કપટ હતુ તે વાતનો અનુભવ મ્હને થયોછે. પણે વર્ષે અમદાવાદના રેલવે સ્ટેશન ઉપર હમે અકસ્માત મળી ગયા, તે વખતનું હેમનું ઉલ્લાસભર્યું ચિત્ર મ્હારી નજર આગળ ખડું થાયછે: ગડગડિયા ગતિથી હેમનું ધસી આવવું, હૃદયના ઊમળકાથી હાથ મેળવવો, મુખચર્યામાં સદ્ભાવયુક્ત ઉમળકાની દીપ્તિ, વાણીમાં સ્નેહની મધુરતા અને જોમ, સાહિ-ઇરિયા પાઘડી સાહેદરિયા વસ્તુથી શોભાવતી તે સાથે ડોકીનું ડગમગવું;—આ સર્વ ચિત્ર રેખાવાળી હરિલાલની સ્નેહ અને ઉત્સાહભરી મૂર્તિ મ્હારી કલ્પનાના ફલકમાં અત્યારે આલેખાયછે, અને હૃદય આર્દ્ર થાયછે.—એ હરિચન્દ્રનું તે પછી અદર્શન થયું, તે મ્હારે સંબન્ધે તો અદર્શન જ રહ્યું.

---

## ભીમરાવ ભોળાનાથ

મ્હારા પોતાના જ ભાઈના સંપર્કે નો સ્વાભાવિક રીતે અનેક હોય; તો તેમાંથી શું નોંધું ને શું ના નોંધું? બહુ પ્રસંગો તેથી જ નોંધ ટુંકી થશે. મ્હારા કરતાં આઠ વર્ષ ઉમરમાં ભીમરાવ મ્હોટા હતા; એટલે મિત્રવત્ સાહચર્યના સંભવની બહુ અપેક્ષા ના રખાય. છતાં હું મેટ્રિક ક્લાસમાં હતો તે વખતથી પોતાની કાવ્યાદિક રચનાઓ મ્હને એકલો સાથે બેસાડીને એ વાંચી સંભળાવતા હતા. "પૃથુરાજ રાસા" હેમણે પૂરું રચેલું નહિં, આરમ્ભનો સર્ગ તૈયાર થયેલો તેમાંથી મ્હને શ્લોકો વાંચી સંભળાવેલા હજી યાદ આવેછે. 'પૃથુરાજરાસા' તે શું હશે મ્હને તે વખતે ખ્યાલ પણ નહોતો.

"એ હસ્ત અદ્રિ બનો બે સદ કુંજમાંથી
બલાર્ક રમ ગૂંથે જે પાના બહારથી,
અંગાર અદ્ભુતના કરમાંહિ એક,
પડે જ તે અરતી નિખર્વ . મરેડા"
(પૃ. રા. સર્ગ ૧. શ્લોક ૮.

એ શ્લોક હેમણે મ્હને સમજાવેલો તે વાત યાદ આવેછે. તે વખતે હેમની ઉપમા યોજના' ની કાલિદાસ જેવી શક્તિનું સ્મરણ થાયછે.

મુકુર લેખમાં હું કરી ગયોછું. એ વાતની 'પૂર્તિ અહિં કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાયછે. કાંગો મ્હારા તાબામાં તાળાકૂંચીમાં રહેતાં હતાં. ભીમભાઈની ગરબીઓ વંચાવવાનો વારો હજી આવ્યો નહોતો. હેમને એ રચનામાં કેટલાક શબ્દોમાં ફેરફાર કરવા હતા. મ્હારી કને એ હેમની ગરબીઓ ખાનગી રીતે હેમણે માગી લીધી; મ્હેં આપી, હેમણે સુધારા કર્યા; મ્હેં પાછી મૂકી દીધી. કોઇયે વાત જાણી નહિં. આ નિષ્પાપ પાપ માટે મ્હને તે પછી બહુ વખત હૃદયદંશ થયેલો. પણ હું બાળક હતો; સખત કાયદા પ્રમાણે નહિં, પણ વ્યવહારદૃષ્ટિયે બાળક હતો; અને એ સુધારા ભીમભાઇયે રીતસર પૂરવણીરૂપે તંત્રીઓને મોકલ્યા હોત તો મોકલી સકાત;—આટલું વિચારીને હું મ્હારી જાતને થોડીક ક્ષમા આપુંછું.

મેઘદૂતનુ ભાષાન્તર ભીમરાવ લખતા હતા તે મ્હને વખતો વખત વંચાવેલું. તે વખતે હું બાળક જ હતો. પરંતુ એ પ્રગટ થયું, હેના ઉપર સખત ટીકાના પ્રહાર એક માસિકમાં થયા, તે વખતે હું બી. એ. ભરતનો પાસ થયેલો હતો, અને મ્હેં એ પ્રહારની રક્ષામે મેઘદૂતના અવલોકનરૂપે લાંબો જવાબનો લેખ લખ્યો. તે પછી ભીમભાઇયે મેઘદૂતમાં સુધારા કરવાનુ કામ મ્હને સોંપ્યું. મ્હેં તે કરીને એક પ્રત—સુધારેલી—હેમને મોકલી. આશ્ચાભાસે બહુ સુધારા હતા; તેથી ભીમભાઈ જરાક નિરાશ થયા, ને મ્હને લખ્યું કે આ તો બધું બદલી નાંખ્યોછે! વસ્તુતઃ તેમ ન્હોતું.

મ્હારા ઉપર ભીમભાઇનો વિશ્વાસ—સાહિત્ય-વિષયક પ્રવૃત્તિ માટે—હેનુ પ્રમાણ હેમનો એક પત્ર જોતાં જણાયછે. હું મેટ્રિક પાસ થઈને કાલેજમાં દાખલ થયાને છ મહિના ન્હોતા થયા, તે વખતે પોતાની ભયંકર માંદગીની વખતે મ્હારા ઉપર નીચે પ્રમાણે પત્ર લખી રાખેલો હતો:—

"ચિ. નનુભાઈ

આટલું મારૂં લખેલું માન્ય રાખશો એવી ઉમેદથી લખુંછું કે પ્રથમ મેઘદૂત છપાવશો; તેની ટીકામાં કાંઈ વધારો કરવાનો હોય તે કરશો. પછી દેવલદેવીનું નાટક અને ત્યાર પછી ગરબીઓ—અણુની કવિતા જેટલી છે તે તથા મારી બીજી નોટબુકમાં તમને વંચાવ્યા હતા તે છૂટા શ્લોક છે તે છપાવજે. ગરબીઓ ઘણી લાંબી લાગે તો તેમાંથી જેટલું કહાડી નંખાય એવું હોય તે કહાડી નાંખશો. તે ગરબીઓમાં બાળલગ્ન-નિષેધક સભાને વાસ્તે કરેલી ગરબીઓ પાંચ—તે પણ એકઠી અનુક્રમે છપાવજો. મેઘદૂતની કીમત કરનાર થોડા મળશે. તા. ૯ મી જુન ૧૮૭૯ શુક્રવાર."*

† આ વિશ્વાસ માટે, ઝીણા ઝીણા પ્રસંગોમાં બીજ હતાં. હમારા ઘરની અંગાશી ઉપરની નાવડીમાં ભીમભાઈ, હેમના એક બે મિત્ર, જેઠાભટ નામે શાસ્ત્રી પુરાણી (હમારા કુટુંબના આશ્રિત જેવા) બેસતા તે વખતે સંસ્કૃત સાહિત્ય સંબન્ધે જેઠાભટ અનેક વાતો કરતા, હેમાં હું સમજું ના સમજું પણ રસથી સાંભળવા જેટલો ભાગ લેતો હતો; ભીમરાવે પોતાની કાવ્યકૃતિયો મ્હને વખતો વખત વંચાવેલી; હું કાલેજમાં દાખલ થયો કે તરત સ્કોલરશિપની પરીક્ષા માટે મેઘદૂતનો અભ્યાસ કરતો હતો તે વખતે ભીમભાઈ કનેથી મેઘદૂતની પુસ્તકસ્તનકૃત પ્રસિદ્ધિ હેમણે મને આપી હતી; કુટુંબમાં હેમનાથી ન્હાનો હું જ;—ઇત્યાદિ બીજો ગણાવી સકાશે.

ઈ. સ. ૧૮૮૬ માં "કુસુમમાળા" નામથી મ્હારો કાવ્યસંગ્રહ મ્હેં પ્રગટ કર્યો. હેની પ્રત ભીમભાઈને મ્હેં મોકલી હેનો સ્વીકાર કરનારા પત્રમાં ભીમભાઇયે શુદ્ધહૃદયથી,

---

'કુસુમાંજલિ (ભીમરાવનાં કાવ્યો) પ્રસ્તાવના, હેમના પુત્રે લખેલી પૃ. ૧ માંથી ઉતારો.

† આ પત્ર લખ્યા પછી તો ભીમરાવ ચૌદ વર્ષ રહ્યા હતા. માંદગીમાંથી બચ્યા, પછી હવેલામાં રહેવાયા પરંતુ મૂળ પાકી બેઠી માંદગીએ ચૌદ વર્ષે હેમનો અંત આણ્યો.




લેખક

રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ

મંત્રી સાહિત્યસભા.

આત્મનિવેદન : લેખક અને પ્રકાશક રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર, મુંબઈ, મૂલ્ય રૂ. ૨-૮-૦

ગુજરાતના આધુનિક સાહિત્યકારોમાં રા. વિભાકર પણ એક છે. એમના આ આત્મનિવેદનમાં એમણે એમનાં નાટકો શીવાયનાં લગભગ સર્વ ગદ્યલેખો અને કેટલાંક (ભાષાન્તરરૂપે અને અસલ) કાવ્યોનો સમાવેશ કર્યો છે. છપાઈ અને આકર્ષક દેખાવના આ દળદાર ગ્રંથને ગુજરાતને ચરણે ધરવા માટે રા. વિભાકરને અમે અભિનંદન આપીએ છીએ.

રા. વિભાકરની સાહિત્યસેવા સર્વતોમુખી છે. એક ચર્ચાપત્રથી માંડી મુંબઈના દૈનિક પત્રના લેખો લખનાર તરીકે, ગુજરાતના જુદાજુદા માસિકોના લેખક તરીકે, એક નાટકકાર, કવિ કે વક્તા તરીકે એ ગુજરાતમાં સારી પેઠે પ્રસિદ્ધિ પામેલા છે. આ પુસ્તકને શરૂઆતથી છેવટ સુધી વાંચી જનારને એમની કલમ અને વક્તૃત્વ વાણીનો પૂર્ણ પરિચય થયા વગર રહેશે નહીં.

પ્રસ્તુત પુસ્તકને ચાર ખંડમાં વહેંચ્યું છે: સાહિત્ય અને કલા, સામાજિક, રાજ્યપ્રકરણ અને પ્રકીર્ણ. પુસ્તકની ભૂમિકા ભાષાના નવ્ય ભાવે રા. [illegible] મહેતાએ લખી છે અને એ વાંચી જતાં આખા લેખસંગ્રહના સ્વરૂપ અને આત્માને ઓળખવાનું દૃષ્ટિબિંદુ સંક્ષેપમાં સ્પષ્ટ થાય છે. પ્રસ્તાવનામાં રા. વિભાકરે એમની આ સાહિત્યસેવાઓની પ્રેરણાઓનું સુંદર સૂચન કર્યું છે.

રા. વિભાકર પ્રવાસી અને અભ્યાસી ગદ્યના સફલ લેખક છે અને એમના ગુજરાતીને એમના વ્યક્તિત્વે આપેલો મરોડ એ સફળતાથી શોભાવી શકે છે. વિવિધ સાહિત્યો

અને લોકજીવનનું એમનું સતત પરિશીલન સારા ગુજરાતીમાં ઉતરી શક્યું છે અને એને આબાદ્વાન્ કરી રહ્યું છે. એમનામાં ઉત્તમ સાહિત્યકારના સદ્દગુણો છે અને એ સદ્દગુણો જો અનેક ક્ષેત્રો કરતાં એક બે મર્યાદિત ક્ષેત્રો પસંદ કરી એનાં બીજ રોપી છોડ-ઉછેર ચાલુ રાખ્યા હોત તો આપણા સાહિત્ય-માં એમને હાથે એક સુંદર અને સત્વશાલી વૃક્ષાવલિની ઘટા રચાઇ રહી હોત. એમ થયું હોત તો ગુજરાત એનાં પુષ્ટ ફલો વેઠી એમનો મીઠો આસ્વાદ વિશેષ રસિકતાથી લેત. શક્તિઓને મર્યાદાઓ હોય છે અને એ મર્યાદાઓ પોતાનું બલ વાપરી નાંખે ને પહેલાં ઉંડાણથી આભને સરવાનો પ્રયોગ સફલ નીવડી શકતોજ નથી. આ વિદ્વાન્ લેખકની કૃતિઓ આવી રીતે વિસ્તારની વ્યા-પકતાઓ દર્શાવી શકી છે, પણ તેના અંગ-વિકાસમાં તો જોઇતાં બલ અને વ્યાપકતાની ન્યૂનતાઓ રહી ગઇ છે, એ એમના આ પુસ્તકમાંના અનેક લેખો વાંચનારને જણાયા વગર નહીં રહે.

આપણી અધઃપતનને પામેલી રંગભૂમિનો પુનરુદ્ધાર કરવા એમણે એક વખત કેડ બાંધી: રસિક વર્ગને એમણે સંતોષ પણ આપ્યો, પણ પ્રેક્ષકવર્ગની કુટેવોથી ટેવાયલી હલકી રસવૃત્તિથી કંટાળીને કે કેમ એમણે એ પ્રયાસ છોડી દીધો. આપણી રંગભૂમિ-ઓના ચાલકો આવા શિષ્ટ લેખકના પ્રયાસોને બજાવી બતાવવા અશક્તિમાન્ ભલે હોય કે રહે, પણ એમની કૃતિઓ જેવી અનેક કૃતિઓ આપણા સાહિત્યની વૃદ્ધિમાં તો જરૂરની હતીજ. જો કે એમાંનાં સુગ લાવનારાં પેલાં "નાટકી ગાયનો"ને આપણે કદી કહીશું કે કૃપા કરી તમે હવે સદાનાં સીધાવી જાઓ! ભાઇ વિભાકર જેવા રસિક લેખકને હાથે સંગીત અને કાવ્યના સાચા અંશો આપણા નાટકોમાં ઉતરે એટલું તો અમે ઇચ્છીએજ. એમનાં નાટકોમાંના આ કાવ્ય અને સંગીતના વિભાગ શીવાય ગદ્યવિભાગને અમે સહૃદયતાથી વખાણીએ છીએ. રંગભૂમિના પુનરુદ્ધારમાં ખાસ કરવા જેવી એ વસ્તુ છે કે ઉત્તમ કૃતિઓ રચીરચી આપણા શિક્ષિત વર્ગનો સંતોષ લેવો અને એમને હાથે એમના પ્રયોગો કરાવવા. આમવર્ગને આવા અનેક પ્રયોગોથી સુધારી શકાશે. અને માત્ર કમાવાની દૃષ્ટિએજ આપણી રંગભૂમિની ભ્રષ્ટતા ચાલુ રાખવા ઇચ્છતા વ્યાપારીઓનાં સ્થાન તો એ વ્યાપારમાં યોગ્ય અને રસિક રહી પ્રેક્ષકોને રસિક કરી રાખી શકે એવા વિદ્વાન્ અને સંસ્કારી વ્યાપારીએ લેવાં રહ્યાં. વ્યાપારપ્રધાન ગુજરાતમાં આવા પ્રકારના વ્યાપારીનીએ ખોટ નથી, એ સાહિત્ય, કલા આદિનાં આપણાં કેટલાક ક્ષેત્રો સાક્ષી પુરે છે. પણ રંગભૂમિનું અખંડ ક્ષેત્ર સર કરવા હજી કોઇ સંસ્કારી ગુજરાતી કેમ નથી નીકળતો એ આપણી સાહિત્યપ્રવૃત્તિઓનો એક મહાપ્રશ્ન થઇ પડ્યો છે.

અંતમાં રા. વિભાકરને અમે મિત્રભાવે એક સૂચના કરીએ છીએ: આ સંગ્રહમાં દૈનિક પત્રોને ઉચિત જેજે લેખો છે તે બાતલ કરવા જોઇતા હતા: વીજળીના પંખાની પેરે પલેપલે ફરતા અને ક્ષણિક જીવન છતી પંચત્વ પામતા વિચારોને આ શિષ્ટ પુસ્તકમાં સ્થાયિ સ્થાન નહોતું ગણવું જોઇતું. બાકી એક પુસ્તકમાંથી પ્રૌઢાવસ્થાને પહોંચેલા વિદ્વાન્ લેખકની આ વિવિધરંગી અને ભભક-

બંગાળીના ભાષાંતર પછી આ 'જપજી' બંગાળીમાંથી બીજું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું છે. એમની ભાષાંતરકૃતિઓ અસલનું સત્ત્વ અને સફલ પ્રતિબિંબ ઝીલી શકે છે. હિંદુ ઇસ્લામના હાર્દિક ઐક્યને વિકસાવવા ગુરુ નાનકે આ નાનકગીતા આપેલી ભારતવાસીઓને સદીઓ પહેલાં એ અમૂલ્ય વારસો આપ્યો છે. સૌ. ભાનુમતી બહેને એને ગુજરાતીમાં લાવી ગુજરાત પર ઉપકાર કર્યો છે.

તત્ત્વામૃતઃ ભા. ૧ લો. લેખકઃ અને પ્રકાશકઃ રા. નાનજીદાસ પુરુષોત્તમ સાંગાણી, ચાંદના બીલ્ડીંગ, હીરીબજાર, મુંબઇ મૂલ્યઃ રૂ. ૨–૮–૦.

રા. સાંગાણી એક અદ્‌ભુત લેખક જણાય છે. સાચા સનાતનીને યોગ્ય સનાતન સહિષ્ણુતાને બદલે એમનામાં રહેલી અસહિષ્ણુતા ઘડીએ ને પલકે ડોકિયાં કરે છે અને ઉત્તમ લેખકની ભૂમિકા પરથી એમને સૌ લાવી મૂકે છે. અમે સમજી શકતા નથી કે આધુનિક જમાનામાં નરોત્તમ જેવા ગાંધીજીને ઉતારી પાડવા લેખક મિથ્યા ફાંફાં શા માટે મારતા હશે? સનાતન ધર્મની સેવામાં તત્ત્વના અમૃતને બદલે આવું ઝેર ન આવી ગયું હોત એમ અમે ઇચ્છીએ છીએ. ખંડનાત્મકથી 'સનાતન'ના મોહક નામે શું સ્વપરાજ્ઞિઓની સેવા થઇ શકે?

ભયંકર ભુજંગઃ લેખક અને પ્રકાશકઃ રા. બીપાભાઇ પુરુષોત્તમ વ્યાસ, 'બાલ' કાર્યાલય–ગોધરા ૪. મૂલ્યઃ રૂ. ૧–૮–૦.

આ એક નાનકડી હીડીક નવલકથા છે.

નવજીવન, કેળવણી અંક ૪. સંપાદકઃ રા. કાલિદાસ વ. દવે. પ્રકાશકઃ ગુજરાત વિદ્યાપીઠ.

શિક્ષણની કૃત્રિમતા અને રાષ્ટ્રીય કેળવણીના આદર્શ રજૂ કરતા બે મનનીય લેખો શિક્ષણશાસ્ત્રીઓ અને કેળવણીકારોને અગત્યની સૂચનાઓ રજૂ કરે છે અને કેટલાક સમયથી સમાજમાં રાષ્ટ્રીય શિક્ષણની ચર્ચાસ્પદ વિચારણી ઘુંઘવાઈ રહેલા પ્રશ્નનો ઉકેલ પણ કરી આપે છે.

અખિલ ભારતવર્ષીય ગોદરિયાધ્યાતમસંમાતનું હ્રસ્વસમિતિનું નિવેદન.

ગુજરાતી ઓફિઝાયણીમંડળનું બીજા વર્ષનું (સન ૧૯૨૩–૨૪ નું) નિવેદનઃ પ્રકાશકઃ મંત્રીઓ–ગુજરાતી - ઓફિઝાયણીમંડળ અમદાવાદ.

શેઠ ઉજમસી પીતાંબરદાસ આયુર્વેદીય પાઠશાળાનું (સં. ૧૯૭૯–૮૦ સન ૧૯૨૩–૨૪ નું) નિવેદન. પ્રકાશકઃ રા. સુમંત મહેતા, મંત્રી–વ્યવસ્થાપકમંડલ પાટણ.

શ્રી દક્ષિણામૂર્તિ (ત્રૈમાસિક) પુ. ૧ લું, અંક ૨ લો. તંત્રી રા. નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ, ભાવનગર.

શિક્ષણવિષયક એક અતીવ ઉપયોગી અને આકર્ષક ત્રૈમાસિકનું અમે અંતઃકરણપૂર્વક સ્વાગત કરીએ છીએ. સરકાર અને લોક એ બંનેના હાથના સતત દ્વંદ્વયુદ્ધમાં કચડાતા અને વિકસતા આ જીવનના મહાપ્રશ્નને માટે 'સત્યં પરં ધીમહિ' એ સૂત્રાનુસાર આપણને સંબોધવાનું છે. શ્રી દક્ષિણામૂર્તિ આ કર્તવ્ય સારી પેઠે ઉપાડી લેશે એમ અમે ઇચ્છીએ છીએ.

તરંગવતી (એક સાધ્વીની આદર્શભૂત આત્મકથા): અનુવાદકઃ રા. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ, પ્રકાશકઃ રા. જયંતચંદ કેશવલાલ પ્રા. મોદી, હાજાપટેલની પોળ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૦–૧૨–૦.

વિજય કૃષિમાળ મણકાઃ ૧ થી ૪ લેખક તથા પ્રકાશકઃ રા. વલ્લભરામ મોતીચંદ રતનસી નાગોરી, ડીપ્લોમેટ ઍન્ડ ગોલ્ડ મેડલીસ્ટ, એગ્રીકલ્ચર–જામનગર. મૂલ્યઃ પ્રત્યેક મણકાનો રૂ. ૦–૪–૦ ખેડુતોને મફત.

તલવાર યુગ પછીનો ધર્મઃ પ્રકાશક–ગોહીલવાડ રાજપુત સભા, ભાવનગર.

ભાટીઆ કોમની અવનતિઃ તેનાં કારણોની ઊંડી તપાસ–પ્રકાશકઃ રા. ગોવર્ધનદાસ પ્રાગજી, મૂલ્યઃ રૂ. ૦–૪–૦.

ચરોતર એજ્યુકેશન સોસાયટીનો અગીઆરમા વર્ષનો ૧૯૨૩–૨૪ નો અહેવાલ. પ્રકાશકઃ રા. ભાઇલાલભાઇ દ્વારકાભાઇ પટેલ, મંત્રી. ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ.

# વિદ્વાનોને અર્પણ

[ અનુસંધાન પૃષ્ઠ ૪૭૪ થી ]

મહર્ષિઓ વાલ્મીકિ, હોમર એ બાઇબલ એક પણ પુસ્તક વાંચ્યાનું કહ્યું જાણમાં નથી એવા આત્મપ્રભાવ ફરીથી જગતમાં પ્રગટાવવા હોય તો એક દૂરદર્શી વિજેતાએ આપણા વખતમાં એલેકઝાંડ્રીઆ ખાતે કર્યું તેમ આપણાં એકેએક પુસ્તકાલયને આગ-નારાયણને સ્વાધીન કરવાનો પ્રબંધ થવો જોઈએ. એથી અત્યારનાં નવાં છપાતાં બંધ થશે નહીં, પણ દર દાયકાની મુદતે આ ગ્રંથદહનલીલાની પણ ગોઠવણ થાય તો ટુંક વખતમાંજ અવનતિનું ને ઉત્કર્ષક પરિણામ આવ્યા વિના રહે નહીં.

અજ્ઞાનતાથી એ પ્રયોગ થઈ શકે તો 'સસ્સા ગાડે ન વિદ્યા પાડ' એ કહેવતનું દાન પુરાવાજ આપણે ખર્ચ પાડીએ. બીજા તેના બદલે તે આખી સાર્થ થશે અને કાગળ પેન્સીલની કરેલું પેંગનતાં મગનનાં સ્મરણશક્તિ પુરાણ કુળશાહી નીજુ કેટલીક વાસનાઓ, રોગીલી મનોદશા ને અડીઅલપટા પણ દુનીઆમાંથી ટળશે. આની સાબીતીમાં થોડા દ્રષ્ટાંત લઈએ.

પુસ્તકીઆ માણસોના મન રોગિષ્ટ થઈ ગયાના કે એ ચિંતાએ તેમને ગંભીર હાનિ કર્યાના દાખલા જગતના કેટલાક સૌથી મહાન લેખકો પુરા પાડે છે. મહાકવિ શૅલીને અતિવાચનને પરિણામે અંધાપો નોતર્યો. ઇમેન્યુઅલ કાન્ટ વીશે એમ કહેવાય છે કે સતત વાચન ને વિચારટેવને લીધે એ એટલો સચારૂપ થઈ ગયો હતો કે વર્ગમાં એ શીખવતો હોય ત્યારે વિદ્યાર્થી વચ્ચે શંકા પૂછે તો દિવસો સુધી કાન્ટ વ્યાખ્યાનનો ગુંચેલો તાર સાધી શકતો નહીં. પણ કવિને ફીલસુફજ એવા નથી થઈ જતા. વાર્તાનવેશો પણ કોઈ વાર અક્ષરશુન્યભાષી જ જરૂરમાં જણાય છે. જોઈએ 'એથીઅર'—જેણે અનિહાસિક વાતો રોમાન્સ' લખવાનાં સાધન ભેગાં કરવા સેંકડો ઇતિહાસીઅન ચોપડીઓ વાંચી ન એ વાચનના ભારે વાર્તાને એવી જકડી કે એ તેની સૌથી ઓછી વાંચનીય કૃતિ બની.

તમે કદાચ ધારતા હશો કે ભૂત કેમ તે પરદેશોમાંજ એ મહામારીનો ઉપદ્રવ ચાલતો હશે. પણ તેમ નથી. બીજી ઘણીખરી તેમ આમાં પણ આપણું સ્વદેશગૌરવ અણીશુદ્ધ રહી શકે તેમ છે. તેના તેથી મારા હાલના સમકાલીન સાહિત્યમાંથી મળી તેમ છે પણ તે અહીં રજુ કરીને હું સાક્ષર મિત્રો મથેના મારા મોહ મધ જેવા મધપુડામાં હાથ નાખવા તૈયાર નથી. તેથી પ્રમાણમાં અજાણ્યા એવા એક સહિત્યરોગીને હું ઓળખું છું તેની વાત કહીનેજ સંતોષ ધરીશ.

માગ એ આગપણના સ્નેહી થાય. સમજણા થયા ત્યારથીજ તેમને એવી આદત પડેલી કે જુની ચુંથાએલી મેલી કે ફાટેલી ગમે તેવી પણ ચોપડી તેમની નજર એટલે એ ઉપાડીને દયા ઉપજાવે તેવા પૂજ્યભાવથી તેને તપાસવી. મેં કેટલીએ વાર તેમને એવી માનસપૂજામાં મગ્ન જોયા છે. સ્થલકાળના ભેદ એમના સરખા રીસર્ચરને મન વસે નહીં. એટલે રાત કે દિવસના ગમે તે વખતે ખાનગી કે જાહેર લાયબ્રેરીમાં, કોઈ બુકસેલરને ત્યાં કે જુની ચોપડીવાળા વહોરાની દુકાને, એ નાની નિર્બલ નાજુક આકૃતિ ચીબરાપણા વાળી, મેલેઘેલે વેશે

હજુ છેક ચીથરું ન થએલી છત્રી હાથે લટકાવીને, ચોપડી ડાબા હાથમાં ઉઘાડી ધરીને બીજે હાથે તેનાં પાનાં ફેરવતી, કેટલીએ વાર મારા મીજાજ અનુસાર મારી અદેખાઇ, દયા કે અચરજ આકર્ષતી. અને ઘરમાં પણ સવારે ચા પીને, પછી જમીને, સાંજે ફરવા જતાં ને ઉપર મોડી મધરાત સુધી તેઓ પ્રિયતમા ચોપડીના પાશમાંથી છુટા થતા નહીં. દુષ્યંત, મજનુ, રોમીઓ એ ત્રણેને તેઓ પ્રિયાભક્તિનો અનુકરણીય આદર્શ પુરો પાડે તેવા હતા.

એક વાર એમને બહારગામ જવાનું હતું. ઘેરથી નીકળવાનો વખત બરાબર થયો ત્યારેજ તેમનાં વહાલંમાંવાં સ્વજનોએ તેમના અભ્યાસખંડમાં ખબર મોકલી “હવે ચાલો. એ આત્મા-હવાઈ તરંગોમાં રગતા, આકાશે મીટ માંડતા, જડતાની મૂર્તિ જેવા ને તત્વજ્ઞાનનો કોઇક સજડ કોયડો ઉકેલવાની મથામણમાં લપડો.

એ આવ્યા, ગાડીને પગથીએ એક પગ મુક્યો ને-પાછું એમનું મન ચરવા ગયું. એમના એમજ તેઓ ત્યાં થંભ્યા; થોડી વારે કોઇકે ખોંખારો ખાધો એટલે સહેજ જાગ્યા અને ગાડીવાન પર રાતી આંખ તાણીને તેને તપડાવ્યો: “ચલાવ, જોઇ શું રહ્યો છે?”......

—વેદીઆરંદેરોને હું કેટલામાં લેખવું છું તેના આટલા સવિસ્તર ને નીખાલસ કથન પછી દુનીયા મને તે ગાળ દેવાનું બંધ કરે તો સારૂં—એ આશા વધુ પડતી ગણાશે?



"અરરર!" રાણકદેવીએ કાને હાથ દીધા. "બોલતાં તમારી જીભે ડામ નથી પડતા!"

"મારો બાપ! મારો બાપ! મારી સતી માતાને—" કહી માનો તરવાર કાઢી જયસિંહદેવ તરફ દોડ્યો. મહારાજે રમતની માફક પોતાની તરવારથી કુંવરની તરવાર દૂર ફેંકી દીધી.

"જેવો બાપ તેવો ઝેરીલો દીકરો છે." જયસિંહદેવે કહ્યું, "રાણક! હવે વિલંબ થાય છે, ચાલ, જોઈએ તો છોકરા સાથે લઈ લે"

"પાપી! મારા છોકરા લઈ હું નાતરે આવું?" દેવડીની આંખોમાં ક્રોધ આવ્યો.

"ત્યારે છોકરા વગર આવ" જયસિંહદેવ અડધો ગુસ્સામાં, અડધો ભીતિમાં કાંપી રહ્યો હતો. તેને એમ પણ થતું હતું કે જો વધારે વાર થશે તો જરૂર મુંજાલ મહેતા ને લીલાદેવી આવી પહોંચશે.

"બા ઉઠો!" દેશળદેવ વચ્ચે બોલવા ગયા.

"ભાણા!" તિરસ્કારથી રાણકે કહ્યું, "મારા દોષથી અપવિત્ર થઈ રહ્યો હતો તે. તારું તો મોઢું કાળું કર. રોવંડી! દુખીઆને દુઃખી શા માટે કરો છો? તમે પણ જાઓ."

"હું તારા વિના નથી જવાનો રાણક! રાણક! તું તો મારું જીવન છે. તારે જોઈએ તે માગ, જોઈએ તે શાહન કર—પણ અત્યારે તારા વિના હું અહીંઆંથી જવાનો નથી."

"મારી માને લઈ જાય શું?" માનાએ બુમ મારી.

એટલામાં નાનો કુંવર જે દૂર ઉભોઉભો જોઈ રહ્યો હતો તે એકદમ પાછળથી આવ્યો ને તેણે માનાની પડેલી તરવાર ઉંચકી જયસિંહદેવના પગ પર પાછળથી ઘા કર્યો. જયસિંહદેવે વેદનાથી બરાડો માર્યો ને વેદનાના ઝનુનમાં પોતાના હાથમાંની નાગી તરવાર કુંવરને ઘોંચી દીધી. તેણે હોઠ પીસ્યા ને દુઃખ શમાવવા પ્રયત્ન કર્યો. રાણકે આંખે હાથ દીધા. માનાએ રડવા માંડ્યું. એક હૃદયભેદક ચીસ પાડી કુંવર ભોંય પર પડ્યો ને તેના પ્રાણ ગયા.

તરત જયસિંહદેવને પોતાના અવિચારી સાહસનો પશ્ચાત્તાપ થયો. પુત્રનું લોહી વહેતું હતું ને કે રાણક માનવાની હતી? પણ પશ્ચાત્તાપ કરવાનો કે ભુલ થાય તો તેને માટે ક્ષમા યાચવાનો તેનો સ્વભાવ ન હતો. તે ઉલટો છંછે ભરાયો. તેણે નીચા વળી ઘા બાંધ્યો ને ક્રૂર બની તે રાણક તરફ ફર્યો.

"આ તારા છોકરા—"

"મા–મા—" રડતે રાગે માનાએ કહ્યું.

"દીકરા!" રાણકે શાંતિથી કહ્યું, "મરતાં મા ન સંભારીએ. કુલની કીર્તિ લાજે."

અશાંતિથી જયસિંહદેવ છેડાયા. તેનો ઉગ્ર સ્વભાવ હાથથી ગયો. તે ઝનુનમાં આગળ વધ્યા. "હું થાકી ગયો છું. ચાલ નહીં તો ઉપાડી જઈશ" તેમણે કહ્યું ને તે આગળ વધ્યા.

"દુષ્ટ!" કહી માનો, મહારાજ આગળ આવે તે પહેલાં કુદ્યો ને જેમ ઝાડની ડાળ પર ચડતો હોય તેમ તેમની ડોકે તેણે હાથની ઝુંડ ભેરવી.

છોકરો જબરો હતો, એટલે જોરથી વળગી રહ્યો. જયસિંહદેવને હાથે ઘા હતા, પગે સખત ઘા પડ્યા હતા એટલે ઝુંડ ભેરવી તેને કરડવા પ્રયત્ન કરતા છોકરાનાં તોફાન તે ઘણા સશક્ત છતાં એકદમ શમાવી શક્યા નહીં. તેમની પાઘડી પડી ગઈ, તેમણે તરવાર ફેંકી દીધી ને બે હાથે માનાનું કરડવા આવતું મુખ મહા મહેનતે દૂર રાખ્યું.

"રાણક! તારા છોકરાને આઘો બોલાવ!" મહારાજે ગુસ્સામાં બુમ મારી, પણ રાણક કંઈ બોલી નહીં. દેશળદેવ પાસે આવી

કાપને હવે ચાકરાને ઊઠાડવા નિષ્ફળ મહેનત કરી રહ્યા જયસિંહદેવે છોકરાને છુટો કરવા જબરો પ્રયત્ન કર્યો, પણ તે સફળ થાય તે પહેલા તો એ પ્રયત્નના બળથી તેને ગોળ ફરતું પડ્યું એકદમ તેનુ ફાડ માનાના મોમા આવ્યું ને તેણે જોરથી દાંત પેસાડ્યા વજ્ર આગળ જયસિંહદેવને ઘા પડ્યો હતો એટલે તેની વેદનાનો પાર ન રહ્યો

"ઓ !—" કહી તેમણે બુમ મારી અને માનાને છુટો કરવા પોતાના જબરા શરીરના એવા જોરથી આંચકો આપ્યો કે માનો એકદમ છુટો થયો ને આંચકાના જોરથી પાસેની ભીંત પર જઈ અફળાયો માનાનુ માથુ ભીંત સાથે અફળાયું—ભયંકર અવાજ થયો તેનુ માથુ ભાગી ગયુ ને તે ભોંય પર બેભાન બની પડ્યો

મહારાજે પાઘડી ને તરવાર વધ લીધા ને શ્વાસ ખાધો

"રાણક ! હવે સાચે છે કે નહીં ?" પોતે કરેલા વિનાશ તરફ ફરતાંથી જોઈ તેણે પુછ્યું

દેવડીનુ મુખ મળન થઈ ગયુ હતુ તે ફીકી થઈ ગઈ ને બોલી "મે શુ કર્યુ ? મારા છોકરા મુઆ—મારો ધણી હજુ હયાત છે "

જયસિંહદેવે ક્રોધ કરવા આગળ કરી ફરીને મહાત કરવાની એક અવિચારી ઊર્મિ આવી

"સાચ છે કે નહીં ?" કહીને હાથ પહોળા કરી તે તેને પકડવા આગળ આવ્યા

સબુર ! દેવડીએ ક્રોધમા હાથ આગળ ધર્યો ને એકદમ ટટાર થઈ ગઈ તેના મોઢા પર તેજ પ્રસરી રહ્યું તેની આંખો એકદમ ચમકી આ ફેરફાર જોઈ જયસિંહદેવ ખચાઈ ઉભા જાણે શ્રાપ દેવાતો હોય તેમ રાણકે ચારે તરફ જોયુ ને તેણે કારમી ચીસ પાડી

"મારા રા—મારા નાથ—મારા ધણી !" તેણે ફાટે ગળે બોલવા માંડ્યુ "વળી ખમા ! ખમા ખમા ! તેણે ગળે હાથ મુક્યો "જય આપો ! જય આપો ! ખમા મારા રા ને—" તેનો અવાજ તુટ્યો "ઓ મારા રા'—રે" તેણે છાતી ફાટ ચીસ પાડી ને ઠુંકા ભર રડી પડી ને ભોંય પર પડી ગઈ

---

## પ્રકરણ ૪૬ મુ



### જેમા રાણક રાનો મહેલ છોડે છે

જયસિંહદેવને આંખે અંધારા આવ્યા જાણે એકાએક તેજ પને મરી ગયો હોય એમ લાગ્યું તે ક્યાં હતો તે તેને સમજાયુ નહીં તે ત્યાં શુ કરતો હતો તે તેને યાદ રહ્યું નહીં વાતાવરણ અપવિત્ર તેજથી દીપ્ત થયું તેની ને રાણક વચ્ચે જાણે તેજ કુંજને રચેલા હોય એવો પુરુષ આત્માને ફોડ્યો તેણે તેને એ ગમ્યા ખગાળની તેની મુખરેખા હતી તેના હાથમા ખડ્ગ હતું તેની આંખમા વિજય હતો તેના મે પર હાસ્ય તિરસ્કારનું હાસ્ય હતુ અમાપ અંતર તેની આ તેજસ્વી મૂર્તિ વચ્ચે વિસ્તરતુ

જયસિંહદેવે બેચાર પગલાં પાછા ફર્યા ને કપાળ પર હાથ ફેરવ્યો

તેજ જતુ રહ્યું અંધકાર ઉભરી રહ્યો એક ઝીણા દીવેલના દીવાના આછા પ્રકાશમા બે મરેલા કુંવરો, બેભાન દેવડી ને ખુણામાં હાથમા મો ઘાલી ધ્રુજતો દેશળદેવ તેણે જોયા પાછળ અંધારા ખ રણામા ભાભરો ઊભો હતો તેને જાણે ભાન આવ્યુ

"ભાભરા ! ભાભરા ! ઉંચક આ" કહીને તેણે બોલી વાટે હુકમ કર્યા તેણે દેશળદેવને જઈ લાત મારી "ઊઠ"

બાબરાએ કૂદી રાણકને ઉંચકી લીધી ને દેશળદેવે ઉભા થઇ ચાલવા માંડ્યું. વિરોધી ભાવોથી ને ભય, ક્રોધ ને કામથી ચીરાતા જયસિંહદેવ પાછું જોયા વિના ચાલ્યા ગયા.

"દેશળદેવજી! સાંઢણી ક્યાં છે?" જયસિંહદેવે પુછ્યું.

"બાપુ–બાપુ–આ તરફ–" કહી દેશળદેવ એક બારણેથી બહાર નીકળ્યો.

બહાર સાંઢણી લઇ હમીર ઉભો હતો.

"બાબરા! ચઢીજા" મહારાજે હુકમ કર્યો. તરત બાબરો રાણકને લઇ સાંઢણી પર ચઢ્યો. મહારાજ તેની પાછળ ચઢવા જતા હતા ને દેશળદેવે રોકયા.

"બાપુ!"

"કેમ?"

"બાપુ, હું આવું?"

"ક્યાં?"

"વઢવાણ!"

"મારે તમારું કામ નથી" તોછડાઇથી જયસિંહદેવે કહ્યું.

"પણ બાપુ—"

"શું છે?"

"પેલું આજ્ઞાપત્ર-"

"કયું?" જરાક વિસ્મૃતિ થવાથી જયસિંહદેવે પુછ્યું.

"મને જુનાગઢ આપવાનું—"

જયસિંહદેવનો પીત્તો ઉછળી આવ્યો. "કુતરા! મામાને માર્યો, મામીને વેચી ને હવે જુનાગઢ લઇ મને ગરદન મારવો છે? દુષ્ટ!—"

"બાપુ! તમારું વચન"

"પિશાચ!" જયસિંહદેવે ગર્જના કરી. તારી સાથે વચન! આજ રાતનાં બધાં ઘોર કર્મનું પાપ તારે માથે છે."

"મારે લીધે તો–" હાથ જોડતાં દેશળદેવ બોલ્યો.

"હા, તારેજ લીધે આજે મારે આ બધું કરવું પડ્યું. પાપી! તારે હવે પૃથ્વી ભારે મરવા દેવી ન જોઇએ. લે આ તારો શીરપાવ-" કહી મહારાજે દાંત કચકચાવી એકજ ઝપાટે તેનું શિર ઉડાડી દીધું ને તે સાંઢણી પર ચઢી બેઠા. "હમીર! મોટે દરવાજે હાંક" સાંઢણી ચાલી એટલે મહારાજે દેશળદેવ તરફ જોયું ને બબડ્યા: "સારામાં સારું કામ તો મેં આજ કર્યું"

હમીરે પણ જોયું કે અત્યારે આજ્ઞાંકિત થવામાંજ સુખ હતું એટલે તેણે સાંઢણી હાંકી મુકી.

દૂરથી યુદ્ધનો ઘોંઘાટ આવતો હતો, બાકીનું જુનાગઢ સ્મશાન જેવું શાંત હતું અને સુની શેરીમાં માત્ર સાંઢણીના દાબડાજ, સંભળાતા.

તે મોટે દરવાજે પહોંચ્યા ત્યારે ત્યાં પટ્ટણી સૈનિકોની ચોકી હતી. તેના નાયકે તરત બુમ મારી: "કોણ છે?"

"નાયક કોણ છે?" મહારાજે પુછ્યું.

"કેમ?" કહી નાયક આગળ આવ્યો.

"કોણ બેમો નાયક?"

"કોણ અન્નદાતા?" ચકિત થઇ બેમા નાયકે કહ્યું. તેણે આગળ બેઠેલા બાબરા ને તેના હાથમાં પડેલા શરીર તરફ ગભરાતાં ગભરાતાં જોયું.

"ચુપ, આમ આવ."

બેમો મહારાજની પાસે ગયો.

"બેમા, હું જરૂરને કામે જાઉં છું. હમણાં કોઇને કહેતો નહીં. ખેંગાર મરાયો. હવે આ યુદ્ધ શમશે. એ શમે ત્યારે મુંજાલ મહેતાને કહેજે કે હું વંથળી ગયો છું. મારી ફીકર કરે નહીં."

## રસિકતા

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૪૮૬ થી.]

સબ નર કરહિં પરસ્પર પ્રીતિ
ચલહિં સ્વધર્મ નિરત શ્રુતિનીતિ.
ચારિઉ ચરન ધર્મ જગમાંહીં
પૂરિરહા સપનેહું અઘ નાહીં
રામભક્તિરત નર અરુ નારી
સકલ પરમ ગતિ કે અધિકારી
અલ્પમૃત્યુ નહિં કવનિઉ પીરા
સબ સુંદર સબ નિરુજશરીરા.
નહિં દરિદ્ર કોઉ દુખી ન દીના
નહિં કોઉ અબુધ ન લક્ષણહીના.

× × + ×

ફૂલહિં ફલહિં સદા તરુ કાનન
રહહિં એક સંગ ગજ પંચાનન
ખગ મૃગ વૈર સહજ બિસરાઈ
સબનિ પરસ્પર પ્રીતિ બઢાઈ.

× × × ×

લતા વિટપ માગે ફલદનહીં
મનભાવતો ધેનુ પય સ્રવહીં
શશિસંપન્ન સદા રહ ધરની
ત્રેતા ભઈ સતયુગકી કરની.

× × × ×

આ પ્રકારનાં કથનો જગતના દરેક મહાન્ કવિઓની કૃતિઓમાં જોવામાં આવે છે. પ્રખ્યાત અંગ્રેજ કવિ કીટ્સનું એક કાવ્ય ઉતારીશું:

"રાગ અને રંગના ગાનાર ઓ કવિગણો! તમે અવનિ પર તમારા આત્માઓ મૂકી ગયા છો. તમારે સ્વર્ગમાં પણ શું આત્મા છે? એ નવીન પ્રદેશોમાં પણ તમે બીજું જીવન ગાળી શકો છો? હા, અને સ્વર્ગવાસી આત્માઓ સૂર્ય-ચંદ્રના લોક સાથે સંદેશ ચલાવે છે. ત્યાં અદ્‌ભુત ઝરણોના કલરવ વચ્ચે, ગર્જનાઓના નાદ સુણતા સુણતા, સુરતરુઓના અને તમારા અરસપરસના ગુંજનમાં તમે એ ચંદ્રનાં કિરણોથી ચરાતા તે નંદનવનમાં આનંદમગ્ન રહો છો. ત્યાં મોટાંમોટાં બ્લ્યુ-બેલ ફૂલોની છત્રછાયા છે; ડેઝીનાં ફૂલોમાં ગુલાબની સુગંધ છે; અને ખુદ ગુલાબમાં એવો પરિમલ મહેકે છે જે પૃથ્વી પર તો અલભ્યજ છે. ત્યાં બુલબુલ પક્ષી અર્થહીણું ને માદક ગીતો ગાતું નથી. મધુરાં દૈવી સત્યો, તત્વજ્ઞાનનાં સરલ વહેતાં સંગીત અને સ્વર્ગ તથા તેનાં રહસ્યોની વાતોને સોનેરી કલિરવો પોતાનાં ગીતોમાં ગાય છે.

આમ તમે સ્વર્ગમાં વિચરો નિરમો છો અને પૃથ્વી પર પણ તમે પાછા જીવતા રહો છો. તમે અહીં મૂકી ગએલા આત્મજ્ઞાનથી, તમે નિત્ય નવીન, નિયમમુક્ત જીવન પરલોકમાં ગાળો છો, તે શોધીને પામવાનો માર્ગ અમને જડે છે."

ગુજરાતી કવિઓની વાણીમાં પણ આ ભૂમિના "વસે સુખ જેમાં સદૈવ–આનાથી કે અધિક નહિ આદ ત્યાં હોય દેવ" એવા ઉલ્લેખ ઓછા નથી. "બીજ પરા છે નથી મૃતિકા ત્યાં" "એ દ્વીપ અલૌકિક રસ ભરીયો."

આવાં આવાં કેટલાંએ વચનોથી ગુજરાતી વાચક અજાણ્યો નહીં હોય.

આ અમર ભૂમિમાં પહોંચી સતત શાંત, નીર્ભેળ સુખ અને અખંડ આનંદ–પરમાનંદ ભોગવવાની મનુષ્ય આશા રાખે છે. તે સમજે છે કે પ્રભુએ પોતાના સચ્ચિદાનંદ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા માટે તેને ત્રણ શક્તિઓ આપી છે: બુદ્ધિ, ક્રિયાશક્તિ અને લાગણી. આ પ્રત્યેક ત્રિશક્તિને સિદ્ધ કરનાર તે "Knower" (જ્ઞાનયોગી), "Doer" (કર્મયોગી) અને "Sayer" (કથનકાર–કલાકાર–કવિ–ભક્તિયોગી). આ ત્રણેમાં પ્રત્યેકના ગુણ ગૌણાંશે તો રહેજ છે, પણ તેનો પોતાનો ગુણ પ્રધાનાંશે હોય છે. જ્ઞાનયોગી બુદ્ધિને કેળવી અજ્ઞાનનો પટ ભેદી જ્ઞાનદ્વારા પ્રભુના સત્ સ્વરૂપનું દર્શન કરે છે; કર્મયોગી નિષ્કામ કર્તવ્ય કરતો કામાસક્તિનાં

અંતમાં આપણે મહાન્ કવિ મીલ્ટનના શબ્દોમાં પ્રભુ પ્રત્યે એવી પ્રાર્થના કરીશું કે ગુજરાતમાં તે એવા કલાકારો ઉત્પન્ન કરે કે જે:—

...આપણી ઉદાત્ત કલ્પનાને વિશુદ્ધ આનંદનાં અખંડ ગાન સંભળાવે—એવાં ગાન કે જે પવિત્ર ગર્જન અને ગંભીર આનંદધ્વનિથી તે ધવલરંગી સિંહાસનના અધિદેવ સન્મુખ અસંખ્ય ઝળહળતા પ્રકારના દિવ્ય ગણો પોતાનાં મોટાં જોસીલાં રણવાદ્યોથી, ફીરસ્તાઓનો સાથ પોતાની અમર સીતારોની સુવર્ણતંત્રીથી અને વિજયમુકુટ ધારતાં ત્યાંથી સત્વો પવિત્ર ને ભક્તિમય સ્તોત્રોથી નિરંતર ગાયા કરે છે;—એટલા સારુ ગાયા કરે છે કે એમના સંવાદી સુરો સુણીને આપણે તે મધુરા સ્વરોનો પ્રત્યુત્તર પૃથ્વી પરથી પાઠવી શકીએ. × × × × × અને ટૂંક સમયમાં પ્રભુ પોતાના દૈવી જુથ સાથે આપણને ભેળવે, તેની સાથે રાખે, સ્વર્ગલોક સાથે આપણે એકતાનતા સાધી શકીએ અને પ્રભાતના અમર પ્રકાશ સુધી તેનાં ગીત ગજવ્યા કરીએ.

---

# "બાપુને ત્યાં"

[અનુસંધાન પૃષ્ઠ ૪૮૫ થી]

બીજી પેચાર પત્નીઓ હતી પરંતુ જ્યાંસુધી રાજસભા મુંઝાવનારી હતી, રણક્ષેત્રમાં વીરહાક ગજાવવાની હતી અને નિરંતર રાજ્યખટપટમાં મગ્ન રહેવાનું હતું ત્યાં સુધી મદનકુમાર વિષયવશ થયા ન હતા પરંતુ એ બધું ગયું અને દિવસે દિવસે તેમની વિષયવાસના વધતી ગઈ અને મનોવૃત્તિ સ્વચ્છંદી થતી ગઈ સ્વચ્છંદી વિષયવાસનાને અને પવિત્ર પ્રેમને જમીન અને આસમાન જેટલું અંતર છે અને તેથી કુમારનો મારા તરફનો અવિચળ પ્રેમ દિવસેદિવસે ઓછો થવા લાગ્યો.

"મહારાજ! મનુષ્ય પર દુ:ખ આવે તે ધીમેધીમે નથી આવતું પરંતુ આફતના ઘની માફક તેની હેલીઓજ વરસે છે આ અરસામાંજ મારા મે બાપુડાં આ સંસારના સ્વપ્ના જોયા વિના એક પછી એક અને આંસુ સારતી મુકી દેવને દ્વાર ચાલ્યા ગયા, અને જે ઋષિમને અને કુમારને થોડી ઘણી પણ એક ગભી રાકત ને આમ અકાળે તુટી કુમાર ધીમેધીમે મારો રંગમહેલ તજવા લાગ્યા અને કટાક્ષ નયના અવકાન્તવતી અને મોહિનીકુમારી વગેરેના મહેલે પડ્યાપાથર્યા રહેવા લાગ્યા પરંતુ તેઓથીએ તે મનોતા પામ્યા નહીં તેમના વિષય-અગ્નિની લગામ છુટી હતી અને રાણીઓના રંગવાસમાં તેને હાથમાં રાખવાની તેમની શક્તિ ન હતી તેમને જોગવવાને જોઈતા હતા નારીના ટોળા રમવાને જોઈતી હતી રાસલીલાઓ અને નાહવાને જોઈતા હતા રમના ભારા સાગરો, પરંતુ અમે પ્રાણીઓ એ બધું કયાંથી લાવીએ!

"મહારાજ! અહીં આવતા માર્ગમાં પેલું ગેશનીવાડી મકાન તમે જોયું? એ મકાનમાં એક વાર મારો આવાસ હતો પરંતુ વિધિની નિષ્ઠુરતાથી એ આવાસ છોડી મારે અહીં આવી રહેવું પડ્યું છે જ્યાં એક વાર મારા મંસારનું ઉપવન મઘમઘી રહ્યું હતું ત્યાં આજે વિષયની દુર્ગંધ ગંધ ફેલાઈ રહી છે, જ્યાં એક વાર રુમઝુમ કરતા મારા ઝાંઝર ના ઝાંઝરોનો રણકાર ગાજી રહ્યો હતો ત્યાં આજે નાચનારીઓના પગની ઘુઘરીઓ વાગી રહી છે જ્યાં મેં એક વાર પ્રેમરસની પ્યાલીઓ પીધી છે અને પાઈ છે ત્યાં આજે મદિરાપાનની રેલમછેલ થઈ રહી છે વધુ તો શું કહું પણ મહારાજ! જ્યાં મેં એક વાર દેવ પુજ્યા છે ત્યાં આજે શંખણીઓના પગમાં શિર ઝુકાવાય છે!

એ બધું આ મારી આગળ ઉભીઉભી હું રોજ જોયા કરું છું અને એ મકાનમાંની રોશની ઝુઝાયા પછીજ હું સુઈ જાઉં છું દશ પંદર દિવસને અંતરે લહેર આવે તો એ રોશની શાંત થયા પછી કુમાર દાસીનું આંગણું પાવન કરવા પધારે છે અને અત્યાર સુધી હું તપશ્ચર્યા પણ તેમનીજ કરતી એવું છું મહારાજ! પેલી ભીંત પર ટંગેલી તસવીર જુઓ એ મારી તથા કુમારની અમારા સંસારના શરૂઆત કાળની સજોડ પ્રતિમા છે એ પ્રતિમા જુઓ અને આ મારા જીવનની મધ્યરાત્રિની જીવંત આકૃતિ જુઓ. ક્યાં એ મદભરેલી પુષ્પકળમાની લીલી પુષ્પલતા અને ક્યાં આ જીર્ણ પર્ણકુટિમાની સુકી વેલડીઓ? ક્યાં ગઈ એ ગાલની ગુલાબી, આંખની ખુમારી અને મુખની તેજસ્વિતા? યોગિરાજ! આ બધું હવે નથી સહેવાતું મારા મંસારનું નાવ કાદરીએ વટોળીએ ચડ્યું છે.

હવે જો તેને ઉગારે તો તમ જેવા કોઇ મહાત્માજ!"

"બાલા! તારી કરુણરસ કથા મેં સાંભળી અને જગતના મારા અનુભવમાં આ એક વધારો થયો. તું મને ઓળખી શકે તેમ નથી, પરંતુ હું તને તેમજ સારા જગતને ઓળખું છું. હું એનો દૂત છું કે જેણે તને તેમજ આખા જગતને સર્જ્યું છે—જેણે તમને અંધકાર અને પ્રકાશ બંને આપ્યાં છે, જેણે તમારે માટે આ સુખોપભોગો તેમજ દુઃખના સાધનો ઉત્પન્ન કર્યાં છે. હું એવા પ્રદેશમાંથી આવું છું કે જ્યાં આવાં દુઃખ, દરિદ્રતા અને ઉપાધિનું નામ પણ નથી અને એ દિવ્ય દેશનો પ્રેમ અને શાંતિનો સંદેશ તારા જેવાં કુદરતનાં બાળુડાંમાં પહોંચાડવા હું આમ ભટકું છું. માટે બોલ તારે માટે હું કંઈ પણ કરી શકું તેમ છું?" સંન્યાસીએ કહ્યું.

"મહારાજ! એક કામ કરશો?"

"શું?"

"મને મારા બાપુને ત્યાં લઇ જાઓ." શોભનાએ કહ્યું.

"બાપુને ત્યાં!" એમ ઉચ્ચારી એ સંન્યાસી સહેજ વિચારમાં પડ્યો, પરંતુ તરતજ બોલ્યો: "હા. જા, આજથી ત્રીસમે દિવસે તને તારા બાપુને ત્યાં મુકી દઇશ."

"જરૂર?"

"જરૂર."

આટલું બોલી એ સંન્યાસી નીચે ઉતર્યો અને તેને માર્ગે ચાલ્યો ગયો.

૩

ત્રીસમા દિવસની સંધ્યાનો સમય થવા આવ્યો.

પેલો સંન્યાસી આજે પેલી લલનાના શયનગૃહમાં બેસી એકચિત્તથી પ્રભુની પ્રાર્થના કરી રહ્યો હતો, કારણ આજે તેને એક મહત્ કાર્ય કરવાનું હતું. "મને મારા બાપુને ત્યાં લઇ જાઓ!" એટલુંજ એ લલનાએ એ યોગિરાજ પાસે માગ્યું હતું, પરંતુ એ યોગિરાજને તો એ લલનાને તેણે માગ્યું તેના કરતો કેટલાએ ગણું આપવાનું હતું. જગતની મહાન્ વિભૂતિઓ આપણા આત્માના કલ્યાણ માટે કેટલાયે પ્રયત્ન કરી રહી છે, પરંતુ આપણી ચર્મચક્ષુઓ તે જોઇ શકતી નથી, આપણી ટુંકી બુદ્ધિ તે સમજી શકતી નથી અને માત્ર દેહનુંજ સુખ ઇચ્છનારી આપણી વાસનાઓ તે ગ્રાહ્ય કરી શકતી નથી. એ યોગિરાજે એ લલનાને ત્રીસ દિવસથી તેના શાંત આશ્રય નીચે લીધી હતી અને અત્યારે તેના સર્વ તાપ મટાડી તેના આત્માને જગતના મહાન્ આત્મા સાથે એકાકાર કરાવી દેવાની તૈયારી કરતો હતો, પરંતુ તે સ્થૂલ શરીર તરફ લક્ષ આપનાર એ લલનાને "તેના બાપુના ઘરથી" કે પછી પેલા "રોશનીવાળા મકાનથી" ઉંચી દૃષ્ટિ કરાવવાનું કાર્ય એ સંતની વિભૂતિ માટે પણ દુષ્કર થઇ પડ્યું હતું.

સૂર્યનો અસ્તંગત થવાનો સમય થતાં તે તેની સમાધિમાંથી ઉઠ્યો અને પેલી યુવતિ પાસે આવી તેના ભાલ પર હાથ મુકી શાંત સ્વરે બોલ્યો: "વિલાસપુરની રાજકુંવરી! તને મેં આપેલા કોલને પાળવાનો સમય નજદીક આવ્યો છે. છેલ્લા ત્રીસ દિવસથી તારા આત્માના કલ્યાણ સારુ મેં પ્રાર્થના કરી છે અને મારા અને આ સમગ્ર જગતના પિતાએ મારી પ્રાર્થના સાંભળી છે. તેં તારા બાપુને ત્યાં મને મુકવાનું કહ્યું હતું અને આજ સાંજ પૂર્વે હું તને તારા સાચા બાપુને ત્યાં—વિલાસપુરના દુન્યવી બાપુને ત્યાં નહીં

પરંતુ આ સમે પુત્રના સ્વર્ગીય બાપુને ત્યાં-
સુધી ફરશે"

એ છીના' શબ્દો તે યુવતિએ સાંભળ્યા પરંતુ સાંભળતાં તે સ્તબ્ધ થઇ ગઇ. છેલ્લા ત્રણ દિવસ થયાં તો તે વિલાસપુરના સ્વપ્નાં જોતી હતી. તેના બાપુનો મહેલ, તેના સુંદર ઉપવનો અને નાનપણમાં જોયેલાં ત્યાંના ક્રીડાભવનોમાં ફરી મહાલવાને તેનો જીવ તલસી રહ્યો હતો. તેના બાપુ તેનો અપરાધ માફ હવે તેને માફી આપશે અને હું ખરી દાઝથી તેની દીકરીને આશ્રય આપશે, એમ તેને લાગતું હતું. તેની પુત્રીવત્સલ માતા તેને હર્ષાશ્રુથી ચાંપી તેના ખોળામાં તેનું માથું લઇ તેના તાપ સમાવશે એમ તે માનતી હતી. નાનપણમાં પોતે રમાડેલી તેની નાની બ્હેનને બાળકુંવર હશે તેને પોતાના બાળકો ગણી રમાડી સંતોષ માનીશ એમ તે ઇચ્છતી હતી અને છેવટ તેના સૌભાગ્ય નાથ સુવર્ણ અને તેનો જુનો પ્રેમ ફરીથી ઉદ્દીપિત થાય તો એક વાર આ સંસારમાં આગેવું સ્વર્ગ ફરી તેને ત્યાં ઉતરે એવી વાસના તેના હૃદયમાં રહી ગઇ હતી. તેને બદલે આ યોગિરાજ તો કોઇ નવીન સ્વપ્ન અને નવીન સૃષ્ટિ બતાવતો હતો. ત્રણ પુરુષ નો બાપુ તે હું એમ મળી જતો હશે! શું એ બાપુ ગાંડો તો નથી થઇ ગયો? અથવા તો આ બધો છલ તો ન હોય?

"મહારાજ!" થોડી વારે તે બોલી "આપના બોલવાનો અર્થ હું કંઇ સમજી શકી નહીં. આપ મને ક્યાં લઇ જવા ધારો છો?"

"બાળા, મેં તને નહીં કહ્યું કે જેણે તને, મને અને આ જગત્ સમસ્તને સરજ્યાં છે તેનો હું દૂત છું. તારા બાપુ ક્યાં? આ વિશ્વમાં તારો પિતા કોણ? તારો પતિ કોણ? અને તારો પુત્ર કોણ? આ સંસારની રંગ ભૂમિ પર આપણે અપણો ભાગ ભજવવાને આવીએ છીએ અને આ જગતના સૂત્રધારના નચાવ્યા નાચીએ છીએ અને રમાડ્યાં રમીએ છીએ. જગત્ સાથે તારે શી લેવાદેવા? દુનીયા તો સ્વાર્થી છે અને સ્વાર્થ આગળ સગપણ ની કીંમત આ મનુષ્યને નથી. તારા જીવનની કહાણી તને કંઇ પણ બોધ આપી શકતી નથી? તું મદનકુમારને સ્વેચ્છાથી પરણી નથી. તારા માત્ર તારા પર ગુસ્સે શા માટે થયા? કારણ તારા બાપુને તારા વડે તેનો સ્વાર્થ સાધવાનો હતો. રત્નદ્વીપના મહારાજા સાથે તને પરણાવી એવા મહારાજા સાથે પોતાનો સંબંધ બાંધી કુંદનપુરના નરેશ સામે તેની કુમક મેળવવાની તેની ઇચ્છા હતી. અને એ ઇચ્છા તું પુરી શકી નહીં તેથી તારા બાપુએ તારો સંબંધ છોડ્યો. બીજી બાજુ મદનકુમાર સાથેનો તારો સંબંધ લે. એ કુમાર સાહેબ તે તારા બાપુની રાજ્યતૃષ્ણા તથા એક રાજાધિરાજની મગરૂરીનું પ૦ છાડું ને શું આ પશુકૃતિમાં નિર્જીવ જીવન વ્યતીત કરવા કયાં ગયો કુમારનો અવિવેક રસ? ક્યાં ગયું તારું સંસારનું સ્વર્ગ અને કૃષ્ણ કનૈયાનું વૃંદાવન? આ સંસાર જ એવી જાતનો છે જ્યાં જુઓ ત્યાં દુઃખ દરિદ્રતા અને દુષ્ટતા અને એ બધું છોડવું પણ તમને વસમું લાગે છે બાળા! જગતના કોઇ ઉત્કૃષ્ટ આત્માના ઉદ્ધારાર્થે એમ આ અવનિમાં રખડીએ છીએ. કોઇ જીવો જગતમાં એવા અવતરે છે કે જેમના આત્મા પવિત્ર હોય છે જેઓમાં કુદરતી રીતેજ પાપબુદ્ધિ હોતી નથી અને જેઓનો જન્મ ફુલની મહેક જગતમાં સુવાસ અને સૌંદર્ય વધારવા અર્થેજ હોય છે. પરંતુ એ જીવો જગતના

રમાડયા રમે છે, વિલાસપુરના વિલાસ અને કુંદનપુરનાં કુંદનમાં મોહ પામી જાય છે, મદનકુમાર અને મોહિનીરાણી જેવાની ગુંથેલી જાળમાં ફસાય છે અને ફુલની માફક બધાયથી સુંઘાયા પછી લોકના પગ નીચે છુંદાય છે. આવા જીવો તરફ કુદરતનો પક્ષપાત હોય છે અને પૂર્વજન્મના ઋણાનુબંધને લીધેજ તેમને આ જડ પૃથ્વી પર જન્મ આપવામાં આવે છે. બાકી તેમને માટે આ દુનીઆનું રાજ્ય નથી. જે દુનીઆના તે અધિકારી છે તે દુનીઆમાં શાંતિનું સામ્રાજ્ય છે. જીવનની નિઃસ્વાર્થતા છે અને સુખની પરિસીમા છે. એ દુનીઆના દિવ્ય અધિકારી આ સંસારમાં બહુ જીવતા નથી, કારણ તેમનો પિતા તેમનાથી ઝાઝો વિયોગ સહી શકતો નથી. દુનીઆનાં મોહવશ પ્રાણીઓ તો એમજ સમજે છે કે સારાં માણસ બહુ જીવતાં નથી, પરંતુ તેમને કયાં ખબર છે કે એમને તો સંસારનાં બંધનથી મુક્તિ જલદી મળે છે? પ્રભુની કૃપાથી તને એ દુનીઆનો અધિકાર પ્રાપ્ત થયો છે તે તું સ્વીકારશે કે જગતનાં અંધ મનુષ્યોની માફક તરછોડશે?"

"મહારાજ! એ વાત ખરી, પરંતુ એ દુનીઆ કોણે દીઠી છે? સુખામાંથી નીકળી ઓલામાં ન પડાય તેની ખાત્રી શી?" શોભનાએ કહ્યું.

"તો તું તારા બાપુને ત્યાં જઇ શું કરીશ?"

"મહારાજ! મારો સંસાર તો સમાપ્ત થયો છે, પરંતુ મારા બાપુની લીલી વાડી વીલસતી હશે તો એના રુડા સંસારને જોઇને પણ મારી આંખડી ઠારીશ."

આ શબ્દો સાંભળી એ સાધુનું હૃદય ભરાઇ આવ્યું અને તેની આંખમાંથી આંસુનું એક બિંદુ પડયું. જગતના મોહવશ પ્રાણીની મૃગજળમાં પણ કેટલી આસ્થા!

"ઓ વાસનાની પુતળી!" એવાં વહાલી એ સંન્યાસી બોલ્યો, "સંસારના અનુભવથી હજુ પણ ધરાઇ ન હોય તો બંધ કર તારાં ચર્મચક્ષુ અને આ દિવ્યદૃષ્ટિ વડે જો કે ક્યાં વીલસે છે તારા બાપુની લીલી વાડી."

એ પ્રમાણે બોલી પોતાની સાથે રાખેલો એક દંડ તેણે હાથમાં લીધો અને મદારીની માફક હવામાં ફેરવી, વિલાસપુર ભણી નજર કરી તે બોલ્યોઃ "ઓ હવાનાં ઘેરાં વાદળો! તમે જરા હટી જાઓ, અને મારી દીકરી અને વિલાસપુરની ભાગોળ વચ્ચેનો અંતરાય કાઢી નાખો એટલે એ એના બાપુનો સંસાર જોઇ શકે."

તરતજ એ યુવતિની નજર આગળ વિલાસપુરની ભાગોળ અને તેની ચતુઃસીમા ખડી થઇ. પણ ક્યાં હતાં તેના બાપુના ગગનચુંબી રાજમહેલો અને વિલાસપુરનાં વિલાસભવનો? ક્યાં હતી તેના બાપુની લીલી કુટુંબવાડી અને વિલાસપુરની પુષ્પવાટિકાઓ? ક્યાં હતી તેની પુત્રીવત્સલ માતા અને બાલપણમાં હાથે રમાડેલી નાની બહેની? એ બધુ જોતાં અને જુનાં સ્મરણો તાજાં થતાં બીચારી શોભનાની આંખમાં આંસુ આવી ગયાં અને આ બધું શાથી થયું તે જાણવા એ સાધુ સામે તે દીન વદને જોઇ રહી.

"બેટા!" તેને ખભે હાથ મુકી તે બોલ્યો, "તું શોચ શાને માટે કરે છે! તમારાં વિલાસપુરો અને કુંદનપુરોની છેવટ આજ દશા છે. તમે તમારા ભોગવિલાસ અને ધનદોલત અવિચળ છે એમ સમજો છો, પરંતુ વિધિની એક ફુંક આગળ પણ ટકી શકવાની

તેમનામાં શક્તિ છે ખરી કે? કર્ણપુરના મુસલમાન મહારાજા તારા બાપુના વિનાસપુર પર ચઢી આવ્યા અને તારા બાપુ મોહમયી નગરીના રાજાની મદદ માગે માગે થયા તો પણ હાર્યો અને તેના રાજ્યનું મેદાન મેદાન થઇ ગયું. તારા બાપુ અને તેની સમગ્ર સેનાએ કેસરીઆં કર્યાં, તારી માતા અને વિનાસપુરની સર્વ યુવતિઓએ જોહાર કર્યા અને વિલાસપુરના મહેલોના ખંડીએર થયા અને એનરોનાં પાધર થયાં. કર્ણપુરે આજે આ પ્રમાણે વિનાસપુરને જડમુળથી ઉખેડી નાખ્યું, હવે મોહમયીને ઉખેડશે અને જો તે રત્નદ્વીપ અને કુંદનપુરને ઉખેડી ન શકે તો પણ થોડા સમયમાં તેમની પાસે દાસત્વ તો સ્વીકારાવશેજ. બોલ, આથી વિશેષ કંઈ જોવું છે અને જાણવું છે?"

'મહારાજ! સંસાર ગમે તેવો દુષ્કર હોય તો પણ તે છોડવાની વૃત્તિ થતી નથી. મારા સૌભાગ્યનાથને છોડી હું ક્યાં જાઉં? શું તેમનું હૃદય પાછું મારા તરફ વળી શકવાનો સંભવ નથી? અને તેમ થાય તો આ સંસારમાં મારે શાની અપેક્ષા રહે?'

આ શબ્દો સાંભળી એ યોગીએ પોતાના કપાળે હાથ મુક્યો અને તેની આંખમાંથી એક બીજું આંસુનું ટીપું પડયું. મનુષ્યની મોહ મુગ્ધતા તે શું આટલી હદ સુધી જતી હશે?

"અરે પામર પ્રાણી! સંસારમાં એવું તે શું ભર્યું છે કે તેને છોડતાં આમ એટલો વિચાર આવે છે? તને ખબર નથી પરંતુ મેં તો તારાથી અધિક સુંદર લાગતા સંસારને લાત મારી છે. આ કુંદનપુરથી પણ મોટા રાજ્યનો હું રાજકુમાર હતો. મારાં માત પિતા આ સંસારનો તાપ મારાથી દૂર રાખવાને અહર્નિશ પ્રયત્ન કરી રહ્યા હતા, તારાથી પણ અધિક રૂપવતી, ચંદ્રના તેજને કમળની પ્રફુલ્લતાને અને ગુલાબની ગુલાબીને શરમાવે તેવી રાજકન્યાનો હું સ્વામી હતો, અને ઇંદુસમ દીપતા અને તેની શુકલપક્ષની કલા સમ રોજ વધુ અને વધુ ખીલતા બાલક રાજકુમારનો હું પિતા હતો. તારા જેવા જ એ પ્રાણીઓના દુઃખ જોઇ મને જ્ઞાન પ્રાપ્ત થયું અને જણાયું કે એ રાજ્યલક્ષ્મી, એ માતપિતા અને એ પત્નીપુત્ર એ સર્વ સ્વપ્નાના પુતળાં છે અને તેમનાથી વીંટાએલા રહેવું તે જગતમાં આપની કર્તવ્યદિશા ભુલવા સમ. આ જ્ઞાન પ્રાપ્ત થતાંજ મારી સ્વપ્નની પ્રિયતમાને મંદિરમાં એકલી અને અટુલી છોડી તથા પારણામાં ગેલ કરતા તેના બાળુડાને છેવટનું એક ચુંબન પણ આપ્યા વિના ચોવીશ કલાક મારી ચિંતા કરનાર માતપિતાને કહ્યા વિના અને પ્રાણથી પણ અધિક મારા પ્રિયમિત્રને મળવાની પણ વાટ જોયા વિના હું મારો સંસાર છોડી નીકળ્યો છું અને જગતના દુઃખી પ્રાણીઓમાં પ્રેમ, શાંતિ અને કર્તવ્યતાના દિવ્ય સંદેશ પહોંચાડતો તમારા કુંદનપુરો અને વિલાસપુરોમાં ભટકું છું. આ મારા ત્યાગ સામે જો અને પછી વિચાર કર કે તારે કેવો ત્યાગ કરવાનો છે? આ માયાના બંધનમાંથી છુટતાં મેં જરા પણ પાછું વળીને જોયું નથી, જ્યારે આખા જગતે તને તિરસ્કારી, તારા બાપુએ તને દૂર રાખી, અને તારા પિયુજીએ તને તેના હૃદયપટ પરથી હડસેલી તો પણ એ જગતમાં એ બાપુમાં અને એ પિયુજન માં તારી વાસના રહી ગઇ. માટે હજુ પણ વિચાર કર ને કહે કે આ સંસારના બંધન છોડી જ્યાં હું લઇ જાઉં ત્યાં આવીશ?"

"મહારાજ! તમે મને ક્યાં લઇ જશો?"

"હજુએ પણ ન સમજી? તારા, મારા અને આખા જગતના બાપુએ તારે માટે જે સૃષ્ટિ તૈયાર રાખી છે તે સૃષ્ટિ પણ જોઈ લે કે જેથી આ સંસારમાં જરા પણ વાસના રહી ન જાય."

આમ કહી એ સંન્યાસીએ ફરીથી તેનો દંડ ઉચ્ચકર્યો અને પહેલાની માફક હવામાં ફેરવી બોલ્યો: "ઓ! હવાનાં ઘેરાં વાદળો! તમે જરા હટી જાઓ અને આ ભુરા આકાશનો પડદો ઉઘાડી નાખો કે જેથી મારી દીકરી પ્રભુની દિવ્ય સૃષ્ટિ જોઈ શકે."

તરતજ ભુરા આકાશે તેના પડદા ખોલી દીધા અને જે સૃષ્ટિ કોઈ પવિત્ર વિભૂતિને તેની મરણ પથારી આગળ નજરે પડે છે—પછી તેને વૈકુંઠવાસ કહો કે ઇંદ્રની અમરાપુરી કહો—ને એ યુવતિની નજર આગળ ખડી થઈ. આશ્ચર્યચકિત વદને તે એ જોઈ રહી, અને તેની જીજ્ઞાસુ આંખ એક પછી એક દૃશ્ય નીહાળવા લાગી.

"મહારાજ! જેને જગત અમરાપુરી કહે છે તે તો આ નહીં? તેમા પેલું લતાઓ(?)થી લીલું થઈ રહેલું અને પુષ્પવાટિકાઓથી ખીલી રહેલું શું દેખાય છે? નંદનવન? અને પેલી ગંગાનાં ફીણ જેવી સફેદ ધોધમાં વહેતી શું સુરગંગા? પેલાં હવામાં ઉડતા મનોહર રત્નજડિત રાજભવનો કોનાં? અહાહા! મહારાજ! આ દિવ્યદેશના વસનારા તે કોણ હશે? અરે! પેલો સુશોભિત મંડપ તે શાને માટે તૈયાર કરવામાં આવ્યો હશે? અને આ બધું અસંખ્ય લાવલશ્કર તે કોના સ્વાગત માટે ઉભરાય છે? અને મહારાજ! પેલું કોણ? બાલપણમાં મારે હાથે રમાડેલી મારી ભગિની અને મારા પારણામાં ઝુલેલાં મારાં બાલુડાં! અને મહારાજ! આપની મંગલમયી મૂર્તિ પણ ત્યાંજ જણાય છે ને! અને તે પણ આવા ઉત્કૃષ્ટ સ્થાને? અહોહો! પ્રભુ! આપ આ સૃષ્ટિકારના દૂત કે એ સૃષ્ટિનાજ અધિષ્ઠાતા?"

"એ દિવ્યસ્થાનના અધિકારને પામેલી મારી બાલિકા, જોયું આ તારા બાપુનું રાજ્ય? એ સૃષ્ટિમાં વસવાના અધિકારને પામનાર તો વિશ્વની કોઈ પાપરહિત દિવ્યવિભૂતિઓજ છે. તારી ભગિની અને તારાં બાલુડાં બાલપણમાં મરી ગયાં એટલે સંસારનાં પાપથી કલુષિત ન થયાં અને તેથી એ સ્થાન પામ્યાં. આ અસંખ્ય લાવલશ્કર કુદરતના એક નવીન બાલુડાને એ દિવ્ય સૃષ્ટિમાં સ્વાગત આપવા સારુ ઉભરાઈ રહ્યું છે અને આ વખતનો ઉત્સવ ખાસ વિશેષ છે, કારણ એ બાલુડાને પોતાના ઘરમાં આવકાર આપવા તેના બાપુ પોતેજ ઉંબર-માં ઉભા રહ્યા છે. માટે બોલ, મારી સાથે આવીશ?" સંન્યાસીએ પુછ્યું.

"અહોહો! મહારાજ! આનાં ભાગ્ય તે કોનાં? મારા બાપુની આ દિવ્ય સૃષ્ટિમાં વસવાનો તો શું પરંતુ તેના પાદપંકજની સેવા કરવાનો પણ અધિકાર પ્રાપ્ત થાય તો ઘણો."

એ પ્રમાણે બોલી હર્ષનાં અશ્રુઓ સાથે એ યુવતિ યોગિરાજને ગળે વળગી પડી. પોતાની બાલકીને પોતાની ગોદમાં લેતાં એ યોગિરાજની આંખમાં પણ આંસુ આવી ગયાં.

તરતજ શોભનાનું મૃત શરીર જમીન પર પડ્યું અને તેનો આત્મા યોગિરાજની સાથે લુપ્ત થઈ ગયો.

સૂર્યનારાયણ તરતજ અસ્તાચલ પર ગયા, પરંતુ તે પૂર્વે તો એ યુવતિનો આત્મા તેના "બાપુને ત્યાં" પહોંચી ગયો હતો.

# સાહિત્યસંગ્રહ



## દ્વિતીય વાર્ષિક ઉત્સવ તથા શ્રીકૃષ્ણજયંતીનો વૃત્તાંત

કરવા તરફ આવું મહેનત કરવી પડશે. "ગુજરાતી સાહિત્ય"ની સંપૂર્ણ નોંધ તૈયાર કરવાનું કામ ઘણું કઠણ છે; અને પ્રયાસ પહેલો છે એટલે પરિણામ પણ ઘણી રીતે સંતોષકારક નહીં નીવડે. પણ એ બીજા વધારે સંતોષકારક ને સંપૂર્ણ પુસ્તક માટે અધુરું પણ ઉપયોગી વસ્તુ પુરું પાડ્યા વિના રહેશે નહીં. એવા કોઇ સંપૂર્ણ પુસ્તકની આવશ્યકતા અવર્ણનીય છે. જ્યારે એવા કોઇ પુસ્તક વડે પ્રાચીન સાહિત્ય જે પાટણ સ્થપાયું ત્યારથી કે તે પહેલાંથી, શરૂ થઇ આજે અનેક સદીઓ સુધી એકધારું વહી રહ્યું છે તેનું સર્વદેશીય સંશોધન અને દિગ્દર્શન થશે ત્યારેજ ગુજરાતી સંસ્કારના આત્માનું રહસ્ય આપણે પારખી શકીશું અને આપણી સંસ્કૃતિના ભાવી વિકાસનું સ્વરૂપ અને લક્ષ જોઇ શકીશું. એવા પુસ્તક માટે હજુ કેટલો વખત વાટ જોવી પડશે?

આવું પુસ્તક ઉપયોગી ઇતિહાસ પુરો પાડે એ તો એક વાત; પણ એની ખરી કીમત તો એ છે કે તે વર્તમાન અને ભાવિ સાહિત્યના પ્રવાહોનું મૂળ બની રહેવાનું. ભૂતકાળમાંજ અપૂર્વ સાહિત્ય જડે છે એમ નથી; ભૂતકાળના આદર્શો સાચવીનેજ સાહિત્ય અપૂર્વ થાય છે એમ પણ નથી; પણ ભૂતસાહિત્યની સામગ્રીના નવા ઉપયોગથીજ નવું સાહિત્ય સમૃદ્ધ અને સરસ બને છે. નવ સંસ્કાર જુના સંસ્કારના પાયા પર અને ચાલ્યા આવતા સંસ્કારના સાતત્ય પર સ્થપાય તોજ સમૃદ્ધ અને સબલ થાય છે; અને તેનો શબ્દદેહ—સાહિત્ય—પણ પુરોગામી સાહિત્ય પર સ્થપાય તોજ સમૃદ્ધ, સચોટ અને સરસ થાય છે. આટલુંજ નહીં પણ જેમ પિતૃભક્તિ વિના જીવનમાં ગૌરવ ને પ્રભાવ નથી, પ્રાચીનના તરફ પૂજ્યભાવ વિના સંસ્કૃતિમાં શક્તિ હોતી નથી, તેમ જુના સાહિત્ય તરફ પ્રેમ ન હોય તો નવા સાહિત્યમાં પ્રભાવ શક્ય નથી. આ કારણોથી જુના સાહિત્યને પૂજ્યભાવથી સંઘરી તેનો અભ્યાસ લોકપ્રિય કર્યા વિના નવા સાહિત્યનો પાયો ચણવાનો નથી.

પણ દરેક વસ્તુ મર્યાદામાંજ શોભે છે. આ પૂજ્યભાવને પણ મર્યાદા હોય છે. પણ આપણા દેશમાં પ્રાચીન સાહિત્ય તરફનો પૂજ્યભાવ ઘણી વખત પોતાની મર્યાદામાં રહેતો નથી અને જુના સાહિત્યના આદર્શ અને પદ્ધતિના ચોકઠામાં નવું સાહિત્ય બેસાડવાનો પ્રયત્ન કરવામાં આવે છે. આ ક્રિયા આપણે ત્યાં એકલા સાહિત્યમાંજ જોવામાં નથી આવતી, પણ જીવનનાં બધાં ક્ષેત્રોમાં જોવામાં આવે છે.

પૂર્વજો તરફ પૂજ્યભાવ એ સંસ્કારનું એક અગત્યનું અંગ છે. પણ એ પૂજ્યભાવને અનુભવનાર ઘણી વખત જુની પ્રણાલિકાનો ભક્ત થઇ જાય છે. એનું મગજ અસલી જીવન, આદર્શ અને પદ્ધતિમાં મચ્યું રહે છે; અને તેથી તેની અસહિષ્ણુતાનો પાર રહેતો નથી. તે વર્તમાનને પ્રાચીન કાટલે તોળે છે, પ્રાચીન ધરીએ ઘડવા માગે છે; પ્રાચીનોને અપરિચિત એવી દરેક રીતિને તે ત્યાજ્ય ગણે છે; અને ચલ સૃષ્ટિને નિશ્ચલ પ્રણાલિકામાં રોધવા ઇચ્છે છે. પ્રગતિને તે તિરસ્કારે છે; વિકાસની તેને પરવા નથી; વર્તમાન સંયોગોના બલનો તેને વિચાર નથી; અને વર્તમાનનો પ્રાણ ભલે જાય પણ તેને જીર્ણ પ્રણાલિકાના પિંજરમાં પુરી દેવામાંજ તે ડહાપણ સમજે છે. વીફરેલી ભક્તિની માફક આમ વીફરેલો પૂજ્યભાવ વિનાશ કરે છે.

તે પૂજ્ય નથી મનાતી. પ્રાચીનો તો પોતાના સંયોગો પ્રમાણે જીવી ગયા; તે કૈં ભાવી પ્રજાની આરસી સામે રાખી તેમાં સારા દેખાવા જીવ્યા નહોતા. પ્રણાલિકા એટલે તો પ્રાચીનોના જીવનનાં સ્મરણો પર અર્વાચીનોએ રચેલું ધોરણ. આવાં ધોરણો સંસ્કારનું સાતત્ય સાચવવા ઉપજાવવામાં આવે છે અને ઉગતી પ્રજાની કેળવણી માટે તથા તેમના સંસ્કારો સ્વજાતીય રહે એ માટે એ ધોરણો ઘણાંજ ઉપયોગી છે. સંસ્કારની અસ્મિતા જાળવવા પણ કોઇ વખત એ ઉપયોગી થઇ પડે છે. પણ બાલ્યાવસ્થામાં સંસ્કારો આ ધોરણે એક વખત ઘડાય કે પછી એ ધોરણનો મનુષ્યને ઝાઝો ખપ રહેતો નથી. પછી તો ઘડાએલા સંસ્કારોમાંથી નવા સંયોગો સાથે યુદ્ધમાં ઉતરવાનું નવું બલ નીતરે છે.

આ જીવનમાં પ્રાચીન જીવનનાં લક્ષણો થોડાંજ રહ્યાં છે, એટલે જુના આદર્શોનો ઉપયોગ પણ થોડોજ થવાનો. રામ, ભીષ્મ કે કૃષ્ણનાં સંસ્મરણો આપણા સંસ્કાર ઘડવામાં કૈંક મદદ કરે છે; પણ માત્ર એ સંસ્મરણો પરથી રચાએલા આદર્શોનો ઉપયોગ કરવો તે હાલના સમરાંગણમાં ગદાયુદ્ધનો ઉપયોગ કરવા જેવું થઇ પડે. હુણ ને ગુર્જર, મુસલમાન અને અંગ્રેજ સંસ્કારનો આપણા જીવનમાં સંચાર થયો છે. પરદેશી ને પરસરકારી સત્તાની ધુસરી આપણા પર પડી છે. વરાળ ને વીજળીએ સમય ને સ્થળના અંતરનો નાશ કરી વસુધાને કુટુંબની માફક સાંકળી દીધી છે. દેશદેશને સમયસમયના સંસ્કારોના વિનિમયથી માનવજીવનનો પ્રવાહ મિશ્રિત થતા ગયો છે. વિજ્ઞાનના વિકાસથી વિનાશ અને વ્યવસ્થા બંને સહેલાં થઇ પડયાં છે. અને બુદ્ધ, ખ્રીસ્ત ને મહમદની ભાવનાઓ, અને તેવા પણ 'અબલ ગ્રીકોનો સૌંદર્યશોખ,' રોમની વ્યવસ્થાશક્તિ, અર્વાચીન યુરોપનું લોકશાસન; સ્ત્રીસ્વાતંત્ર્ય ને ભાવવૈવિધ્યના સંસ્કારો સૃષ્ટિભરમાં પૂર જોશથી પ્રસરી રહ્યા છે. આવા જીવનને પુરાણા જીવન પરથી ઉપજાવેલાં ધોરણો લગાડવાં એના જેવો નિષ્ફલ ને વિવેકહીણો પ્રયત્ન બીજો કયો હોઇ શકે?

પણ પ્રણાલિકાવાદનો તંતુ માનવમગજમાં ઘણુંજ ઉંડુ ઘર ઘાલી બેઠો છે. એ ગમે તે અવસ્થામાં જાગી ઉઠે છે ને અનેકરૂપે બહાર પડે છે. એ તદ્દન નાબુદ થઇ શકતો નથી ને એના વગર ચલાવી લેવું અશક્ય છે. કેટલીક વાર એની જરુર પણ પડે છે, પણ ઘણી વાર એ વિકાસને રૂંધી નાંખે છે. એ વાદનો આધાર એક નિયમ પર રહેલો છે. એક વસ્તુ હસ્તીમાં આવી એટલે તેને હસ્તીમાં રાખવીજ જોઇએ એવો ભ્રમ સામાન્ય મનુષ્યના મગજમાં ઉભો થાય છે. અને જેમ એ ભ્રમ ચાલુ રહે છે તેમ એ વસ્તુની હસ્તી વિના ચલાવી લેવું અશક્ય થઇ પડે છે. એની હસ્તીની આસપાસ સંસ્કારો પેદા થાય છે અને એ વસ્તુ પ્રમાણેજ બધી વસ્તુઓ ઘડાવી જોઇએ એવો ખ્યાલ સર્વમાન્ય થતો જાય છે. જે વસ્તુ આજે નવીન કે ખરાબ લાગે છે તે કાલે વાસ્તવિક લાગે છે; બે વર્ષે યોગ્ય લાગે છે; પાંચ વર્ષ રહીને પવિત્ર લાગે છે; પચાસ વર્ષ રહીને તે સનાતન ને સૃષ્ટિના આધારરૂપ લાગે છે; હજાર વર્ષે તે લગભગ બ્રહ્મપદને પામે છે, અને તેનાથી વિરુદ્ધ કૈં કહેવી શકાતું નથી, તેના વિના બ્રહ્માંડ પડી જશે એવો ભાસ થાય છે. બે ચાર હજાર વર્ષે એ વસ્તુની શી કીંમત થાય છે એ તો આ પ્રણાલિકાગ્રસ્ત દેશમાં જે જન્મ્યો હોય તેજ સમજી શકે. આ

ઓએ કલાવિહીન અને કૃત્રિમ પ્રતિમાથી આપણાં મંદિરો ભરી દીધાં છે. આ દેશને નશીબે જે એમાં પાક્યું તે પ્રણાલિકાગ્રસ્ત થઇ રહ્યું ને એનાથી દૂર ગયું તે સ્વાભાવિક ને સજીવ થવા લાગ્યું. હીંદી શિલ્પીઓ જ્યારે હીંદ છોડી જાવા ગયા ત્યારે તેમને કલાનો પ્રાણ પાછો હાથ લાગ્યો અને ઓલિસરન પથ્થરનાં પુતળાં મટી સ્વાભાવિક માનવની પ્રતિમાના ગૌરવમાં શોભવા લાગ્યા.

આ ક્રિયા સહેલમાં સમજાય એવી છે. કોઇએ એક પ્રતિમા ઘડી ને તે પુજાઇ. તે પ્રતિમા થઇ એટલે તેજ પ્રમાણે બધી પ્રતિમાને ઘડાવાનો અધિકાર મનાઇ ચુક્યો. કોઇ શિષ્યની મગદુર ન રહી કે કૃત્રિમ પલાંઠીને સ્વાભાવિક કરે કે સખત મુખને હસતું કરે; અને તો પછી સ્વતંત્ર રીતે સૌંદર્ય સરજવાની તો હીંમતજ શી ચાલે? સો વર્ષે દરેક અંગ ને દરેક મરોડમાં રહસ્ય, શાસ્ત્રાજ્ઞા, જ્ઞાન વગેરેનું કલ્પનાએ આરોપણ કર્યું. એ મરોડમાં ફેર કરનાર પર રૌરવ નરકમાં સડવાનો શાપ ઝઝુમી રહ્યો, ને પરિણામે બુદ્ધ ભગવાન્ માણસ મટી પથ્થર થયા.[1]

તેજ પ્રમાણે સાહિત્યમાં પણ પ્રણાલિકાવાદે વિનાશ કર્યો છે ગ્રીકોએ જ્યારે નાટક રચવા માંડયાં તે પહેલાં હીંદમાં નાટ્યકલાની શરુઆત થઇ. તે કલાની પરાકાષ્ઠારૂપ કાલિદાસ થયા ને તેમણે અપૂર્વ નાટકો લખ્યાં. એ અપૂર્વ થયાં કે તરત પ્રણાલિકાવાદ આખી નાટ્યકલા પર ચડી બેઠો. નાયક આવો જોઇએ, નાયિકા આવી જોઇએ, વિદૂષક હોવોજ જોઇએ; રાજાનો કંચુકી પણ જોઇએ, શરુઆત સૂત્રધારથીજ થવી જોઇએ; અંતે બધું સુખાકાર થવુંજ જોઇએ. સદીઓ પછી સદીઓ ગઇ, યુરોપમાં સજીવ ને જ્વલંત નાટ્યકલા અદ્ભુત ભૂમિકાએ પહોંચી, છતાં આ દેશમાં મગદુર નથી કે કોઇ સામાન્ય રીતે ત્રણનું ચાર અંકી નાટક લખે—કે સૂત્રધારના તંબુરા વગર નાટક શરુ કરે—કે વિદૂષકની હાજરી વિના, કે સુખાકારી અંત શીવાય કોઇ નાટક રંગભૂમિ પર દેખાડી શકે! પ્રણાલિકાવાદ ભયંકર રાક્ષસની માફક રંગભૂમિનો અધિષ્ઠાતા બની કલાને સચેતન થવા દેતોજ નથી.

આખા સંસ્કૃત સાહિત્યમાં પ્રણાલિકાવાદે વૈવિધ્યનો વિનાશ કર્યો છે. સ્ત્રીનું, પુરુષનું, નગરનું કે યુદ્ધનું વર્ણન વસ્તુ જોઇ કોઇ લખતું નથી, પણ કાવ્યની પ્રણાલિકાએ સ્વીકારેલા અલંકારોથીજ થયા કરે છે. કલ્પના પણ પ્રણાલિકાથી મર્યાદિત રહે છે. રસની જમાવટ પણ શાસ્ત્રોક્ત ગોઠવણી હોય તેજ રીતે થયા કરે છે. તેજ પ્રમાણે આપણા મધ્યકાલનું સાહિત્ય એક ભાગનું વાંચો ને એક લાવણ્યસમય વાંચો; પછી બધુંજ લગભગ તેનું તે. બધા એકજ રીતે આલ્યા જાય છે. બધી કૃતિઓ એકજ પ્રણાલિકાએ રચેલાં સ્વાતંત્ર્ય, જીવ ને વૈવિધ્ય વિનાનાં બીબાં. અર્વાચીન યુગમાં કંઇક યુરોપીય સંસ્કારોની પ્રેરણાથી ને કંઇક સ્વાતંત્ર્યના શોખથી નર્મદ, નરસિંહરાવ કે કલાપી પ્રણાલિકાવાદને વીસારી નવીન પદ્ધતિ પર કાવ્ય રચે છે. નાનાલાલ જેવા કોઇક નવા સ્વરૂપથી વૈવિધ્ય આણવા મહેનત કરે છે. પણ તેમના ગુરુસા-

[1] કેટલા નેમજ બીજા વિદ્વાનોએ આ પ્રણાલિકાવાદમાં રહેલું રહસ્ય શોધવાના પ્રયત્નો કર્યા છે તે સ્તુત્ય છે; ઘણા ઉપયોગી છે અને આપણા સ્વાભિમાનને પોષે એવા છે, પણ પ્રણાલિકાવાદનું રહસ્ય ગમે તેવું ઉંચું હોય પણ તેથી પ્રણાલિકાએ અર્પેલી નિર્જીવનતા વીસરી શકાય એમ નથી.

ને ચખાડવો છે—ધાર્મિકને જીવનને સૂકવી, શોષી પરલોક માટે લાયક બની રહેવું છે. એક જીવન જોઇ નાચે છે—બીજો જીવનને ઝેર બરોબર સમજે છે. કલાકારને ભાવના—અવિચ્છિન્ન ને શુદ્ધ—પૂજ્ય છે, ધાર્મિકને તેના દાબડાની કીંમત વધારે છે. એટલે કલાકારને ધાર્મિકોના લીપ્સાના વિધ્વંસ-પરલોક—ની જરા પણ પરવા રહેતી નથી અને શ્રદ્ધાળુ ધાર્મિકોને કલાકારની ટુંકજીવી રમતની પરવા રાખવી નિરર્થક છે.

પણ કોઇક વખત અર્વાચીન સાહિત્યક ધાર્મિક વિષયને કલાની કૃતિમાં ગુંથી ધર્મમાં રહેલી ભાવના સ્ફુટ કરવા મથે છે ત્યારે પ્રણાલિકાવાદીઓ ત્રાસી જતા દેખાય છે. તેઓ માને છે કે એ રત્ન જો દાબડામાંથી જુદું કરવામાં આવશે તો હવામાં ઉડી જશે. ધર્મમાં જેને શ્રદ્ધા છે તે તો કદી એમ માનેજ નહીં, કે ધર્મમાં રહેલી ભાવના એવી ચંચળ છે કે તેના દાબડામાંથી જુદી કરતાં તરત તે અદૃષ્ટ થઇ જાય. પણ એમ કાંઇ માને તોપણ અર્વાચીન જમાનાના ધર્મગુરુઓની સત્તા ઘણે અંશે સાહિત્યકોના હાથમાં ગઇ છે; અને આસપાસના જડ પદાર્થમાંથી ભાવનાને જો તે જુદી ન પાડે, તેને શુદ્ધ સ્વરૂપે રજુ ન કરે તો એ સત્તાનો તેમને અધિકારજ નથી એમ કહેવું પડે. જો ધર્મમાં ઉચ્ચ ભાવના હશે તો તે સ્ફુટ કરવાથી જતી રહેવાની નથી; જો નહીં હોય તો ખાલી દાબડા પરથી વહેલી શ્રદ્ધા ઉઠે તેમ વધારે સારું.

પ્રણાલિકાવાદ ઘણી વખત નીતિનું સ્વરૂપ લઇ હાજર થઇ જાય છે. તે કહે છે કે દરેક કલાત્મક કૃતિ નીતિપોષક જોઇએ. દરેક સ્ત્રી સાધ્વી, દરેક પુરુષ નીતિમાન્ ને દરેક પ્રસંગ નીતિથી નીતરતો જોઇએ, નહીં તો લોકો બગડી જાય. નીતિપોષક એટલે! નીતિ કોને કહેવી! આ જમાનામાં મનાતી નીતિને કે ગયા જમાનામાં મનાતી નીતિને? ભારતકાલની નીતિને કે વેદકાલમાં મનાતી નીતિને? દરેક દશકે થોડાક નિયમો બદલાય છે, દરેક યુગે નીતિ બદલાય છે, દરેક દેશમાં નીતિનાં ધોરણો જુદાંજુદાં હોય છે. સમાજ બદલાય છે, પ્રણાલિકા ઘડાય છે ને ભાંગે છે, નીતિના કાનુનો ફેરવાય છે, વીસરાય છે. ઘણી ખરી બાબતોમાં સામાજિક પ્રણાલિકાનું નામ નીતિ. પચાશ વર્ષ પહેલાં ચાર ઓઓ કરવી એ નીતિ ગણાતી-આજે તે અનીતિ ગણાય છે. આજે બીને તમાચો મારવો અનીતિ નથી ગણાતું-પચાશ વર્ષે તે કૃત્ય જરૂર અનીતિમાન્ ગણાવાનું.

જે નીતિમાં સનાતન ભાવના રહી હોય છે તેનું ઉલ્લંઘન સાહિત્યક કરી શકતો નથી; કારણ કે ભાવનાત્મક અપૂર્વતાની સેવા વિના સાહિત્ય શક્ય નથી. પણ ભાવનાત્મક અપૂર્વતાના ઉપાસક, સૌંદર્ય ને રસના અધિષ્ઠાતા સાહિત્યકને ભાવનાવીહોણી ચંચળ સામાજિક પ્રણાલિકા સાથે શો સંબંધ? એ પ્રણાલિકા સંતોષવા તેણે કલાના ઉચ્ચ આદર્શો શા માટે વીસારવા? જો ભાવના શુદ્ધ સ્વરૂપે કલાત્મક કૃતિમાં કે સાહિત્યમાં મળવા લાયક લાગે તો તેણે શા સારુ પ્રણાલિકાવાદીઓને માન આપી ચિરસ્થાયી ભાવનાને ક્ષણભંગુર પ્રણાલિકાના બીબામાં ઉતારવી?

'પણ પછી અમારું શું, અમારા સમાજનું શું, અમારા સંસ્કારોનું શું?' ભાવના કે અપૂર્વતા, સૌંદર્ય કે રસથી કોઇ વ્યક્તિ, સમાજ કે સંસ્કાર બગડે એ અશક્ય છે. જ્યાંજ્યાં સરસ સાહિત્ય પ્રગટ્યું છે ત્યાંત્યાં તેણે માનવહૃદયને વિશુદ્ધ ને આદર્શમય કર્યું છે. એવું વિશુદ્ધ ને આદર્શ હૃદય કદી બગડેલું જાણ્યું છે? દુનીઆમાં ઠેરઠેર જ્યાં

ને દુઃખ દેખાય છે. સામાજિક પ્રણાલિકાઓએ શતાબ્દિઓ થયાં મહેનત કરી, પણ એમાંથી એક પણ ઓછાં થયાં હોય, કે તેમનું જોર ઘટ્યું હોય તેમ દેખાતું નથી. માત્ર એ પર પ્રણાલિકાની પીછોડી ઢાંકી આપણે સ્વાભિમાન ને આત્મસંતોષમાં અંધ બની ફરીએ છીએ. વાસ્તવિક રીતે જોતાં જો દુઃખ કે પાપ ઓછાં કરી શકે તો માત્ર ભાવનાજ. ભાવનાથી દુઃખ સહેવાય છે કે દૂર કરાય છે. ભાવનાથીજ અધમતામાંથી બચી શકાય છે. ભાવનાદૃષ્ટિએ કરેલું કૃત્ય કદી પાપ થતું નથી. ભાવનામય કર્તવ્ય કે જીવનથી કદી કલંક લાગતું નથી. અને જ્યારે સાહિત્યનો સર્વદેશીય વિકાસ ભાવનાનું રાજ્ય ચારે તરફ પ્રમાણે ત્યારેજ પ્રણાલિકાએ ઢાંકી રાખેલા દુઃખો ને કલંકો અદૃષ્ટ થશે.

હજારો વર્ષના નીતિના આડંબર છતાં 'અનીતિના રોગો દૂર થયા નહીં. એ રોગોને ઢાંક્યા, સંતાડ્યા પણ કોઈ નાબુદ કરી શક્યું નહીં. મધ્ય સદીમાં યુરોપમાં સાહિત્યકોએ નીતિના આડંબરનો દીમાક ગણ્યા વિના એ રોગોના ભયંકર ચિત્રો સાહિત્યમાં અમર કરવા માંડ્યાં. કોઈ કહેશે કે તેથી એ રોગો વધ્યા છે કે કોઈ વધારે દુઃખી થયું છે?

પ્રણાલિકાવાદનું ત્રીજું સ્વરૂપ પ્રતિષ્ઠા તેની ધમકી બહાર પાડે છે: 'આ કલાને પ્રતિષ્ઠિત વર્ગ સ્વીકારશે નહીં. આવી અતિમાવાળા મંદિરે પ્રતિષ્ઠિત વર્ગ જશે નહીં. આ સાહિત્યને પ્રતિષ્ઠિત વર્ગ વાચશે નહીં.'—આથી હું ત્રિભુવન લૂંટવાના નથી. પણ જો કલાકાર કે સાહિત્યક અધિકારભ્રષ્ટ થઈ પોતાના અંતરાત્માનો દ્રોહ કરી પ્રતિષ્ઠાની લાલસા રાખી કૃતિ પ્રગટાવશે તો જરૂર ત્રિભુવન ગુમાવાનુંજ. આત્મમંથન ને આત્મકથનનો એ પયગંબર જો પ્રતિષ્ઠાને પ્રિય કરશે તો સાહિત્યમાંથી રસ ને પ્રેરણા જશે, જીવનમાંથી ભાવના ને અપૂર્વતા જશે અને ભૂતકાળનું ગૌરવ ને ભાવિની આશા અણુસર્જ્યાં રહી જશે. સાહિત્યકને પ્રતિષ્ઠા સાથે સંબંધ નથી. તે આત્મનિષ્ઠ ફકીર છે. તેની સમૃદ્ધિ ભૂત વર્તમાન ને ભવિષ્યની ભાવના છે. તેનું સામ્રાજ્ય ઉચ્ચાભિલાષી ભાવનામય આશાભર્યાં ને ઉમાહથેના હૃદયો પર છે. પ્રતિષ્ઠા શું છે? એ તો માત્ર અરસિક ને સ્વાર્થી માણસોએ રચેલા જૂઠની શોભા—જે ધનાઢ્ય થઈને વેચી શકે, જે સત્તાધારી આપી કે ખુંચવી શકે, જે અન્યાયી અને જુલમીને, બીન પકડાયના ગુનેહગાર અને વિવેકભ્રષ્ટ દંભીને પણ ઢોળથી ગૌરવાન્વિત કરે. જેને સ્વાર્થ સાધવો હોય, જે 'મહત્તાને બદલે સ્વીકારાના ખોટા રૂપીઆ રૂપી દ્રવ્યનો આકાંક્ષી હોય તે ભલે પ્રતિષ્ઠાના ફરમાન સ્વીકારે. સાહિત્યક જો તે સ્વીકારે તો આત્મદ્રોહી. જો તેનાથી ડરે તો કર્તવ્યભ્રષ્ટ અને જો તે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે તો પણ તે તો રહે તેનો તેજ—સાહિત્યકનો સાહિત્યકજ. ગેટે મંત્રી થયો, કવાપી રાજા હતો પણ તે રહ્યા કવિના કવિજ.

પણ પ્રણાલિકાવાદનું ચોથું સ્વરૂપ પણ છે—અત્યનું કે પણ નવીનતા જણાય કે તેને સત્યનું જડ જ ડાકમડોળ થતું દેખાય છે ને એ જડતાને બચાવવા તે ધાય છે. આ વિનાશક ઉત્સાહનું રહસ્ય પારખવા બે સિદ્ધાંતો વીસરવા જોઈએ નહીં. એક સાહિત્યમાં નમ્ર સત્ય માટે સ્થાન નથી. બીજો પ્રણાલિકાઓ સત્ય પર રચાયેલ હોતી નથી, અને પ્રણાલિકાવાદનું આ સ્વરૂપ માત્ર નવીનતા ને વૈવિધ્ય ડામવા માટેજ તેણે લીધેલું હોય છે.

સાહિત્યમાત્રમાં નગ્નસત્ય માટે સ્થાન હોતું નથી. સાહિત્ય—સરસ અને સચોટ—રસવૃત્તિએ ચીતરેલા કલ્પનાચિત્રમાંથી પ્રગટે છે.

" રસવૃત્તિ જે ચિત્રમાં રંગ પુરે છે તે ઈંદ્રિયોએ ગ્રહેલી વસ્તુના જેવું હોતુંજ નથી, પણ જુદું હોય છે. એ પ્રકૃતિનું વાસ્તવિક ચિત્ર નથી દોરતી, પણ ભાવનાત્મક ચિત્ર ઉપજાવે છે. અને તેજ પ્રમાણે જ્યારે કલાત્મક કૃતિ તરીકે કોઈ પણ ચિત્ર વ્યક્ત થાય છે ત્યારે તેમાં શુદ્ધ અને નગ્ન વાસ્તવિકતા જોવાની આશા પણ ખોટી છે. ઈંદ્રિયગ્રાહ્ય પ્રકૃતિનું જ્ઞાન ચિત્તવૃત્તિના નિયમોથી મર્યાદિત અને તેનાં લક્ષણોથી અલંકૃત હોય છે. તેને આપણે સત્ય કહીએ છીએ. જ્યારે રસવૃત્તિની મદદથી તેનું ચિત્ર દોરાય છે ત્યારે તે વૃત્તિના નિયમો તેને લાગુ પડે છે અને તેનાં લક્ષણો તેમાં ઉમેરાય છે; પરિણામે વસ્તુ સરસ થાય છે. જેમ ઇંદ્રિયે ગ્રહેલા સંસ્કારો પર રચાએલી વસ્તુરેખામાં—જેને આપણે સત્ય કહીએ છીએ તેની રેખામાં—ઇંદ્રિયજ્ઞાનથી પર એવું પરમ સત્ય સ્વરૂપ કદી દેખાતું નથી તેમ સરસ વસ્તુમાં માત્ર સંસ્કારજન્ય રેખાઓ દેખાતી નથી. સત્ય વસ્તુ અને તેના સરસ ચિત્રનો જે સંબંધ છે તે તો ઉપર વર્ણવેલો ઔચિત્યનો નિયમ જાળવે છે.

સત્ય અને સરસ વચ્ચેના વિરોધની પરીક્ષા કરવાનું આ સ્થાન નથી. પણ જે જે સરસતાનાં ક્ષેત્ર છે—કલાનાં અને સાહિત્યનાં, કલ્પનાનાં અને ભાવનાનાં—જે જીવનમાં ચામી રેડાતે છે અને જીવનને ઉર્ધ્વગામી કરે છે, જેનાથી મનુષ્ય ક્ષુદ્ર વાસ્તવિકતામાંથી વિમુક્ત બની સુખ, સ્વાતંત્ર્ય અને આનંદ અનુભવે છે તે બધાં ક્ષેત્રમાં નગ્ન—એટલે ઇંદ્રિયગ્રાહ્ય સંસ્કારોએ રચેલા એવા—સત્યને માટે સ્થાન નથી. મનુષ્યની અપૂર્ણતા જોઈ અને ઇંદ્રિયથી પર એવા જ્ઞાનની અસંભવિતતા લક્ષમાં લઈ બીજા ક્ષેત્ર સંભવે: એક ઇંદ્રિયગ્રાહ્ય વસ્તુની વાસ્તવિક, શુદ્ધ, આનંદવિહોણી દુનીઆ; અને બીજી રસવૃત્તિએ રચેલી ભાવનાત્મક, આનંદપૂર્ણ અને સરસ સૃષ્ટિ. જે આ સૃષ્ટિમાંથી માનવને બચાવવાનો દાવો કરે છે તે શું કરવા મથે છે તેનું તેને ભાન નથી; નહીં તો તે રસ, ભાવ અને અપૂર્વતાના અંશોનો વિનાશ કરી અધમતા પ્રવર્તાવવાની આસુરી પ્રવૃત્તિમાં મચ્યો રહે નહીં.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થશે કે કોઈ પણ કલાના ક્ષેત્રમાં નગ્ન સત્યને માટે સ્થાન નથી. ઉચ્ચ પ્રકારનું વિજ્ઞાન પણ રસવૃત્તિથી સ્પષ્ટ અને સંવાદી બનેલા વિચાર અને ભાવના રોપે છે. ઇતિહાસ એ સત્ય હકીકતની યાદી નથી, પણ માનવજીવનના સરસ પ્રસંગોનાં ભાવનાત્મક ચિત્રોનું સરસ કથન છે. તત્ત્વજ્ઞાન માત્ર ઇંદ્રિય અને મનથી ગ્રાહ્ય એવા વિષયોની વચ્ચે રસવૃત્તિએ રચેલા સંવાદી અને સજીવ સંબંધોરૂપી વિચારોનું કથન છે. અને ધર્મ, સત્ય અને નીતિને નામે પ્રચલિત થએલા સિદ્ધાંતો સરસ રીતે, અપૂર્વ સ્વરૂપે વ્યક્ત થએલી ભાવનાઓનું કથન છે."[1]

જ્યારે પ્રણાલિકાવાદ સત્યને નામે સાહિત્યને દબાવવા માગે ત્યારે તેમાં કેટલું સત્ય હોઈ શકે એ પણ જોવું જરુરનું છે. સાહિત્યક પોતાની દૃષ્ટિએ સત્ય જોવા માગે છે. પ્રણાલિકાવાદી કહે છે કે, "ના, મારી નજરે જે સત્ય દેખાય તેનો સ્વીકાર કર." હવે ખરી હકીકત જોઈએ તો એ છે કે જો કોઈ સત્ય નજ જોઈ શકે તો તે પ્રણાલિકાવાદી. તે પ્રાચીનોના જીવન ને આદર્શ પરથી પ્રણાલિકા રચે છે. ખરી રીતે જોતાં પ્રાચીન ઇતિહાસના બનાવો વીશે મતભેદ હોઈ શકે નહીં, પણ કોઈ પણ પ્રાચીનો એવા નથી થયા કે જેમનાં જીવન, ચારિત્ર્ય ને આદર્શ વીશે કદી એકમત થયો હોય. સીઝર પોતે પોતાનો ઇતિહાસ લખી ગયો છતાં ઇતિહાસકારો તેનાં ચારિત્ર્ય ને વ્યક્તિત્વ વીશે સંમત નથી થયા. સીતાજી અને

[1] "ગુજરાત"—આષાઢ ૧૯૮૦. "ગુજરાતી સાહિત્ય"—સાહિત્યઃ—તેનાં સ્વરૂપ અને પ્રકાર: પ્રકરણ ૧૦ મું પૃષ્ઠ ૪૯.

નેપોલીઅન અર્વાચીન છે અને તેમને વીશે અનેક સમકાલીન લેખકો જાતમાહીતીથી લખી ગયા છે, છતાં એ સાહિત્યકાર તેમના ચારિત્ર્ય ને સ્વભાવને એક દૃષ્ટિબિંદુથી જોવાને અસમર્થ નીવડ્યા છે જ્યાં પાધરાદાર ઇતિહાસની પણ આવી વસ્તુસ્થિતિ છે ત્યાં બીચારો પ્રણાલિકાવાદી એક રુચિકર ધોરણ લઇ 'સત્ય શોધવા બેસે છે અને કહે છે કે "પ્રાચીનો આવા હતા અને તેથી બધાએ એજ શોધેના સત્યને વળગી રહેવું ' આ દાવો જેવો મહેનાઇથી થાય છે તેવોજ મહેનાઇથી નિરર્થકારી શકાય ખરી રીતે જોતાં કોઇપણ યુગ બીજાનું પુરેપુરું સત્ય બીજો યુગ જોઇ શકતો નથી અને બીજા યુગોના સાહિત્યકો તે સત્યને પોતાની મર્યાદિત દૃષ્ટિથી અને તેટલું જોઇને માત્ર પ્રકટ કરે છે એટલે પરિણામે દરેક જણ જુદુંજુદુ, જુએ છે પ્રણાલિકાવાદીનું સત્ય એક તો આમ અધુરું અને તેની દૃષ્ટિ અંધશ્રદ્ધાથી મિશ્રિત હોઇને એનું સત્ય બધા જુએ તેનાથી પણ વિકૃત છે આવી સ્થિતિમાં પ્રણાલિકાવાદી જ્યારે સત્ય સાચવવા આવે ત્યારે મને બાળપણની દુહો યાદ આવે છે –

> "આદાને તો ઝીણી ઘણે
> બહેરો કહે કે અથમબચ બોલે
> આંધળો કહે કે જોવા જઇએ
> લુલો કહે કે દોડતા જઇએ

સનાતનીઓ અને સદ્ગૃહસ્થો ! ધર્મ, નીતિ પ્રતિષ્ઠા કે સત્ય ગમે તે સ્વરૂપે આવે તો પણ પ્રણાલિકાવાદની અવગણના કર્યા વિના સાહિત્યનો ઉદ્ધાર કે વિકાસ નથી આ વિચારો કેટલાકને સખત લાગશે, પણ મને તે સિદ્ધાન્તરૂપ છે આ અભિપ્રાયો સસ્તા છે એમ હું નથી કહેવા માગતો એ હું સ્પષ્ટ કરવા માગું છું

અત્યારે ગુજરાતી સાહિત્ય વૈવિધ્ય ને સમૃદ્ધિ પામતું જાય છે નવીન લેખકોના મગજોમાં નવતરંગો ઉઠી રહ્યા છે નવી રસવૃત્તિ નવેનવે સ્વરૂપે બહાર પડવા મથે છે આ વખતે પ્રણાલિકાવાદ પણ પોતાની પુરાણી પ્રણાલિકાને કોઇ પણ સ્વરૂપે સ્વીકારાવવાની તજવીજ કરશે અને નવીનતાનો વિનાશ કરી, ઉછરતા ઉત્સાહભર્યા અંતરોને કારાગારમાં પ્રગત થશે આવા અંતરોને મારું દૃષ્ટિબિંદુ કંઇક ઉપયોગી નીવડશે એમ માની મેં આ વિષય આજે છેડયો છે જેના હૃદયમાં 'કથનકાર થવાનો ઉત્સાહ હોય જેના મગજમાં રસવૃત્તિ નવી સૃષ્ટિ સરજતી રહી હોય તેણે તો પ્રણાલિકાધર્મ ત્યાગી પોતાનો 'સ્વધર્મ'જ વિચારવો જોઇએ કલાત્મક કૃતિ સદા પ્રગટે છે અંતરમાંથી બહારના બળથી કદાપિ નહીં ને ઉત્સાહી સાહિત્યસેવકને તો એકજ સ્વધર્મ માન્ય જોઇએ તે ધર્મ તે તેના હૃદયના શતદલની નિવાસિની 'શુકના બ્રહ્મવિચારસાર પરમા ને આદ્યા એવી સરસ્વતીનો દરેક કથનને પ્રેમાહની ને પ્રેરતી પોષતી ને ઉદ્ધારતી જગજ્જનની સમી તેનાજ હૃદયમાં રહેલી કથનની ભાવનાને સ્વાત્માર્પણ કરી તેને તો એકજ પ્રાર્થના કરવી ઘટે છે —

અપૂર્વતાની પરમ ભાવના તારુંજ દર્શન સત્ય મારે એજ છે—તે પ્રેરેલી ભાવના મારે દર્શાવવી છે—તે વ્યક્ત કરેલી અપૂર્વતા મારે સરજવી છે તુંજ મારો ધર્મ નીતિ, પ્રતિષ્ઠા ને સત્ય તું દેખાડે તે નિયમ, તું ન દેખાડે તે મિથ્યા દર્શન તનજ વ્યક્ત કરવાનું બળ દે તારા વિના બીજું કૈં પણ વ્યક્ત કરવા બચાવી લે માતા—પ્રિયતમા—ને પ્રેરિકા નહીં સહુ કી પણ બીજો ગુરુ—નહીં સ્વીકારું કદીએ બીજી સત્તા પડીશ તો પણ તારી પાર્થના કરતાં વધુ રીશ તોય તારે બળે "

---

દાખલ થયા છે. એમ થતાં સભ્યોની એકંદર સંખ્યા ૩૬ની થઇ છે જે અહેવાલના અંતમાં આપેલી યાદી પરથી જણાશે. ગતવર્ષે નવા સભ્યોને આવકાર આપતાં અમે જણાવ્યું હતું તેમ એમના પ્રવેશથી વિશ્વાસુ કાર્યકરોની સંખ્યામાં તેમજ સંસદની પ્રતિષ્ઠામાં અભિવૃદ્ધિ થઇ છે એ જણાવતાં અમને આનંદ થાય છે, પણ એથી વધારે આનંદ તો આ વર્ષના નવીન સભ્યોના પ્રવેશથી થયો છે. એક પ્રાસાદિક લેખિકા તરીકેની સૌ. લીલાવતીની કીર્તિ ગુજરાતમાં પ્રસિદ્ધ છે. એમના પ્રવેશથી માત્ર સંસદના માસિકમાં નવીનતા આવી છે એમ નથી, પણ એમની ઉચ્ચ રસિકતા, સૂક્ષ્મબુદ્ધિ અને કાર્યકુશલતાને લીધે સંસદની પ્રવૃત્તિના દરેક અંગમાં એમણે અનેરો રંગ અને અવિરત ઉત્સાહ પુર્યો છે. રા. અંબાલાલ બુલાખીરામ જાની અને રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ સરખા વિદ્વાનો જેઓ પ્રાચીન ગુજરાતીના અઠંગ અભ્યાસી તરીકે પ્રસિદ્ધ છે તેમના સહકારથી આપણી સાહિત્યપ્રવૃત્તિ વધારે સંગીન થશે એમ અમે આશા રાખીએ છીએ. અને ભાઇ કેશવપ્રસાદ છોટાલાલ દેશાઇ જેમને "સ્ત્રીબોધ"ના સહતંત્રી તરીકે આપ બહુ સારી રીતે જાણતા હશો તેમના સંબંધમાં વિશેષ કહેવાની અમને જરૂર લાગતી નથી, પણ એટલું તો કહ્યા વગર ચાલતું નથી કે એમની રસિકતાએ સંસદમાં નવીન રસ પ્રેર્યો છે.

"ગુજરાત" માસિકના અત્યાર સુધીમાં ૨૯ અંક નિયમિત રીતે પ્રગટ થઇ ગયા છે અને એનો વિસ્તાર ધીરેધીરે વધતો જાય છે. ગુર્જર માસિકોમાં એણે પોતાના વ્યક્તિત્વનું પ્રતિપાદન કરી પોતાનું સ્થાન સ્થાપિત કર્યું છે, એટલુંજ નહીં પણ એના વડે સાહિત્ય-ક્ષેત્રમાં એક નવા બીજનું આરોપણ કરવા સંસદ્ શક્તિમાન્ થઇ છે એમ કહીશું તો અતિશયોક્તિ નહીં કહેવાય.

"ગુજરાત"નું કામ ઠરીઠામ પડતાં સંસદે જોડણીનો પ્રશ્ન હાથ ધર્યો હતો અને તેનો કેવી રીતે નીકાલ કર્યો તે આપ સર્વ જાણો છો. પણ ગત સાહિત્યપરિષદમાં ગુજરાતી જોડણી એકસરખી કરવા સંબંધી ચર્ચા ચાલેલી અને એ બાબત યોગ્ય પગલાં લેવા એક કમીટી પણ નીમાઇ છે. થોડી છુટછાટ મુકે આખા ગુજરાતને માટે જો એ પ્રશ્નનો નીકાલ થતો હોય તો સંસદના નિયમો અચલ છે એમ સંસદ્ માનતી નથી એમ કહીએ તો ખોટું નહીં.

પણ સંસદનું હાલનું ખુબી મહત્ત્વનું કાર્ય તો સાહિત્યનો ઇતિહાસ છે. એ કાર્યના સંબંધમાં એક વિશેષ તંત્રીમંડલની યોજના કરી છે. આ તંત્રીમંડલ ગુજરાતના વિદ્વાનોની સહાયતાથી આ કામ સફલ કરવા ધારે છે અને મને જણાવતાં આનંદ થાય છે કે જે વિદ્વાનોની તંત્રીમંડલ તરફથી સહાયની માંગણી કરવામાં આવી છે તેઓએ તેનો સહર્ષ સ્વીકાર કર્યો છે. આ ગ્રંથને "ગુજરાતી સાહિત્ય" એવું નામ આપવામાં આવ્યું છે. તેના દશ ખંડ કરવામાં આવ્યા છે અને એમાંથી પહેલો, પાંચમો અને છઠ્ઠો ખંડ હાલ હાથમાં લેવામાં આવ્યા છે. આ સંબંધી હકીકત વખતોવખત "ગુજરાત"માં પ્રસિદ્ધ થયે જાય છે એટલે અત્રે તેની પુનરુક્તિ કરી અમે આપનો વખત લેવા માંગતા નથી. પણ આ સંબંધમાં

જેવટે આપ સર્વેએ અમારા નિમંત્રણને માન આપી અને પધારી આ ઉત્સવપ્રસંગના અમારા આનંદમાં જે વૃદ્ધિ કરી છે તે બદલ આપનો ઉપકાર માની અમે આશા રાખીએ છીએ કે અત્યાર સુધી આપે સંસદ્ તરફ જે સદ્‌વૃત્તિ દાખવી છે તે કાયમ રાખી આપના મોદમાં ઉત્તરોત્તર વૃદ્ધિ કરશો.

ત્યારબાદ પ્રમુખસ્થાનેથી ભાષણ કરતાં રા. મુનશીએ આ પ્રસંગને માટે તૈયાર કરેલા પોતાના ‘પ્રણાલિકાવાદ’ના લેખમાંનો કેટલોક અગત્યનો ભાગ વાંચી સંભળાવ્યો હતો.*

ભાષણ પુરું થતાં પ્રમુખે વિવેચનો કરવા નિમંત્રણ આપતાં કેટલાક વક્તાઓએ નીચે પ્રમાણે ભાષણ કર્યાં હતાં.

### રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ

ભાઈ મુનશીનું પ્રણાલિકાવાદનું ભાષણ, દયારામે જેમ ગાયું કે ‘શ્યામરૂપ સમીપે કદી નહીં જઉં’—તેમ પ્રણાલિકાની સમીપ કદીએ નહીં જવાના નિશ્ચયનું સૂચક છે. સદ્‌ભાગ્યે હું પણ પ્રણાલિકાવાદનો પૂજક નથી એટલે તેમના ઘણા વિચારોને મળતો આવું છું.

સંસદનો હું સભ્ય નથી, રંગભૂમિ સામે બેસી જોનાર પ્રેક્ષક નથી, પરંતુ પડદા પાછળથી જોનાર દ્રષ્ટા છું; અને તેથી મને અનેક લાભ થયા છે. આ બધા લાભ તે ભાઈ મુનશીના ગાઢ સ્નેહનું પરિણામ છે. સંસદનું વય માત્ર અઢી વર્ષનું થયું છે; તેમાં બાલ-સંસદે ‘જન્મતાં સૂર્યને સાહ્યો’ તેમ જે સંગીન કાર્ય પ્રજા સમક્ષ મૂક્યું છે તે ખરેખર પ્રશંસનીય છે. “ગુજરાત” માસિકને નિયમિત રીતે ચલાવવા ઉપરાંત તેણે “ગુજરાતી સાહિત્ય”ના ઇતિહાસ લખવાનું પ્રચંડ કાર્ય ઉપાડ્યું છે. તે કાર્ય ઘણું જ જવાબદારીભર્યું છે. હું ઈચ્છું છું કે આવા શુભ અને મહત્ત્વના કાર્યમાં સંસદને વિજય મળો! આવા ને આવા મેળાવડાઓ પ્રતિવર્ષ કરશો તો આગળ વધવાનો ઉત્સાહ મળશે.

### રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય

રા. નરસિંહરાવ કરતાં સંસદથી હું અધિક દૂર છું એટલે વધારે સારી રીતે સંસદના ગુણદોષ જોઈ શકું. સંસદની અઢી વર્ષની કારકીર્દીમાં મને તો ઘણું જ સંગીન કાર્ય જણાયું છે અને સંતોષ થયો છે અને હું આશા રાખું છું કે આ પ્રમાણે જોતાં એ ભવિષ્યમાં ઘણું ઉપયોગી કામ કરી બતાવશે.

ભાઈ મુનશીના પ્રણાલિકાવાદના સંબંધમાં જણાવવાનું કે પ્રણાલિકાવાદ ધર્મ અને તત્ત્વજ્ઞાનમાંથી દૂર થઈ શકે એમ નથી. એ કંઈ માલવપતિ નથી કે હાથીને પગે કચરાઈ જઈ શકે. તે તાદૃશ એવો છે કે જેમજેમ તેને તમે દૂર કરવા મથશો તેમતેમ તે તમારી વધારે ને વધારે પાસે આવશે. તેને તિરસ્કારી ને કાઢવા કરતાં પાસે રાખી ‘હુસકીર’ ન્યાયે તેમાંથી યોગ્ય લાગે તેનું ગ્રહણ કરવું એજ વધુ યોગ્ય ગણાશે.

સાહિત્યસંસદમાં વિદ્વાનોનો સમૂહ વધતો જાય છે તે આનંદની વાત છે. સંસદે ઉપાડેલી “ગુજરાતી સાહિત્ય”ના ઇતિહાસ લખવાની પ્રવૃત્તિ બહુ ભારે છે. તેમાં તેને વિજય મળો એવી મારી ઈચ્છા છે.

### રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર

દેટલાકને સંસદના કાર્યમાં અપૂર્ણતા જણાશે, ગુજરાતમાં અપૂર્ણતા જણાશે, પણ માનવજીવનમાંજ અપૂર્ણતા છે તો ત્યાં પણ કેમ ન સંભવે? મારે જણાવવું જોઈએ કે, રા. મુનશીના ઉત્સાહને લઈને આપણે બધા આજે ગ્રીઅર્સ ઈન્સ્ટીટ્યૂટ જેવા હોલમાં એકત્ર થયા છીએ.

પ્રણાલિકાવાદ વીશે મારે કહેવું જોઈએ કે પ્રણાલિકા ભલે લુપ્ત થાય, પરંતુ આપણે આપણા પ્રાચીન આદર્શો તો જતા ન જ કરવા જોઈએ.

---

* આ ભાષણ આખું આગળ આપવામાં આવેલું છે.

# સાહિત્યસંસદ્



## અધિકારીમંડલ અને સભાસદો

### પ્રમુખ

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલ. એલ.બી., એડવોકેટ.
"ગુજરાતનો નાથ" ઇત્યાદિના કર્તા.

### મંત્રીઓ

રા. મનહરરામ હરિહરરામ મહેતા, બી. એ.
"વાલ્મીકિરામાયણ—બાલકાંડ" ના કર્તા.

" મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી,
બી. એ., એલ.એલ. બી., સોલીસીટર.

" લાલશંકર પ્રભુરામ ભટ્ટ

### ઉપમંત્રી

" વિજયરાય કલ્યાણરાય. બી. એ.

### સભાસદો

પ્રો. ખુશાલ તલકશી શાહ, બી. એ., બી. એસ. સી. (લંડન) બારીસ્ટર-ઍટ-લૉ, મુંબાઇ યુનીવર્સીટીના અર્થશાસ્ત્રના પ્રોફેસર; "દુનીઆ જુક્તી ૯૫", "ઇંડીઅન ઍડમીનીસ્ટ્રેશન" આદિના કર્તા.

પ્રો. ઐરચ જ. સો. તારાપોરવાળા, પીએચ. ડી., કલકત્તા યુનીવર્સીટીના સંસ્કૃતના પ્રોફેસર.

મુનિશ્રી વિદ્યાવિજયજી,
"સૂરિ ને સમ્રાટ્" ના કર્તા.

રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક, "નવજીવન અને સત્ય" તથા "યુગધર્મ" ના ભૂતપૂર્વ તંત્રી અને હાલ પ્રકાશક.

" મનસુખલાલ આત્મારામ માસ્તર બી. એ., એલ.એલ. બી.

શ્રીમાન્ પુરુષોત્તમ મથુરાદાસ ગોકુળદાસ, ચિત્રકાર.

રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ.એલ. બી. "સ્નેહાંકુર" તથા "પાંચ પ્રેમકથાઓ" ના કર્તા.

